૭૮૬

# ચાંદાભાઇના ગલ્લાનો કેસ.

## ભાગ પહેલો.

હાઇ કોર્ટમાં ચાલેલા કેસનો નામદાર મુલ્લાંજી સાહેબની જબાની સુધીનો સંપુર્ણ અહેવાલ

ફરીયાદી

વાદી ૧ એડવોકેટ જનરલ.

૨ મેસસ આદમજી પીરભાઇના પુત્રો.

૩ શરફઅલી મામુજી.

૪ એ. એમ. જીવણજી.

પ્રતિવાદી-૧ ઇસુફઅલી ઇબ્રાહીમજી બંદુકવાળા.

૨ સમસોદીન મહુમદઅલી.

૩ વડા મુલ્લાંજી સરદાંત હેર સયેફુદીન સાહેબ

છપાવી પ્રગટ કરનાર.

મુનશી ફતેહખાન અહેમદખાન. "દીલકશ"
માલીક અને એડીટર "ઇન્સાફ અને ઇસ્લામ."

ઇસ્લામપુરા પોષ્ટ ગીરગામ—મુંબઇ નં. ૪
હિ. સ. ૧૩૩૯ પ્રત ૨૫૦૦. સને ૧૯૨૧.

કિંમત. રૂ. ૨-૮-૦

દર શુક્રવારે

પ્રગટ થતું ઈસ્લામી અઠવાડીક પેપર

# ઇન્સાફ

તાલીમી ધાર્મીક અને સંસારી બાબતો ચરચાવતું આ એક મનમાનતું પેપર છે.

વાર્ષિક લવાજમ પોસ્ટ સાથે રૂ. ૫)

આ પુસ્તકનાં પૃષ્ઠ ૧ થા ૩૬૮ સુધી ધી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસના માલિક શા. સાંકલચંદ હરીલાલે છાપ્યાં અને બાકીનો પાછલો તમામ ભાગ ધી આદર્શ પ્રીન્ટીંગ પ્રેસના માલિક પંડીત વાડીલાલ ડાહ્યાભાઇ શાહે છાપ્યું. ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

દર મહિને

પ્રગટ થતું ઈસ્લામી માસીક

# ઇસલામ

તાલીમી ધાર્મિક અને સંસારી વિષયોનો મીષ્ઠાન રજુ કરનાર આ પંકાએલું માસીક છે.

વાર્ષીક લવાજમ રૂ. ૨–૮–૦

ઈસલામપુરા મુંબાઈ નં. ૪

# પ્રસ્તાવના.

કિસીને યે બુકરાતસે જાકે પૂછા
મરઝ તેરે નઝદીક મોહલક હૈ કયા કયા;
કહા દુઃખ જહાંમેં નહીં કોઇ અયસા,
કે જીસકી દવા હકને કી હો ન પૈદા;
મગર વોહ મરઝ જીસકો આસાન સમઝેં,
કહે જો તબીબ ઉસકો હિઝયાન સમઝેં.

" કોઇએ બુકરાત નામના મહા પ્રવિણ હકિમને પુછયું કે તારી નજરમાં કઇ કઇ બિમારીઓ મહા ભયંકર છે? તેણે જવાબ આપ્યો કે, દુનિયામાં કોઈ પણ બિમારી એવી નથી કે જેની દવા ખુદાએ ઉત્પન્ન ન કીધી હોય; પરંતુ જે બિમારીને લોકો સાધારણ સમજે અને હકીમ જે કહે તેને માત્ર ખાલી બકવાસ જણાવે, તે બિમારી મહા ભયંકર છે તેને બિમારીના કારણો તથા તેની પીછાણ સમજાવતાં તે તેમાં અનેક વાંધાઓ ઉઠાવે, દવા અને પરહેજથી નાસ્તો ફરે અને જરા પણ મચક આપે નહિ તે એટલે સુધી કે બિમારી વધી જાય તે મરણ પથારીએ જઇ પડે "

દુનિયાની સપાટી ઉપર સુલેહ અને સંપમાં પહેલા નંબરે ગણાતી અને પોતાના ધર્મ ગુરૂના એક બોલ ઉપર કુરબાન થઇ જતી હિંદમાં "વહોરા કોમ" જાણીતી છે. આ ઉપર જણાવ્યા પ્રમાણેની સ્થિતિ વહોરા કોમના થોડાક આગેવાનો અને બીજાઓની થવા પામી છે તેમની નિષ્કાળજીને લઈ વડા મુલ્લાંજી અને તેમના મુરીદો ઉપર જુદી જુદી જાતના અસાધારણ આક્ષપો થવા લાગ્યા છે એને તેવા આક્ષપોની ધમાલ એટલી બધી વધી જવા પામી કે જેથી કોમમાં હોહે.કાર મચી ગયો અને ભવિષ્યમાં બહુ મોટી હાની પહોંચશે એવો દરેકને ભાશ થવા લાગ્યો. અને દિવસે દિવસે તેમાં વધારો થવા લાગ્યો. આખરે ૧૯૧૬ ની સાલમાં આ કોમ પબલીકની આંખોમાં જણાવા લાગી અને વડા મુલ્લાંજી તથા વહોરા કોમ તેમજ કોમના એક વખત ગણાતા આગેવાન સર આદમજી પીર ભાઇના પુત્રોમાં સામસામે હસદરૂપી અંગારે પોતાનો જબુન કાબુ મેળવ્યો. અને વહોરા કોમમાં

કુસંપનો પગપેસારો થયો.

કોમ તથા ધર્મની ગમે તેટલી અપકિર્તી થાય તેની દરેક પક્ષ વાળાઓને જરા પણ દરકાર જણાઇ નહિ માત્ર તેઓ પોતાનો કકો ખરો કરાવવાજ અને એક બીજાના અંગત સ્વાર્થ સાધવા મથી રહ્યાં. અહિ સુધી કે સર આદમજી પીરભાઇવાળા અને બીજાઓએ વડા મુલ્લાંજી તરફ તથા કોમ ઉપર ન છાજતા હુમલા કરતા રહ્યા અને તેવા હુમલાઓની હાર માળા પેપરો અને પુસ્તકો દ્વારા પ્રગટ કરાવતા રહ્યા અને પોતાના ધર્મ, કોમ તથા ધર્મ ગુરૂ પર તોછડાઇ તથા હલકાઇના હુમલાઓ કરવામાં તેમને જરા પણ શરમનો પડછાયો નડયો નહિ.

આખરે કોમમાં સંપને બદલે કુસંપે પોતાનો પગ ઘુસાવ્યો અને તેના લીધે એક નહિ પણ અનેક વહોરા કુટુંબોને જમાત બહાર કહડાવ્યાં!! છેવટે તેઓનાં અંદર અંદરના અનેક ફીસાદોનો એકંદર ઝુમકો ચાંદાભાઇના ગલ્લાને નામે ટ્રસ્ટ નક્કી કરવાના નામે બહાર આવ્યો અને તે મુજબ સર આદમજી પીરભાઇના પુત્રો મી. શરફઅલી માસુજી અને મી. એ. એમ જીવણજીએ એડવોકેટ જનરલ મારફતે હાઇકોરટમાં ગલ્લાનો ટ્રસ્ટ નિમવા માટે ફરિયાદ માંડી.

લાંબી મુદ્દત થયાં બાદ તા. ૩૦ મી અગસ્ટના દિવસ આ ફરીયાદ વાળો મુકદમો હાઇકોરટના નામદાર જડજ મી. મારટન સાહેબની હજુરમાં નિકળ્યો અને તે હાલસુધી ચાલે છે અમારા વાંચકોને તે પેપર દ્વારા વાંચવાને પુરતો અવકાશ નહિ મળ્યો હશે. અને આ કેશ હમેશ વાંચવાને શુગમ પડે એમ સમજી અમોએ આ કેશનો અડધો ભાગ જે નામદાર વડા મુલ્લાંજી જુબાની સુધી બુકના આકારમાં પ્રગટ કર્યો છે.

માણસ માત્ર ભૂલને પાત્ર છે તેમજ આ કેશને બુકના આકારમાં છપાવતે અથવા છાપતાં પ્રેસની કેટલીક ખામીઓ જણાય તો તે બદલ વાંચકો ક્ષમા કરશે એવી ઉમેદ છે.

તા. ૧-૧-૨૧ શનીવાર
અમદાવાદ.

લી૦ તમારો
**મુનશી ફતેહખાન અહેમદખાન દીલકશ.**

# અર્પણ પત્રિકા.

મહેરબાન મુરબ્બી શેઠ સાહેબ,

મહમદઅલી અબદુલઅલી રાજકોટવાલા.

માનવંતા સાહેબ !

આપ
સાહેબની
મુલ્લાંજી સાહેબ
તરફની ઉત્તમ લાગણી
તેમજ કૌમ તરફની ખંતીલી
હમદર્દી, ગરીબ કૌમી બિરાદરો
તરફની ઉંચી વલણ તેમજ મારા તરફની
એક સાચા સ્નેહી તરીકેની નિખાલસ દીલસોજી
તરફ ખેંચાઇ. મારા તરફથી પ્રગટ થતી
ચાંદાભાઈ ગલ્લા કેસની બુક હું
આપને અર્પણ કરવાની મારી
ફરજ સમજું છું. તો તે
ફરજને આપ કબુલ
કરશો એવી
આશા છે.

હું છું તમારો 'દીલકશ'.

# અગત્યનો ખુલાસો.

સદરહુ બુકમાં કેસના તમામ સાક્ષીઓના ફોટુઓ આપવાની અમારી અભિલાશા હતી. અને અમોએ કેટલાક ફોટુઓ તૈયાર પણ કર્યાં હતાં. પણ તેઓ બધાઓમાં નામદાર વડા મુલ્લાંજી સાહેબનો પણ ફોટુ આવી જતો હોવાથી તેઓ નામદારના ફોટુથી ના. મુલ્લાંજી સાહેબ તથા વહોરા કૌમ બંન્ને નારાજ હોવાથી અમોએ તે કાર્ય માંડીવાળી કોઇના પણ ફોટુઓ આપવા મુનાસબ ધાર્યા નથી.

જેથી ફોટુઓના શોખીનો દરગુજર કરશે.



બીજા ભાગમાં ધારાના હિમાયતીઓ તથા જડજ સાહેબનો ફોટો મુકવામાં આવશે.

# ચાંદાભાઈના ગલ્લાનો કેસ.

## એડવોકેટ જેનરલનું ફરીયાદનામું.

### ટ્રસ્ટીઓ નેમવાની અને યોજના ઘડવાની અરજ.

તા. ૩૦. અગષ્ટ ૧૯૨૦ ના દિવસે લાંબા વખત થયાં દાઉદી વોહરા કોમમાં મોટી ચર્ચાના મુળ સરખો થઇ પડેલો "ચાંદાભાઇના ગલ્લાના કેસ" ને નામે મશહુર થયેલો મુંબઇની હાઇકોર્ટમાં માંડવામાં આવેલો મુકદમો સુનાવણી માટે ઓ૦ જસ્ટીસ મારટનની કોર્ટની બોર્ડ ઉપર મુકવામાં આવ્યો હતો.

એ મુકદમો મુંબઇના વોહોરા વેપારીઓ મી૦ કરીમભાઇ આદમજી પીરભાઈ, મરહુમ શરફઅલી મામુજી અને મી૦ અલીભાઇ મુલ્લાં જીવનજીની સુચનાથી એડવોકેટ જનરલ ઓ. સર થોમસ જોસફ સ્ટ્રેંગમેને યુસુફઅલી મહમદઅલી અને કંપનીની પહેડીનાં નામે મુંબઇમાં ભાગીદારીમાં ધંધો કરતાં વોહરા મોહોમેદનો મેશરસ યુસુફઅલી ઇબરાહીમજી તથા શમસુદ્દીન મહમદઅલી અને દાઉદી વોહોરા કોમના વડા ધર્મગુરૂ નામદાર વડા મુલ્લાંજી સાહેબ સરદાર સઇયદના તાહેર સઇફુદ્દીન સાહેબ સામે માંડયો હતો.

એડવોકેટ જેનરલે પોતાનાં ફરયાદનામામાં એવી દાદ ચાહી છે કે, શેઠ ચાંદાભાઇ કરીમભાઇ મશજીદ તરીકે ઓળખાતી મસજીદ, મજકુર શેઠની કબર, અને તે કબરને લગતા ચાંદાભાઇના ગલ્લામાં પડતી ભેટો તથા તે ભેટોમાંથી ખરીદવામાં આવેલી મીલકતોને સખાવતનાં તથા ધર્મનાં જાહેર કામો માટે ઉભાં કરવામાં આવેલાં એક ટ્રસ્ટ તરીકે જાહેર કરવી, ત્રીજા પ્રતીવાદી ટ્રસટ એસ્ટેટમાં કાયદા પુર્વક નેમાયલા ટ્રસ્ટો નથી એમ જાહેર કરવું, ટ્રસ્ટ એસ્ટેટની સઘળી મીલકતોની સંપુર્ણ સાચી તપસીલ તથા તેના હીસાબના સઘળા ચોપડા પુરા પાડવા તથા ટ્રસ્ટ એસ્ટેટના વહીવટનો હીસાબ આપવા પ્રતીવાદીઓને ફરમાવવું, લાયક આસામીઓને ટ્રસ્ટ એસ્ટેટના ટ્રસ્ટીઓ તરીકે નેમવા, ટ્રસ્ટ એસ્ટેટના વહીવટ માટે કોર્ટે યોજના ઘડી કહાડવી, અને મુકદમો ચુકે તેટલાં ટ્રસ્ટ એસ્ટેટનો અખત્યાર લેવા રીસીવર નેમવો.

એ મુકદમો સાંભળવાને માટે સવારના ૧૦ વાગાથી દાઉદી વોહરાઓની જંગી મોટી સંખ્યા હાઇકોર્ટમાં ઉતરી પડી હતી, જેઓથી કોર્ટનું દીવાખાનું તથા તે ઉપરની ગેલરી ચીકાર ભરાઇ જવા ઉપરાંત બીજા સેંકડો વોહોરાઓને બાહેર ઉભા રેહેવું પડયું હતું. આ કેસને લીધે નામદાર વડા મુલ્લાંજી સાહેબ તરફ લાગણી અને દીલસોજી બતાવવા સારૂં વોહોરાઓએ પોતાનો કામ ધંધો બંધ રાખેલો હોવાથી તેઓની ઘણી મોટી ગીરદી કોર્ટમાં જમા થઇ હતી. નામદાર વડા મુલ્લાંજી સાહેબના પક્ષ તરફના કોર્ટમાં હાજર થયલા વોહરા ગ્રહસ્થોમાં નીચલાઓ પણ જણાતા હતા: ભાઇસાહેબ ફજલભાઇ સાહેબ કુતબુદીન, ભાઇસાહેબ નુરૂદીન અ-

અબ્દુલ તઇયબ ભાઇસાહેબ, જયકુદ્દીન મોહસીન ભાઇસાહેબ ફખ-રૂદ્દી, હુસેન ભાઇસાહેબ હમદાની, કાસીમ ભાઇસાહેબ, ચીંચકર ભાઇ સાહેબ, દીવાનજીઓ. શેખ. હઇદરઅલી, તથા શેખ અલી મોહમદ, ખાનસાહેબ હશનઅલી મુલ્લાં હકીમજી, બી. એ અબ્દુલ-કાદર ઇબ્રાહીમ બી. એ. એ. મી૦ સાલેભાઇ કરીમભાઇ બરોડાવાળા. મેશરસ ગુલામહુશેન ઇસાજી તાજભાઇ, અબ્દુલ હુશેન કરીમભાઇ ઝંઝરીઆ, મુલ્લાં અબ્દુલ તઇયબ શેખઅબ્દુલ હુસેન, મુલ્લાં મહ-મદઅલી અલાબક્ષ વીગેરે. વીગેરે.

વોહોરા ભાઇઓ કોર્ટમાં જંગી મોટી સંખ્યામાં હાજર થવા છતાં તેઓએ સંપુર્ણ શાંતી અને ચુપકીદી અખત્યાર કીધી હતી. જે માટેનું માન કોર્ટમાં બંદોબસ્ત જાળવવા હાજર થયેલી વોહોરા વોલીંનટયર કોરને ઘટે છે.

વાદી તરફથી મેશરસ પેન એંડ કંપનીની ફરમાસથી એડ-વોકેટ જેનરલ સાથે મી૦ કોલ્ટમેન મી૦ દેશાઇ અને મી૦ તાલ્ા-યારખાન હાજર થયા હતા.

પેહેલા અને બીજા પ્રતીવાદીઓ તરફથી મેસર્સ મેરવાનજી કોલાહ એંડ કંપનીની ફરમાસથી મી૦ બહાદુરજી મી૦ જીના, અને મી૦ તારાપોરવાળા હાજર થયા હતા.

નામદાર વડા મુલ્લાંજી સાહેબ તરફથી મેસર્સ લીટલ એંડ કંપનીની ફરમાસથી મી૦ બીનીંગ, મી૦ જેહાંગીર દાવર અને મી૦ મીરઝાં હાજર થયા હતા.



# એડવોકેટ જેનરલનું ફર્યાદનામું.

એડવોકેટ જેનરલ ઓ૦ સર સ્ત્રેંગમેને નોંધાવેલું ફરયાદનામું નીચે મુજબ હતું:—

મુંબઇ વોહોરા મસજીદ સ્ટ્રીટ જે જીજીભાઈ દાદાભાઈ રોડ તરીકે પણ ઓળખાય છે તેમાં શેઠ ચાંદાભાઇ કરીમભાઇ મસજીદ તરીકે ઓળખાતી એક મસજીદ ૧૦૦ થી વધુ વર્ષ થયાં આવેલી છે. મજકુર મસજીદને શેઠ ચાંદાભાઇ કરીમભાઇનું નામ આપવામાં આવેલું છે જેવણુ એક પીર હતા અને જેવણુને ખાસ કરીને વોહોરા કોમ તથા બીજી કોમના માણસો પણ એક પીર તરીકે લેખે છે.

મજકુર મસજીદના દરવાજાપર મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇની કબર છે મજકુર કબરની બાજુમાં મજકુર કબરની મુલાકાતે આવતા માણસો જે કાંઇ ભેટો ધર્માદાથી આપે તે રાખવા માટે એક પેટી રેહેતી હતી અને છેલ્લાં કેટલાંક વરસો થયાં એક તીજોરી રહે છે. શેઠ ચાંદાભાઇનાં ગલ્લા તરીકે મજકુર પેટી ઓળખાતી હતી અને મજકુર તીજોરી ઓળખાય છે. એવી ભેટોની ઉપજમાંથી મજકુર મસજીદનો હંમેશા નીભાવ થતો રહ્યો છે, અને ફાજલ રકમ થોડાક વખતની વાત સુધી હંમેશા રોકવામાં આવતી અથવા જુદાં જુદાં ધર્માદા કામોમાં માટે ગરીબોને મદદ કરવાનાં, મદરેશાઓ નીભાવવાનાં અને મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇનાં મરણના વાર્ષિક દીવસે કેટલાક સો અથવા હજાર વોહરાઓને ન્યાતીઆનું ખાણું આપવામાં વપરાતાં હતાં.

વાદીનું કહેવું એવું છે કે, મજકુર મસજીદ મજકુર કબર અને

મજકુર ભેટા ( જે વેહેંચવામાં આવી નથી તે ) અને તેમાંથી રોકવામાં આવેલી રકમો સખાવત અને ધર્માદાના જાહેર કામો માટે ઉભા કરવામાં આવેલા એક ટ્રસ્ટ સરખી છે. મજકુર રોકવામાં આવેલી રકમોની ચોક્કસ રકમો કેટલીક સ્થાવાર મીલકતોના રૂપમાં છે. મજકુર ભેટામાંથી ઉપજેલી જંગમ મીલકતની વીગતો આપવાને વાદી અશક્ત છે. કારણ કે હેઠળ જણાવેલાં કારણોસર હીસાબોની તપાસ તે લઇ શક્યો નથી.

વાદી કહે છે કે, મજકુર ટ્રસ્ટના કદીબી કોઇબી કાયદાપૂર્વક ટ્રસ્ટીઓ નેમાયા નથી અને એવું જણાય છે કે, મજકુર ટ્રસ્ટને લગતી મીલકતો ( જેને હેઠળ ટુંકામાં ટ્રસ્ટ એસ્ટેટ તરીકે ઓળખાવવામાં આવી છે ) તેનો વહીવટ મજકુર મસજીદમાં બંદગી કરનારાઓએ વખતો વખત માથે લીધો હતો.

હસનઅલી ઇસ્માયલજી કલતનવાળા ૧૯૦૨ માં અથવા તે સુમારે તેવણનાં નીપજેવાં મરણ આગમજ ટ્રસ્ટ એસ્ટેટનાં મેનેજર હતા. તેવણના વારસો વચ્ચે જે વાંધાઓ ઉભા થયા તેનાં પરીણામમાં શરફઅલી મામુજી અને બીજા ચોક્કસ ત્રણ માણસોએ તેવણની મીલકતનો કબજો લીધો હતો. ટ્રસ્ટ એસ્ટેટનો પણ તેઓએ કબજો લીધો હતો ટુંક વખત પછી પેહેલા અને બીજા પ્રતીવાદીઓ ફાઝલઅલી મહમદઅલી તથા તઇયબઅલી મહમદઅલી અને કંપનીનાં નામે તથા અટકે ધંધો કરતા હતા તેઓએ ટ્રસ્ટ એસ્ટેટનો કબજો મેળવ્યો હતો અને તેનો વહીવટ માથે લીધો હતો. પેહેલા પ્રતીવાદીએ પોતાની મજકુર પેઢીના નામે શરફઅલી મામુજી તથા મજકુર બીજા ત્રણ શખસોને ચોક્કસ લખાણ કરી આપ્યું હતું, જેની ઉપર વાદી આધાર રાખે છે.

યુસુફઅલી મહમદઅલી અને કંપનીની મજકુર પેઢીને ભાગીયાઓના હાથમાં તે પછી હંમેશાં ટ્રસ્ટ એસ્ટેટનો મજકુર કબજો કરવામાં આવતી ભેટો સુધાં કબજે ચાલુ રહ્યો છે અને તેઓ તેનો વહીવટ કરતા રહ્યા છે. પણ તેઓએ પોતાના વહીવટના કાંઇબી હીસાબો બાકી પાડયા નથી. મજકુર ફાઝલઅલી મહમદઅલી અને તઇયબલી મહમદઅલી હમણા મરણ પામેલા છે, અને પહેલા તથા બીજા પ્રતીવાદીઓ ટ્રસ્ટ એસ્ટેટના ખરૂં જોતાં ટ્રસ્ટીઓ છે અને તેવા ટ્રસ્ટીઓ તરીકે તેઓ જવાબદાર છે.

વાદીઓ તા૦ ૧૨ મી જુન ૧૯૧૭ ના દીવસના પોતાના સોલીસીટરોનાં કાગળ મારફતે ટ્રસ્ટ એસ્ટેટની જંગમ તથા સ્થાવર મીલકતોની ટીપ પોતાને પુરી પાડવાની, અને પેહેલા પ્રતીવાદીએ રાખેલા હીસાબો પોતાને તપાસવા દેવાની પહેલાં પ્રતીવાદીને અરજ કીધી હતી. પેહેલા પ્રતીવાદીએ મજકુર કાગળનો કાંઇબી જવાબ મોકલ્યો હતો નહિં, તેમજ તે પછીનાં એક રીમાઇન્ડર છતાં મજકુર કાગળમાંની કોઈબી માગણી મુજબ અમલ કીધો હતો નહીં. વાદીએ તે પછી પોતાના સોલીસીટરોનાં કાગળ મારફતે પેહેલો પ્રતીવાદીને વધુ એવી અરજ કીધી હતી કે આ સાથેનાં "બીશીડયુલમાં વર્ણવેલી પાંચમી મીલકતને લગતા તેવણે રાખેલા હીસાબોની ખાસ કરીને તપાસ લેવા દેવી, અને જે સંજોગો વચ્ચે મજકુર મીલકત તેવણે તથા બીજા પ્રતીવાદીએ મેશરસ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇનાં નામપર ચહડાવી હતી તે જણાવવાની તેવણને અરજ કીધી હતી. એક રીમાઇનડર પછી પેહેલા પ્રતીવાદીએ પોતાના સોલીસીટરોનાં કાગળ મારફતે એવો જવાબ આપ્યો હતો કે ત્રીજા પ્રતીવાદીના હુકમ અનુસાર મજકુર શેઠ ચાંદાભાઇના ગલ્લામાં કરવામાં આવતી

એટા તેવણુ ભેગી કરતા હતા, અને ચોક્સ મીલકતોનાં ભાડાં તથા નફો વસુલ કરતા હતા, અને ફક્ત તેવણુનેજ હીસાબ આપવાને તેવણુ જવાબદાર છે. વાદીએ તા૦ ૨૬ મી જુન ૧૯૧૭ ને દીવસનાં પોતાના સોલીસીટરનાં કાગળ મારફતે પેહેલા પ્રતીવાદીને એવું પુછાવ્યું હતું કે, જે મીલકતોનો તેવણુ વહીવટ કરતા હતા તે ધર્માદા મીલકતો હતી એમ તેવણુ કબુલ કરે છે કે કેમ, અને ત્રીજા પ્રતીવાદી તેના એક ત્રસ્ટી છે એમ તેવણુ જણાવે છે કે કેમ? એક રીમાઇનડર પછી પેહેલા પ્રતીવાદીએ તા૦ ૩ જી જુલાઇ ૧૯૧૭ ને દીવસનાં પોતાના સોલીસીટરોનાં કાગળ મારફતે આયંદે જવાબ આપ્યો કે એવી પુછપરછનો જવાબ આપવાનું તેવણુ માથે લઇ શકતા નથી. વાદીએ વળી તા૦ ૧૨ મી અને ૧૯ મી જુન ૧૯૧૭ નાં કાગળોની નકલો બીજા પ્રતીવાદી ઉપર મોકલાવી, અને તેમાં કરવામાં આવેલી માંગણીઓ મુજબ અમલ કરવાની તેવણુને વીનંતી કીધી. તેવણુના સોલીસીટરોએ જવાબ આપતા પહેલાં પ્રતીવાદીના શોલીસીટરોનાં તા૦ ૨૫ મી જુન ૧૯૧૭ નાં કાગળનો ફકત હવાલો આપ્યો.

વાદીએ આ ઉપરથી તા૦ ૪ થી જુલાઈ ૧૯૧૭ ના દીવસે ઉપલા પત્રવેહેવારની નકલો ત્રીજા પ્રતીવાદી ઉપર મોકલાવી, જેવણુને તેની સાથનાં કાગળમાં પુછાવવામાં આવ્યું હતું કે મજકુર મીલકત ધર્માદા મીલકત છે એવું તેવણ કબુલ રાખે છે કે કેમ, અને તેના તેવણ એક ત્રસ્ટી છે એવું તેવણ જણાવે છે કે કેમ? તેવણુને વધુ એવી વીનંતી કરવામાં આવી હતી કે તેવણુની દલીલ જો એવી હોય કે તેવણુ તેના એક ત્રસ્ટી છે તો જે કારણોસર

તેવણુ તેવા ત્રસ્ટી તરીકે પોતાને જણાવતા હોય તે જણાવવા. તેવણુને વધુ એવી અરજ કરવામાં આવી હતી કે તા૦ ૧૨ મી જુન ૧૯૧૮ ના પેહેલા પ્રતીવાદી જોગાં કાગળમાં જણાવેલા હીસાબોની તપાસ વાદીના સોલીસીટરોને તુરતજ લેવા દેવાનો બંદોબસ્ત કરવો. ત્રીજા પ્રતીવાદીએ તા૦ ૭ મી જુલાઇ ૧૯૧૭ ના દીવસનાં પોતાના સોલીસીટરોનાં કાગળમારફતે એવો જવાબ આપ્યો કે તેવણુના દરજજા અને તેને લગતા હકોની રૂએ દાઉદી વોહોરા કોમના ધાર્મીક અને દુન્યવી વડા તરીકે મજકુર મીલકતો તેવણુના સંપુર્ણ હવાલામાં હતી અને તેઓના સંબંધમાં તેવણુને કાંઇબી પુછી શકાય નહીં, તેવણે વધુ જણાવ્યું કે તેવણુ કાંઇબી કેહેવા માગતા નથી અને કાંઇબી દલીલો રજુ કરવા માગતા નથી, અને જણાવ્યું કે કાંઇબી ખુલાસો આપવાને અથવા વાદીના સોલીસીટરોની તપાસ માટે કાંઇબી હીસાબો રજુ કરવાને તેવણુ બંધાયલા નથી. આ સાથના શીડયુલ "બી." માં વર્ણવેલી પાંચમી મીલકત શેઠ ચાંદાભાઇના ગલ્લામાંથી અથવા તરફથી ખરીદવામાં આવેલી હોવાનો તેવણે વળી ઇનકાર કીધો હતો.

વાદી જણાવે છે કે, પેહેલા અને બીજા પ્રતીવાદીઓ જો ત્રીજા પ્રતીવાદીના હુકમ અનુસાર કામ કરતા હોય, તો ત્રીજા પ્રતીવાદી પણ ખરૂં જોતાં એક ત્રસ્ટીની સ્થીતીમાં છે. ત્રીજા પ્રતીવાદીની જે એવી દલીલ જણાય છે. કે મજકુર કબરને કરવામાં આવતી ભેટો અને તે તે ભેટોની આવક તેવણુની પોતાની અંગત છે તે તદન નાપાયાદાર છે. મજકુર ભેટો ધર્માદા છે અને તે હંમેશાં ધર્માદા ખાતે કરવામાં આવેલી છે. ત્રીજા પ્રતીવાદીએ ઉપર જણાવ્યા મુજ-

અનો દાવો કીધો ત્યાં થકી દાઉદી વહોરા કોમના વડા ધર્મગુરૂએ મજકુર બેટો અથવા તેઓને લગતી મીલકત ઉપર કશો પણ દાવો કદી કીધો હતો નહીં. વળી ત્રસ્ટએસ્ટેટના વહીવટનો ત્રીજા પ્રતીવાદીને કાંઇબી હક નથી.

મુંબઇના સબ-રેજીસ્ત્રારનાં રેકર્ડોની લીધેલી તપાસ ઉપરથી એવું જણાય છે કે, આ સાથેનાં શીડયુલ "બી." માં વર્ણવેલી પેહેલી, બીજી, ત્રીજી અને ચોથી મીલકતો યુસુફઅલી મહમદઅલી અને કંપનીની મજકુર પેહેડી તરફથી અને તેનાં નામે ત્રસ્ટ એસ્ટેટના ત્રસ્ટીઓ તથા મેનેજરો તરીકે તેને લગતાં ફંડમાંથી ખરીદ કરવામાં આવી હતી.

વાદી એવો દાવો કરે છે કે, આ સાથેનાં શીડયુલ " બી."માં વર્ણવેલી પાંચમી મીલકત પણ તે ઉપરથી બીલ્ડીંગ સાથે ત્રસ્ટ એસ્ટેટનો ભાગ છે.

તા૦ ૨૫ મી માર્ચ ૧૯૦૭ ના દીવસે પહેલા અને બીજા પ્રતીવાદીઓ તથા મજકુર તૈયબઅલી મહમદઅલી જેઓ તે વેળા યુસુફઅલી મહમદઅલી એન્ડ કંપનીનાં નામે અને અટકે ઉપર જણાવ્યા મુજબ ધંધો કરતા હતા તેઓએ નામદાર અવાદ બીન ઉમર સુલતાન નવાજ જંગ પાસેથી ૬૪૯.૬૭ ચોરસવાર જમીન અને તે ઉપરની ચોક્કસ બીલડીંગો રૂ. ૨ લાખની કીંમતે ખરીદી હતી, જેનો એક ભાગ રોકડો આપવામાં આવ્યો હતો, અને બાકીના ભાગ માટે મીલકત ગીરવી મુકવામાં આવી હતી, જે પાછળથી ભરી દેવામાં આવ્યો હતો. મજકુર યુસુફઅલી મહમદઅલી અને કંપનીની પેહેડીએ તે પછી મજકુર મીલકતની પડોશમાંની ૮૯.૨૨ ચોરસવાર જમીન સેટ ફોરવર્ડ તરીકે મુંબઇ મ્યુનીસીપાલીટી પાસેથી હાથ કીધી

હતી, જેથી કુલ્લે વીસ્તાર વધીને ૭૩૮.૮૯ ચોરસવારને થયો હતો. વાદી એવું જણાવે છે કે ત્રસ્ટ એસ્ટેટના ફંડમાંથી ઉપર જણાવેલી મીલકત હાથ કરવામાં આવી હતી, અને મોરગેજનાં નાણાં ભરવામાં આવ્યાં હતાં, અને તેથી મજકુર મીલકત ત્રસ્ટ એસ્ટેટનો ભાગ છે. આ સાથેના શીડ્યુલ "બી." માં વર્ણવેલી પાંચમી મીલકત મજકુર ૮૯.૨૧ ચોરસવારની અને મજકુર ૬૪૯.૬૭ ચોરસવારમાંથી ૪૫૩.૩૬ ચોરસવારની બનેલી છે.

તા૦ ૮ મી એપ્રીલ ૧૯૦૭ ને દીવસના એક દીડ પોલ મારફતે પેહેલા અને બીજા પ્રતીવાદીઓ તથા મજકુર તઇઅબઅલી મહમદ અલી જેઓની તે વેળા યુસુફઅલી મહમદઅલી અને કંપનીની મજકુર પેહેડી બનેલી હતી તેઓએ એવું ડેકલેરેશન કીધું હતું કે ઉપર જણાવેલી રીતે ખરીદવામાં આવેલી ૪૪૯.૬૭ ચોરસવારના માપની મજકુર મીલકત તેઓ ત્રણ જણા, તેઓના વારેસો, એકઝીક્યુટરો, એડમીનીસ્ટ્રેટરો અને એ એસાઇનસ માટે તેઓ જોડયા ભાડુતો તરીકે જોડયા ભાડુતોમાંથી જેઓ અથવા જે હયાત રહે તેને માટે તેનો નીકાલ કરવાની સંપુર્ણ સત્તા સાથે ત્રસ્ટમાં હક ધરાવતા હતા. મજકુર તઇયબઅલી મહમદઅલી તા૦ ૨૮ મી એપ્રીલ ૧૯૦૮ ના દીવસે અથવા તે સુમારે મુંબઇમાં મરણ પામ્યા હતા.

આ સાથેના શીડ્યુલ "બી." માં વર્ણવેલી પાંચમી મીલકત ઉપર મોટા ખરચે એક બીલડીંગ બાંધવામાં આવી હતી.

વાદી જણાવે છે કે મજકુર બીલડીંગનો ખરચ ત્રસ્ટ એસ્ટેટમાંથી કરવામાં આવ્યો હતો. મજકુર બીલડીંગનો એક ભાગ હમણા ત્રીજા પ્રતીવાદીના વપરાશમાં છે. બાકીનો ભાગ આશરે રૂ. ૧૬૦૦નાં માસીક ભાડાંએ આપેલો છે.

મજકુર ૭૩૮.૮૯ ચોરસવારમાંથી બાકીના ૧૯૬.૩૧ ચોરસ-વારનો મજકુર મસજીદનો વીસ્તાર વધારવા માટે ઉપયોગ કરવામાં આવ્યો હતો, જે મસજીદ પહેલા અને બીજા પ્રતીવાદીઓએ તથા શેખ મોટાભાઇ મુલ્લાં ઇસમાઇલે સખાવત તરીકે બધા અથવા થોડે ભાગે પુરાં પાડેલાં નાણામાંથી પછી બાંધવામાં આવી હતી.

૨૫ મી જુન ૧૯૦૪ની તારીખનું દીડ જે ૧ લી જુલાઇ ૧૯૧૪ ની તારીખનાં એક વધુ દીડ મારફતે સુધારવામાં આવ્યું હતું તેની રૂએ પેહેલા અને બીજા પ્રતીવાદીઓએ આ સાથેના શીડ-યુલ "બી."માં વર્ણવેલી પાંચમી મીલકત અને તે ઉપર બાંધવામાં આવેલી બીલડીંગ શેખ અબદુલકાદર મુલ્લાં ઇસાભાઇ, મજકુર શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇ અને શેખ અબદુલ કઇયુમ મુલ્લાં ઇસાભા-ઇનાં નામ ઉપર ચહડાવવાની નેમ રાખી હતી. જે માટેની કેહેવાતી કીંમત રૂ. ૩૫૦૦૦૦ છે, જેમાંના રૂ. ૨૧૦૦૦૦ આગળ રાખવામાં આવેલા જણાવવામાં આવ્યા હતા. તેજ તારીખનાં દીડ ઓફ સેંટલ-મેંટની રૂએ કહેવાતા ખરીદદારોએ મજકુર મીલકત દાઉદી વોહરા મોહોમેદનોના મુલ્લાં સાહેબ સરદાર સઇયદ અબદલા બદરૂદીન તે ત્રીજા પ્રતીવાદીની આગમજ ઓધ્ધો ધરાવનારનાં નામ પર ખોદાના નામથી વકફ તરીકે એવી રીતે ચહડાવવાની નેમ રાખી હતી કે તેવણે અને તેવણની જગ્યાએ ઓદ્ધા ઉપર આવનારાઓને મજકુર મુલ્લાજી સાહેબ અને તેવણની જગ્યાએ ઓદ્ધા ઉપર આવનારાઓની વપરાસ માટે તે રાખવી. મજકુર દીડ ઓફ સેટલમેંટની એવી ખુલ્લી ધારણા દરશાવવામાં આવી હતી કે દાઉદી વોહરા મેહેમેદનોના ધાર્મીક વડાને તેની નકકી આવક તેવણને દરૂસ્ત લાગે તેવી કોઇબી રીતે વાપરવાનો સંપુર્ણ હક રહેશે.

૧ લી જુલાઇ ૧૯૧૪ ની તારીખના ડીડની રૂએ મજકુર બાકીના ૧૯૬.૩૧ ચોરસવાર અને તે ઉપરની બીલડીંગ પહેલા તથા બીજા પ્રતીવાદીઓએ મજકુર શેખ અબદુલ કાદર મુલ્લાં ઇસાભાઇ શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇ અને શેખ અબદુલ કઇયુમ મુલ્લાં ઈસાભાઇનાં નામ ઉપર ૨૫ મી જુન ૧૯૧૪ ની તારીખના મજકુર ડીડમાં દર્શાવેલી ખરીદ કીંમતમાં સમાધાની જણાવવામાં આવેલી રકમની કીમતે ચહડાવવાની નેમ રાખી હતી અને તેજ તારીખનાં ડીડ ઓફ સેટલમેંટની રૂએ કેહેવાતા ખરીદદારોએ મજકુર સરદાર સઇયદ અબદુલ્લા બદરૂદીન અને તેવણુની જગ્યાએ ઓદ્ધા ઉપર આવનારાઓનાં નામ પર તે એવી રીતે ટ્રસ્ટમાં ચહડાવવાની નેમ રાખી હતી કે મજકુર મસજીદના ભાગ તરીકે પહેડી દર પહેડી તે વાપરવા દેવી.

તે પછી આશરે બે મહીના બાદ મજકુર શેખ અબદુલ કાદર મુલ્લાં ઇસાભાઇ, શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇ અને શેખ અબદુલ કઇયુમ મુલ્લાં ઈસાભાઇને આ માનવંત કોર્ટે તેઓની પોતાની અરજ ઉપરથી નાદાર ઠરાવ્યા હતા, અને તેઓ તદન નાદાર હાલતમા આવી પડેલા જણાયા હતા.

વાદી જણાવે છે કે મજકુર પાંચ ડીડોથી અથવા તેઓ માંહેલા કોઇબી તે કોઇબી રીતે બંધાયલોં નથી. ઉપર જણાવ્યા મુજબ તે જણાવે છે કે આ સાથેના શીડયુલ "બી."માં જણાવેલી પાંચમી મીલકત અને તે ઉપરની બીલડીંગ ટ્રસ્ટ એસ્ટેટનો ભાગ છે. તે વધુ જણાવે છે કે મજકુર કહેવાતા ત્રણ ખરીદદારોને મજકુર સરદાર સઇયદ અબદુલ્લા બદરૂદીનને અને તેવણુની જગ્યાએ ઓદ્ધા ઉપર આવનારાઓને મજકુર ૧૯૬.૩૧ ચોરસવાર અને તે ઉપરની બીલ-

ડીંગ ( મસજીદની મીલકતનો ભાગ )ના ટ્રસ્ટીઓ તરીકે નેમવાનો બીલકુલ કાંઇબી હક હતો નહી.

આવા સંજોગો વચ્ચે વાદી જણાવે છે કે ટ્રસ્ટ એસ્ટેટના લાયક અને ઘટતા ટ્રસ્ટીઓ નેમવાની જરૂર છે અને તેના ઘટતા કારોબાર તથા વહીવટ માટે એક યોજના ઘડી કહાડવા જોઇએ.

આ પગલાં ભરવાનું કારણ મુંબઇમાં ઉભું થયું છે કે જ્યાં ટ્રસ્ટ એસ્ટેટ આવેલી છે.

વાદી જે દસ્તાવેજો ઉપર આધાર રાખે છે તેની ટીપ આ સાથે જોડવામાં આવી છે.

માટે વાદી નીચલી દાદ ચાહે છે:—

એવું જાહેર કરવું કે શેઠ ચાંદાભાઇ કરીમભાઇ મસજીદ તરીકે ઓળખાતી મસજીદ, મજકુર કબર, અને મજકુર બેટો (જેટલી હદે તેનું વેહચાણ કરવામાં આવ્યું નથી તેટલી હદે) અને તેને લગતા રોકવામાં આવેલાં નાણાં સખાવતનાં અને ધાર્મીક પ્રકારના જાહેર કામો માટે ઉભા કરવામાં આવેલાં એક ટ્રસ્ટ હીસાબનાં છે.

એવું જાહેર કરવું કે આ સાથેનાં શીડ્યુલ "બી."માં વર્ણવેલી મીલકતો ટ્રસ્ટ એસ્ટેટનો ભાગ છે.

એવું જાહેર કરવું કે ટ્રસ્ટ એસ્ટેટના કોઇ બી ભાગના ત્રીજા પ્રતીવાદી કાયદા પુર્વક રીતે નેમાયલા ટ્રસ્ટીઓ નથી.

ટ્રસ્ટ એસ્ટેટની સઘળી મીલકતો અને તેને લગતી હીસાબની સઘળી ચોપડીઓ, કાગળીયાંઓ, ઓચરયાંઓ અને દસ્તાવેજોની પુરે પુરી સાચી અને સંપુર્ણ હકીકત પુરી પાડવા પ્રતીવાદીઓને ફરમાવવું.

ટ્રસ્ટ એસ્ટેટનાં પોતાના કારોબારનો હીસાબ આપવા પ્રતીવા-દીઓને ફરમાવવું.

ટ્રસ્ટ એસ્ટેટના ટ્રસ્ટીઓ તરીકે લાયક અને ઘટતા આસામી-ઓને નેમવા.

ટ્રસ્ટ એસ્ટેટના કારોબાર તથા વહીવટ માટે આ માનવંત કોર્ટ અને તેના હુકમો મુજબ એક યોજના ઘડી કહાડવી.

આ મુકદમો સાંભળવામાં આવે અને તેનો સેવટનો ફડચો કરવામાં આવે તેટલા ટ્રસ્ટ એસ્ટેટનો અખત્યાર લેવા માટે આ માન-વંત કોર્ટ અને તેનાં હુકમો મુજબ એક રીસીવર નેમવો.

આ મુકદમાના વાદીના ખરચ માટે જોગવાઇ કરવી અને મુકદમામાં જેમ જરૂરજ જણાય તેમ વાદીને વધુ અને બીજી રાહત આપવી.

---

## પહેલા અને બીજા પ્રતીવાદીઓનું લેખિત બચાવનામું.

---

પહેલા અને બીજા પ્રતીવાદીઓ મેશર્સ ઇસુફઅલી ઇબરાહીમજી તથા શમશુદીન મહમદઅલીએ નોંધાવેલું લેખીત બચાવનામું નીચે મુજબ છેઃ—

ફરયાદનામાના પહેલા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદીઓ જણાવે છે કે જે જગા ઉપર ભોંય તળીયે તથા પહેલા મજલાપર મસ્જીદ ધરાવનારૂં હાલનું બાંધકામ આવેલું છે તેના એક ભાગ ઉપર ભોંયતળીઆં તથા ત્રણ ઉપલા મજલા અને ચોથા મજલાપરની નાની બંગલી સાથનું એક ઘર હતું. ભોંયતળયાંના બે ભાગ હતા

જેમાંનો એક ભાગ કોટની મસજીદ અથવા વોહરા મસજીદ તરીકે ઓળખાતી એક મસજીદ તરીકે વપરાતો હતો. બીજા ભાગમા એક હોજ અને હાથ મોહોડું ધોવાની જગા અને ઉપલા મજલાઓ પર જવાનો દાદર હતો. આખી બીલ્ડીંગ દાર—ઉલ—ઇમારત અથવા મુલ્લાંજીની દેવડી એટલે કે દાઉદી વહોરા મહોમેદન કોમના ધાર્મિક વડા જેવણને તેઓ દાઇ તરીકે પીછાણે છે અને જેવણને સામાન્ય રીતે મુલ્લાંજી સાહેબ તરીકે ઓળખવામાં આવે છે (હાલ સુલ્તાનજી સાહેબ તરીકે ઓળખાવવામાં આવ્યા છે.) તેવણના રહેઠાણ તરીકે ઓળખાતી હતી. ત્રીજા પ્રતીવાદીની આગમજના તેવણનો ઓધો ધરાવનારાઓ જેઓ વહોરા મહોમેદન કોમનાં દાઇઓ તથા ધાર્મિક વડાઓ હતા તેઓ અને આમીલો તરીકે ઓળખાતા તેઓના અમલદારો મજકુર બીલડીંગના ઉપલા મજલાઓપર રહેતા હતા. મજકુર બીલડીંગ ૧૯૧૦ના વરસમાં તોડી પાડવામાં આવી હતી, અને જુની બીલડીંગની જગ્યા તેમજ હાથ કરવામાં આવેલી પડોશમાંની ચોક્સ જમીન ઉપર હાલની બીલડીંગ બાંધવામાં આવી હતી. મજકુર હાલની બીલડીંગ ભોંયતળયાના એક ભાગ ઉપરના બે ઉપલા મજલાઓની બનેલી છે ભોંયતળીયાનો અને ઉપલા પહેલા મજલાનો એક ભાગ એક મસજીદ તરીકે વાપરવામાં આવે છે અને ભોંયતળીયાના બાકીના ભાગમાં એક હોજ તથા હાથ મહોડું ધોવાની જગા છે અને બીજો ઉપલો મજલો મુલ્લાંજી સાહેબના અમલદારોનાં રહેઠાણ તરીકે ઓળખાય છે. આ પ્રતીવાદીઓ કહે છે કે એ મસજીદ કોટની મસજીદ તરીકે ઓળખાતી હતી અને સામાન્ય રીતે જણાયલી છે અને શેઠ ચાંદાભાઇ કરીમભાઇનું નામ તેને કદી પણ આપવામાં આવ્યું હતું નહી શેઠ ચાંદાભાઇને ખાસ કરીને વોહોરાઓ અથવા

બીજી કોઇબી કોમના આસામીઓ પીર તરીકે લેખતા હતા એ વાતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે. આ પ્રતીવાદીઓ કહે છે કે મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇ પીર હતા નહીં પણ વેપારી અને તે વેળાનાં મુલ્લાંજી સાહેબને ચુસ્ત રીતે માનનારા હતા.

ફરીઆદનામાના બીજા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદીઓ કબુલ કરે છે કે મજકુર ફકરામાં જણાવેલી કબર મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇની કબર છે, અને જણાવે છે કે મજકુર શેઠ ચાંદાભાઇને તે વેળાના મુલ્લાંજી સાહેબની સત્તા અને પરવાનગીથી ત્યાં દાટવા દેવામાં આવ્યા હતા. જુની કબરનું બાંધકામ એક સામાન્ય સાધારણ કબરનું હતું. હાલનું બાંધકામ ૧૯૧૧-૧૨ માં કરવામાં આવ્યું હતું. આ પ્રતીવાદીઓ જણાવે છે કે મજકુર કબર જુની અથવા નવી બીલડીંગનો જે ભાગ મસજીદ તરીકે વપરાતો હતો અથવા વપરાય છે તેનાં કોઇબી ભાગ સરખી કદીબી હતી નહીં. આ પ્રતીવાદીઓ જણાવે છે કે તે વેળાનાં મુલ્લાંજી સાહેબ નઝમુંદ્દીન સાહેબના હુકમથી મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇના મરણ પછી ઘણે વરસે એક પેટી કબર નજદીક મુકવામાં આવી હતી અને તે પછી આશરે છ વરસની વાતપર મજકુર પેટીની જગાએ એક તીજોરી મુકવામાં આવી હતી. મજકુર પેટી અને તીજોરીમાં મુકવામાં આવતી ભેટો સખાવતમાં આપવામાં આવે છે એ વાતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે, અને જણાવે છે કે મજકુર ભેટો હમેશાં એવું જાણીને અને એવા ઇરાદાથી કરવામાં આવી છે કે તેનો કુલ મુખત્યાર માલેક મુલ્લાંજી સાહેબ છે. મસજીદનો હમેશાં એવી ભેટોની આવકમાંથી નીભાવ કરવામાં આવ્યો છે એ વાતનો આ પ્રતિવાદીઓ ઇનકાર કરે છે. ઇ. સ. ૧૮૮૧ સુધી મસજીદનો સઘળો ખરચ

મુલ્લાંજી સાહેબે કીધો હતો. ઇ. સ. ૧૮૮૧થી અને તે પછી મુલ્લાંજી સાહેબના હુકમથી ભેટોનો એક ભાગ મસજીદના ખરચ માટે વાપરવામાં આવ્યો હતો. ૧૮૮૧ ના વરસ આગમજ ભેટો અથવા તેઓનો એક ભાગ ઉપર જણાવવામાં આવ્યું છે તેમ મસજીદ પાછળ વાપરવા માંડવામાં આવ્યા પછી મજકુર ભેટોનો બાકી રહેલો ભાગ કોઇબી સખાવતનાં કામ માટે ખરચવામાં આવ્યો હતો આ વાતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે.

ગરીબોને મદદ કરવામાં અથવા મદરેસાઓ નીભાવવામાં કોઇબી ભેટો ખરચવામાં આવી છે એ વાતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે. આ પ્રતીવાદીઓ જણાવે છે કે મજકુર ચાંદાભાઇ કરીમભાઇના મરણના વારસીક દીવસે ન્યાતીઆના ખાણાનો ખરચ મુલ્લાંજી સાહેબના હુકમથી છેલા થોડાં વરસો થયાં મજકુર ભેટોમાંથી કરવામાં આવ્યો છે. પણ મજકુર ચાંદાભાઇનાં મરણના વારસીક દીવસે ન્યાતીઆનું ખાણું આપવાનું ધાર્મીક અથવા સખાવતના પ્રકારનું જાહેર કામ છે એ વાતનો તેઓ ઇનકાર કરે છે. આ પ્રતીવાદીઓ જણાવે છે કે વોહોરા બાનુઓ માટે મીડવાઇફની મદદ પુરી પાડવા સારૂં એ ભેટોમાથી એક એક નાની રકમ ખરચવાનો ચાલુ વરસમાં ત્રીજા પ્રતીવાદીએ હુકમ કીધો છે.

ફર્યાદનામાંના ત્રીજા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદીઓ કબુલ કરે છે કે બીલડીંગનો મસજીદ તરીકે વપરાતો ભાગ વકફની મીલકત છે, પણ આ પ્રતીવાદીઓ જણાવે છે કે દાઉદી વોહોરા મેહોમેદનોની ધાર્મીક માન્યતા મુજબ મુલ્લાંજી સાહેબની ખુલ્લી બાહાલી વગર એ કોમના મેમબરોથી કોઇબી જાહેર મસજીદ અર-

પણ કરી શકાય નહીં અને તેવી રીતે વાપરી શકાય નહીં, અને વળી એવી રીતે અરપણ કરવામાં આવતાં તે મસજીદ મુલ્લાંજી સાહેબના કુલ અને સર્વોપરી કાબુમા રેહેવી જોઇએ, જેવણ પોતાના કારોબારનો કોઇનેબી હીસાબ આપવાને કોઇબી રીતે જવાબદાર નથી હાલની બીલ્ડીંગ જેનો ભોંયતળીયાનો તથા પહેલા ઉપલા મજલાનો ભાગ મસજીદ તરીકે વપરાય છે તે ૧૯૧૦ તથા ૧૯૧૨ માં ફરી બાંધવા ખરચવામાં આવેલા રૂપ્યા એક લાખનો અર્ધો ભાગ આ પ્રતીવાદીઓએ આપ્યો હતો, અને બાજો અર્ધો ભાગ શેખ અબદુલ કાદર મુલ્લાં ઇસાભાઇ, શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇ તથા શેખ અબદુલ કઇયુમ મુલ્લાં ઇસાભાઇ જેઓ ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇ તરીકે ધધો ચલાવતા હતા, અને જેઓને હેઠળ ટુંકમાં ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇ તરીકે ઓળખવામાં આવ્યા છે તેઓએ આપ્યો હતો. આ પ્રતીવાદીઓ જણાવે છે કે મજકુર ઘર બાંધવા માટે મજકુર ફાળો આપતાં આ બન્ને પ્રતીવાદીઓએ અને મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇએ એવી ધારણા રાખી હતી કે, બીલ્ડીંગનો મસજીદ તરીકે વપરાતો ભાગ દાઉદી વોહોરા મેહેમેદન કોમના ધાર્મીક ફરમાનો જે આ પ્રતીવાદીઓ અને મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇ મજબુતીથી માને છે તેને અનુસરીને મુલ્લાંજી સાહેબના કુલ કાબુ હેઠળ તેના કારોબાર માટે કોઇનેબી હીસાબ આપવાની કાંઇબી જવાબદારી વગર, તેવી રીતે વાપરવો. (ત્રીજા પ્રતીવાદી અને તેવણુની જગ્યાએ તેવણુના ઓહદા ઉપર આવનારાઓના બીલડીંગના મસજીદ તરીકે વાપરતા ભાગ ઉપરના કુલ કાબુની કોઇબી રીતે આડે આવવામાં તેણે જે ધારણા અને નેમથી તેઓએ મજકુર બીલડીંગના ખરચ માટે પઇસાનો ફાળો આપ્યો હતો તેના અને

ચકફના હડ હડતા ભંગ સમાન આ બંને પ્રતીવાદીઓ અને મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇ લેખાશે. ) મજકુર જુની તેમજ નવી બીલ્ડીંગના બીજા ભાગો મુલ્લાજી સાહેબો અને તેઓના અમલદારોનાં રહેઠાણ તરીકે હંમેશાં વાપરવામાં આવતા રહ્યા છે, અને તે મસજીદના કામ માટે અર્પણ કરવામાં આવ્યા નથી. આ પ્રતીવાદીઓ એવું જણાવે છે કે બીલડીંગનાં મજકુર ભાગોનાં સંબંધમાં સખાવતનાં અથવા ધારમીક પ્રકારનાં જાહેર કામો માટે કોઇબી રીતનું ત્રસ્ટ ઉભું કરવામાં આવેલું નથી.

ફરીયાદનામાંનાં મજકુર ત્રીજા ફકરામાં જણાવેલી હકીકતના સંબંધમાં વધુ બોલતાં આ પ્રતીવાદીઓ ઇનિકાર કરે છે કે મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇની મજકુર કબર સખાવતનાં અથવા ધારમીક પ્રકારનાં જાહેર કામો માટે ઉભાં કરવામાં આવેલા એક ત્રસ્ટ સાથે નીસબત ધરાવે છે અથવા તેઓનાં ધરમનાં ફરમાનો મુજબ નીસબત ધરાવી શકે.

આ પ્રતીવાદીઓ વળી ઇનકાર કરે છે કે બેટો અથવા તેને લગતી રોકવામાં આવેલી રકમો સખાવતનાં અથવા ધારમીક પ્રકારનાં જાહેર કામો માટે ઉભાં કરવામાં આવેલા એક ત્રસ્ટ સાથે નીસબત ધરાવે છે.

આ પ્રતીવાદીઓ જણાવે છે કે મોહમેદન કાયદા મુજબ જંગમ મીલકતનું કાયદા પુર્વક વકફ થઇ શકે નહી.

આ વાદીઓ જણાવે છે કે ફાળો આપનારાઓનાં ઇરાદા મુજબ અને દાઉદી વોહરા મોહમેદન કોમનાં ધરમનાં ફરમાનો મુજબ મુલ્લાંજી સાહેબ સઘળી ભેટોને પોતાની એકલાની મુનસફી મુજબ નીકાલ કરવાનો હક ધરાવે છે.

પ્રતીવાદીઓ જણાવે છે કે ફરીયાદનામાં સાથની એકઝીબાટ "બી" માં પહેલી બીજી ચોથી તરીકે વર્ણવેલી મીલકતો વખતોવખતના મુલ્લાજી સાહેબોના હુકમથી ભેટોમાંથી ખરીદવામાં આવી હતી પણ પાંચમી તરીકે વર્ણવામાં આવેલી મીલકત ભેટોમાંથી ખરીદવામાં આવેલી હોવાનો તેઓ ઇનકાર કરે છે.

ફરીયાદનામાના ચોથા ફકરામાં જણાયલી હકીકતનાં સંબંધમાં આ પ્રતીવાદીઓ જણાવે છે કે, તેઓનાં ધરમના ફરમાનો મુજબ કોઇબી ખાનગી આસામીઓને મસજીદના ટ્રસ્ટીઓ તરીકે નેમવામાં આવ્યા નથી અથવા નેમી શકાય નહી. વખતો વખતના મુલ્લાંજી સાહેબો કોમનાં ધાર્મિક વડાઓ અને દાઇઓ તરીકે પોતાનાં ઓધાની રૂએ મસજીદના સર્વોપરી કંટ્રોલરો છે અને કબરના તથા વખતોવખત મળેલી ભેટોના માલિકો છે અને મજકુર મસજીદ તથા કબર અને ભેટો તથા ભેટોમાંથી રોકવામાં આવેલી રકમનો વહીવટ ને ચલાવવા માટે મુલ્લાજી સાહેબો તરફથી વખતો વખત સત્તા મેળવનારા આસામીઓ ચલાવતા રહ્યા છે. આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે વખતો વખત અથવા કોઇબી વખત મસજીદમાં બંદગી કરનારાઓએ મસ્જીદ અથવા કબર અથવા ભેટો અથવા તે ભેટોમાંથી રોકવામાં આવેલી રકમોનો વહીવટ સાથે લીધો હતો.

ફરીયાદનામાનાં પાંચમા ફકરામાં જણાવેલી હકીકતના સંબંધમાં આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે હસનઅલી ઇસ્માયલજી કલટનવાલા કહેવાતો ટ્રસ્ટ એસ્ટેટના મેનેજર હતા. મજકુર હસનઅલી ઇસમાયલજી કલટનવાળા મુલ્લાંજી સાહેબના હુકમોથી ગલ્લામાંથી ભેટો એકઠી કરતા હતા અને તેમાંથી નાણાં આપતા હતા તથા આવક અને ખરચનો હીસાબ રાખતા હતા, મજકુર ફકરામાં

જણાવવામા આવ્યું છે તેમ ૧૯૦૨ માં નહીં પણ ૧૯૦૦ માં મજકુર હસનઅલી મરણ પામ્યા હતા અને તે પણ મરણ પામતા મજકુર હસનઅલીએ રાખેલો હીસાબનો ચોપડો મજકુર હસનઅલી નાં વારસોએ તે વેલાના મુલ્લાંજી સાહેબને તુરતજ હવાલે કીધો હતો અને ગલ્લાના પઇસાનો વહીવટ આ પ્રતીવાદીઓની તે વેલાની પેહડીને મુલ્લાંજી સાહેબના હુકમથી સોંપવામાં આવ્યો હતો. ફેરર જણાવવામાં આવ્યું છે તેમ હસનઅલીએ રાખેલો હીસાબનો ચોપડો હાથમાં કંઇબી પુરાંત બતાવતો હતો નહી. આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે સરફઅલી મામુજીએ અથવા મજકુર ફકરામાં જણાવવામાં આવેલા આશામીઓ માહેલા કોઇએબી મસજીદનો અથવા કબરનો અથવા ભેટોનો અથવા ભેટોમાંથી રોકવામાં આવેલી રકમનો કબજો લીધો હતો.

સરફઅલી મામુજી તથા બીજાઓએ મજકુર કલટનવાળાની મીલકતનો કબજો કેવા સંજોગો વચ્ચે લીધો તે આ પ્રતીવાદીઓ જાણતા નથી. આ પ્રતીવાદીઓ જણાવે છે કે ૧૯૦૨ માં એટલે કે મજકુર કલટનવાળાના મરણ પછી અને આ પ્રતીવાદીઓની તે વેળાની પહેડીને મુલ્લાંજી સાહેબના હુકમથી ગલ્લાનાં પઇસાનો વહીવટ સોંપવામાં આવ્યા પછી બે વરસે મુલ્લાંજી સાહેબને ખબર પડી કે ગલાનાં પઇસા એક બેંકમાં ડીપોઝીટ મુકવામાં આવેલા છે અને મુલ્લાંજી સાહેબે કીધેલી તથા તેવણ તરફથી કરવામાં આવેલી ફરી ફરીથાની માંગણીઓ પછી મજકુર સરફઅલી મામુજીએ આ પ્રતીવાદીઓને તે વેળાની પેહેડીની બેંકની ડીપોઝીટ બુક હવાલે કીધી હતી અને આ પ્રતીવાદીઓની તે વેલાની પેહડીએ તે માટેની રસીદ સહી કરીને આપી હતી.

ફરીયાદનામાંના છઠ્ઠા ફકરામાં જણાવેલી હકીકતનાં સંબંધમાં આ પ્રતીવાદીઓ કબુલ કરે છે કે મુલ્લાંજી સાહેબનાં હુકમથી આ પ્રતીવાદીઓની પહેડી ઉપર જણાવેલી રીતે ગલ્લાંનાં પઇસાનો વહીવટ કરતી રહી છે. પોતાના વહીવટનો હીસાબ બાહેર પાડવાની જરૂરનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે અને જણાવે છે કે તેઓએ વખતો વખતના મુલ્લાંજી સાહેબોને હીસાબો આપ્યા છે કે જેઓને એકલાનેજ પોતાનાં વહીવટનો હિસાબ આપવાને તેઓ જવાબદાર છે. આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે કહેવાતી ત્રસ્ટ એસટેટનાં તેઓ ખરૂં જોતા ત્રસ્ટીઓ છે અથવા તેવા ત્રસ્ટીઓ તરીકે જવાબદાર છે અને જણાવે છે કે પોતાના વહીવટના કામો માટે તેઓ ફકત મુલ્લાંજી સાહેબને જવાબદાર છે,

ફરીયાદનામાંના સાતમાં અને આઠમાં ફકરામાં જણાવેલો પત્રવહેવાર આ પ્રતીવાદીઓ કબુલ રાખે છે પણ તેમાં વાદીએ રજુ કીધેલી દલીલોનો તેઓ ઇનકાર કરે છે. આ પ્રતીવાદીઓ જણાવે છે કે મજકુર પત્રવહેવારમાંની વાદીની માંગણીઓનો જવાબ આપવાને અથવા તેમાં માગવામાં આવેલી કંઇબી તપાસ તેને આપવાને તેઓ કોઇબી રીતે બંધાયલા હતા નહી.

ફરીયાદનામાંના નવમાં ફકરામાં જણાવવામાં આવેલી હકીકતના સંબંધમાં આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે તેમાં જણાવવામાં આવ્યું છે તેમ ભેટો સખાવત માટે આપવામાં આવી છે અથવા હંમેશાં આપવામાં આવી છે અથવા કદીબી આપવામાં આવી છે. આ પ્રતીવાદીઓ વલી ઇનકાર કરે છે કે ત્રીજા પ્રતીવાદી ખરૂં જોતાં તરસ્ટીની સ્થીતિમાં છે. મુલ્લાંજી સાહેબ અને પ્રતીવાદી-

ઓની મજકુર ભેટો અને તેની આવક સંબંધી ખરી સ્થીતી ઉપર જણાવવામાં આવી ચુકયું છે તે મુજબ બના છે.

ફરયાદનામાના દશમા ફકરામાં જણાવવામાં આવેલી હકીકતનાં સંબંધમાં પ્રતીવાદીઓ ઇનકાર કરે છે કે તેમાં જણાવેલી મીલકતો કહેવાતી ટ્રસ્ટ એસટેટના ટ્રસ્ટીઓ તરીકે તેઓએ ખરીદી હતી. આ પ્રતીવાદીઓ જણાવે છે કે ફરીયાદનામાં સાથના શીડયુલ "બી" માં વર્ણવેલી પહેલી, બીજી, ત્રીજી અને ચોથી મીલકતોની તેઓની પેહડીએ મુલ્લાંજી સાહેબના મેનેજરો તરીકે ખરીદી હતી અને પેહડીમાંના તે વેલાના ભાગ્યાઓને કનવેઅનસ ચાંદાભાઇ મસજીદમાં મેનેજરો તરીકે તેને લખતાં કનવેઅનસો તઇયાર કરનારા તેઓના તે વેલાના સોલીસીટરો મેસર્સ ઠાકોરદાસ એંડ કંપનીએ ખોટી રીતે ઓળખાવ્યા હતા.

૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬ મા ફકરાઓના સંબંધમાં આ પ્રતીવાદીઓ ફરીયાદનામાં સાથનાં શીડયુલ "બી૦" માં વર્ણવેલીપાચમી મીલકતની બાબતમાં જણાવે છે કે આ પ્રતીવાદીઓ પેહડીએ ૧૯૦૭ માં તે મીલકત સુલતાન નવાજજંગ પાસેથી રૂપીયા બે લાખની કીંમતે ખરીદી હતી જે આખી રકમ આ પ્રતીવાદીઓની પહેડીએ પોતાના નાણાંમાંથી આપી હતી. આ પ્રતીવાદીઓની પહેડીને તે મીલકત મુલ્લાંજી સાહેબ માટે ખરીદવાની અરજ કરવામાં આવી હતી પણ વેચાણ પાકું થયુ તે આગમજ મુલ્લાંજી સાહેબ તરફથી પાંચ હજાર સીવાય કીંમતના પઇસા તેઓને નહી મલવાથી પ્રતીવાદીઓની પહેડીએ પોતાનાં નામનું કનવેઅનસ લીધું હતું.

આ પ્રતીવાદીઓ જણાવે છે કે ૧૯૧૦ માં નવાજજંગ પાસેથી એવી રીતે ખરીદવામાં આવેલી જમીન ઉપરનું જુનું ઘર દાર–ઉલ ઇમારત જે બીસમાર હાલતમાં હતી તે મુલ્લાંજી સાહેબના હુકમથી તોડી પાડવામાં આવ્યાં હતાં હોરનબીરોડ ઉપરની સેટફોર-વર્ડ લાઇન ઉપરથી જમીનનો એક ટુકડો મ્યુનીસીપાલીટી પાસેથી ખરીદવામાં આવ્યો હતો. નવાજજંગ પાસેથી ખરીદેલી જમીનનો એક ભાગ જુની દાર–ઉલ ઇમારતની જગામાં આમેજ કરવામાં આવ્યો હતો અને મજકુર મોટી બનાવેલી જગા ઉપર એક નવી બીલડીંગનું ભોંયતળ્યું અને પહેલો મંજલો મસજીદ વાપરવામાં આવે છે. નવાજજંગ પાસેથી ખરીદેલી બાકીની જમીન મ્યુનીસીપાલીટી પાસેથી મેળવેલી જમીન ઉપર બદરી મહાલ તરીકે ઓળખાતી નવી હતી. મજકુર બીલડીંગના બાંધકામનો કુલે ખરચ રૂપીયા બે લાખ ઉડતાળીસ હજારનો થયો હતો. જે બીલડીંગનું ભોંયતળયું અને પહેલો મજલો મસજીદ તરીકે વપરાય છે તેનાં બાંધકામનો ખરચ એક લાખનો અડસટવામાં આવ્યોહતો, તેમાંનાં રૂપીયા પચાસ હજાર આ પ્રતીવાદીઓની પેહડીએ અને રૂપીયા પચાસ હજાર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇએ એવી ધારણા અને માન્યતાથી આપ્યા હતા કે એવી રીતે બાંધવામાં બીલડીંગ તેઓનાં ધર્મનાં ફરમાનો મુજબ મુલ્લાજી સાહબનાં સર્વો પરી બાકુ અને કારભાર હેઠલ રહેશે અને તેમાં કોઇબી ગમે તેવાં કોરણુસર પણ દાખલ કરી શકાશે નહીં.

૧૯૧૩ માં મજકુર બદરી માહાલ તઇયાર થયા પછી મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇએ મીલકત ખરીદવા તથા પાછી બાંધવા માટે આ પ્રતીવાદીઓની પેહડીએ ખરચેલા પૈસા તેઓને આપવાથી અને તે વેલાનાં મુલ્લાંજી સાહેબ તથા તેવણુના માનનારા જમ્યાએ

નેવણુનાઓના લાભ માટે તેનું વકફ કરવાની પોતાની મરજી બતાવી.આ પ્રતીવાદીઓએ અને મજકુર મુલ્લાંજી સાહેબે મજકુર માંગણી કબુલ રાખી અને તા૦ ૧૭ મી ફેબરવારી ૧૯૧૩ દીવસે મજકુર બદરી-માહલ ખુલ્લે મુકવાની કીયા વેળાએ તે વકફ મોહડેથી જાહેર કરવામાં આવ્યું. તે દીવસથી આ પ્રતીવાદીઓએ મજકુર બદરીમાહલની મીલકતનો જુદો હીસાબ પોતાનાં ચોપડામાં ખોલ્યો અને રાખ્યો અને તેનાં ભાડાં તથા નફો મજકુર હીસાબ જમે કીધો તથા તે મીલકત સંબંધી ખરચ મજકુર હીસાબમાં ઉધાર્યો.

૧૯૧૪ નાં વરસમાં બદરીમાહલની મીલકત ખરીદવા તથા ફરીથી બાંધવાના હીસાબો સંપુર્ણ કરવામાં આવ્યા અને બદરીમા-હલ તથા દાર-ઉલ-ઇમારત ફરીથી બાંધવા માટે ખરચાયલા રૂપીઆ બે લાખ ઉડતાળીસ હજારની રકમમાંથી રૂપીયા એક લાખ ઉડતાલીસ હજારની રકમ બદરી મહાલ પાછો બાંધવાના ખરચને પેટે ગણવામાં આવી અને રૂપીઆ એક લાખનો ખરચ દાર-ઉલ- ઇમારત પાછી બાંધવાનો ગણવામાં આવ્યો: આ પ્રતીવાદીઓની પહેડીએ નાવાજજંગને આપેલી ખરીદીની અસલ કીંમતની રૂપીઆ બે લાખની રકમમાં રૂપીઆ એક લાખ ઉડતાળીસ હજારની એ રકમ ઉમેરીને બદરી માહલની મીલકતની કીમત રૂપીઆ ત્રણ લાખ પચાસ હજારની નકી કરવામાં આવી.મજકુર રૂપીયા ત્રણ લાખ પચાસ હજારની રકમ ભાગ તરીકે કુલે રૂપીઆ બે લાખ દશ હજારની જુદીજુદી રકમો મજકુર ઇસાભાઇ મોટાભાઇ તથા મુલ્લાંજી સાહેબ તરફથી આ પ્રતીવાદીઓની પેહડીને ૧૯૧૪ નાં વરસ અગમજ મળી હતી. આ પ્રતીવાદીઓની બાકી નીકલતી રૂપીઆ એક લાખ ૪૦ હજારની રકમ માટે ૧૯૧૪ ના વરસમા રૂપીઆ એક લાખ ૪૦ હજારની કીંમતની

હુંડીઓ મજકુર ઇસાભાઈ મુલ્લાં મોટાભાઈએ આપી હતી અને આ પ્રતીવાદીઓએ તે સ્વીકારી હતી અને તે ઉપરથી ટાઇટલ સંપુર્ણ કરવા માટે આ પ્રતીવા દીઓએ મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇની તરફેણુમાં કનવેઅનસ કરી આપ્યું હતું જેવણે તે પછી તે વેળાનાં મુલ્લાંજી સાહેબ અને તેમની જગ્યાએ ઓધ્ધા ઉપર આવનારાઓના તરફેણુમાંના વકફના લેખીત પુરાવા તરીકે એક દીડ કરી આપ્યું. ઉપર જે કાંઇ જણાવવામાં આવ્યું છે તે સીવાયની મજકુર ૧૧, ૧૨ ૧૩, ૧૪, ૧૫, ૧૬, માં ફકરાઓમાંની તમામ હકીકતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે;

ફરીયાદ નામાંના ૧૮ માં ફકરામાં જણાવવામાં આવેલી હકીકતનો આ પ્રતીવાદીઓ ઇનકાર કરે છે અને જણાવે છે કે તેમાં જણાવેલાં પાંચ દીડો કાયદા પૂર્વક તથા બંધન કર્તા છે અને ફરયાદનામાં સાથનાં સીડયુલ " બી. " માં જણાવેલી પાંચમી મીલ-કત કહે વાતી ત્રસ્ટ એસ્ટેટનો ભાગ નથી. આ પ્રતીવાદીઓ જણાવે છે કે મજકુર ઇસાભાઇ મુલ્લાં મોટાભાઇ ૧૯૬.૩૧ ચોરસવાર અને તે ઉપરની બીલડીંગનું વકફ કરવાને સંપુર્ણ હકદાર હતા.

ફરીયાદનામાં ૧૯ મા ફકરામાંની હકી કતનો સંબંધમાં આ પ્રતીવાદીઓ જણાવે છે કે આ મુકદમામા સંડોવાયલી મીલકતો સખાવતનાં અથવા ધાર્મીક પ્રકારનાં જાહેર કામો માટે ઉભી કરવામાં આપેલી અથવા ધરાવવામાં આવેલી કોઇબી ત્રસ્ટ એસ્ટેટનો ભાગ નથી અને જણાવે છે કે મજકુર મીલકતો અથવા તેઓ માહેલી કોઇનાબી સંબંધમાં કોઇબી ત્રસ્ટી નેમવાનો અથવા કાંઇ પણ યોજના ઘડવાનો આ માનવંત કોર્ટને અધીકાર નથી. આ પ્રતીવા-દીઓ વધુ જણાવે છે કે વાદીના માગવા મુજબ કોઇમી ત્રસ્ટીની

નેમણુક કરવાથી અથવા કાંઇબી યોજના ઘડી કાઢવાથી દાઉદી વોહરા મોહમેડન કોમના ધર્મના ફરમાનોથી તે ઉલટું થશે અને તેઓના ધાર્મીક હકોના ભોગવટાની આવવા જેવું તેથી ધરો અને મજકુર મીલકતો બક્ષીસ આપનારા જુદા જુદાં ધણીઓની ધારણા અને નેમોથી તે ઉલટું થશે.

આ પ્રતીવાદીઓ જણાવે છે કે વાદીને પોતાને મુકદમો મેલવાનો અથવા તેણે માંગેલી બીજી કોઇબી દાદ મેલવવાનો હક નથી અને મુકદમો ખર્ચ સીકે કાઢી નાંખવો.

---

## સરકાર આલીનું બચાવનામું.

---

ત્રીજા પ્રતીવાદી તે વહોરા કોમના નામદાર વડા મુલ્લાંજી સાહેબ સરદાર સઇયદના તાહેર સઇફુદીને નોધાવેલું લેખીત બચાવનામું નીચે મુજબ છે:—

ફરીયાદનામાના ફકરા ૧ ના સંબંધમાં પ્રતીવાદી ઇનકાર કરે છે કે શેઠ ચાંદાભાઇ કરીમભાઇને વહોરા કોમ અથવા બીજી કોઇબી કોમ પીર તરીકે લેખતી હતી અથવા લેખે છે. અને જણાવે છે કે મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઈ પીર અથવા વિદ્વાન પુરૂષ અથવા બીજી રીતે જાહેર નર હતા નહીં. આ પ્રતીવાદી જણાવે છે કે જે જગ્યા ઉપર ભોંયતળીયાથી મસજીદ ધરાવનારૂં હાલનું બાંધકામ આવેલું તેના એક ભાગ ઉપરની ભોંય તળ્યાં અને બે ઉપલા મજલાઓ તથા ઉપરની એક બંગલી સાથનું બોલું ધર આવેલું હતું. ભોંય તળીયાંના બે ભાગ હતા, જેમાનો એક "કોટની મસજીદ" તરીકે ઓળખાતી મસજીદ તરીકે વપરાતો હતો બીજો

બાગમાં એક હોજ તથા હાથ મોહોડું ધોવાની જગા અને ઉપલા મજલાઓ પર જવાનો દાદર હતો. આખી બીલડીંગ દાર–ફુલ ઇમારત અથવા મુલ્લાંજીની દેવડી તરીકે એટલે કે દાઈનાં રહેઠાણ તરીકે ઓળખાતી હતી. અને ઉપલા મજ લાઓ દાઇ તથા તેવણના આમીલો માટેનાં રહેઠાણ તરીકે વાપરાતા હતા. આ પ્રતીવાદી ઇનકાર કરે છે કે એ મસ્જીદ શેઠ ચાંદાભાઇ કરીમભાઇનાં નામથી ઓળખાય છે.

ફરીયાદ નામાંના બીજા ફકરાના સંબંધમાં પ્રતીવાદી જણાવે છે કે શેઠ ચાંદાભાઇ કરીમભાઇની કબર જુની અથવા નવી મસ્જીદનાં કાંઇબી ભાગ સરખી હતી નહી અને છે નહીં. પચાસ અથવા સાઠ વરસની વાત ઉપર આ પ્રતીવાદીની આગજનાં તે વેળાના મુલ્લાંજી સાહેબના હુકમથી મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇની કબર આગળ એક પેટી મુકવાંમાં આવી હતી, અને છેલ્લાં દશ વરસ થયાં મજકુર પેટીની જગ્યાપે તીજોરી મુકવામાં આવી છે. મજકુર પેટી અને તીજારી ગલ્લા તરીકે ઓળખાતી હતી અને ઓાંળખાય છે. સામાન્ય રીતે વેહોરા કોમના મેમ્બરો મજકુર ગલ્લામાં વખતો વખત રકમો નાખતા હતા અને નાંખે છે, પણ એવી રકમો કોઇબી ગમે તેવાં સખાવતના કામ માટેની બક્ષેશો તરીકે લેખાતી નથી અને કદીબી લેખાતી હતી નહીં, તેમજ મજકુર રકમો ખરેખર સખાવત માટેની બક્ષેશો હતી નહીં અને છે નહીં. મજકુર રકમો ગલ્લામાં નાખવામા આવતી ભેટો હતી. અને છે, જેની ઉપર આ પ્રતીવાદીને દાઉદી વેહોરા કોમના દાઇ તરીકે પોતાના ઓધ્ધાની રૂએ કુલ કાબુ રાખવાનો હક છે. આ પ્રતીવાદી દાઉદી વહોરા કોમના દાઇ છે અને પોતાના મજકુર ઓદ્ધાની રૂએ તેવણને

તેવણુની આગમજ ઓધ્ધો ધરાવનારાઓની માફક મજકુર ગલ્લામાં નાખવામાં આવેલી સઘળી ભેટોની પોતાની એકલાની મુનસફી મુજબ વ્યવસ્થા કરવાનો હંમેશાં એકલો હક છે. છેલ્લા અઢાર મહીનાની અંદર ખુદ પોતાની મુનસફીથી આ પ્રતીવાદીએ મજકુર ભેટોમાંથી ચોકસ નાની રકમો કોમ માટે એક મીડવાઇફની મદદ પુરી પાડવા સારૂ વાપરી છે. ઉપર જણાવવામાં આવ્યું છે તે શીવાયની ફરીયાદનામાંના બીજા ફકરામાં સમાયલી હકીકતનો આ પ્રતીવાદી ઇનકાર કરે છે.

ફર્યાદનામાના ત્રીજા ફકરામાં સમાયેલી હકીકતનો આ પ્રતીવાદી ઇનકાર કરે છે. અને ફરીથી કહે છે કે, મજકુર ભેટો અથવા તેમાંથી રોકેલી રકમો જાહેર અથવા ખાનગી ધાર્મીક યા સખાવતનાં ત્રસ્ટના કોઇબી ભાગ સમાન છે અથવા હતી નહીં, મજકુર મસજીદને લાગે વળગે છે ત્યાંસુધી આ પ્રતીવાદી કહે છે કે દાઉદી વહોરા કોમની સઘળી મસજીદોની સાથે તે તેવણુના મજકુર ઓધાની રૂએ તેવણુને હવાલે કરવામાં આવલી છે, અને તેવણુ તે મજકુર કોમના દાઇ તરીકે ધરાવે છે. પોતાની એકલાની મુનસફીથી કોઇબી વખતે મજકુર મસજીદ અથવા દાઉદી વહોરા કોમની કોઇબી મસજીદ બંધ કરવાની પોતાના મજકુર ઓધાની રૂએ આ પ્રતીવા દીને સત્તા છે. ફરયાદનામાંના ત્રીજા ફકરાના સંબંધમાં વધુ બોલતાં આ પ્રતીવાદિ ઇનકાર કરે છે કે મજકુર શેઠ ચાંદાભાઇ કરીમભાઇની મજકુર કબર સખાવતનાં અથવા ધરમનાં જાહેર કામ માટે ઉભા કરવામાં આવેલાં એક ત્રસ્ટને લગતી છે અથવા દાઉદી વોહોરા ધર્મનાં ફરમાનો મુજબ હોઇ શકે નહિ.

ફરયાદનામાંના ચોથા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદી એવી

વાતનો ઇનકાર કરે છે કે, બંદગી કરનારાઓએ વખતો વખત કહેવાતી ટ્રસ્ટ એસટેટનો વહીવટ માથે લીધો હતો. મજકુર ફકરામાં જણાવેલી સઘળી મીલ્કતો મજકુર કોમના ધાર્મીક અને દુન્યવી ચડા તરીકેના તેવણુના ઓધાની રૂએ આ પ્રતીવાદીને હવાલે કરવામાં આવેલી હતી અને છે, અને મજકુર મીલકતોનો વહીવટ આ પ્રતીવાદીએ અને તેવણુની આગમજ ઓધો ધરાવનારાઓએ ઘટતી રીતે નેમવામાં આવેલા ડેપ્યુટીઓ અથવા મેનેજરો મારફતે હંમેશાં ચલાવ્યો છે, જેઓ તે માટે આ પ્રતીવાદીનેજ ફક્ત જવાબદાર અને જોખમદાર છે.

ફર્યાદનામાંના પાંચમા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદી જણાવે છે કે તેમાં જણાવેલા સઘળા માણસોએ તે વેળાના મુલ્લાંજી સાહેબના હુકમની રૂએ કારોબાર ચલાવવાનું માથે લીધું હતું, અને તેઓ તેવણુનેજ જવાબદાર હતા.

ફર્યાદનામાંના છઠ્ઠા ફકરાના સંબંધમાં આ પ્રતીવાદી જણાવે છે કે મજકુર મીલકતોના વહીવટના હીસાબો કદીબી બાહેર પાડવામાં આવ્યા નથી, અને મજકુર ફકરામાં જણાવેલા સઘળા આસામીઓ આ પ્રતીવાદીને એકલાનેજ જવાબદાર છે.

સાતમા અને આઠમા ફકરાઓના સંબંધમાં આ પ્રતીવાદી જણાવે છે કે તેમાં જણાવેલી માગણીઓ કરવાનું અથવા કરવાનો હક ધરાવવાનું કાંઇબી કાયદા પુર્વક કારણ વાદી ધરાવતા નથી.

ફર્યાદનામાંનાં ૯ માં ફકરાના સંબંધમાં આ પ્રતીવાદી જણાવે છે કે ફર્યાદનામામાં જણાવવામાં આવ્યા છે તેવા કાંઇબી દાવાઓ તથા દલીલો જો અને જ્યારેબી અત્યારસુધી કાંઇબી તરફથી સુચ—

વામાં આવી છે અથવા રજુ કરવામાં આવી છે તે અને ત્યારે તે વેળાના મુલ્લાંજી સાહેબની તરફેણમાં ચુકાવવામાં આવી છે ઉપર જણાવવામાં આવ્યું છે તે શીવાયની મજકુર ફકરામાં સમાયલી હકીકતોનો આ પ્રતીવાદી ઈનિકાર કરે છે.

ફર્યાદનામાંના ૧૦ માં ફકરાના સંબંધમાં ફર્યાદનામા સાથની એક્ઝીબીટ "બી." માં પેહેલી, બીજી, ત્રીજી અને ચોથી તરીકે વર્ણવેલી ચાર મીલકતો મજકુર ગલ્લાના મેનેજરોએ આ પ્રતીવાદીની આગમજના ઓધેદારના હુકમથી ખરીદી હતી અને આ પ્રતીવાદીના હુકમથી તેવા મેનેજરો તે ધરાવે છે.

ફરયાદનામાંના ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, અને ૧૮ માં ફકરાઓના સંબંધમાં આ પ્રતિવાદી જણાવે છે કે, ખરી હકીકત નીચે મુજબ છેઃ—ફરયાદનામા સાથના શીડયુલ "બી." માં પાંચમી તરીકે વર્ણવેલી મીલકતમાં સમાયલી જમીન યુસુફઅલી મહમદઅલી અને કંપનીની પેહેડીએ તેઓના પોતાના નાણામાંથી મુલ્લાંજી સાહેબ સરદાર સઇયદના બદરૂદીનની અરજ ઉપરથી ખરીદી હતી, અને ફરયાદનામાના ૧૧ મા ફકરામાં જણાવેલા કનવેયન્સો મજકુર પેહેડીના ભાગ્યાઓની તરફેણમાં કુલ માલેકો તરીકે કરવામાં આવ્યાં હતાં, પણ મજકુર મુલ્લાંજી સાહેબે જ્યારે સાટું કરવામાં આવ્યું ત્યારે રૂ. ૫૦૦૦ આપ્યા હતા, અને રૂ ૪૫૦૦૦ વધુ વેચાણ પાકું કરવામાં આવ્યા પછી મહીનાની અંદર આપ્યા હતા.

મજકુર જમીનના એક ભાગ ઉપર બદરી મહાલ તરીકે ઓળખાતી બીલડીંગ ઉભી કરવામાં આવી હતી, જેનાં બાંધકામનો ખરચ થોડે ભાગે મજકુર પેહેડીએ કીધો હતો અને થોડે ભાગે

મજકુર મુલ્લાંજી સાહેબ સરદાર સઇયદના બદરૂદીનને માન
નારા શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇએ પુરાં પાડેલાં નાણાંમાંથ
કરવામાં આવ્યો હતો. મજકુર શેખ મોટાભાઇનો મજકુર બીલડી
આયંદે વકફ તરીકે મુલ્લાંજી સાહેબને તથા તેવણની પછીના એ
ઘેદારોને હંમેશને માટે ભેટ આપનાનો ઇરાદો હતો. મજકુર બદરી
મહાલ બાંધવાનો ખરચ રૂ. ૧૪૮૦૦૦ નો અને ફરયાદના
મામાં જણાવલી મસજીદ મજકુર જમીનના એક ભાગ ઉપર રૂ
૧૦૦૦૦૦ ના ખરચે ફરીથી બાંધવામાં આવી હતી જે યુસુફઅલ
મહમદઅલીએ તથા મજકુર શેખ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇએ એ
સરખે હીસ્સે આપ્યો હતો.

મજકુર બદરીમહાલ જ્યારે વપરાસ માટે તઇયાર થયો ત્યાં
મજકુર શેખ મોટાભાઇએ મજકુર બદરીમહાલપર મજકુર પેહેડીએ
ખરચેલી રકમ આપી દેવાનો અને મજકુર બીલડીંગ મુલ્લાંજ
સાહેબ તથા તેવણની પછી તેવણના ઓધા ઉપર આવનારાઓન
આપવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો હતો; અને બદરીમહાલ
ખુલ્લો મુકવાની કીયા વેળાએ એ વકફ જાહેર રીતે જાહેર કરવામ
આવ્યું હતું.

ફરયાદનામાના ૧૫ માં ફકરામાં જણાવેલાં દીડો ટાઇટલ
પાકો કરવા માટે અને વકફનો પુરાવો આપવા માટે કરવામાં આવ્ય
હતા. મજકુર શેખ મોટાભાઇએ મજકુર પહેડીની રૂ. ૧૪૦૦૦૦ ન
નીકળતી રકમની કીંમતની હુંડીઓ આપી હતી અને મજકુર પહે
ડીએ મજકુર હુંડીઓ સ્વીકારી હતી.

તે પછી ઘણા ટુંક વખતમાં મજકુર શેખ મોટાભાઇ નાદા
થવાથી મજકુર હુંડીઓના નાણાં પગાર કરવાની મજકુર મુલ્લાંજ

સાહેબ સરદાર સઈયદના બદરૂદીને જામીનગીરી આપી હતી, અને મજકુર જામીનગીરી આ પ્રતીવાદીએ તેમની જગ્યાએ ઓધા ઉપર આવનાર તરીકે ચાલુ રાખી હતી.

ફરયાદનામાના ૧૬ મા ફકરામાં જણાવેલ દીડની રૂએ તેમાં જણાવેલી મીલકત જેની ઉપર મસજીદ બાંધવામાં આવી હતી તે મજકુર મુલ્લાંજી સાહેબ સરદાર સઈયદના બદરૂદીન અને તેમની જગ્યાએ ઓદ્ધા ઉપર આવનારાઓને જાથુકને માટે એવા ટ્રસ્ટ સાથે ઘટતી રીતે હવાલે કરવામાં આવી હતી કે મજકુર મીલકત મજકુર મસજીદના ભાગ તરીકે હમેશાં વાપરવી.

ફરયાદનામાના ઉપર જણાવેલા ફકડાઓમાં દરશાવેલી જે સઘળી હકીકતો ઉપર જણાવેલી સાચી હકીકતને કોઈભી રીતે બંધબેસતી નથી તેનો આ પ્રતીવાદી ઈનકાર કરે છે.

ફર્યાદનામાંના ૧૯ અને ૨૦ મા ફકરાઓના સંબંધમાં આ પ્રતીવાદી ઈનકાર કરે છે કે કોઈભી આસામીને ટ્રસ્ટી તરીકે નેમવાની અથવા જણાવવામાં આવ્યું છે તેમ કાંઈભી યોજના ઘડવાની કશીભી જરૂર છે. આ પ્રતીવાદી કહે છે કોઈભી આસામીની ટ્રસ્ટી તરીકે નેમણુંક કરવામાં આવશે અથવા કાંઈભી યોજના ઘડવામાં આવશે તો ત દાઉદી વોહરા કોમના ધર્મીક ફરમાનોથી ઉલટું થઈ પડશે.

આ પ્રતીવાદી જણાવે છે કે, મજકુર મસજીદ તથા બદરીમહાલના વહીવટ સંબંધી હુકમ ફરમાવવાને પોતાના ઓધાની રૂએ તેવણુ એકલા હકદાર છે, અને તેનો વહીવટ તેવણે હમેશાં ઘટતી રીતે, કાયદાપુર્વક કરીને તથા મજકુર કોમના ધાર્મીક ફરમાનોને અનુસરીને ચલાવ્યો છે તથા ચલાવવાનો હુકમ ફરમાવ્યો છે. મજ-

કુર ગલ્લામાં નાખવામાં આવતી રકમોના સંબંધમાં ઉપર જણાવેલી દલીલો આ પ્રતીવાદી ફરીથી રજુ કરે છે.

આ પ્રતીવાદી જણાવે છે કે ખરી હકીકત જોતાં વાદીને પગલાં ભરવાનું કાંઇબી કારણ નથી, તેમજ આ મુકદમામાં ચાહવામાં આવલી કોઇબી દાદ મેળવવાનો તેને હક નથી. અને તેથી આ મુકદમો ખરચ સાથે કહાડી નાંખવો, જોઇએ.

---

## એડવોકેટ જનરલે ખુલ્લો કિધેલો કેસ.

એડવોકેટ જેનરલે તે પછી જણાવ્યું કે મુદ્દાઓ ઘડી કાઢવામાં આવ્યા છે પણ પહેલાં હું કેસ ખુલ્લો કરવા માગું છું. અને સંખ્યાબંધ મુદ્દા ઉભા કરવામાં આવ્યા છે. પણ મુખ્ય સવાલ એ છે કે ચાંદાભાઇનો ગલ્લો ત્રસ્ટની મીલકત છે, યા નામદાર મુલ્લાંજી સાહેબની ખાનગી મીલકત છે. બીજો સવાલ મસ્જીદનો છે. નામદાર મુલ્લાંજી સાહેબના લેખીત બચાવનામામાં તેવણ કહે છે કે તેવણ પોતાની મરજી મુજબ મસ્જીદ બંધ કરી શકે અને તેવણ કોઇને હીસાબ આપવાને બંધાએલાં નથી. પહેલી જે બાબદ ધ્યાનમાં લેવાની છે તે એ છે કે દાઉદી વહોરાઓ કોણ છે; અને નામદાર વડા મુલ્લાંજી સાહેબનો દરજ્જો કોમમાં શું છે. શેખ ચાંદાભાઇ કોણ છે તે બી જાણવાની જરૂર છે. તેવણ શેખ હતા કે નહી? વળી ગલ્લો શું છે અને તેમાંના પૈસાની શું વ્યવસ્થા કરવાની છે, અને તેના સંબંધમાં મુલ્લાંજી સાહેબની સ્થીતી શું છે તે જોવાનું છે. એક ચોક્કસ મીશનરી ( ધર્મનો ફેલાવો કરનાર ધર્મગુરૂ ) હજાર વર્ષ પર અરબસ્તાનથી આવ્યા તે શીઆ હતા. તેવણે આ તરફ લોકોને વટલાવ્યા. વખત જતાં જુદા જુદા પંથો ઉભા થયા. મુખ્ય પંથ દાઉદી પંથ છે જેની

સાથે આપણને નીસબત છે, તેઓ શીઆ ધર્મ પાળે છે, તેઓ મુખ્ય કરીને વેપારી છે, તેઓ ઘણા દાવકા છે, તેઓ ઘણા ધર્મ ચુસ્ત છે. મુલ્લાંજી સાહેબ તેમના વડા ધર્મ ગુરૂ છે, તેવણને ઘણું માન મળે છે. તેવણ ધાર્મીક કરો ઉઘરાવે છે, પણ તેવણ નામદાર આગાખાનની માફક ઇમામ હોવાનો દાવો કરતા નથી, પણ તેવણનો ખેતાબ બતાવે છે કે તેવણ દાઇ અથવા મીશનરી છે. ચાંદાભાઇ એક વેપારી હતા. જુબાની ઉપરથી હું પુરવાર કરીશ કે તેવણને પીર (સેન્ટ) લેખવામાં આવતા હતા, તેવણ મોજેજા કરવાની શક્તી ધરાવતા હતા એમ તેવણ માટે જણાવવામાં આવ્યું છે. ચાંદાભાઇના મરણના વારસીક દીવસે આપવામાં આવતા જમણમાં હજારો વોહોરાઓ ભાગ લે છે. તે વેળા ઘણા વોહોરાઓ બાહેર ગામથી આવે છે, ગલ્લાના પઇસામાંથી એ જમણ આપવામાં આવે છે તથા મસજીદનો ચોક્કસ ખરચ કરવામાં આવે છે. ગલ્લાની આવક વરસ દહાડે રૂ. ૩૦ હજારની થવા જાય છે. તેની ચાર સ્થાવર મીલકતો છે. તે ઉપરાંત તેમાંથી એક બીજી મીલકત માટે રૂ. ૧૨૦૦૦૦ આપવામાં આવ્યા હતા. ઓમ્બે ગેઝેટીઅરનું એક વોલયુમ હું તમો નામદારને આપીશ જેમાં વોહોરાઓની તવારીખ છે. સુની અને શીઆઓ વચેનો તફાવત જાણવા માટે હું હાઇ કોર્ટમાં ચાલેલા આગાખાનાના કેસ ઉપર તમો નામદારનું ધ્યાન ખેંચીશ. પીનો વીશે અને ખાસ કરીને શેઠ ચાંદાભાઈ વીશે બોલ્યા પછી હું તમો નામ-દારને ગલ્લાની તવારીખ આપીશ, તે પછી પહેલા બીજા પ્રતીવાદીઓના અને મુલ્લાંજી સાહેબના જવાબો વીશે હું બોલીશ, અને તે પછી એ મીલકત ધર્માદા છે કે મુલ્લાંજી સાહેબની ખાનગી મીલકત છે તે વીશે હું વીવેચન કરીશ. પેહેલાં તો હું એવું બતાવું કે એ ધર્માદા

મીલકત છે, તો સામી બાજુએ એવું જે કહે છે કે મુલ્લાંજી સાહેબને કોમમાં જે દરજ્જો છે તે જોતાં તેવણ એ મીલકતની પોતાની મરજી મુજબ વ્યવસ્થા કરવાનો હક ધરાવે છે તે પુરવાર કરવાનો જોખમ તેવણને શીર રહેશે. ચાંદાભાઇ જો પીર હોય તો ગલ્લો ધર્માદા સખાવત માટેનો છે, દર વરસે જે મોટી મેજબાની આપવામાં આવે છે તેવી બીજી મેજબાની એ કોમમાં થતી નથી, ૮૦૦૦ વોહોરાઓ તેમાં સામેલ થાય છે, વડા ધર્મ ગુરૂ તેની આગેવાની લે છે. આગલી રાત્રે મેળાવડો થાય છે, જેમાં મુલ્લાંજી આમીલો તથા તેવણના વસીઓ હાજર થાય છે. તેવણ ત્યાં લોકોને ઉભા રાખી ગીતો ગવાડે છે, જેમાં ચાંદાભાઇની પીર તરીકે સ્તુતી ગાવામાં આવે છે. ચાંદાભાઈ એક પીર હતા એમ હું કહું છું. રમજાનની મેજબાનીમાં નાનો ખરચ થાય છે. પીરની કબર આગળ આપવામાં આવતા પૈસા વરસો થયાં સખાવતમાં વાપરવામાં આવતા રહ્યા છે. ચાંદાભાઇને પીર લેખવામાં આવે છે અને અરપણ કરવામાં આવતી રકમો વરસો થયાં સખાવતમાં વપરાઇ છે એવા પુરાવા છે. હું સમજી શકતો નથી કે તે પઇસા જો અરપણ કરવામાં આવતા હોય અને તે ધર્માદા કામમાં વપરાતા હોય તો તે કાયદાપુર્વક ધર્માદા સખાવતના પઇસા કેમ નહીં કેહેવાય ? નામદાર આગાખાનના કેસમાં એવું હતું કે બક્ષિશો નામદાર આગાખાનને આપવામાં આવતી હતી તેથી તે નામદાર આગાખાનના પઇસા હતા. અહીં કાંઇ મુલ્લાંજીને ભેટો આપવામાં આવતી નથી, તે ચાંદાભાઇની કબરને અરપણ કરવામાં આવે છે જેવણ મોજેજા કરવાની શક્તી ધરાવતા હતા એમ માનવામાં આવે છે ત્યારે તે મુલ્લાજી સાહેબના ખાનગી પઇસા કેમ ગણાય ? એ પઇસા કાંઇ મુલ્લાંજી સાહેબને અંગત આપવામાં આવતા

નથી, તે કબર પાસેની તીજોરીમાં શેઠ ચંદાભાઇને નામે નાખવામાં આવે છે. ચાંદાભાઇ વેપારી હોય કે ગમે તે હોય પણ તેવણ પીર હતા. અને તેવણ મોજેજા કરવાની શકતી ધરાવતા હતા એમ માનવામાં આવે છે. એવા પીરની કબર પર પઇસા ચહડાવવામાં આવે તે અલબત્ત સખાવતી–ધર્માદા પઇસા ગણવા જોઇએ. દસ્તાવેજોમાં ચોકસ આસામીઓને શેઠ ચાંદાભાઇની મસજીદના મેનેજર અને ટ્રસ્ટીઓ ઓળખાવવામાં આવ્યા છે તો–બી ધ્યાનમાં રાખવનું છે. તેના સંબંધમાં આવું જણાવવામાં આવે છે કે સોલીસીટરોએ ભુલ કીધી હતી, પણ દસ્તાવેજ ઉપર સહી લેવા આગમજ તે વંચવીને સમજાવવામાં આવે છે, અને દસ્તાવેજ સમજ્યા વગર તે ઉપર કોઇબી સહી કરતું નથી તે બીના ધ્યાનમાં લેવાની છે. હવે હું વહોરાઓ કોણ છે તે ગેઝેટીયરમાંથી જણાવીશ.

એ પછી સર એરંગમેને બોમ્બે ગેઝેટીઅરમાંથી ગુજરાતના વહોરાઓની તવારીખ વાંચી સંભળાવી હતી. આગળ ચાલતાં તેવણે જણાવ્યું કે હવે હું શીઆ સુન્ની વચ્ચેના તફાવતપર આવીશ. બાદ તેમણે એ તફાવત બતાવવા માટે આગાખાન કેસની હકીકત લૉ રીપોર્ટમાંથી વાંચી સંભળાવી હતી તે પછી તેમણે દાઇ અથવા મીશનરીની વીગત લૉ રીપોર્ટમાંથી વાંચી સંભળાવી કહ્યું કે પીર અથવા સેંટના સંબંધમાં એક બે શબ્દો હવે હું બોલીશ. મોહમેદનોના જેમ હયાત પીરો છે તેમ ગુજરી ગએલાં પીરો પણ છે પીર નામના અને કીર્તિ ધરાવનારા આસામીઓ છે. પીરને તેના ધર્મનાં લોકો મોટું માન આપે છે. એવું કહેવામાં આવે છે કે ચાંદાભાઇ વેપારી હતા પણ ચાંદાભાઇની નામના અને કીર્તિ અને તેવણને તેવણના હમદીનો તરફથી મળતી ઇજત આપણે ધ્યાનમાં લેવાની છે. કેટલાકો પોતાના

મરણ પછી પીર તરીકે પુંજાય છે. ચાંદાભાઇ આશરે ૧૦૦ વરસપર મરણ પામેલા જણાય છે. મસજીદ પહેલી આવી કે તેવણ પહેલા આવ્યા તે જણાતું નથી. તેવણ વેપારી હતા. મસજીદ ચાંદાભાઇ કરીમભાઇ મસજીદના નામથી ઓળખાવા લાગી જે વાતના સામી બાજુ ઇનકાર કરે છે. મસજીદની જમીનને મસજીદની ચેરીટેબલ જમીન તરીકે જણાવેલી છે. હસનઅલી ઇસ્માઇલજી કલતાનવાળા પાછળથી મેનેજર થયેલા જણાય છે. ઓરસ તે પીરના મરણના વાર્ષીક દીવસની ફેરસ્ત છે, એવો તરજુમો હાઇ કોર્ટના ટ્રાનસલેટરે કીધો છે, એ મેજબાનીમાં મુલ્લાંજી સાહેબના વડપણ હેઠળ વહોરાઓની મોટી સંખ્યા જમા થઇ હતી, એ પૈસા જો મુલ્લાંજી સાહેબના અંગત હોય તો તે ઓરસની મેજબાનીના ખરચના હીસાબમાં કેમ ઉધારવામાં આવ્યા છે અલ્લામાંથી મળેલા બે ચંદીના હાથોનાં વેચાણની ઉપજ હીસાબમાં બતાવવામાં આવી છે તે ઘણું અર્થ સુચક છે. કોઇના હાથનો કાંઇ બીગાડો થયો હશે અને તેથી તેણે સોગન લીધેલા હોવા જોઇએ એમ લાગે છે. વહોરા ઇસ્માઇલ તઇયબજીએ એક રકમ લીધેલી તે સોગંદ પ્રમાણે આપેલા હીસાબમાં બતાવવામાં આવી છે.

અત્રે કોર્ટ ટીફીન માટે ઉઠી હતી.

## ટીફીન પછીનું કામકાજ.

ટીફીન પછી કોરટ પાછી બેસતાં કોરટમાં વોહરાઓની ગીરદી અતીશે વધી ગયલી જોવામાં આવતી હતી. પોતાના મુલ્લાજી સામેના આ કેસમાં સામેલગીરી આપવાને મુંબઇના સઘળા વોહરા વેપારી અને ધંધાદારીઓએ પોતાની દુકાનો બંધ રાખેલી હોવાથી વોહર.-

ઓને કોર્ટમા હાજર થવાને ઘણું અગત્ય કર્યું હતું. નામદાર જજે આસન ઉપર બેઠક લેતાં વાહરાઓની અતીશે ગીરદીના સબબે કાંઇ સાંભળી નહીં શકવાથી મી૦ બીનીંગે કોર્ટની બેરીસ્ટરોની બેસવાની બેઠક મોકળી રાખવાની અરજ કીધી હતી, જે ઉપરથી નામદાર જજે પોલીસ ઇનસપેક્ટરને બોલાવીને કેટલાક વોહરાઓને બ્હાર જવા કેહવાનો હુકમ ફરમાવ્યો હતો.

એડવોકેટ જેનરલે એ બાદ ગલ્લાના હીસાબ વીશે બોલતાં જણાવયું કે ઓરસ જમાતખાના સમારકામ રંગ વગેરે પાછળ ખરચાયલા નાણાંની વીગતો તેમાં મલે છે. સવંત ૧૯૫૦ હીસાબ જોતાં તે પછી ૧૯૫૬ સુધી હસનઅલી હસતકનો હીસાબ મલે છે, ૧૯૦૦ ના સાલમાં ઇસમાલજી અને હસનઅલીના મરણ બાદ વાંધો ઉઠતાં મી૦ સરફઅલી મામુજી અને બીજાઓની લવાદી ઉપર તે વાંધો લઇ જવામાં આવ્યો હતો. જેનો ચુકાદો હું રજુ કરૂં છું. વળી, મુંબઇ બેંકમાં મુલ્લાંજી તરફનું ઇનડેમનીટી બોંડ છે તે પણ હું હવે પછી રજુ કરીશ.

મી૦ બાનીંગ—એફીડેવીડ ઓફ ડોક્યુમેંટમાં જણાયું નથી.

એડવોકેટ જેનરલ—એડવોકેટ જેનરલ દસ્તાવેજોનું અફીડેવીટ કદિ નોંધાવતા નથી.

એ બાદ એડવોકેટ જેનરલે મરહુમ મી૦ સરફઅલી મામુજીએ લવાદ તરીકે આપેલો ચુકાદો વાંચી સંભલાવ્યો હતો, જે ઉપરથી જણાતું હતું કે સેવીગ બેંકમાં હસનઅલીના નામનું જે ખાતું હતું તે ચાંદાભાઈ કરીમભાઇના ઓરસને લગતાં નાણાંનું હતું.

ડીસેમ્બર ૧૯૦૧ માં મુલ્લાંજી બુરહાનુદીને મી૦ શરફઅલી ઉપર એક પત્ર લખીને આ ચુકાદાના કામ બાબે ઇસારો કીધો

હતો જે વખતે યુસુફઅલી અહમદઅલીને મેનેજર નેમવામાં આવ્યા હતા. આ વાકય જે મુલ્લાંજીએ લખ્યું છે તે ઉપરથી ખુલ્લું દેખાય છે કે ચાંદાભાઇને ઓલીઆ ગણીને મુલ્લાંજીઓ તેમને માટે કેટલું માન ધરાવતા હતા. આ પત્ર ગુજરાતી ભાષામાં છે અને તેમાં ચાંદાભાઇને પીર જણાવ્યા છે.

મી૦ બીનીંગ–તે ગુજરાતી પત્ર હું જોવા માગું છું.

એ. જે.–હું ભુલ્યો. આ પત્ર અરેબીક ભાશામાં છે.

એડવોકેટ જેનરલે એ બાદ બોલતાં જણાવ્યું કે, ૧૯૦૨ માં યુસુફઅલીએ મી૦ શરફઅલી મામુજી ઉપર લખેલો પત્ર છે તેમાં ચાંદાભાઇના ગલ્લાના ત્રસ્ટી તરીકે ગલ્લાના હીસાબ બાબેનો છે. શરફ-અલીની અરજી ઉપર એ બાદ બોલતાં એડવોકેટ જેનરલે જણાવ્યું હતું કે તેમાં લુકમાનજી અને બીજાઓ જોડાયા છે, અને તે તા૦ ૧૨–૯–૧૯૦૫ ની છે. છેવટે દરશાવવામાં આવ્યું છે કે હસનઅલીના ખાતામાંથી રૂ. ૪૧૯૩ ઉપાડયા હતા, તે એવોરડની રૂએ હવાલે કરવામા આવી છે. તા૦ ૧૫–૪–૧૯૦૭ ને દીને તે વખતના મુલ્લાજી સાહેબે અને નુરૂદીન ઇભરાહીમ નુરૂદીનને ઉપલી રકમ બદલ ઈન્ડેમ નીટી બોંડ લખી આપ્યું હતું તે પુરાવો એ છે જે હસનઅલીના વારસોમાં વાંધો ઉઠતાં લવાદી ઉપર કામ ગયું હતું અને ઉપર જણાવ્યાં મુજબ તેનો ફેંસલો થયો હતો.

આ ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે આ ગલ્લો એક સખાવતી ખાતું છે. જો તે મુલ્લાંજીની ખાનગી મતા હતે તો તેઓ શું કરવા આવું બોંડ લખી આપતે ? તે વખતના મુલ્લાજી એ પોતે તે જાહેર સખાવત હોય એમ ગણીને તે બાબતનું કામ કીધું છે. એનો અર્થ આ ગલ્લો મુલ્લાજી તેમજ જમાતની માલે-

કીનો છે એમ થાય છે. રૂ. ૪૧૫૩ ગલ્લાના ખાતામાં પાછા જમે આ-પ્યા છે. પણ તેનું વ્યાજ જોવામાં આવતું નથી એ અચંબા ભરેલું છે.

હવે ૧ લા અને ૨ જા પ્રતીવાદીઓ બાબત હું બોલીશ. વખતે બાટલીવાળાનું ઘર રૂ. ૧૭૫૦૦ માં ખરીદવામાં આવ્યું હતું. એ ઘેરના વેચાણખત ઉપર હું કોરટનું ધ્યાન ખેંચીશ. આ ખત રજુ કરવાની મી. તારાપોરવાલાને રજા આપવાની હું મી. બીનીંગને ફરમાશ કરીશ. ઘેર બાબત પોલીસે થાલી પીટાવીને આ વાત જાહેર કરવાની વડા મેજીસ્ત્રેટને અરજી કરવામાં આવી હતી, જેમને ચાંદાભાઇનાં ગલ્લાના મેનેજર તરીકે તેઓએ પોતાને જાહેર કીધા છે સંવત ૧૯૫૯ ના સાલમાં રમજાન મહીનાની નાતના જમણનો ખરચ પણ હીસાબમાં દેખાડવામા આવ્યો છે અને પે-સ્તનજી ધીવાલા પાસેથી ખરીદેલા મકાનની કીમત પણ તેમાં ટાં કેલી જોવામાં આવે છે. તે મીલકતના વેચાણ ખતમાં મેનેજરોએ પોતાને ચાંદાભાઇના ગલ્લાના ટ્રસ્ટી અને મેનેજર તરીકે પોતાને ઓલખાવ્યા છે. એ પછીની નોંધ ધીવાલાનું ઘેર રૂ ૬૦૦૦૦) આ-શરેનું ખરીદયું તેની જોવામાં આવે છે.

નામદાર જજ—મી૦ એડવોકેટ જેનરલ તમો જો દસ્તાવેજોની નકલો ભેગી કરીને તેનો એક પોરટફોલીઓ મારે માટે લાવશો તો મારૂં કામ ઘણું સવલ થશે.

એડવોકેટ જેનરલ—હું તારીખવાર સઘલા હીસાબો રજુ કર્યો જઇશ અને તમારી સગવડ માટે એક પોર્ટફોલીઓ બનાવવાને હું હુકમ આપોશ. કાવસજી ધીવાલાનું ઘેર પોતાના નામ ઉપર ચહાવતી વેળાએ મેનેજરોએ રીવાજ પ્રમાણે પોતાને ટ્રસ્ટી અને મેનેજરો

તરીકે જણાવ્યા છે એટલુંજ નહી પણ ગુજરાતી વર્તમાન પત્રોમાં તે બાબત જે જાહેર ખબર તેઓએ પ્રગટ કીધી હતી તેમાં તેઓ પોતાને ત્રસ્ટી અને મેનેજર તરીકે ખુલેખુલા જણાવ્યા છે. ચોથા ઘેરની ખરીદી બદલ ખરશેદજી રૂસ્તમજી મોદીને નાણું પગાર કરવાની નોંધ તે પછી આવે છે. જે ૧૯૬૩ ના સાલની છે. તા૦ ૨૧-૧૨-૧૯૦૭ ને દીને તે નાંમે ચઢાવેલું જણાવવામાં આવે છે.

આ વેચાણ ખતમાં બે બીજા મુદ્દા જોવામાં આવે છે. મસજીદના આ લોકો ત્રસટી કે મેનેજર છે ? અને ગલ્લા તથા મસજીદ એકત્ર સખાવત છે કે ? મજકુર મસજીદ ચાંદાભાઈની મસજીદ તરીકે ઓલખવામાં આવી છે. એવું કહેવામાં આવે છે કે આ વેચાણખત થતી વેળાએ ભુલ થઇ હતી પણ કોઈપણ સોલીસીટરો પોતાને આપવામાં આવેલી સુચનાઓથી બીજું દરશાવે નહીં.

હવે હું બદરીમહાલ વીશે કહીશ અને તેનું થોડુંક વરણન કરીશ. આ પાંચમી મીલકત છે. અને મસજીદની સાથે જોડાયલી છે તે હેદરબાદના નવાબજંગની પાસેથી યુસુફઅલી મહમદ અલીની કું૦ના નામે ખરીદી હતી તેનો વીસ્તાર ૬૪૯ ચોરસવાર હતો. એ જમીન સેટએટ રૂકીને મીલકત બાંધવામાંવાપરી.બાકીની થોડી મસજીદમાં વધારો કરવા લીધીહતી અને એરીતે આખી સમજીદ નવેસરથી બાંધી છે. મજકુર બદરીમહાલ માટે ગલ્લામાંથી પાંચ વરસમાં રૂ. ૧૨૦૦૦૦ ની રકમ લીધી હતી તેમજ બીજી રૂ. ૨૦૦૦૦ ની રકમ હતી જે બીજી મીલકતની ભાડાંમાંથી મલી હતી. આ ઉપરથી ખુલું જણાય છે કે મસજીદ અને બદરીમહાલ બાંધવા પાછળ રૂ. દોઢ લાખ જેટલાં ગલ્લાનાં નાણાં વપરાયાં હતાં. ઇસાભાઇ મોટાભાઇની પેઢીએ મીલકત વકફમાં આપી હતી જે પછી તેઓ નાદાર થયા હતા. પણ

મીલકતમાં તેઓએ શું ફાલો આપ્યો હતો તે હજુર સુધી જાહેર થયું નથી.તેઓએ નાદારીની એફીડેવીટ નોંધાવવા પછી ઓફીસીઅલ એસાઇનીએ હાલમાં એક દાવો માંડયો છે જેમાં મુલ્લાંજી અને મને જવાબદાર ગણ્યા છે.મુલ્લાંજીએ આ બાબતનું બચાવનામું નોંધાવ્યું છે તેમાં એવું જણાવ્યું છે કે આ મીલકત વકફમાં આપેલી હોવાથી મારા કાકા અને મારો તે ઉપર તમામ હક છે. આ મીલકત ખરીદવા પહેલાં બે પ્રતીવાદીઓએ જોઇતાં નાણાં ધીર્યા હતાં જે વ્યાજ સીકે પાછા ફેરવવામાં આવ્યાં છે. મારે કોર્ટને એટલુંજ દેખાડવું છે કે ચાંદાભાઇના ગલ્લાના નાણાંમાંથી મસ્જીદમાં વધારો કરીને બદરી મહાલ બાંધવામાં આવ્યો હતો. એ બાબતના શેરો કહાડવાનો પહેલાં તેઓએ વીચાર રાખ્યો હતો કે તમામ વોહરા કોમ પાસેથી તેનો ફાલો મેળવવો અને પાછળથી એ નાણાં ધીમે ધીમે પાછાં વાળવાં. વોહરા કોમે આ યોજના કબુલ રાખી હતી, પણ પાછળથી તે પડી ભાગી હતી એ માટેની શેર સરટીફીકેટો પણ છપાવવામાં આવી હતી. હાલના મુલ્લાંજીએ ગાદી ઉપર આવતાં, પોતાના હીસાબ માટે ગલ્લામાંથી નાણાં ઉપાડયાં હતાં, અને તે બાદ બદરી મહાલના નામનો હીસાબ બંધ કરી પોતાના નામે તે હીસાબ ચાલુ કરવામાં આવ્યો. હું બતાવવા માગું છું કે ચાંદાભાઇના ગલ્લાએ બદરીમહાલમાં મોટો ફાલો આપ્યો છે, જે પાંચ વરસમાં રૂપીઆ દોઢ લાખ ઉપરનો છે, જ્યારે તેમાંની કુલે રકમ રૂ. ૩॥ લાખ છે. મુલ્લાજીએ ઓફીશીયલ એસાઇની ઉપરના પોતાના બચાવનામામાં જણાવ્યું છે કે મારા કાકા અને મારી આગમજના ગાદીનશીનોએ પોતાના ઘેરના નાણાં તે પાછળ ખરચ્યાં હતાં.

અત્રે એડવોકેટ જનરલે ઉપર લખેલી શેરોની લગતી મદેહનજર

વાંચી સંભળાવ્યા બાદ ૫-૩૦ નો અમલ થવાથી કોરટનું કામ બીજે દીવસે સવારના ૧૧-૩૦ કલાક ઉપર મુલતવી રાખવામાં આવ્યું હતું.

તા૦ ૩૧-૮-૨૦

મુકદમો નીકળતાં શરૂઆતમાં મી૦ બીનીંગે જણાવ્યું હતું કે, મુલાંજીએ પોતાની કોમને ફરમાવ્યું છે તે અનુસાર આ મુકદમાને લાગતા વલગતા સીવાય બીજા અત્રે હાજર થશે નહીં. એ જોતાં હવે પોલીસને હાજર રાખવાની જરૂર નથી.

નામદાર જજે એ ઉપરથી પોલીસ ઇનસ્પેકટરને બોલાવીને કહ્યું હતું કે હવે ઝાઝી પોલીસની જરૂર નથી. જો હવેથી જરૂર પડશે તો તમારી મદદ લેવામાં આવશે.

## ઓરસના દિવસે જમાતનું ખાણું.

એડવોકેટ જેનરલે એ બાદ ગઇ કાલે હાથ ધરવામાં આવેલા મુદા ઉપર તકરાર કરતાં જણાવ્યું હતું કે દર વરસે ઓરસના દીવસ જમાતનું ખાણું આપવામાં આવે છે. શરૂઆતમાં એ માટે ઓછો ખરચ થયો હતો પણ પાછળથી ધીમે ધીમે તેમાં વધારો થતો ગયો હતો. એ મેલાવડામાં મુલ્લાંજી તેમના આમીલો અને બીજા અમલદારો સાથે હાજર થતા હતા. તથા તે વેળાએ કબર આગલ જે બંદગી થતી હતી તેમાં ચાંદભાઇને શેખ તરીકે દર્શાવવામાં આવ્યા હતા. મરનાર અજાયબ જેવી શકતી ધરાવતા હતા તે માટે બંદગીમાં ઇસારો થતો હતો આ શકતી તેમની હઇયાતીમાં નહિં પણ તેની પછી જણાવા લાગી હતી, કારણ તેની શકતીના સબબેજ તેમને માટે માનતા લેવામાં આવતી હતી. એડવોકેટ જેનરલે એબાદ ઉપલી બંદગી વાંચવા માંડતાં મી૦ બીનીંગે વાંધો લેતાં જણાવ્યું હતું કે આ બંદગીની નકલ અમોને આપવામાં આવી નથી, તેમ

તે તપાસવા દેવાંમાં પણ આવી નથી.

એ૦ જે–તરજુમાની નકલ અમને ગયા અઠવાડીયેજ મલી છે.

નામદાર જજ–તમો જે દસ્તાવેજો ઉપર આધાર રાખતા હોવ તે તમારે જાહેર કરવા જોઇતા હતા.

એ૦ જે૦–આ દસતાવેજો જુદા જુદા આસામીઓ તરફથી મલ્યા છે, વળી આ દસતાવેજ એવો નથી કે જેઓ મી૦ બીનીંગને સુચનાઓ આપતા હોય. તેઓ તેનાથી બીનવાકેફ હોય, છતાં હું સતાવાર તરજુમાની નકલ પુગાડવાની કબુલાત આપું છું. ઓરસને દહાડે આ બંદગી કરવામાં આવે છે. જે નીચે મુજબ છે ( અત્રે કોરટની વાકેફ માટે આ બંદગી વાંચી જવામાં આવી હતી. )

ઓરસ ઉપર જે બંદગી કરવામાં આવે છે તેમાં હાજર રહેલા હજારો લોકો સામેલ થાય છે અને ત્યાં પોતાની માનતા મુજબની ભેટ કબર હજુર ધરીને તેના બદલામાં પીરના આશીરવાદ માગે છે.

એટલુંજ નહી ઘણુ દુઃખી દરદીઓ સાજા થવાની માનતા કીધા પછી સાજા થવાથી ત્યાં આવે છે અને ભેટો ધરે છે. પારસી જેવી કોમના સભાસદો પણ ત્યાં આવે છે જે માટે બંદગીમાં ઇસારો પણ કરવામાં આવ્યો છે એ દેખાડે છે કે ચાંદા ભાઇને એક અઉલીઆ તરીકે સઘલાઓ માનતા હતા. આ બંદગી હાલના મુલ્લાંજીના પીતાજીના વખતમાં લખાઇ હતી તે કારણે જગે જગા તેમનું નામ જોડેલું જોવામાં આવે છે. હું દરેક શબ્દ ઉપર ભાર મુકીને તેનો અર્થ કરી બતાવવાની જરૂર જોતો નથી અને તેમ હું કરનાર નથી પણ નામદાર કોરટ આ બંદગીનો આખો સાર તપાસીને તે ઉપર જો પોતાનું મત દોરવશે તો કોરટની ખાત્રી થશે કે પીર માટેજ આવી બંદગી થાય.

## કબર ઉપર કરવામાં આવતી ખાસ બંદગી.

નામદાર જજ—જેમ ચાંદાભાઇને પીર તરીકે માનવામાં આવે છે તેમ બીજા પીરોની કોઇ કબરો તમારી જાણમાં હશેની ?

એ૦ જે૦—કાઠીઆવાડ અને ગુજરાતમાં હસન પીર અને ગની પીરની કબરો છે ત્યાં આના જેવીજ માનતા થાય છે.

મી૰ બીનીંગ—હીંદના સઘળા ભાગોમાં એવા પીરોની કબરો આવેલી છે.

નામદાર જજ—આવી બંદગી એકજ જાતની હોય છે કે જુદી જુદી વેળાએ જુદી થાય છે ?

એડવોકેટ જેનરલ-હાલના મુલ્લાંજીના પોતાના વખતમાં આ બંદગી થતી હતી, એટલુંજ નહીં પણ તેમના બાપાવાના વખતમાં તો તેમના નામની જોડેલી બંદગી થતી હતી. આ બંદગીમાં કબર ઉપર ભેટ સોગાદો મેલવાનું સાફ લખાણુ છે, અને નહીં કે તે મુલ્લાંજીને આપવાનું. પેહલા અને બીજા પ્રતીવાદીઓએ આ મસજીદ ફરીથી બાંધી ત્યારે તેની વીગતોનું પોતાના ચોપડામાં ખાતું પાડયું છે, જેમાં પણ તેને ચાંદાભાઇ શેઠના મસજીદ તરીકે દેખાડી છે, જેથી મસજીદ અને કબર એકજ છે એમ હું કહીશ. સામી પક્ષ તરફથી એવો ઇનકાર કરવામાં આવે છે કે આ ભેટ કબર માટે ધરવામાં આવતી નથી, પણ નામદાર મુલ્લાંજીનાં માટે તે અપાય છે. આ આવક ધરમાદાની હોવાથી તે ઉપર ઇનકમ ટેક્ષ પણ લેવામાં આવતો નથી. આ સઘળા પુરાવા ઘણુ સંગીન લેખાય. ઓરસના જાત્રાના મેલાવડામાં મુલ્લાંજી સાહેબ પ્રમુખપદ લે છે. અને એ વેળાએ થતી બંદગીમાં ચાંદાભાઇ શેઠને પીર તરીકે ઓળખવામાં આવે છે, તે પણ ખુલ્લું થયું છે. વળી આ સખાવત જાહેર છે તે પાયા ઉપર

આગલા એક દાવામાં કોરટે ત્રસટી નેમ્યા હતા, અને તે વેળાના મુલ્લાંજીએ પોતે બેંકને જામીનગીરી લખી આપી હતી જેમ કરી એવા દાવાનો સ્વીકાર કર્યો હતો. આ એક જાહેર સખાવત છે. મુલ્લાંજી સાહેબ એ મીલકતનો વહીવટ વોહરાઓની એવી માન્યતા સાથે કરે છે કે ખાસ ઓરસને દિને જમાતનું ખાણું આપવા, રોશની કરવા તથા તેના સમારકામ પાછળ ખરચે છે. વળી એ પ્રસંગે મુલ્લાંજીને અંગત ભેટ કરવામાં આવે છે તે વાત ખરી પણ તે મસજીદની ઉપરાંત જુદીજ હોય છે.

નામદાર જજ—કોઇ ચોકસ આસામીને ભેટ ધરવામાં આવે તો તે સખાવતી કેહવાય કે ?

એ૦ જે૦—આ દાખલામાં આગળ ઇનકમ ટેક્ષ લેવાયો હતો, જે બાબત કલેકટર ઉપર તેને મુક્ત કરવાની એક અરજી મોકલવામાં આવી હતી, જેની નકલ દેખાડવાને કલેક્ટર ના પાડે છે, કે તે ખાનગી છે.

મી૦ બીનીંગ—તે કાગળનો નાશ કરવામાં આવ્યો છે.

એ૦ જે૦—હું સામી પક્ષને તેની નકલ પુરી પાડવાની અરજ કરૂં છું. મ્યુનીસીપલ ટેક્ષ બાબત પણ મસજીદને જાહેર સખાવતની લેખવામાં આવી છે. જેનો પુરાવો હું હવે પછી રજુ કરીશ. એમ તો કાંઇ શક નથી કે વડા મુલ્લાંજી તરફ સઘળાઓની મજબુત લાગણી અને દીલસોજી છે, તે કારણેજ ગઇ કાલે કોરટમાં વોહરાઓ હાજર થયા હતા.

નામદાર જજ—આ બાબત હું કશું અત્રે બોલવા ઇચ્છ્શ નહીં

મી૦ બીનીંગ—આ સુચનાની સામે હું થાઉં છું કારણ આ કાલે મુલ્લાંજીના કહેવાથી સર્વે અત્રે આવ્યા ન હતા.

એ૦ જે૦—હું એવું દેખાડવા માગતો નથી કે સામી પક્ષ ખોટું કહે છે, પણ પોતાના બચાવમાં જે મુદ્દો તેઓએ રાખ્યો છે કે મીલકત પોતાની છે તેથી તેમ તેઓને કહેવું પડે છે. આ મીલકત જાહેર સખાવતની છે, જ્યારે સામી પક્ષ જુબાનીથી પુરવાર કરવા માગે છે કે તે તેવી નથી, અને કોમ તરફથી જે ભેટો ધરવામાં આવી હતી તે ખુદ નામદાર મુલ્લાંજીને માટે જ હતી, અહીંથી હું મોહડેની જુબાની ઉપર કોરટને સાવચેત રહીને મત બાંધવાની અરજ કરીશ.

## પીરને કરવામાં આવતી ભેટો.

એક પીરને અરપણ કરવામાં આવતી સઘળી ભેટો કંઈ ખાલી કબરના નીભાવ માટેજ જતી નથી પણ ઓરસનું ખાણું. મરામત, રોશણી વગેરે ખરચ પાછળ હંમેશાં જાય છે. એજ વખતે હું કહીશ કે આ ગલ્લો મુલ્લાંજી વસુલ કરે છે તેથી કંઈ તે મીલકત તેમની થતી નથી. ગલ્લાના પઈસા ઉપર વડા મુલ્લાંજીનો હક નથી.

આ મુકદમામાં જે સવાલ છે તે એ છે કે પઈસા આવે છે તે ઉપર વડા મુલ્લાંજીને કંઈબી હક નથી.

જાહેર સખાવતને લાગતો વલગતો એક મુકદમો " લો રીપોર્ટ " માં છે.

( અત્રે એડવોકેટ જેનરલે ઉપલો મુકદમો લંબાણથી કાયદાના પુસ્તકમાંથી રજુ કીધો હતો. )

આ મુકદમામાં એકલો સવાલ એ છે જે આ ભેટ જાહેર સખાવત છે કે ની ?

નામદાર જજ—વડા મુલ્લાંજી ક્યાં રહે છે ?

એ. જે.–વડા મુલ્લાજી સુરત ખાતે ઘણું ખરૂં રહે છે, અને આખા ગુજરાતમાં પ્રવાસે જાય છે, વળી દરેક ઠેકાણે તેમના નિમો અથવા આમીલો તેમનું કામકાજ બજાવે છે. હવે હું આ મુકાદમો મંડાયો તે આગમજ જે પત્ર વહેવાર ચાલ્યો હતો તે અત્રે ટાંકી બતાવીશ.

એડવોકેટ જેનરલે અત્રે એ પત્ર વેહવાર ટાંકી બતાવ્યો હતો, અને ઉમેરયું હતું. કે બદરી મહાલ બાધવા પાછલ રૂ. ૧૭૨૦૦૦ ખરચાયા છે. આએ મીલકત માટે સામી પક્ષ એકજ જવાબ આપી શકે, યા તો તેઓ કબુલ કરે કે તે સખાવતી છે અથવા તો મુલ્લાંજીની છે એવો દાવો કરે.

અત્રે મી૦ બીનીંગે જણાવ્યું જે મારી સ્થીતી એવી છે અને તે મારા બણેલા મીત્ર સારી રીતે સમજે છે કે આ મીલકત વડા મુલ્લાંજીની પછીના ગાદીનશીનીના લાભની છે, પોતાની ગાદીની રૂએ મુલ્લાંજીને એવી સતા અને એલકાબો છે કે તે જો હું અત્રે દરશાવું તો મારા મીત્રને તુરત સમજ બી નહી પડે! તેઓ ખોદાના પ્રતીનીધી છે, અને પોતાની ગાદીની રૂએ ફક્ત ખોદાનેજ જવાબદાર છે. એ જોતાં મસજીદ અને ગલ્લો પણ મુલ્લાંજીની મીલકત છે.

એડવોકેટ–જેનરલ–હું આ બાબત બરાબર સમજી શકતો નહી. કદાચ મી૦ બીનીંગ પોતાનો મુકદમો રજુ કરે ત્યારે તે વીગત મને સમજાશે.

મી૦ બીનીંગ—હું આ બાબતમાં આથી વધુ ખુલ્લો ખોલાસો આપી શકીશ નહી.

એ૦ જે૦—આ ઉપરથી શું મી૦ બીનીંગ એવું કહેવા માગે

છે કે વોહરા કામની કંઈ સખાવત થાય તો તે સઘળી મુલ્લાજીની ખાનગી મતા થઇ ગઇ ? આ બાબતમાં તો કંઇ દલીલોનો નીવેડે આવશેજ નહી. શું કબ્રસ્તાન, મદરેસા, કન્યાશાળા વીગેરે સખાવતી ખાતાંઓ ઉપર મુલ્લાંજી પોતાનો દાવો કરે છે કે ?

મીo બીનીંગ—હું એવી તકરારના જવાબ આપવાને હાજર થયો નથી. હું આ મુકદમાં બાબત અગ્રે ઉભો છું.

નામદાર જજ—હું બન્ને બાજુની તકરાર સાથે સાંભળવા માગતો નથી.

એo જેo—સામી પક્ષ કેવી વલણ અખત્યાર કરે છે તે દાખલામાં તાંકી બતાવીશ. ગલ્લાના માલેક તરીકે વડા મુલ્લાંજી પોતાને ઓલખાવે છે. અને જાહેર કરે છે કે પોતે ખોદાને જવાબદાર છે અને બીજા કોઇને નહી હવે તેની કસોટી કેમ કરવી તે એ સવાલ છે. મારે તો આ સખાવત જાહેર છ એટલુંજ બતાવવું નથી પણ તે સાથે એટલુંબી બતાવવું છે. કે આ જાહેર સખાવતને સઘલો ઝુમો સામી પક્ષવાલાઓને શીર છે. તેકામ પુરવાર કરવાનું મારૂં નહી પણ સામી પક્ષનું છે. આ સખાવતી મકાન નથી એમ પુરવાર કરવાનું કામ સામી પક્ષનું છે.

જે ભેટ ખોદાને નામે કરવામાં આવે છે તે સખાવતી કેહવાય જો સઘલી સખાવતી ભેટ માટે મુલ્લાંજી પોતાની હોવાનો દાવો કરે તો, હું ધરમખાતાના રક્ષક તેરીકે તે સઘલી મારે હસ્તક લઉં અંગત ભેટો ઉપર અલબતા કોઇનો હક રેહતો નથી. ખરા સવાલનો કોઇ પણ આડોતીડો અરથ કરી શકશે નહી. નામદાર આગાખાનના બાબતના ભેટો અંગત પુરવાર થયલી હોવાથી તે જાહેર સખાવતનાં બંધનમાં આવી શકતી નથી.

મીo બીનીંગ—નામદાર મુલ્લાંજી કોમના વડા છે. તેમ ખોદાના

પ્રતીનીધી છે, જે મુજબ આખી કોમ તેમને માને છે. એવી નેમથી આ દાખલામાં તેઓ ઉપર એતેકાદ રાખવામાં આવે છે કે આ ભેટ મુલ્લાંજીની અંગત છે. અને ખોદાના પ્રતીનીધી તરીકે તે સઘળી તેમના કાબુમાં છે. અલબતા જેઓ ખોદાને માનતા નહી હોય તેઓ તો મુલ્લાંજીનેબી નહી માને ! મારી આ દલીલ વોહરા કોમના સઘલાં ધરમખાતાં, મદરેસા કબ્રસ્તાન વગેરેને લાગુ પડે છે, અને તેના ટેકામાં આગાખાનનો કેસ હું રજુ કરીશ.

નામદાર જજ—તે કેસ સીવાય બીજી કંઇ શાહદત છે કે ?

મી. બીનીંગ—ધરમ પુસ્તકો, તયબજી કેસ અને "રીલીજીયસ ટેસ્ટ" છે.

નામદાર જજ—ધારો કે હું ચોકસ ત્રસ્ટ કરી વોહરા કોમના લાભ માટે કામ લઉં તો તે બદલ તમો શું કહો છો ? એ મુકાદાને કબુલ કરવા દરેક વોહરો તઇયાર થશે કે ?

મી૦ બીનીંગ—મુલ્લાંજી ચોકસ સરતે તેવું ત્રસ્ટ સ્વીકારે તોજ દરેક વોહરો તે મુજબ તે માન્ય રાખે.

અત્રે કોર્ટ ટીફીન માટે ઉઠી હતી.

## ટીફીન પછીની તપાસ.

ટીફીન પછી ૩-૪૦ કલાકે કોર્ટ પાછી બેસતાં નામદાર એડવોકેટ જેનરલે પોતાની તકરાર ચાલુ કરતાં જણાવ્યું હતું કે, મી. બીનીંગના કહેવાનો અર્થ એ થાય કે દરેક માણસ પોતાની મીલકતનો ખુદા તરફથી ત્રસ્ટી છે. તે પોતાના બાગ બચાં માટે ખોદાને જવાબદાર છે, જેથી મી. બીનીંગની દલીલ પ્રમાણે તો કોઇબી વોહરાની સખાવત ઉપર કોર્ટની હકુમત રહેજ નહીં. કોરટે જે જોવાનું છે તે આ કે ભેટ એક અસામીને કે પાદ્રીને ધરવામાં આવે છે. જો

પીરને હોય તો તે જાહેર સખાવત ગણાય. પણ એથી ઉલટું આસામી માટેની ભેટ તે આસામી માટેજ થયલી લેખાય અને તેનઃ વારસોને મલે, ધારો કે કોઇ શખસ આખી વોહરા કોમ માટે કંઇ સખાવતી ખાતું ખોલે તો તેનાં નાણાં શું મુલ્લાંજીને મલે અને ટ્રસ્ટ વ્યર્થ જાય કે ? નામદાર એડવોકેટ જેનરલે આ બાબતના લો. રીપોર્ટમાના ચુકાદાઓ ટાંકી બતાવતાં જાહેર કીધું હતું કે સ્વામીનારાયણને આગાખાનના મુકદમા વેળાએ આપણે જોયું હતું કે, તેઓને મલતું નજરાણું કે જકાત ધર્મગુરૂના અંગત લાભ અને ગાદીના નીભાવ માટેનું હતું. અલબતા મુલ્લાંજી પણ વખતો વખત આવી જકાત મેલવે છે પણ આ જકાત અને ગલ્લામાં ઘણો ફેર છે. આ ગલ્લો તો જાહેર સખાવત માટે ખરચવાની નેમથી સ્થાપવામાં આવ્યો હતો. આ કબર તથા મસજીદ યાને પીરના થાનકના નીભાવ માટે છે અને નહી કે મુલ્લાંજીનું અંગત. આવી રીતે જો કામ લેવામાં આવે તો મેં કહયું તેમ એ કોઇની સખાવત ઉપર ધાર્મીક તેમ રક્ષકનો આંકોશ રહે નહી. આ ગલ્લો જાહેર સખાવતનો છે એવું તો આડકત્રી રીતે આગળ પુરવાર કરવામાં આવ્યુ પણ છે. અને આગલા વોહરા કેસના લવાદો ઉપર વાંધો લઇ જવામાં આવ્યો હતો તે વેળાએ તેઓના ચુકાદામાં એ ગલ્લાંને જાહેર સખાવતી તરીકે જાહેર કરવામાં આવ્યો છે.

નામદાર જજ—નામદાર આગાખાન માટે જે ધાર્મીક નજરથી ભેટ ધરવામાં આવે છે તેનો શું ઉપયોગ થાય છે ?

એ. જે.—એઓમાં મસજીદ જેવું નથી પણ જમાતખાના નામની ધાર્મીક મેળાવડા માટેની જગ્યા હોય છે તેના નીભાવ માટે ખરચાય છે.

ચાંદાભાઇના કોઇ વારસ હોય તો તેઓ પોતાના આગલા વડવા માટેની સખાવતનો હીસાબ માંગી શકે એટલુંજ નહીં પણ કોઇબી વોહરા પોતાની કોમના ધર્મખાતા માટે જવાબ માગી શકે. વડા મુલ્લાંજી સાહેબ એ બાબતમાં ફક્ત મેનેજર તરીકે રહેવાનો દાવો કરી શકે. ખુદ રોમન કયોલીક જેવી ધાર્મિક ઝનુન ધરાવનારી કોમમાં પણ ધર્મખાતાઓ માટે તેના દરેક પાદરી જોખમદાર ગણાય છે. મી૦ બીનીંગ કહે છે તેવો જો ખરેખર બચાવ હોય તો ૩૦ મુદા ઉભા કરવાની જરૂર કયાં રહી. એ માટે મારા ધરવા પ્રમાણે ફક્ત એકજ મુદો તેઓ ઉભો કરી શકે, અને તે મુદો આ મુકદમાની તપાસ કરવાની આ કોર્ટની સત્તા બાબતનો છે.

નામદાર જજ—મુદ્દા ઘણા ઉભા કરવામાં આવ્યા છે. તેથી મને કંઈ કંટાલો આવશે નહીં.

મુદામાં એ પછી સુધારા કરવાની સુચના થતાં નામદાર જજે જણાવ્યું કે મુદા કેવી રીતે ઘડાયા છે તેની મને દરકાર નથી.

અત્રે મુદાઓ ઉપર તકરાર થતાં કેટલાક મુદ્દઓના બાબમ એવું ઠર્યું હતું કે સામી પક્ષે જે સવાલો ઉઠાવ્યા છે તે સવાલોને કોઇબી રીતે અલવલ નહી પહેચે તે સરતે તે કાહાડી નાખવા. કોર્ટે પેડલા મુદા ઉપર તે બાદ તકરાર થતી અટકાવી હતી.

એ. જે—સામી પક્ષ કહે છે કે ચાંદાભાઇ પીર હતા એવું પણ પુરવાર થાય અને તે જો સખાવતી જાહેર કરવામાં આવે તો પણ મુલ્લાંજીની ગાદીના હકો જોતાં તે સખાવતી કહેવાશે નહી અને " દાઇઅલ મુતલક " તરીકેનો દાવો તેઓ કરશે. આ મુદા પુરવાર કરવાનું સામી પક્ષ ઉપર છે, આવો બચાવ આજેજ મેં સાંભળ્યો છે અને લેખીત બચાવ નામામાં તેવો બચાવ તેઓએ જાહેર કીધો

નથી. અને તે તેઓ કેમ પુરવાર કરવા માગે છે તે હું સમજી શકતો નથી. મારાથી નકારવામા આવતા પુરાવા માંગી શકાય નહી તેથી હું " રીબટીંગ " પુરાવા રજુ કરીશ. જે માટે મને રજા મલવી જોઇએ.

નામદાર જજ—હું શરૂઆતમાં કંઇ પણ " રૂલીંગ ' આપવા માંગતો નથી. આ મુકદમો શરૂઆતમાં ગુંચવાડો ઉભો કરે તેવો છે.

એ. જ—તમો નામદારના આવા ચુકાદા પછી હું મારા કેસ ઉપરજ કહીશ અને વખત આવે " રીબટીંગ' પુરાવા રજુ કરવાની હું તે વેળાએ કોર્ટને અરજ કરીશ.

નામદાર જજે અત્રે એ. જે. ની માંગણીની નોંધ લીધી હતી.

પ્રતીવાદી પક્ષ તરફથી મીસ તારાપોરવાળા એ જણાવ્યું કે આ સખાવત કોણ આપે છે ? શા માટે અપાય છે ? એ વગેરે બાબત પુરવાર કરવાનું કામ એડવોકેટ જેનરલનું છે.

નામદાર જજ—એડવોકેટ જેનરલ તો અત્રે એટલુંજ પુરવાર કરવા માગે છે કે, આ ગલ્લો જાહેર છે અને તે જાહેર સખાવતના બાબત છે તેમજ તેની જવાબદારી પુરવાર કરવાનું કામ તમારૂં છે.

મી૦ તારાપોરવાલા—તેઓએ કોમના ધારમીક સીધાતો પુરવાર કરવા જોઇએ છે.

મી૦ બીનીંગ— હું આ મુદા ઉપર ઘટતે વખતે મારી દલીલ રજુ કરવા માગું છું.

નામદાર જજ—તેમજ જો હોય તો મુંદો અસાધારણ લાંબો થવા પામશે અને કોરટનો વખત ફોકટ ગયા કરશે.

## ફરીયાદ પક્ષ તરફના સાક્ષીઓ

અત્રે ફરીયાદ પક્ષ તરફથી મુંબઇ બેંકના કલારક શંકર વાસુદેવ

કરંદીકરે એડવોકેટ જનરલની તપાસમાં જણાવ્યું કે વડા મુલ્લાંજી એ મુંબઇ બેંકને આપેલું ઇનકેમનીતી બોંડ તે સાથેના પત્ર વહેવાર સાથે રજુ કીધુ હતું આ બોડ ૧૯૦૭ ની સાલમાં પસાંર કરવામાં આવ્યું હતું.

એ જે.–આ બોંડ સુરતમાં બીજા વર્ગના મેજીસ્ત્રેટ રૂબરૂ સહી શાખ થયેલું છે.

મી૦ બીનીંગ-દસ્તાવેજ અંગ્રેજીમાં છે, જ્યારે મુલાંજી ઇગ્રેજી જાણતા ન હતા.

એ. જે–શું મારાં મીત્ર એમ કહે છે કે આ સહી ગેરવ્યાજબી દબાણથી થઇ હતી ?

એ બાદ ઇનકમટેક્ષના કલેક્ટરના કલાર્કની જુબાની લેતાં તેણે જણાવ્યું કે મારૂં નામ દાદર વીનાયક મહેનડલે છે, આ કારકુનને અત્રે એડવોકેટ જનરલ તરફથી ચોકસ મીલકતને ઇનકમટેક્ષથી મુક્ત કરાવાનું ખત રજુ કીધું હતું, તે ૧૯૧૩ અને તે પછીના સાલ માટેનું પત્રક છે એમ તેને જણાયું હતું, આ કારકુનને તે પછી જણાવ્યું કે આ મીલકત મસજીદને લગતી છે એમ તેમાં જણાવ્યું છે અને ચાંદાભાઇની મસજીદ જણાવી છે. આ ખત ત્રસ્ટીઓના નામ ઉપર કીધું છે. એમાં સી. એચ. શબ્દ છે તે ચેરીટેબલ એટલે સખાવતી એવો અરથ થાય છે, જ્યારે એન. એ. શબ્દ છે તેનો અરથ નોન–એરોસેબલ,

મી૦ બીનીંગે અત્રે જણાવ્યું કે આ ખતમાંના એન. એ. શબ્દ માટે મને વાંધો નથી, પણ સી. એચ. શબ્દનો અરથ સખાવતી કહેવા સામે હું વાંધો લઉં છુ.

નામદાર જજે મી૦ બીનીંગનો વાંધો રદ કીધો હતો.

મો૦ બીનીંગની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે આ પત્રક કયા ઇનસપેકટરે તઇયાર કીધું હતું તે હું કહી શકતો નથી.

**મુંબઇના કલેકટરની ઓફીસના કલારકની જબાની.**

મુંબઇ કલેકટરની ઓફીસના કલારક સત્યનારાયણ વેનકટ સ્વામીએ એ બાદ જુબાની આપતાં જણાવ્યું કે ૧૮૧૩ ના સાલની "રેવેનયુ સરવે" જેમાં કોટની તમામ મીલકતો દરશાવવામાં આવી છે તે હું રજુ કરૂં છું. હું "લોટન રેજીસ્ટર" નું પુસ્તક પણ તમારા માંગવાથી અત્રે રજુ કરૂં છું. આ રેજીસ્ટરમાં તકરારી મીલકતને વડા મુલ્લાંજી સાહેબના કબજા અને વપરાસમાં છે એવી રીતે જાહેર કરવામાં આવી છે.

એ બાદ વધુ તકરાર ગુરૂવારે સવાર ઉપર મુલતવી રહી હતી.

---

તા૦ ૨-૯-૨૦.

# ઈન્ડેમનીટી બોંડ ઉપરની સહીનો વાંધો.

## મી. બીનીંગે તે સહી કબુલ રાખી.

### મી૦ એનજીનીઅર સોલીસીટરની જુબાની.

એડવોકેટ જેનરલે શરૂઆતમાં તકરારી મસજીદ એક જાહેર મસજીદ છે એમ જણાવી વીલસનના મોહોમેદન લો માંથી કેટલીક સહાદત વાંચી સંભળાવી હતી. ત્યારબાદ તે વધુ બોલ્યા કે મુલ્લાંજી સાહેબે એવો દાવો કીધો છે કે તેવણને પોતાની મુનસફીથી મસજીદ બંધ કરવાનો હક છે, અને બીજા પ્રતીવાદીઓએ કહ્યું છે કે મુલ્લાંજી

સાહેબ મસજીદનો હીસાબ આપવાને બંધાયલા નથી, તેના સંબંધમાં હું મારા પક્ષ તરફની જુબાની રીઝર્વ રાખવા માંગું છું.

મી૦ બીનીંગે જણાવ્યું કે તકરારી મસજીદ જાહેર હોવાનો અમો ઇનકાર કરીએ છીએ. એ મસજીદ દાઉદી વોહોરા કોમ માટેની મસજીદ છે.

એડવોકેટ જેનરલે પેહલા અને બીજા પ્રતીવાદીઓ પાસેથી ચાંદાભાઇ કરીમભાઇના ગલાના હીસાબના ચોપડામાથી એનત્રીઓ મેળવવાની એ પછી માંગણી કીધી હતી. એડવોકેટ જેનરલ બોલ્યા કે ઇનડેમનીટી બોંડ ઉપરની મુલ્લાંજી સાહેબની સહી સામા પક્ષે કબુલ કીધેલી નહી હોવાથી તેઓ પાસે એ એનત્રી રજુ કરાવવાની જરૂર છે.

મી૦ બીનીંગ—મારી મુશ્કેલી છે કે, મુલ્લાંજી સાહેબની સહી કબુલ રાખવાનાં મને "ઇનસ્ત્રકશનસ" મલ્યાં નથી.

એડવોકેટ જેનરલ—ત્યારે કોર્ટમાં કોઇ અમલદાર પાસે "ઇન્ડેમનીટી બોંડ" મુલ્લાંજી સાહેબ પર મોકલવા, ને તેવણને પુછાવવું.

મી૦ બીનીંગ—મુલ્લાંજી સાહેબ આ કેસમાં સાક્ષી છે. તેવણ જુબાની આપે તે વેળા તેવણને એ વીશે પુછી શકાશે.

એડવોકેટ જેનરલ—મારી સુચના એ છે કે કોર્ટના કોઇ અમલદારે લીટલ એંડ કંપનીના કોઇ માણસ સાથે દસ્તાવેજ લઇને હમણા મુલ્લાજી સાહેબ આગળ જવું.

નામદાર જડજે આજે કોર્ટના અમલદાર મારફતે દસ્તાવેજ મુલ્લાંજી સાહેબ પર મોકલવા ફરમાવ્યું.

અત્રે મી૦ બેનીંગે ઇન્ડેમનીટી બોંડ જોગ માંગ્યો હતો, અને ાવણે તે કોર્ટમાં હાજર રહેલા મુલ્લાંજી સાહેબના પક્ષના કેટલાક ાહેરા ગૃહસ્થોને બતાવતાં તેઓએ તે ઉપરની સહી આગલા મુલ્લાંજી ાહેબની છે એમ કહેવાથી મી૦ બીનીંગે જણાવ્યું કે હવે મને નિસ્ફકશનસ મળ્યાં છે અને એથી દસ્તાવેજ ઉપરની મુલ્લાંજી સાહે- ાની સહી હું કબુલ રાખુ છું.

અત્રે નામદાર જડજે આ મુકદમાને બંધ બેસતી કાંઇક કાંઇક ાહાદતો જાણવા માગતાં એડવોકેટ જેનરલે જણાવ્યું કે પીરની બર આગળ ધરવામાં આવતી ભેટ ખોદાને અરપણ કરવામાં આવે ા અને તેથી તે જાહેર સખાવત છે એમ હું કહું છું. ચાંદામાઇ ે પીર હોય તો તેવણની કબર આગળ ધરવામાં આવેલી ભેટ નહેર સખાવત છે ભેટ જો ખુદાને અર્પણ થતી હોય તો તે બેશક નહેર સખાવત છે પણ એક ખાનગી આસામીને જો ભેટ આપ- ાપવામાં આવતી હોય તો તે તેની અંગત મીલકત છે.

નામદાર જડજે " વકફ " વીષે પુછતાં એડવોકેટ જેનરલ ાલ્યા કે "વકફ" મેહોમેદન સખાવતનું નામ છે. તેવણે વધુ જણાવ્યું કબર "કપીટલ' સરખી છે, અને તેની આગળ ધરવામાં આવતી ેટ આવક સરખી છે. મુખ્ય સવાલ ભેટ ખુદાને ધરવામાં આવી ા કે અમુક આસામીને કરવામાં આવી છે તે છે.

એડવોકેટ જેનરલે એ પછી જણાવયું કે મારા મીત્ર મી૦ ાલીવારખાને જુન ૧૯૨૦ નો પ્રીવી કાઉનસીલનો એક કેસ હમણાં ારા હાથમાં મુકયો છે, તે ઉપર તમો નામદારનું હું ધ્યાન ંચું છું.

એડવોકેટ જનરલે ત્યારબાદ પોતા તરફથી રજુ કરવામાં આવનારા દસ્તાવેજોની ટીપ નામદાર જડજને આપી હતી.

## મી૦ એનજીનીઅર સોલીસીટરની જુબાની.

મી૦ એન૦ પી૦ એનજીનીઅરે એડવોકેટ જેનરલની તપાસમાં એ પછી જણાવયું કે હું બાર વરસ થયાં હાઇ કાર્ટનો એટરની છું. વાદીના વકીલો મેશર્સ પેન કંપનીનો હું ભાગ્યો છું. બે વરસ થયાં આ મકદમા ઉપર હું ધ્યાન આપું છુ. ૧૮૭૧ થી ૧૮૯૯ સુધી ચાંદાભાઇના ગલાંના હીસાબની ચોપડી મેં જોઇ છે, જે હસનઅલી ઇસમાઇલજી કલકતા વાળાએ રાખેલી છે.

અડવોકટ જેનરલે અત્રે જણાવયું ક આખા હીસાબનો સત્તાવાર તરજુમો હું એકઝીબીટ તરીકે રજુ કરૂં છું.

મી૦ એનજીનીયરે વધુ જણાવયું કે સંવત ૧૯૫૭ પછી યુસુફઅલી મહમદઅલાની કંપનીએ ગલાનો હીસાબ રાખેલો જણાય છે, કેશ અને લેઝ્ઝર એકાઉંટમાંથી એક ચોપડી તૈયાર કરવામાં આવલી જણાય છે, જે પહેલા અને બીજા પ્રતીવાદીઓએ રજુ કીધી છે.

એડવાકટ જેનરલે અત્રે જણાવયું. કે હું તે "સમરી" રજુ કરૂં છું.

મી૦ એનજીનીઅરે વધુ જણાવયું ક ગલ્લાની એ દરેક વરસની આવક બતાવનારી "સમરી" પણ હીસાબ પરથી મેં તઇયાર કીધી છે. બંદરી મહાલની મીલકત બાજુએ મુકતાં ગલ્લાના પઇસામાંથી ચાર મીલકતો ખરીદવામાં આવેલી છે. તે મીલકતોનાં ભાડાં ચાંદાભાઇના ગલ્લાના હીસાબ ખાતે જમે કરવામાં આવ્યા છે. સંવત ૧૯૬૩ ના વરસની " એનત્રી " પરથી એક મીલકત ખરીદવાંમાં આવેલી જણાય છે. હીસાબમાંના દસ્તાવેજો પરથી જણાય છે કે તે

ઉપરની બીલડીંગ તોડીપાડી તેનો એક ભાગ મસજીદના વધારા માટે વાપરવામાં આવ્યો હતો. અને બાકીનો ભાગ સેટ ફોરવર્ડ સાથે બદરી મહાલ માટે વાપરવામાં આવ્યો હતો. પેહેલા અને બીજા પ્રતીવાદીઓની ચોપડીમાં આ બાબતને લગતા જુદા જુદા હીસાબો છે. કોટના ઘરનો હિસાબ ૧૯૬૩ થી શરૂ થઇ ૧૯૭૦ માં પુરો થાય છે. બીજો હીસાબ ભાડાનો હીસાબ છે, જે ૧૯૬૯ માં શરૂ થઇ ૧૯૭૬ માં બંધ થાય છે. ત્રીજો બીલ્ડીંગ એકાઉંટ છે, જે ૧૯૬૬ થી ૧૯૭૦ સુધીનો છે. નવાબને બેઆના તરીકે આપેલા પઇસાની રકમ રૂ. ૫૦૦૦ ની છે. પેહેલા અને બીજા પ્રતિવાદીઓના હીસાબમાં તે રકમ ચાંદાભાઇના ગલ્લા ખાતે ઉધારવામાં આવી છે.

**અત્રે કોર્ટ ટીફીન માટે ઉઠી હતી.**

---

## ટીફીન પછીનું કામકાજ

મી૦ એનજીનીઅરની વધુ જુબાની એડવોકેટ જેનરલ તરફથી નીચે મુજબ ચલાવવામાં આવી હતી.

સ—બીજે દીવસે ઉપલા નાણા ગલ્લાના હીસાબમાં જમે આવ્યા છે કે ? જ—હાં

એડવોકેટ જેનરલે અત્રે તેની સહંદત કોરટમાં દાખલ કરાવી હતી.

સ—મુલ્લા ઇસાભાઇના ૧૯૬૩ ના ચોપડાઓ તમે ઓફીશીઅલ એસાંઇનીની ઓફીસમાં જોયા હતા કે ? જ—હાં.

સ—તેમાં તમોએ ઉપલી રૂા. ૫૦૦ ની ઠેલી જોઇ હતી કે ?

જ—હાં

અત્રે એડ. જેનરલે ઉપલી નોંધ કોરટમાં દાખલ કરાવી હતી.

સ—રૂા. ૧૫૦૦૦ અને ૩૦૦૦૦ ) ની નોંધો તમે જોઇ હતી કે ? જ—હાં

સ—જમે નોંધવામાં ઉપલી ૧૫૦૦૦ ) અને ૩૦૦૦૦ ની નોંધો છે કે ? જ—હા.

એડ. જેનરલે અત્રે જણાવયું કે ઉપલા પાંચ હજાર સાથે જુમલે ૫૦૦૦૦ ) ની નોંધ મલી છે,

નામદાર જજ—બીજી કંઇ નોંધ ફકત ધરમખાતાના નાણું નીજ મારે જાણવી છે.

સાક્ષી—રૂા. ૫૦૦ ) ની રકમ એઆનામાં આપી અને પાછી મસજીદ ખાતે જમે કરવામાં આવી છે.

એડ. જેનરલ—એ મુજબ એજ સાલમા મસજીદને રૂા. ૬૦૦ આપવાની નોધ છે ? જ—હા.

એડ. જેન.—રૂા. ૧૯૮૦૦૦૦ ની અને રૂ. ૪૦૦૦ ) ની રોકડ મેલમાં બદરી મહાલની ખરીદી માટે નોંધ મલે છે, તે હુ અત્રે દાખલ કરૂં છું.

સ–રૂા. ૧૧૫ ની એક નોંધ છે કે ?

જ—હાં, બદરી મહાલ ખરીદ કરવા ગયા ત્યારે ગલ્લામાંથી

ખરચ કીધો તેની તે નોંધ છે.

સ-૯૬૫ મા રોકડ મેળમાં રૂા. ૧૦૧ ની રકમ ચાંદાભાઇના ગલ્લામાં દેખાડવામાં આવી છે !

જ—હાં, શેરના રૂપીઆ આવયા છે એમ તે રકમની નોંધ જણાય છે,

સ-બીજા રૂા. ૨૫ ઉધાર્યા છે કે ?

જ-હા. તે શેર છપાવ્યા તેની છાપખાના વાળાને આપયા છે એમ તેમાં જણાવયું છે.

એડવોકેટ જેનરલ--૧૯૬૬ ના ખાતાવહીમાં રૂા. ૧૯૯૦૦ ની રકમ કોટનાં બદરી મહાલ ખાતે જમે કરીને ચાંદાભાઇના ગલ્લા ખાતે ઉધારવામાં આવી છે કે ? જ—હા.

સ—૧૯૬૬ માં રૂ. ૧૪૫ ની સલામીની રકમ મસજીદનું મુરત કીધું ત્યારે મુલ્લાં સાહેબને આપી એવી નોધ છે કે ?

જ—હા.

સ—૧૯૬૫ ની ખાતાવહીમા રૂા. ૮૩૨૯ ના રકમનો હવાલો દેખાડયો છે કે ?

જ—હા. તે ચાંદાભાઇના ગલ્લા ખાતે ઉધાર્યાં છે અને મસજીદ ખાતે જમે કીધા છે.

સ—રૂ. ૧૦૧૭૨ ની એક નોંધ હવાલાની રકમ તરીકે જણાયલી છે ? જ—હા.

સ—કોટની ઇમારતોનો હીસાબ બદરી મહાલના હીસાબ તરીકે પાછળથી જણાવયો છે કે ? જ—હા.

સ—રૂા. ૫૦૦૦૦ ગલ્લા ખાતે ઉધારીને રૂ. ૩૮૦૦૦ બદરી મહાલમાં અને રૂ. ૧૨૦૦૦, સઈદનાને ખાતે જમે કીધા છે કે ?

જ—હા. સ—૧૯૬૯ ના સાલમા બદરી મહાલનું ભાડા ખાતું દેખાડ્યું છે કે ? જ—હા,

એડવોકેટ જેનરલે અત્રે જણાવ્યું કે કેટલાક નાણાં ગલ્લામાંથી લીધા છે અને કેટલાક મસજીદ ખાતામાથી લીધા છે રૂા ૧૪૦૦૦૦ ની ચોકસ હુંડીઓ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇને નામે આપા તેની એક નોંધ મલી છે વળી ચાંદાભાઇના ખાતામાથો રૂ, ૧૫૦૦૦ લ વામા આવ્યા હતા અને રૂ. ૨૦૦૦ ભાંડાના હીસાબમાથી લેવામા આવ્યા તેની પણ નોંધ મલે છે.

સ—૧૯૭૦ ની નોંધ વહીમાં રૂા. ૧૫૨૫૯ ની ત્રાંસફર નોંધ છે કે ?

જ—ગલ્લા ખાતામાંથી ઉધારીને તે મસજીદમાં જમે કરવામાં આવ્યા છે.

સ—૧૯૭૦ ની મેલબુકમાં રૂા. ૫૧૯૫ સું ત્રાંસફર નોંધ છે કે ? જ—હા.

એડ.—જેનરલે એ બાદ સવંત ૧૯૭૨ ના સાલની મેલ બુક કોર્ટમાં દાખલ કરાવી હતી.

સ—રૂા. ૧૫૦૦૦ અને ૨૫૦૦૦ ની નોંધ ૧૯૭૨ ના સાલમાં છે કે ?

જ—હા. તે ગલ્લા ખાતે ઉધારીને સઇયદનાને ખાતે જમે આપેલા છે.

એડ.—જેન.-૧૮૭૩ ના સાલની મુલ્લાજીની ખાતાવહી હું કોર્ટમાં દાખલ કરૂં છું.

સ—રૂા. ૨૫૦૦૦ ની રકમ ચાંદાભાઇના ગલ્લા ખાતામાંથી લાવ્યા એમ તેમાં નોંધ છે કે?

જ—હા.

સ–તેમા કેટલી રકમ બદરી મહાલના ભાડા ખાતામાંથી લીધી છે એમ જણાતી છે કે? જ—હા.

સ–૧૮૬૩ ની સાલની રૂ. ૩॥ ની એક નોધ ચાદાભાઇના ગલ્લામા એક પારસી તરફની ભેટ એમ જણાવ્યું છે? જ—હા.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી૰ બીનીંગે એ બાદ સાક્ષીની ઉલટ પાલટ તપાસ લેતા સાક્ષીએ જણાવ્યું હતું કે પ્રતીવાદીના વકીલો મેસરસ લીટલ કું. એ બે પત્ર લખી પુછવાયું હતું કે તમો કયા " રીલેટરો " ની સુચનાથી ચોપડા તપાસવા માંગો છો? તેના જવાબમા એમ જણાવયું કે અમોને સુચનાઓ આપનારા મી૰ કરીમભાઇ આદમજી, મી૰ એ. એમ. જીવનજી, અને મી૰ સરફઅલી માસુજી તરફથી.

તેઓએ પોલીસ કોરટમાં મુલ્લાંજી સામે કામ ચલાવયું તેની મને કોઇ પુરેપુરી ખબર નથી, મી૰ પેને તે મુકદમો કદાચ ચલાવ્યો હશે. પોલીસ કોરટના કામકાજ વીશે હું કશું જાણતો નથી. કેટલાક ફોજદારી કેસમાં જુદાજુદા આસામીઓ તરફથી મારી પક્ષ હાજર થઇ હતી કયા કોનસલ તેમાં હાજર થયા હતા તે પણ હું જાણતો નથી.

અત્રે નામદાર જજે જણાવયું કે પોલીસ કોરટના કામકાજ વીશે તમો અત્રે કંઇ વાત કરતા ના, તેવી વાત હું અત્રે સાંભળનાર નથી, અને પુછવા દેનાર નથી. ત્યાંનું કામ કાજ અત્રે બંધન કરતા નથી. ફક્ત ત્રસ્ટના કાયદાઓની રૂએ અત્રે તપાસ ચલાવું છું તેથી પોલીસ કોરટને શું લાગે વલગે ?

મી૦ બીનીંગ—મારી નેમ તેવી નથી. હું એવું બતાવવા માગું છું કે જેઓએ એડવોકેટ જેનરલને સુચનાઓ આપી છે તેઓ અમારા કુલો સામે સારી લાગણી ધરાવતા નથી.

નામદાર જજ—ગમે તે હોય, હું કંઇ તે સમજવાનો નથી. અને હું તે બાબતમાં કંઇ સવાલ પુછવા પણ દઇશ નહીં.

અતરે કોરટ બંધ થવાનો વખત થતાં વધુ તપાસ શુકરવારે સવારના ૧૧-૩૦ કલાક ઉપર મુલતવી રહી હતી.

તા. ૪-૯-૨૦

## મી. એનજીનીઅરની ઉલટ પાલટ તપાસ.

મી૦ તારાપોરવાલાની વધુ તપાસમાં મી૦ એનજીનીઅરે જણાવ્યું કે, ૧૯૬૩ ની સાલમાં રૂ. ૪૫૦૦૦ )ની રકમ તે ઉપરાંત ૧૯૬૯ ના સાલમાં રૂ. ૫૪૯૨૭) તેમજ રૂ. ૫૦૦૦૦) મોટાભાઇ મુલ્લાં હસાભાઇ પાસેથી કોટની મસીદના ખાતામાં મલ્યા છે તેની નોંધ મેં જોઇ છે. મોટાભાઇના હીસાબ ઉપરથી જોવામાં આવે છે કે રૂ, ૫૦૦૦૦ ની રકમ ચાર ચેકથી કોટની મસજીદના હીસાબમાં ફેબરૂઆરીથી જુન સુધીમાં મોટાભાઇ મુલ્લા હસા ભાઇ તરફથી પગાર કરવામાં આવી હતી.

અત્રે મી૦ તારાપોરવાલાએ આ નોંધ કોરટમાં દાખલ કરાવી હતી.

સાક્ષીએ જણાવ્યું કે, ૧૯૬૬ ના સાલની બદરી મહાલની ખાતાવહીમાં રૂ. ૫૦૦૦૦) મલતા નથી તેમજ પહેલા અને બીજા પ્રતીવાદીના કોઇભી ચોપડામાં મલતા નથી. અમોને બીલડીંગનો ખર્ચ દેખાડવામાં આવ્યો નથી. મોટાભાઇએ પહેલા અને બીજા પ્રતીવાદીને બીજી કોઇ રકમ આપી હોય એવું હું જાણતો નથી.

એડવોકેટ જેનરલે અત્રે જણાવ્યું કે, હું એવું દેખાડવા માગું છું કે બદરી મહાલની ખોટ પુરવા ચાંદાભાઇના ગલ્લાના નાણાં ૧૯૮૩ ના સાલ સુધી ખરચવામાં આવ્યાં હતાં.

સાક્ષીએ અતરે જણાવયું કે રૂ. ૫૦૦૦૦ ) ની રકમ મોટાભાઇ છસાભાઇ પાસેથી મલી છે. એમ પહેલા અને બીજા પ્રતીવાદીના ચોપડામાં જણાવવામાં આવે છે તેની કોઇભી નોંધ મોટાભાઇના ચોપડામાં મને મલી નથી. વળી ૧૯૬૭ ની સાલમાં જે ચાર ચેકથી ૫૦૦૦૦ આપવામાં આવ્યા હતા તેની નોંધ પહેલા અને બીજા પ્રતીવાદીના ચોપડામાં પણ મલતી નથી.

## :ખાનબહાદુર મહમદઅલી અબદુલ કાદરની જુબાની.

ખા. બા. મહમદઅલી અબ્દુલ કાદરની જુબાની એડવોકેટ જેનરલે લીધી હતી. જે નીચે મુજબ હતી.

સ—તમો દાઉદી વોહરા છો ?

જ—હા.

સ—તમારી ઉમર શું ?

જ—આશરે ૫૦ વરસ.

સ—તમો મુંબઇમાં રહો છો ?

જ—હા.

સ--કેટલો વખત થયાં રહો છે ?

જ--વીસેક વરસ થયાં.

સ--તમો સરકારી કંત્રાક્ટર છો ?

જ--હા.

સ—તમોને ખા૦ બા૦ ક્યારે બનાવવામાં આવ્યા ?

જ—૧૯૧૮ માં.

સ—તમો ચાંદાભાઇની મસજીદમાં ૨૦ વરસ થયાં જાઓ છો?

જ—હા હું વારંવાર જાઉં છું.

સ—તમો કબરની પણ મુલાકાતે ૨૦ વરસ થયાં જાઓ છો?

જ—હા.

સ-તમો કોટની મસજીદમાં જાઓ છો ત્યારે નીમાજ પડો છો?

જ-હું કોટની મસજીદમાં ઘણી જવલેજ જાઉં છું અને તે નીમાજ પઢવા જાઉં છું.

સ-તમો બીજાઓને પણ ત્યાં નીમાજ પઢતા જોવ છો ?

જ—હા.

સ-દાઉદી વોહરા સીવાય બીજાઓ પણ ત્યાં નીમાજ પઢવા આવે છે.

જ—હા.

સ—સુની કે શીઆ લોકો આવે છે.

જ-તેઓ સુની કે શીઆ તે હું જાણી શકતો નથી.

સ-તેઓ હીંદના કયા ભાગના હશે ?

જ-કોઇ પંજાબના, કોઇ હીંદુસ્તાનના હોય છે.

સ—આ મસજીદમાં કોણ કોણ જઇ શકે ?

જ—કોઈબી માણસ હજરત મહમદ ને માનતા હોય તે જઈ શકે.

સ—કોટની મસજીદમાં તમો એક વરસમાં કેટલીવાર જાઓ છો ?

જ—હું ત્રણ ચાર વરસ થયાં ત્યાં જતો નથી.

સ—તેની આગમજ તમો કયારે જતા હતા ?

જ—ઘણી વખત બપોરે જતો હતો.

સ—તમોએ કબરની પણ મુલાકાત લેવાની બંધ કીધી છે.

જ—કબર આગલ છેલા એક મહીનો થયાં ગયો હતો.

સ—વરસ દરમ્યાન કેટલો વાર.

જ—ઘણીવેગાએ ૩૫ કે ૩૦ વખત.

સ—તમો આખો વખત મુંબઈમાંજ રહો છો ?

જ—હું કોઇ વખત મુંબઇથી બહાર પણ જાઉં છું.

સ—ચાંદાભાઇને માટે શુ કહો છો ?

જ—અમે શેઠ તરીકે સમજ્યે છીએ.

સ—તેમની તરફ કેવી રીતે જુવો છો;

જ—ઘણી માનની નજરે.

સ—તમો કંઇ ભેટ ચઢાવી છે.

જ—ફુલ નાણા વગેરે ગલ્લામાં નાંખ્યા છે.

સ—તમો ચાંદાભાઈના ગલ્લામાં પઇસા શા માટે નાખો છો. ?

જ—તેમના રૂહના સવાબ માટે.

**ચાંદાભાઇની માનતાથી ફાયદો થવાનો એકરાર.**

સ—ચાદાભાઇને માટે તમારી માન્યતા શું છે.

જ–ચાંદાભાઇને વલી ગણીએ છીએ. અત્રે ત્રાન્સલેટરને વલીનો અર્થ પુછતાં તે પાક માણસ અથવા ઓલીઆ તરીકે જણાવ્યો હતો.

સ–તેમને વોહરાઓમાં કેવી રીતે સમજવામાં આવે છે ?

જ–હું જેમ સમજું છું તેમ સમજવામાં આવે છે.

સ–ચાંદાભાઇને માટે આ ફરીયાદ આગમજ એમ કદી સાંભલ્યું છે કે તેઓ વલી નથી ?

જ–નહી ચાંદાભાઇની માનતાથી મને ફાયદા પહોંચ્યા છે, અને હું સુખી થયો છું.

સ—તમે જણાવશો કે તમે કેવી માનતા લેઓ છો.

જ—હું પુને હતો ત્યારે મને મરકી થઇ હતી ત્યારે મેં માનતા લીધી કે હું મુંબઇ જઇને સ્ટેશનથી ગાડારો બહાર કબર ઉપર જઇશ અને પછી ઘેર જઇશ અને તેમ મેં કીધું અને હું સાજો થયો.

સ—પછી શું થયું ?

જ—હું મારા સરસામાન સાથે કબર આગલ પગે લાગીને પછી મારે ઘેર ગયો હતો.

સ—તમો કબર આગલ શું કહ્યું ?

જ—મેં કહ્યું કે ચાંદાભાઇ શેઠ હું બીમારીમાંથી ફારેગ થાઉં, તેથી ખોદા આગલ મને શીફા થાય એવી સીફારસ કરજો એમ હું તમોને અરજ કરૂં છું.

સ.—તમો તે વખતે સાજા હતા કે ?

જ—તે વખતે હું ઉભો રહીને નીમાજ કરૂં એટલી સારી સ્થિતિમાં નહોતો.

સ—એટલુંજ તમોએ કહ્યું કે ?

જ—અમારામાં જે ભણવાનું છે તે હુ પાક કોરાનમાંથી પઢયો હતો. અલહમદો પઢયો હતો.

સ—પછી તમો સાજા થયા.

જ—હા.

સ—તમો સાજા થયા તે કોણને આભારી ?

જ—ચાંદાભાઇ શેઠને.

સ—તમો બીજી વખતે એ કબરની માનના લીધી છે ?

જ—ઘણી વખતે અને હમેશા મારી દુવા હાંસીલ થઇ છે એવું હું માનું છું.

સ—શા કારણે એ દુવા બર આવી

જ—અમારાનાં એમ વશીલો લેવાનો રીવાજ છે અને તે આધારે મને ફાયદો થાય. અમે તો એ વશીલામાં ઘણુ માનયે છીએ.

સ—ચાંદાભાઇને બીજા દાઉદી વોહરાઓ કેવી રીતે માને છે ?

જ—હું જેમ માનું છું તેજ રીતે.

સ—આ કબર ઉપર ભેટ આપો છો તે કોણને આપો છો ?

જ—ચાંદાભાઇના રૂહને ફાયદો પોહોંચે તેને માટે ફાતીઆનું જમણ થાય તે માટે ગરીબોને વસ્ત્ર આપવા માટે ગરીબોને મદદ કરવા મક્કા હજ કરવા જનારાઓને મદદ કરવા માટે.

સ—આ હજ કોણ કરવા જાય ?

જ—કોઇબી સારા આદમીને એ ફંડમાંથી મોકલવામાં આવે.

સ—ગલ્લો રાખનારા ખુદ હજ કરવા જાય કે બીજાઓને મોકલે ?

જ—બીજાઓને મોકલે.

સ—શું આ નાણાં મુલ્લાંજીને અંગત આપવામાં આવે છે કે? સામે વાલાઓ કહે છે કે એ નાણાં મુલાંજીને આપવામાં આવે છે. છે, તેમ છે કે ?

જ—નહી.

સ—તયારે તે કોણને આપવામાં આવે છે ?

જ—એ પઇસા ધરમાદા કરવા ચાંદાભાઇને આપવામાં આવે છે.

સ—ધરમાદા એટલે શું ?

જ—હજ કરવા, ગરીબને કપડાં અપાવવાં, ફાતયા પઢવા વગેરે ઘણા ધરમના કામ થાય.

સ—આ ફરયાદો મંડાઇ તે અગાઉ તમે એમ સમજયું હતું કે ચાંદાભાઇના ગલ્લાનો મુલ્લાજી પોતાની મરજી માફક ઉપયોગ કરે?

જ—નહી.

સ—ચાંદાભાઇના માનમાં દર વરસે ખાણું થાય છે ?

જ—હા.

સ—ફાતયાની ક્રીયા થાય છે ?

જ—હા.

સ—જમનની એક દીવસ અાગમજ કંઇ થાય છે ?

જ—મહેરમ રાત અમારામાં કહે છે, તે દીવસે ઉરસની મજલીસ થાય છે.

સ—ઉરસ કયાં ભરાયે છે ?

જ—કોટની મસજીદમાં

સ—તયાં વડપણ કોણ લે છે ?

જ—મુલ્લાંજી નહી હોય તો મુંબઇના આમીલ, અને મુલ્લાંજી હોયતો તેઓ પ્રમુખપદે બીરાજે છે.

સ—આવી મજલીસમાં તમે કેટલી વખત ગયા હતા.

જ—મારી જીંદગીમાં ફક્ત થોડીજ વખત હું નહી ગયો હોઇશ, મારી જીંદગીમાં હું ૩૦ વખત ગયો હોઇશ.

સ—તમો મુંબઇ આવ્યા તેની આગલ ક્યાં રહેતા હતા.

જ—પુનામાં

સ—તમો પુનાથી એ માટે કદી આવતા હતા ?

જ—હા.

સ—આ ૩૦ વખતમાં તમે મુલ્લાંજીને કેટલી વાર જોયા હશે?

જ—૫ થી ૧૦ વખત

સ—તે વખતે કોણ કોણ હાજર હોય ?

જ—જમણીબાજુએ બેસવાવાલા આઇસાહેબો પછી બીજા સાહેબો, શેખો અથવા ભણેલા શખસો. મુલ્લાંઓ, મરસીઆ પઢનારાઓ વગેરે.

સ૦—આ મરસીઆ પઢનારાઓ કયાં બેસે છે ?

જ—મુલ્લાંજીની બેઠકની સામે.

સ—બીજા કોણ ?

જ—પછી શેઠીઆઓ આગેવાનો વગેરે.

સ—એવા કોણ શેઠ છે.

જ—ઇબરાહીમ નુરદીન, ઇબરાહીમ અબદુલ કયુમવાલા, સાલેભાઇ પરેડાવાલા, ઇસુફઅલી ઇબરામજી બંદુકવાલા, ઇબ્રાઇમજી ફતેહજાઇવાલા.

સ૦—આએ બધા જાણીતા કુટુંબમાં છે.

જ૦—હાં.

સ૦—ઇબરાહીમ નુરૂદ્દીનના કુટુંબનાં વડા સાલેભાઇ છે નો?

જ૦—હાં.

સ૦—આ બધા બેસે પછી ત્યાં શું થાય છે.

જ૦—મરસ્યા પઢનારો મુલ્લાંજી અથવા પ્રમુખની પાસ રજા માંગે અને પછી મરસ્યા પઢે.

સ૦—કેટલા એક જણા એમ પઢે.

જ૦—પાંચ કે છ જણા બેસીને એકેક પછી પઢે.

સ૦—મરસયામાં શું પઢાય?

જ૦—ચાંદભાઇ શેઠના ઉરસે ચાંદાભાઇ શેઠની બાબતમાં મરશે

સ૦—તેમાં શું બયાન હોય?

જ૦—ચાંદાભાઇ શેઠની સીફત, તેઓએ સારાં સારાં કામો કીધાં હોય તે દર્શાવવામાં આવે.

સ—ચાંદાભાઈની હયાતીના કે હયાતી પછીના કામો?

જ૦—હયાતીના કામો મને યાદ નથી પણ હયાતી બાદનાછે

સ૦—કેવા કેવા કામો?

જ૦—મેં કહયું કે હું સારો થયો તેવા કામો મને ચાંદાભાઇએ બીમારીમાંથી સારો કીધો એમ બીજાઓ સારા થયા હોય તે યાદ કરીને લખે.

## ચાંદાભાઇના મોજેજાની સીફતના મરસ્યા.

સ—ચાંદાભાઇ માટે મરસયામાં શું મતલબનું પઢવામાં આવેછે

જ—કોઇની આંખને શીફા થાય, કોઇના હાથને ફાયદો થાય,

એવા મોજેજા બનેલા હોય તે લખીને લોકો લાવ અને આ ઉરસમાં પડે.

સ—આ મોજેજા ચાંદાભાઇની હયાતીમાં હતા કે તેમના મરણ પછી થયા હતા.

જ—મરણ પછી.

સ—આમીલો પછી ક્યારે તે જાહેર કરે.

જ—ઉરસની ૨, ૫, દીવસ આગમજ લોકો આમીલો આગળ જઇને પોતે જે જાણે તે મોજેજાની હકીકત તેઓને કહે છે અને આમીલો પણ પોતે જોએલા અને જાણેલા મોજેજાના બયાન ભેગા કરીને પછી તે કોઇ કવી પાશે રચાવે છે. અને એવી મજલીસમાં સંભલાવવામાં આવે છે. અને એવી મજકુર કવીતાઓ છપાવવામાં આવે છે. આવા એક કવી અક્સર અથવા શેખ ખાનભાઇ અને મી૦ સમનદર અત્રે હાજર છે તેઓએ લખ્યા હતા.

અત્રે નામદાર જજે શેખ ખાનભાઇને જોવા માગવાથી તેઓએ આવી કોરટને નમન કીધું હતું.

સ—આવી રીતે છાપેલી કવિતા મલી શકશે કે ?

જ—હા બજારમાંથી મલી શકે.

સ—તમારી પાસે એવી કંઇ કવીતા હતી ?

જ—હા.

સ—અને તમે તેની નકલ મી૦ એનજી નીયર સોલીટરને આપી હતી ?

જ—હા.

અતરે એડવોકેટ જનરલને ઉપલી કવીતા કોરટમાં દાખલ કરાવી હતી.

સ—તમે આવી કવીતાઓ ગવાતા સાંભલી હતી.

જ—આવીજ અને આને મલતી કવીતાઓ મેં સાંભલી છે.

સ—આવી કવીતાઓ ઘણા વહોરાઓ ખરીદે છે?

જ—હા.

સ—આ કીતાબમાં જુદી જુદી સીરા રસની કવીતા છે જેમાં ચાંદાભાઇ શેઠની સીફતમાં એક કવીતા છે.

જ—હા.

સ—તમે આ કવીતા ગવાતાં સાંભલી છે કે?

જ—હા સાંભલી હશે.

અતરે એડવોકેટ જેનરલને ઉપલી કીતાબ કોરટમાં દાખલ કરાતી હતી.

સ—તમે આએ બીજી કીતાબ બજારમાંથી ખરીદી હતી કે?

જ—હા.

સ—તમે સમનદરને ઓલખો છો.

જ—હા.

સ—તેઓ કોઇ વેલાએ કવીતા ગાય છે કે?

જ—હા તેઓ અતરે હાજર પણ છે.

સમંદર—કોણ છે?

જ—હું જાણતો નથી.

એડવોકેટ જેનરલે અત્રે ધ્યાન ખેંચ્યું કે આ કવીઓ કે બીજાઓને કોરટમાં હું સાક્ષી આપવા બોલાવીશ. તે ઉપરથી મી૦ બીનીંગે એવા સાક્ષી પુરનારાને કોરટમાંથી બહાર જવાની કોરટને સુચના કરવાથી એડવોકેટ જનરલે વાંધો નહી લેતાં સઘળા સાક્ષીઓને કોરટમાંથી બહાર જવા કોરટે કેહેતા મી૦ સાલેભાઇ બરોડાવાલા,

મીઆ સાહેબ ઇબ્રાહીમ કરીમ અને બીજાઓની બાબમાં મી૦ બીનીંગે જણાવ્યું કે તેઓ મને ઇનસ્ત્રકશન આપે છે તેથી તેઓને હું બહાર જવા કેવી રીતે દઉં ? એડવોકેટ જેનરલે આ ઉપરથી કહયું કે મી૦ કરીમભાઇ આદમજી પીરભાઇ મને સુચના આપતા હતા તે છતાં મેં તેમને બહાર જવા કહ્યું છે. એડવોકેટ જેનરલે આ ઉપરથી કહ્યું કે ૨ શેઠીઆ ૨ મુલ્લાંજીના એજંટો તથા. મી૦ સાલેભાઇના નામનું મોટું લીસ્ટ સામી પક્ષથી ઉભું કરવામાં આવ્યું છે.

નામદાર જજે ઉપલાઓને કોર્ટમાં બેસવાની રજા આપવાથી એડવોકેટ જેનરલે પોતાની તરફથી મી૦ કરીમભાઇને બેસવાની રજા માંગી જે આપવામાં આવી હતી.

સ—મુલ્લાં કેસર ( મુલ્લા હુસેન અબ્બાસ ) કોણ છે ?

જ—તેઓ એક વોહરા છે અને અત્રે હાજર છે.

અત્રે કોર્ટે ઉપલા વોહરાને બોલાવીને તેનું નામ પુછતાં તેને પોતાનું નામ મુલ્લા હુસેન અબ્બાસ કેસર જણાવ્યું હતું.

મી૦ બીનીંગે અત્રે ફરીથી સાક્ષીઓને કોર્ટમાંથી કાહાડવાની રજા માગવાથી કોર્ટે ફરીથી સાક્ષીઓને કોર્ટમાંથી કાહાડયા હતા.

સ—કેસર પણ કોઇ વખતે ગાયણ કરતા હતા કે ?

જ—હા.

સ—મજલીસ વખતે, રોશણી કરવામાં અને ઉરસ ભરવામાં આવે છે કે ?

જ—હા.

સ—તેમ શા માટે કરવામાં આવે છે ?

જ—ચાંદાભાઇના માનમા.

સ—આ ઉરસના સંબંધમાં જમણ કરવામાં આવે છે કે?

જ—હા.

સ—કયાં કરવામાં આવે છે?

જ—તારદેવ દાઉદ બાગમાં કરવામાં આવે છે.

સ—હંમેશા ત્યાંજ કરવામાં આવે છે કે?

જ—હું જ્યાં સુધી જાણું છું ત્યાં સુધી ત્યાંજ કરવામાં આવે છે.

સ—કેટલાક જણા ત્યાં હાજર થતા હશે?

જ—૯૫ ટકા જેટલા મુંબઇના દાઉદી વોહરાઓ તથા બીજા બહારથી આવનાર.

નામદાર જજ—કેટલી સંખ્યામાં લોકો હાજર થાય છે?

જ—૬૦૦૦ થી ૭૦૦૦ માણસો.

સ—મુલ્લાંજીની ગેરહાજરીમાં કોણ જાય છે?

જ—આમીલો.

સ—જમણમાં શું થાય છે?

જ—જમણમાં ચાંદાભાઇના માનમાં ફાતયા ભણીયે છીએ જે ફાતયા થાલ ઉપર ૭ અને ૮ માણસો સાથે જમતા જમતા કોઇ મીઠી વાણી ઉપર અમે આપ્યે અને પછી જમવાનું શરૂ કરયે.

સ—ફાતીઆમાં શું ભણાય છે?

જ—ચાંદાભાઇ શેઠના રૂહના ફાયદા માટે ભણાય છે.

બાદ કોર્ટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

ખાં૦ બાં૦ મહમદઅલી અબદુલ કાદરે એડવોકેટ જેનરલનાં વધુ તપાસમાં નીચે મુજબ જણાવ્યું હતું.

સ—મીજલસમાં મુલ્લાંજી, ભાઇ સાહેબ વગેરે હાજર હોય છે?

જ—હા.

સ—એ ઉપરાંત બીજાઓ પણ આવતા હશેની ? જ—હા.

સ—કેટલી સંખ્યામાં આવતા હશે ?

જ—૬૦૦ થી ૧૦૦૦

સ—કેટલાં માણસની ત્યાં બેસવાની જગ્યા છે ?

જ—૫૦૦ કે ૬૦૦

સ—બાકીના ક્યાં બેસે ?

જ—બાકીના ઉભા રહે.

સ—કોટની મસજીદ ક્યા નામથી ઓળખાય છે ?

જ—ચાંદાભાઇની મસજીદના નામથી.

સ—બદરી મહાલ તમો જાણો છો ? અને તે જગ્યો હૈદ્રાબાદ ના નવાબ પાસેથી વેચાતી લીધી હતી તે તમો જાણો છો ?

જ—હા.

સ—કેટલા વરસ થયા વેચાતી લીધી હશે ?

જ—૧૦ થી ૧૧ વરસ થયાં.

સ—તે પછી કંઇ બનયું હતું ?

જ—શું બનયું હતું ?

**શેરો ભરી બદરી મહાલ બાંધવાની પડી ભાંગેલી ગોઠવણ.**

સ—આ મદેહનજર તમે જોઇ છે કે ?

જ—હા.

સ—એ નીકળવાની આગળ શું બન્યું હતું ?

જ—નવાબ પાસેથી જગ્યા મેળવવા પછી એક સભા જુની મસીદમાં મીયાં સાહેબ કોઠારીએ બોલાવી હતી. એઓ મુંબઇના આમીલ હતા, અને હાલ મરણ પામ્યા છે.

સ—તમો મીટીંગમાં ગયા હતા ?

જ—હું, ડા૦ નાખુદા અને મહમદઅલી રૂપાવાલા ગયા હતા.

સ—બીજાઓ કોણ ગયા હતા ?

જ—બીજા ૫૦ માણસ હશે.

સ—તેઓ કેવા દરજ્જાના હતા ?

જ—આમીલો અને શેઠીયાઓ પણ તેમાં હતા.

સ—આ મીટીંગમાં શું થયું ?

જ—આ મહેઝરનજરની બાબત સારવવામાં આવી હતી.

સ—આ મહેઝરનજર તે વેળાએ છપાયલી હતી કે અને વેંહ-ચાયલી હતી કે ?

જ—હા, અમોને તે આગમચથી મલી હતી અને ત્યાં પણ વેંહચવામાં આવી હતી.

સ—તમોને આના જેવી નકલ મલી હતી કે ? જ—હા.

સ—તે નકલ સાચવી રાખી છે કે ?

જ—નહીં.

અત્રે એડવોકેટ જેનરલે છપલી મહેઝરનજર કોર્ટમાં દાખલ કરાવી હતી.

નામદાર જજ—આ મીટીંગમાં સઘળા દાઉદી વોહરા આવ્યા હતા કે ? જ—હા.

એડ-જેન-આ નામો તે વખતે આગમજથી લખેલા હતા કે ?

જ—હા.

સ—આવી રીતે પૈસાની ટીપ ભરવાનો રીવાજ છે કે ?

જ—લોકો એમ ભરશે એવી આશાથી તેઓના નામની સામે આ રકમો મુકવામાં આવી હતી.

સ—મીટીંગમાં શું ઠરાવ થયો હતો ?

જ—કોઇએ કહ્યું કે અમે પૈસા ભરીશું કોઈ કહે અમે વીચાર કરીશું એમ આ બાબત અધુરી રહી હતી અમે જુદા વીચારથી એ સભામાં ગયા હતા.

સ—તમે કઇ નેમથી ગયા હતા ?

જ—હું અને ડા૦ નાણાવટી એવી નેમથી ગયા હતા કે નાગદેવી સ્ટ્રીટની મસજીદ નહી બાંધવી તેના બદલે ખોખા બજારની મસજીદ મોટી કરવી.

સ—આ મેમોરનજરમાં તે મસીદ માટે કંઇ લખ્યું નથી.

જ—નહી.

સ—ત્યારે શું નાગદેવી સ્ટ્રીટની મસીદ બાંધવાની કંઈ બાજુ યોજના થઇ હતી કે ?

જ—હા તે માટે ત્યાં કેટલાક મકાનો પણ ખરીદવામાં આવ્યાં હતાં.

નામદાર જજ—ખોખા બજારની ગલી ક્યાં છે ?

જ—નાગદેવી સ્ટ્રીટ નજદીક.

નામદાર જજ—ચાંદાભાઇની મસીદ સાથે કંઇ લાગતું વળગતું નથી ? જ—નહી.

એડ-જેન—આ મીટીંગ પછીથી મેમોરનજરનું કામ થયું કે ?

જ—તે પડી ભાગ્યું.

સ—નાગદેવીની મસીદ પછીથી હાથ ધરવામાં આવી હતી કે ?

જ—હા.

સ—તમોએ જે કવીઓ મરસીઆ ભણતા હતા તેના નામ આપ્યા છે તેઓ કઇ કોમના હતા ?

જ--દાઉદી વોહરા.

## મી૦ બીનીંગ તરફની ઉલટપાલટ તપાસ.

મી૦ બીનીંગની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ પછી જણાવ્યું હતું કે પહેલા ઇમામ હસન છે એ પુછવાનું હું સમજી શકતો નથી તે સવાલ પુછવાની જરૂર શું છે ?

જ—પહેલા ઇમામ હસન હતા.

સ—પેહલા ઇમામથી ૨૦ ઇમામ થઇ ગયા અને ૨૧ મા અબદુલ તઇયબ હતા ?

જ—હા.

સ--ઇમામ તઇયબ મરણ પામ્યાં નથી પણ એકાંતવાસ થયા છે એમ તમો માનો છો કે ?

જ૦—મારા માનવા પ્રમાણે એઓ છેલ્લા ઇમામ હતા. તેઓએ કોઇને ગાદી આપી તે અમે જાણતા નથી. અત્યાર સુધી અબદુલ તઇયબ છેલ્લા ઇમામ હતા એમ અમે માનીયે છીએ.

સ૦—તમો એવું માનો છો કે ઇમામ તઇયબ અને તેમના ઓલાદના હવે પછી જાહેર થશે ?

જ૦—હા, હવે પછી કોઇબી દીવસે.

સ૦—ઇમામ તઇયબના પછીથી "દાઇ' ઓ થઇ ગયા છે ?

જ૦--હા.

સ૦—હાલના મુલ્લાજી પ૧ મા દાઇ છે એમ તમે કબુલ રાખો છો ? જ૦—હા.

સ૦—દાઇનો દરજ્જો શું છે ?

જ૦—ઇલમ પઢાવવા, લોકોને નસીયત કરવી, સારા કામોના તરફ લોકોને વાળવા, સારા કામના ફાયદા ખોદા તરફથી મળે છે

એમ લોકોને ખબર આપવી. જીવતા અને મઇયત માટે દુવા કરવી. વગેરે

સ૦--બીજાં કંઈ કામો છે ?

જ૦—ઘણા કામો હશે પણ મને કંઇ ખબર નથી.

સ૦—એમને કંઇ સત્તા છે ?

જ૦—કેવી સત્તા કે અખત્યાર તે મને સમજાવો.

નામદાર જજ–મુલ્લાંજીને શું અખતયાર છે તે તમો જાણો છો કે ?

જ૦—તે તો ભણેલા માણસો જાણે.

મી. બીનીંગ ત્યારે તમો કંઇ જાણતા નથી ?

જ૦–તે તો આમીલોને પુછવાથી માલમ પડે, હું જે જાણતો હતો તે મેં કહ્યું છે.

સ૦—તમે જ્યારે ઉમરમાં આવ્યા ત્યારે મુલ્લાજી પાસેથી મીશાક લીધો હતો કે ?

જ૦—હાં.

સ૦—ત્યાર પછી કેટલીક વખતે "મીશાક" લીધો ?

જ–૮ થી ૧૦ વખત.

સ—૩ વરસ થયાં છેલ્લો લીધો હતો ?

જ—હાં.

સ૦–આવો મીશાક નહી લેનારો દાઉદી વોહરો ગણાતો નથી?

જ૦—હું એટલુંજ જાણું છું કે દરેક વોહરાઓને ૧૬ વરસની ઉમરે તે લેવો જોઇએ.

સ૦—બીજી કોઇ ઇસ્લામી કોમમાં એવો કંઇ રીવાજ છે કે ?

જ—હું તે જાણતો નથી.

સ૦—એવો મીશાક કોઇ દાઉદી વોહરો મરવા પડયો હોય ત્યારેજ લીએ છેની ?

જ—કાઈ લે છે તેમ કોઇ નથી પણ લેતા.

## ધાર્મીક વડપણ એટલે શું?

સ૦—તમો જ્યારે પોશાક લીધો ત્યારે તમો જાણતા હતા કે મુલ્લાંજી તમારી ઉપર અને તમારા કામકાજમાં ધાર્મીક સંસારી વડપણ ધરાવે છે.

જ૦—તમે સાહેબ આ સવાલ જરા ચોખો કરો.

ઉપલો સવાલ ફરીથી સમજાવતાં સાક્ષીએ જણાવ્યું કે મારા ધર્મની કીતાબ પ્રમાણે મુલ્લાંજી મજહબ ઉપર અખતયાર ધરાવે છે પણ મારા સંસાર અને કામ ધંધા જેવી બાબત ઉપર તેમને કંઇબી અખતયાર નથી.

સ૦—તમારા ધરમના ક્યા પુસ્તકથી તમે વાકેફ છો.

જ—હું તેમ વાકેફ નથી.

સ—તે તમોએ વાંચ્યા છે?

જ—નહી.

સ—મુલ્લાંજી "દાઇ ઉલ મુતલક" છે કે?

જ—મુલ્લાંજીએ એમ મને કહેલું હતું.

સ૦—તમે કોઇને માટે વાંધો ઉઠાવો છો કે?

જ—મને કહ્યું અને તે મેં કબુલ કીધું.

સ—હજુ પણ તે કબુલ કરો છો કે?

જ—હાં.

## રૂકાની બાબતમાં સાક્ષીની માન્યતા

સ—જ્યારે કોઇ વોહરો ગુજરી જાય છે ત્યારે તેને મુલ્લાંજી કંઇ તેના હાથમાં રૂકો આપે છે ની? જ—હા.

સ—એનો કોઈ રૂકો હોય છેની?

જ—એવો જ કોઇ હોય છે, કોઇ મોટો અને કોઇ નાનો પણ હોય છે.

અતરે મી૦ બીનીંગે ઉપલો રૂકો કોરટમાં દાખલ કીધો હતો.

મી૦ બીનીંગ—આ રૂકા ઉપર મુલ્લાંજી અથવા તેમની વતી તેમના આમીલ સહી કરે છેની ?

જ—હા.

સ—આ રૂકો શું મતલબથી આપવામાં આવે છે.

જ—હું તે સમજતો નથી.

સ—તમારા બાવા ગુજરી ગયા ત્યારે આ રૂકો તમે મેળવ્યો હતો કેની ?

જ—તે રીવાજ છે એમ હોવાથી મેં તે લીધો હતો.

સ—આ રૂકો મેળવવાથી મરનારને જીનતમાં જવાને સહેલાઇ થાય છે એમ તમો માનો છોની ?

જ—મી૦ બીનીંગ તમે પોતે તેવું કંઇ માનો છો કે ? (હસાહસ)

નામદાર જજ—હું કોમની ધાર્મિક લાગણી દુખાય તેવો સવાલ અતરે પુછવા દઇશ નહીં.

નામદાર જજે સાક્ષીને ફરીથી એ સવાલ બાબે પોતાના વીચાર જણાવતાં સાક્ષીએ કહ્યું હતું કે અમારા ધર્મમાં કુરાનને માનવાનું લખેલું છે અને કુરાનમાં સાફ લખ્યું છે કે સારૂ કામ કરે તો ફાયદો થાય અને બુરૂં કામ કરે તો શીક્ષા મળે માટે આ રૂકો મને શું કામ લાગે ? અમારા હજરત નબી ખુદ પોતે કહે છે કે તેઓ પોતાની બેટી માટે તેણીના મરણ પાછળ કંઇ કરી શકશે નહી અને તેણીની નેકી વગર તેણી બેહેશતમાં જઇ શકશે નહી તો પછી હું એ બાબત કેમ માનું ? જો હું એમ કહું કે આ રૂકો માનતો નથી તો મને કોમમાં

અલખામણો કરવામાં આવે છે અને તેજ મતલબથી આવો સવાલ પુછવામાં આવે છે મને મસજીદના બાગમાંજ સવાલ પુછો.

અતરે સાક્ષીએ પોતાને માટે બેસવા માટે એક ખુરસી માગ-વાથી કોરટે તે આપી હતી.

સ—તમો ચાંદાભાઇની મસજીદમાં છેલા કયારે ગયા હતા ?

જ—બે મહીના થયા હશે.

સ—તમે ચાર વરસ થયા મસીદમાં નીમાજ પઢયા નથી એમ જણાયું છે.

જ—તે સમજવામાં ભુલ થઈ છે, હું નીમાજ પઢવા ગયો નથી પણ બીજા કામ માટે ગયો હતો.

સ—૪ વરસની આગમજ વારંવાર જતા હતા ? જ-હા.

સ—તમો ત્યાર પછી જતા નથી તેનું શું કારણ ?

જ—કામની રોકાણ, સરકારી કંત્રાકટના કામ વગેરે તપાસવાના હોવાથી.

સ—ત્રણ વરસ આગમજ મુલ્લાંજીની હજુરમાં ખાનગી મુલાકાત લેવાનો હક હતો અને તે ત્યાર પછી છીનવી લેવામાં આવ્યો છે ?

જ—નહી, ગયા સાલની અકરી ઈદને દીને ઉપરના માળામાં જ્યાં તેઓ બેઠક રાખે છે ત્યાં હું ગયો હતો. બીજી વેળાએ પણ ગયો હોઇશ પણ મને તે યાદ નથી.

સ—તમોને ખાનગી મુલાકાત કરવાની રજા તે વખતથી બંધ કરવામાં આવી છે એ વાત ખરી કે ? અને તે પછી તમો જતા નથી.

જ—હું તે જાણતો નથી. મારા ધર્મગુરૂ છે હું જો તેમને મલવા માગું તો કેમ નહી જાઉં ?

સ—વડા આમીલના ઉપર સરફઅલી મામુજીએ પોલીસ કોર્ટમાં

ફરીયાદ કીધી ત્યારે તમે જુબાની આપી હતી કે?

જ—જુબાની આપવા ગયો હતો પણ આમીલની સામે મેં તે આપી નથી.

સ—શું જુબાની આપી હતી તે યાદ છે કે?

જ—નહી

સ—મુલાંજીની વિરૂદ્ધમાં ત્રણ વરસની વાત ઉપર એક તડ ઉભું થયું છે એમ તમે જાણો છો કે?

જ—એવું કંઈ નથી. એવું તડ કંઇ છેજ નથી.

સ—આદમજી પીરભાઇના છોકરાઓએ મુલાજીની સામે એવી પારટી ઉભી કરી તેનું વડપણ લીધું હતું તે જાણો છો કે?

જ—આ પારટી બાબત હું કંઇ જાણતો નથી.

સ—આદમજી પીરભાઇના છોકરાઓની સલામ બંધ કીધી છે તે તમો જાણો છો?

જ—તેઓનો વહેવાર બંધ કીધો છે એમ જાણું છું.

સ—શા સબબસર આ સંબંધ તોડી નાખવામાં આવ્યો છે?

જ—તે મુલાંજી જાણે. કંઇ ચલવલ અમારી કોમમાં ઉભી થઇ હતી જે છાપામાં આવી ગઇ છે તેના બાબતમાં હું જાણું છું કે મુલાંજીએ આ વહેવાર બંધ કીધો છે,

સ—એજ કારણથી સરફઅલી મામુજી અને એ. એમ જીવનજી સાથનો સંબંધ તોડી નાખ્યો છે?

જ—હા.

સ—એ ચલવલ શું હતી?

જ—તે કરનારાઓ જાણતા હશે.

સ—તમો કંઇ પણ જાણતા હશો ની?

જ—હું ઘણીજ થોડી જાણું છું.

સ—તમો છાપા વીશે કહો છો તે "પ્રજા મીત્ર" છે કે ?

જ—"સાંજ વર્તમાન" અને "પ્રજામીત્ર"

સ—એ છાપા પારસીઓ ચલાવે છેની ?

જ—હા.

સ—દાઉદી વોહરા દીવસમાં ત્રણ વખત નીમાજ કરે છેની ?

જ-હા, સવાર, બપોર અને સાંજે.

સ—આ ચોકસ વખતે દાઉદી વોહરા સીવાયના કોઇને મસીદમાં જોયા છે ?

જ—હા.

સ—તે નીમાજ પઢતા હતા ?

જ—તે અમારાથી અલગ રહીને નીમાજ પઢી શકે.

સ—આવું તમે કયારે જોયું ?

જ—ચાર વરસની આગલ મેં એમ જોયું હતું, કોઇ બહાર ગામથી આવ્યા હોય અને નીમાજનો વખત હોવાથી મસજીદ જોઇને દાખલ થાય.

સ—તેઓ એમ ભુલચુકમાં આવે છે કે ?

જ—તેઓ પોતાની કોમની મસજીદ જાણીને આવે પણ વોહરાની મસજીદ હોવાથી અલગ ઉભા રહીને નીમાજ પઢે.

સ—મસજીદના દરવાજા આગલ કોઇ દરમાન રહે છે ની ?

જ—મસજીદના ખીદમતગારો ઝાડુકશો વગેરે હોય છે, જેઓ ખાદીમ તરીકે ઓલખાય છે.

સ-જ્યારે ઝાડુ વગેરે નહી કરતો હોય ત્યારે તે મસીદનું બીજું કામ કરે છે ?

જ—એ માણસ બીજાું ઘણું કામ કરે છે. કોઇના મરણની ખબર આપવા જાએ છે, વગેરે કામ કરે છે.

સ—તમો કબર આગલ શું કામ ગયા હતા?

જ—હું નીમાજ પઢવા ગયો હતો.

સ—કયામતના આગલ બેહસ્તમાં જવાય કે? મારા સવાલથી ગુસ્સો ન કરતા.

જ—નહી.

સ—તમારા માનવા મુજબ કયામતની આગમજ કોઈ બેહસ્તમાં જાય કે?

જ—તે હું જાણુતો નથી.

સ—તમારા કુરાનમાં એવું કહે છે કે?

જ—તે મને ખબર નથી.

સ—તમોને પુનામાં મરકી થઇ હતી?

જ—હા.

સ-તમે તમારા બંગલામાં હતા?

જ-હું કેમ્પમાં રહ્યો હતો.

સ-ઓએ રોડ ઉપર સઘલાઓ છાવણી નાખીને પડયા હતા?

જ-વાનોરી તરફ રેસ-કોરસ ઉપર અમે છાવણીમાં રહેતા હતા.

સ-તમે બીછાણામાં હતા ની?

જ-હા.

સ-તમોએ તે વેળાએ માનતા લીધી હતી કે આ બીમારીમાંથી સાજો થઇશ તો મુંબઇ જતાં પેહલાં ચાંદાબાઇની જયારત કરીશ?

જ-હા.

સ—તમારી આગળ કોઈ ડાકટર હશેની?

જ–હું સાધારણ તાવ સમજીને ડા. ડીમેલો પાસે ગયો જેણે કહ્યું કે મને મરકી લાગુ પડી છે.

સ-તમારી બીમારી વેળાએ કોઇ ડાક્ટર આવ્યા હતા કે ?

જ–નહી.

સ—ડા. ડીમેલોએ પછી તમોને શું કીધું ?

જ—મે ચાંદાભાઇની માનતા લીધી અને તાંગામાં પાછો મારા તંબુમાં આવ્યો અને બીછાણે ગયો.

સ—કેટલો વખત બીછાણામાં રહ્યા ?

જ—બે ચાર કલાક.

સ—પછી શું કીધું ?

જ—હું ટ્રેનમાં મુંબઇ આવ્યો.

સ-તમોને પ્લેગ થયો તે છતાં તમો ટ્રેનમાં ગયા ?

જ–હા હું મુંબઇ આવ્યો અને તુરત જયારત કરીને મારે ઘેર રાતે ૭॥ વાગે ગયો. આખી રાત ઘેર રહ્યા પછી બીજે દીવસે બપોરના બરોડા રેલવેમાં મારે દેશ જવા નીકલ્યો તો મારા ડીલમાં ૧૦૪ ડીગ્રી તાવ હોવાથી મને પાલઘર રેલવે વાલાએ ઉતારી પાડ્યો. જ્યાંથી જેનરલ થેટેકરનો તાર આવ્યાથી મને છોડી દેવામાં આવ્યો.

સ-તમોને ડાકટર ડીમેલોએ કહ્યું તેજ દીવસ તમો મુંબઇ ગયા હતા કે ?

જ-હા.

સ—પાલઘરમાં ત્રણ દીવસ રાખીને તમોને સર આદમજી પીરભાઇના લાગવગથી છોડી દેવામાં આવ્યા હતા કે ? જ હા.

સ—કોઇ માણસો બીમાર હોય છે તારેજ ચાંદાભાઇની માનતા

કરે છે કે? જ–કોઇ બીમારીમાં કરે છે અને કોઇ બીમારીમાંથી ફારેગ થવા પછી.

સ–ચાંદાબાઇ શેઠ હતા કે?

જ—હા તેઓ માનવંત પુરૂષ હતા.

સ—"વલી" એટલે શું?

જ—લોકોના વાસ્તે સારાં કામો કરે લોકોની હાજતોને પુરી કરે તે વલી કહેવાય.

સ—સારા કામો એટલું શું?

જ—બીમારી સારી થાય, કોઇની આંખ સારી થાય કોઇને કંઈ બચ્ચું જોઇતું હોય તો થાય.

એ પછી વધુ તપાસ મંગલવારના દીવસે સવારના ૧૧–૩૦ કલાક ઉપર મુલતવી રહી હતી.

તા. ૭–૯—૨૦

શરૂઆતમાં નામદાર જજે જણાવ્યું કે સ્વામી નારાયણનો કેસ તમારા કેસને મલતો જ છે, અને મેં તેની વીગત વાંચી છે. મારી પાસે આ કેસની એક નકલ છે અને હું ઇંતેજાર છું કે તમારી પાસે પણ તેની એકેક નકલ હોય.

એડવોકેટ જેનરલે એ ઉપરથી જણાવ્યું કે અમે તેની નકલ મેલવીશું કે જેથી કોરટમાં વાંચવાની જરૂર પડે ત્યારે સઘલાઓ પાસે એકેક નકલ હોય. આ મુકદમો અમારા મુકદમાને ઘણો મલતો છે સ્વામીના મુકદમામાં એસટેટનો હીસાબ માગવામાં આવ્યો હતો, અને તે આપવાની ફરજ પડી હતી. અમારો મુકદમો પણ એવોજ છે કે એસટેટનો હીસાબ આપવો, અમે ફક્ત ચાંદાબાઇનો ગલ્લો એક ધરમ ખાતું છે એટલું કબુલ કરાવવા માગ્યે છીએ. અમે કંઇ મુલ્લાજીના દરજ્જાની વચ્ચે આવવા માગતા નથી.

હું મારી બાજી અતરે ખુલે ખુલી જણાવી દઉં છું.

મુલાંજી કંઇ એવું તો કહે નહી કે ગલાના પૈસા તેઓને પોતાને માટે જોઇએ છે, તેમ કહે એમ હું માનતો નથી. તો પછી તેઓ કેમ નહી કબુલ કરતા કે આ પૈસા સખાવતના છે? અમે તેમના દરજજા માટે સવાલ ઉઠાવતા નથી, પણ આપણને અવું મન મનાવવાની તજવીજ થાય છે કે આ ફંડ ઉપર કોરટનો અધીકાર નથી. તે તદન કોઇનીબી અકલમાં ઉતરે એવું છે?

મારા વીદ્વાન મીત્ર મી૦ બીનીંગ ઘણા એવા મુકદમાઓ જાણતા હશે કે, જેમાં કોઇ ધર્મખાતામાંથી રકમ ઉપાડીને તેનો હીસાબ નહી આપવાના સબબે તે મુકદમાઓ ઉભા થયા હોય. આ મુકદમામાં ત્રસ્ટ જેવું સાફ ના પાડવામા આવે છે અને ગમે એવા કાયદાઓને ઠોકર મારીને પોતાનો ખોદાઇ દાવો રજુ કરવામાં આવે છે. જો વડા મુલાંજી એમ કહેતા હોય કે ચાંદાભાઇનો ગલો સખાવત ખાતું છે તો પછી વધુ મુજાહેમતની અમોને જરૂર નથી પણ એકવાર તે ધર્મ ખાતા તરીકે કબુલ કરીને તેના તેવા હીસાબ વટીક બહાર પાડયા છતાં હવે તેમ સાફ ના પાડવામાં આવે છે. તેઓ હીસાબ જેમ આગળ આપતા હતા તેમ આપતા રહે. અમે એમના ગમે એવા ખુદાઇ દાવાની વચ્ચે બીજી રીતે આવવા માગતાજ નથી.

નામદાર જજ–હું પણ સમજી શકતો નથી કે આ હીસાબ નહી આપવામાં મુલાંજીના હકને શું નુકસાન થાય છે.

## એક બોરડ મારફતે હીસાબ રાખવાની એડવોકેટ જેનરલની સુચના.

એડ.—જેન.—ચાંદાભાઇના ગલામાંથી ખાણું આપવામાં આવે મસજીદનો નીભાવ કરવામાં આવે અને એવા જરૂરી કામ કરવામાં

આવ એટલુંજ અમે માગ્યે છીએ, મુલ્લાંજી ચાંદાભાઇ વીશે ગમે તે વીચાર ધરાવે તે સાથે પણ અમોને સબંધ નથી. હીસાબ માંગવામાં સંબંધ છે. બદરી મહાલની હાલની કીંમત જોતાં રૂા. ૬૦૦૦૦) ની બાર મહીને આવક થાય છે, જે મુલ્લાંજીને પોતાના ખાનગી ખરચમાં વાપરવાનો કંઇ પણ હક નથી. આથી જો ઓ. મી૦ જસ્ટીસ કાજીજી જેવા જાણીતા આસામીઓની એક બોરડ નેમવામાં આવે અને રૂા. ૬૦૦૦૦ માંથી રૂા. ૨૦૦૦૦ કબર અને મસીદ તથા ખાણા પાછળ ખરચવામાં આવે અને રૂા. ૪૦૦૦૦ એક મદરેસા પાછળ ખરચવામાં આવે તો હું સંતોષ પામીશ. કેળવાયલી વોહરા કોમ એવું ચાહે છે કે આ ગલ્લાના નાણાં સખાવતમાંજ ખરચવાં જોઇએ છે. વોહરા કોમ ઘણી પૈસાદાર, કરકસરવાલી અને ચંચળ છે. પણ તેઓ કેળવણીમાં પછાત છે. તેઓ કોરાનમાં શું સબંકો છે તે જાણવાને બદલે કેટલાક આગેવાન પુરૂષોથી દોરવાઇ જઇને મુલ્લાંજી જે કહે તે માન્ય રાખે છે છતાં પણ તેઓ કેળવણી પાછળ આ નાણાંનો ઉપયોગ કરવાને કબુલ કરશે.

મી૦ બીનીંગ–અમે ખુશી છીએ કે તમો આવી કોઇ યોજના માટે તૈયાર છો પણ તે પહેલા તમો વોહરા કોમની કોઇ સભા બોલાવીને તેઓના શું વીચાર છે તે જાણો તે વધારે સારૂ છે.

મેસર્સ આદમજીના સલામ બંધ કીધાથી મુકદમામાં તેઓના ફરકેરવાથી એડવાકેટ જેનરલ બહાર પડયા છે. અને મુલ્લાંજીની સતાનો સવાલ ઉભો કીધો છે.

એડ.–જેન.–કયારે સલામ બંધ કીધી છે ? આવી જાતના સવાલ પુછવા સામે હું સખત વાંધો લઉં છું અને કોરટનું ધ્યાન ખેંચું છું.

નામદાર જજ–એડવોકેટ જેનરલ કોઇબી ધરમખાતાને રક્ષણ આપવાને બંધાયલો છે અને આ મુકદમામાં તેઓએ તદન વાજબી

પગલું ભર્યું છે એવું હું આ તબકકે જણાવીશ.

મી૦ બીનીંગ–સામી પક્ષનાએ મુલ્લાંજીને આપાતો કર બંધ કીધો છે. એટલે મુલ્લાંજીએ તેમની સલામ બંધ કીધી છે. આ મુકદમો ઉભો થવાનું મુળ કારણ એ છે. સામી પક્ષ કહે છે કે ચાંદાભાઇ ઓલીઆ હતા પણ અમે તેમ ના પાડયે છીએ. એક બારગી ચાંદાભાઇને ઓલીઆ તરીકે પુરવાર કરવામાં આવે તોપણ મુલ્લાંજીના ધરમગુરૂ તરીકેના કેટલાક હકો છે તે અમે ભોગવવા માગીયે છીએ.

નામદાર જજ–તમો સ્વામીનારાયણ કેસ વાંચી જજો અને તમોને સઘળી સમજ પડશે કે આવી સખાવતના બાબમાં ધર્મગુરૂના હક કેવા હોય ?

મી૦ બીનીંગે અત્રે કહ્યું કે જો એવું પુરવાર થાય કે આ મીલકતો સખાવતી છે તો તેથી મુલ્લાંજીની ધાર્મીક સત્તાને મોટો ધોકો પુગે.

નામદાર જજ–તમોને અંતે એવા ઠરાવ ઉપર આવવું પડશે ?

મી૦ બીનીંગ–વોહરાઓ આ કબર ઉપર સખાવત કરે છે એ ખરૂં પણ તેઓ એવા ખ્યાલથી કરે છે કે મુલ્લાંજીને આ સઘલી સખાવત ઉપર વડા ધર્મગુરૂ તરીકે સઘળા હક છે.

એડ–જેન–મી૦ બીનીંગ મારી સુચના કબુલ રાખશે.

મી૦ બીનીંગ–હું મારો ખુલાસો કરી ચુકો છું.

હું અતરે એટલુંજ જણાવીશ કે કોરટે અતરે એવી નોંધ લેવી કે વોહરા કોમની કોઇ જાહેર સભા બોલાવવામા આવે તો તેથી આ બાબતના ઠરાવ મુજબ ચાલવાને અમે અતરેથી બંધાઇયે છીએ.

એડ. જેન.–મને ઘણી ગંભીર ફરજ બજાવવાની છે, અને જો એમ કેહવામાં આવે કે મુલ્લાજી તરફ કપટભાવના સબબે હું આ મુકદમો લાવ્યો છું તો પછી મારે ધરમખાતાના રક્ષક તરીકે રહેવું

-મા કામનું? જ્યારે હીસાબ માગવામાં આવ્યો ત્યારે આદમજી પીર-ભાઇવાલા સાથે ૫૦૦ વોહરાઓ સામેલ હતા, અને તેના બદલામાં મુલ્લાંજીએ સર આદમજીના બેટાઓની સલામી બંધ કીધી અને ઉપ-રથી કહેવામાં આવે છે કે કપટભાવ રાખવામાં આવે છે.

નામદાર જજ-મી૦ બીનીંગ, એડ-જેનરલ જે કહે છે તે તદન દરૂસ્ત છે. આ મુકદમો કંઇબી કપટભાવથી ઉભો થયો નથી એમ આ કોરટ માને છે.

મી૦ બીનીગ-અમે જે તકરાર લાવીયે છીએ તેને આખી વો-હરા કોમનો ટેકો છે.

## ખા. બા. મહમદઅલીની જબાની.

મી. બીનીંગે એ બાદ બાનબાહાદુર મહમદઅલી રાંઆની ઉ-લટપાલટ તપાસ પાછી નીચે મુજબ લીધી હતી.

સ-બધી ધરમની બાબતમાં મુલાંજીનો સખુન છેવટનો છેની ?

જ-કીતાબ પ્રમાણે. અમારી કીતાબના પ્રમાણે જુવો તો તેમ છે.

સ-મુલાજીની સત્તા સામે કોઇએ કદી વાધો ઉઠાવ્યો છે?

જ-આ સવાલ કોમનો છે અને તે પુછવાની જરૂર નથી.

નામદાર જજ-કોઇપણ દાઉદી વોહરાએ કોઇ પણ દીવસ ધર-મ સંબંધી વાધો ઉઠવ્યો હતો તે કંઇ તમો જાણતા હશોની ?

જ—તે કઇ મેં નોંધ્યા નથી.

સ—જે કંઇ તમે જાણો તે અતરે જણાવો ?

જ—કોઇ નીકા કરવામા ભુલ થઇ હોય કોઇ એવી બાબતમાં ચુક થઇ હોય. માણુસજાત ભુલે તેમ તેઓએ કદી ભુલ કીધી હોય.

મી૦ બર્નીંગ-કોઇ મુલ્લાંજીનું શીક્ષણ ખોટું હોય એમ તમો

જાણોછો કે? જ—માણસ જાત ભુલ કરે છે તેમ એઓએ કોઇ વળાએ ભુલો પણ કીધી છે.

નામદાર જજ–વોહરાના ધરમ સંબંધી શીક્ષણ બાબે મુલ્લાંજી સામે કોઈ દાકડી વોહરાએ વાંધો ઉઠાવ્યો છે કે?

જ–હા, એક નીકાના સંબંધમાં એમ વાંધો ઉઠયો હતો,

સ–તે શું ભુલ થઇ હતી? જ–મને એવી ભુલ થઇ હતી એટલીજ ખબર છે.

સ–આએજ એક દાખલો છે કે?

જ–બીજા છે પણ મને તે ધ્યાનમાં નથી.

સ–તમો કપડવંજના વતની છો? જ–હા.

સ–તમારા સગાંઓમાં છ મહીના થયા કંઇ લગન થયાં હતાં? જ–હા.

સ–તમે કપડવંજ કેટલી વખત જાવો છો?

જ–વરસમાં બેથી ચાર વખત.

સ–તમે ત્યાં શું કામ જાઓ છો?

જ–હું કંઈ ત્યાં જાથુકનો રેહતો નથી.

સ–તમો ઉપલા લગનમાં હાજર થવાને મુલાંજી પાસે રજા માંગવા ગયા હતા?

જ–હું ગયો હતો નહી. હું કીયામાં ગયો હતોજ નહી.

સ–આ નેકાહ મુલાંજીએ કીધા હતા?

જ–હા.

સ—કોઇ માણુસ મારફતે કે ચીઠી લખીને તમે રજા માગી હતી કે? જ–તેમ મેં કીધું નથી. મારી તરફથી કોઈ તેમ ગયું

હતું એમ મેં વાત સભળી છે.

સ–અને તેમ રજા આપવામાં આવી ન હતી ? જ–હું તે જાણુતો નથી.

સ–જેમ તમોને કોઇ માણુસ ગયું તેની ખબર પડી તેમ ઉપલી રજાની કેમ ખબર ન પડી ? જ—મારે ઘેર જવાનો મને શું વાંધો છે ? લોકોએ મારી આગલ એ બાબતમાં તરેહવાર વાતો કીધી હતી

સ—રજા મળી છે એમ તો કોઇએ કહ્યું ન હતું ? જ–નહીં.

સ – તમારા ભાગ્યા હાતીમભાઇને ત્યાં સુરતમાં લગન નીકળ્ય હતાની ? જ—હા.

સ—તમે તે વખતે સુરત હતાની ? જ—હું એકજ દિવસ ત્યાં હતો.

સ—લગનની ક્રિયા વખતે તમે સુરતમાં હતાની ? જ—નહી.

સ—તેની આગળ પાછળ ? જ—નહી.

સ—તમે હાજર નહિ રહ્યા તેનં કારણ મુલ્લાંજી રજા નહી આપવાનું હતું કે નહી ?

જ—હું નથી જાણુતો.

સ—ત્યાં હાજર નહી રહ્યા તેનું કંઇ કારણ જણાવશો જ–હું તે આપી શકતો નથી.

સ–દાઉદી વોહરામાં કોઇ મસજીદ મુલ્લાંજીના રજા વગર ખોલાય કે

એડ–જેન–ઉપલો સવાલ આવા વેપારીને પુછવાની શુ જરૂ છે ? જ—હા તેમ ખોલી શકાય.

સ–આવી કોઇ મસજીદ ખોલવામાં આવી હોય તે તમો જાણે છો ? જ–નહી.

સ—જ્યારે જાહેર નીમાજ પઢાય છે ત્યારે છેવટે મુલ્લાંજી માટે દુવા પઢાય છેની ?

જ—હા.

સ—હીંદુસ્તાનમાં દાઉદી વોહરાને લાગતા આશરે ૭૦ ગલ્લા છેની ? જ—હા. કેટલાક મેં જોયા છે.

સ—તેમાં ભેટ આપતાં તમોએ જોઈ છેની ? જ—હા.

સ—મરીનલાઇન્સમાં નાઠાભાઈનો ગલ્લો છે તે તમો જાણો છો ? જ—હું તે જાણતો નથી. મેં પાંચેક વરસ થયાં તે જોયો નથી. હું ત્યાં હાલ જતો નથી. હું તે બરાબર જાણતો નથી.

સ—કરાફર્ડ મારકીટ આગળ ઇબ્રાહીમ નુરૂદીનની કબર તમો જાણો છો ? જ—હા.

સ—આદમજી પીરભાઇની કબર ચરનીરોડ તરફ છે ? જ—હા.

સ—ત્યાં ગલ્લો છે કે ? જ—હા.

સ—ત્યાં તમે કંઇ ભેટ ધરી છે ? જ—હા.

સ—શું ત્યારે તમો એમને વલી સમજો છો ?

જ—હા.

સ—ઘણા થોડાં વરસ થયાં એઓ મરણ પામ્યા છે. જ-હા.

સ—એઓ મોટા કંત્રાકટર હતા ? જ—હા.

સ—તેઓ મુલ્લાજીને માનતા હતાની ?

જ—હા.

સ—એમના મરણના બીછાણા આગલ તમો હતા કે ? જ—નહી.

સ—આદમજી પીરભાઇના ગલ્લાના નાણાનું શું થાય છે ? જ—હું તે જાણતો નથી.

## ચાંદાભાઈ ખોદાને પોંહચ્યા હતા એવી માન્યત.

ચાંદાભાઈ શેઠ ખુદા સાથે સીધો મેલાપ કરીને વાતચીત કરે છે એમ તમો માનો છો કે?

જ—હું કંઇ ખુદા નથી કે તે જાણું.

ઉપલો સવાલ ફરીથી ખોલાસો કરી પુછતાં સાક્ષીએ હા પાડી હતી.

સ—આદમજી પીરભાઇના બાબમાંબી તમો એમજ માનો છો કે? જ—કોઇ માણસ મરી જાય અને તે સારો માણસ હોય તો તેના મારફતે મેં વસીલો માગ્યો હશે કારણ તેઓ ખુદાને જાણીતા છે; અને ખુદાને પોંહચ્યા છે.

સ—અને આ કારણેજ તમે વસીલો માગ્યો હતો? જ—હા જેના તરફથી મારી હાજત વધારે તમામ થઇ હોય તેને હું વધારે માન આપું. અને તેની કબર આગલ હું માનતા લઉં.

સ—તમો આદમજી પીરભાઇની કબર આગલ એવી કંઇ માનત લીધી છે કે?

જ—નહી.

સ—ચાંદાભાઇ સીવાય બીજાઓના પણ ઓરસના જમણ થાય છે ની? જ—વરસીના અને ઓરસના જમણ થાય છે.

સ—જેનાબી ઓરસના જમણ થાય તેઓ વલી હોય છે ની? જ—ઘણા ખરા તેઓ વલી હોય છે.

સ—વલી સીવાય બીજાઓના કોઈ ઓરસના જમણ થાય છે? જ—ઓરસ નહી પણ મરણની વરસીનાં જમણ થાય છે. ઓરસનું જમણ જુદું અને વરસીનું જમણ જુદું.

સ—એ બે વચ્ચે ફરક શું? જ—વલીના બાબમાં મોટી સદર

કદા અથવા બંદગી હોય અને સાધારણ માણસના બાગમાં તે નાની હોય.

સ–ઓરસમાં મોટી બંદગી પઢાય છે કે ?

જ–હા.

સ–ચોકસ બંદગી તો બધાના બાગમાં એક સરખી હોય છેની ? જ–હા.

સ–આદમજી પીરભાઇના વરસીના જમણમાં તમો જાઓ છો કે ? જ–એકાદ વખત ગયો હોઇશ પણ તે કીયા વખતે મોડો ગયો હતો.

સ–તેને તમે ઓરસ કહો છો કે ? જ–નહી હું તેને વરસી કહું છું.

સ-સદરકલામાં પાક કોરાનમાના પારાઓ પઢાય છે કે ? જ–હા

સ–કોરાન સીવાય એવા જમણમાં બીજી કાંઇ બંદગી પઢાતી નથી ? જ–બહરમ રાતે મરસીઆ પઢવામાં આવે છે.

સ–આદમજી પીરભાઇના ઓરસ વખતે મરસીઆ ભણવામાં આવે છે કે ? જ–હું તે જાણતો નથી એઓ રમજાન મહીનામાં ગુજરી ગયા હતા તેથી મરસીઆ પઢાય નહી.

સ–કોઈ ચાંદાભાઇના ઓરસના જમણ વેળાએ હાલના મુલાંજી હાજર હોય તે વખતે તમો હાજર હતા કે ? જ–મને યાદ નથી.

સ–તમો કદાચ મુલાંજી બદરૂદીનના વખતમાં હાજર હતા ? જ–હા.

સ–તેને કેટલો વખત થયો હશે ? જ –મને ધ્યાન નથી.

સ—તમો એવા ઓરસ વખતે મરસીયા ભણનારા કોઇને મુલાંજીને રજા લેતા જોયા હતા ?

જ—ઘણાઓને મેં જોયા છે પણ હું તેઓના નામ દઇ શકતો નથી.

સ—તે વખતે શું કરવામાં આવે છે ? જ—મુલ્લાંજીને સલામ કરીને પછી મરસીઆ ભણવામાં આવે છે.

સ—આએ મરસ્યા છેની ( સાક્ષીને દેખાડીને ) તે તમે મુંબઇમાં ખરીદ કીધા હતાની ? જ—હા

સ—કેટલો વખત થયો હશે ? જ—મને કંઇ યાદ નથી.

સ—તમે એકા વખતે આ ખરીદી કીધી હતી કે ?

જ—જુદી જુદી વખતે.

સ—છેલા પાંચ વરસમાં કીધી હશેની ?

જ—મને કંઇ યાદ નથી.

સ—બાજીબી કાંઇ એવી કનીતા તમારી પાસે હશેની ? જ—હા.

સ—ચાંદાભાઇ સીવાય બીજા કોઇની સીકતની ? જ—હા.

સ—તમે આ નકલ મી૦ એનજીનીયરને કયારે આપી ?

જ—૭ મહીના થયા હશે.

સ—તમે આએ ખરીદા કયાંથી ? જ—મને યાદ નથી.

સ—તમો સહેલાઇથી અરેબીક વાંચી શકો છો ? જ—હા.

સ—આમાનો મોજેજાનો કોઇ પણ ભાગ તમે વાંચશો ?

જ—હા.

સ—મોજેજા વીશે તમો અંદરનું લખાણ જાણોછોની ?

જ—હું તે વાંચ્યા વગર કહી શકું નહિ.

સ—ઇબ્રાહીમ અબદુલ કાદર કોમના એક શેઠયા છેની ?

નામદાર જજ—ગોઓએ પાંચ કુટુંબના નામ આગલ આપેલાં છે.

મી૦ બીનીંગ—હું તે જુદા જુદાં જાણવા માંગુ છું. જ—હા.

સ—હસનઅલી અબદુલઅલી એક શેઠયા હતાની ? જ—હા.

સ—ઇબરાહીમ અબદુલકાદર શેઠયા હતા કે? જ અબદુલ કાદર ઇબરાહીમ નામના શેઠયા હતા.

સ—શ્રીદાઅલી હુસેનઅલી ખંભાતી એક શેઠયા હતા ? જ—હા.

સ—અબદુલાભાઇ ફઇજુલાભાઇ મુનીમ પણ શેઠયા હતા ?

જ—હા.

જ—મનુરઅલી બંદુકવાલા એક શેઠયા હતા ?

જ—હા.

સ—અબદુલહુશેન તંબુવાલા કોણ હતા ?

જ—હું ઓલખતો નથી.

સ—અબદુલ તઇયબ કરીમભાઇ. ?

નામદાર જજ—હું એક કલાક સુધી તમારા નામની ટીપ સાંભળવા માગતો નથી.

સ—મુલ્લાજી સાહેબના ડાબા હાથ ઉપર બેસવા માટે તેમની ખાસ રજા જોઇએ છેની ?

જ—હા.

સ—તમોને કંઇ એવી રજા મલી છે ? જ—મેં એ માટે શોખ રાખ્યોજ નથી.

સ—તમારી કોમમાં તે મોટું માન ગણાય છેની ? જ—હા.

સ-મરસીઆ પઢનારાઓને કંઇ પઇસા આપવામાં આવે છે કે ? ગુજરી ગયલાંના સગાવાહલાંઓ કંઇ આપતા હશેની ?

જ--નહિ.

સ—સર આદમજી પીરભાઇના બેટાઓ સાથે તમોને ઘણી મીત્રાચારી છે ? જ-હા.

## મી૦ તારાપોરવાલાએ સાક્ષીની કરેલી તપાસ.

મી૦ તારાપોરવાલાની તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જણાવ્યું હતું-

સ-ચાંદાબાઇ સીવાય બીજા વલી તમો જાણુતા હશો ની ? જ-ઘણાં છે સઇફા નામની કીતાબમાં તે જણાવેલા છે.

નામદાર જજે આ કીતાબનો અર્થ જાણવા માંગતાં ત્રાનસલેટરે તે જણાવ્યો હતો.

સ-ઇમામના કે વલીના નામો ઉપલી સઇફામાં જણાવેલા છે ?

જ—બધાં.

સ—તમો કોઈ બીજા વલીના નામો જાણો છો ? જ-દાઉદ આકેલા નામના દાઉદી વોહરા હતા તેઓ એક મહુંત હતા.

સ-ચાંદાબાઇ જેવા વલી.

નામદાર જજ-એઓએ સાફ કહ્યું છે કે સઇફામાં તે તમોને મલશે.

સ-કોઇબી પાક માણુસ જે દાઉદી વોહરા હોય તે મરણ પછી તમારી તરફથી વલીઓ ચલાવે એમ તમે માનો છો ? જ-હા.

એડ. જેન-તમોએ નાડાબાઇની કબરનો ઓરસ સાંભળ્યો છે ? જ-નહી. પણુ વલી તરીકેનું તેમનું નામ ઉપલી કેતાબમાં છે.

સ—ઇબ્રાહીમ નુરૂદીનનો કોઇ ઓરસ ભરાય છે ? જ—હું તે જાણુતો નથી.

સ-તમે ચાંદભાઇની મસીદમાં બે વરસ થયા ગયા નથી, તો હાલમાં તમો કયાં નીમાજ પઢો છો ? જ—ઘેરમાં પઢું છું.

## શેખ ફઇજુલાભાઇની જુબાની.

શેખ ફઇજુલાભાઇએ એકઝેન. ના સવાલોમાં નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સાક્ષીની બુઝોરગીના સબબે કોરટે એમને ખુરસી આપી હતી. એઓએ ઇંગ્રેજીમાં જુબાની આપી હતી.

સ—તમો દાઉદી વોહરા છો, તમારી ઉમર શું? જ-હા-મારી ઉમર ૬૯ વરસની છે.

સ—તમો મુંબઇ યુનીવર્સીટીના ગ્રેજ્યુએટ એક ફેલો અને અરેબીના મોટા સ્કોલર છો ? તમો એમ. એ. સુધી અરેબીક ભાષાના પરીક્ષક છો ? જ—હા.

સ-તમો મુંબઇમાં કેટલાક વરસ થયાં રહો છો ? જ—આશરે ૫૧ વરસ થયાં.

સ-તમો પેહલાં અંજુમને ઇસલામ સ્કુલના હેડ માસ્તર તરીકે આવ્યા હતા ? જ—હા.

સ—તે મુંબઇની મુખ્ય ઇસલામી સ્કુલ છે ? જ—હા,

સ—કેટલા વરસ હેડ માસ્તર હતા ? જ—૩૬ વરસ.

સ—તમો ચાંદાભાઇના ગલ્લા વીષે જાણો છો ? જ—હા.

## ચાંદાભાઇ બાબે સાક્ષીની માન્યતા.

સ—ચાંદાભાઇને તમો કેમ પીછાણો છો ?

જ—એક વલી તરીકે.

સ—ચાંદાભાઇને વોહરાઓ કેમ ઓળખો છો ? જ-એક વલી તરીકે હું જાણું છું ત્યાં સુધી.

સ—તમોએ એમની કબર ઉપર ભેટ ધરી છે?

જ—હા.

સ—તે કેવી માનતા હતી? જ-બીમારીમાંથી સાજા થવાની, કંઇ ઉમેદ પાર પડવાની. હું બીમાર હતો ત્યારે સાજો થાઉં તો ભેટ ધરવાની મેં માનતા કીધી હતી અને સાજો થતાં તે ધરી હતી.

સ—તમો સાજા થયા તે કોણુને આભારી તમો માનો છો? જ-મારી માનતાને.

સ—દાઉદી વોહરાઓ એવી માનતા લે છે?

જ—હું જાણું છું ત્યાં સુધી તે લે છે.

સ-તમે કોઇ વેળાએ એવું સાંભળ્યું છે કે? આ બેટો મુલ્લાંજી માટે છે? જ—નહી.

સ-તમો મસજીદ અને કબર વીશે જાણો છો? જ-હા તે કોટની અને ચાંદાભાઇની મસજીદ તરીકે ઓળખાય છે.

સ-ત્યાં કોઇબી ઇસલામી જઇ શકે?

જ-તે દાઉદી વોહરા માટે વકફ થયલી છે પણ બીજા કોઈ ઇસલામીને ત્યાં જતો અટકાવી શકાય નહી.

સ-તમો એવું સાંભળ્યું છે કે મુલ્લાંજી કોઇબી વખત કોઇ મસજીદ બંધ કરવાનો દાવો કરે છે. જ-હા એવું સાંભળ્યું છે, પણ તેમ તેઓ કરી શકે નહી. એક મસજીદ હમેશા બંદગી માટે ખુલ્લી રહેવી જોઇએ.

**મુલ્લાંજી બુરહાનુદ્દિન ચાંદાભાઇ માટે શું કહે છે?**

સ-આ ( પત્ર આપીને ) ચાંદાભાઇ માટે એમાં શું લખેલું છે. તેમાં મુલ્લાંજી બુરહાનુદીન સાહેબ ચાંદાભાઇ માટે શીફતમાં શું લખે છે. જ-ચાંદાભાઇને માટે તેમાં એક ઘણાં પાક માણસ, એક ઓ-

લોઆ, સારાં કામો કરનાર નેક માણસ જણાવ્યા છે. એવા સખુનો કોઇ સાધારણ માણસ માટે વપરાય નહી.

સ—ચાંદાભાઇના કબર આગળ કંઇ લેખો ટાંગ્યા છે કે? જ—હા, કેટલાકોને ફ્રેમ કરીને ટાંગવામાં આવ્યા છે, જેમાના બે મેં બરાબર જોયા છે, જેમાં "વલી" "તકી" તરીકે ચાંદાભાઇને ઓલખાવ્યા છે. "તકી" એટલે પાક માણસ, છેલ્લાં ૧૦ દીવસ થયાં મેં એ લેખો જોયા હશે.

સ—ચાંદાભાઇની કબર ઉપરની ભેટો તમો કોણુને આપેલી ગણો છો? જ—શેઠ ચાંદાભાઈ માટે.

સ—ભેટ શા માટે ધરવામાં આવે છે?

જ—સખાવતના કામ માટે.

સ—સઘળાઓ એ નેમથીજ આપે છે કે?

જ—હું જાણું છું ત્યાં સુધી.

એડવોકેટ જનરલે અતરે જણાવ્યું કે ઉપલા પત્રના બાબમાં હું કોઇ વેગાએ સાક્ષીની લંબાણ તપાસ ચલાવવા માગું છું.

બાદ ટીફીન માટે કોરટ ઉઠી હતી.

## ટીફીન પછીની તપાસ.

શેખ ફઇઝુલાભાઇએ બપોર પછી મી૦ બીનીંગની વધુ તપાસમાં નીચે મુજબ જુવાબ આપ્યા હતા—

મી૦ બીનીંગ-તમો દાઉદી વોહરા કે.મની ધરમ કેતાબોથી વાકેફ છો? જ—હા.

સ—મુલ્લાંજીનું સુરતમાં કેતાબખાનું છે?

જ—હા—મેં તે જોયું નથી.

સ—તમો મુલ્લાંજીને ૫૧ મા "દાઇ" ગણો છો? જ—હા. સીલસીલા બંધ તેમ છે.

સ—ઈમામ ગોશેનશીન થયા હતા તેમના તેઓ જાએનશીન છે; અને ખોદાના પ્રતીનીધી છે; જ—હાં.

સ—દાઉદી વોહરામાં બીજા કોઇ "દાઇ" નથી? જ—નહીં.

સ—તમે જુવાન હતા ત્યારે મીશાક લીધો હતો? જ—હા. મેં કેટલીકવાર લીધો હતો.

સ—તમો મીશાકની શું મતલબ સમજો છો જ—ઇમામ તરફ વફાદાર અને ચુસ્ત રહેવાનો તે એક જાતનો એકરાર છે.

સ—રૂકાના સંબંધમાં મુલ્લાંજી અથવા તેઓમાં નાયબ સહી કરે છે કે? જ—ફક્ત તેઓ "બીસમીલ્લાહ" બોલો તેની ઉપર લખી આપે છે.

સ—ચાંદાભાઇ તેઓની જીંદગીમાં કોઇ મોટા ધાર્મીક પુરૂષ હતા નહીં. જ—તેઓ એક ધર્મચુસ્ત વેપારી હતા એમ હું જાણું છું તેઓ ધર્મ તરફ માન ધરાવતા હતા. અને કર આપતા અને બંદગીમાં મશગુલ રહેતા અને તે વેળાના મુલ્લાંજીના એક શાગરીદ હતા.

સ—"વલી" એટલે તમો શું સમજાવશો?

જ—ખુદાની હજુરમાં લોકો તરફથી વસીલો ચલાવે તે વલી.

સ—તમો માનો છો કે ચાંદાભાઇ બેહસ્તમાં છે. Heaven અથવા intermediarystate માં છે, જ—તેઓ (Heaven) બેહસ્તમાં છે.

## કયામતની આગમજ બેહસ્તમાં જઇ શકે કે?

સ—કયામતની આગમજ એક દાઉદી વોહરો બેહસ્તમાં જઇ શકે કે? જ—પોતાની કરણી પ્રમાણે કોઇ બેહસ્તમાં જઇ શકે છે.

સ—હીંદમાં ઘણા સાથની દાઉદી વોહરાઓની ઘણી કબરો છે? જ—હા ઘણી છે.

સ-તેઓ સઘળી ઓલીયાઓની છે ? જ—હા,

સ—આદમજી પીરભાઇ એક વલી છે કે ?

જ-તેમને તેમ ગણવામાં આવતા નથી.

સ-સઘળાઓ કંઇ વલી નથી. જ-મોટે ભાગે કંઇ મોજેજા દેખાડ્યા હોય એવા વલીઓની કબરો છે.

સ—તમો એવું માનો છો કે એક માણસ માનતા લીએ અને તે મુજબ થાય તો મોજેજો કહેવાય અને કબરવાલા વલી કહેવાય ?

જ-હા.

સ-જેમ વધુ માનતા લેવાય તેમ લોકોને વધુ યકીન આવે ?

જ-હાં.

સ—તમો કોઈ કેતાબમાંથી બતાવશો કે એક ઓલીઆ ખુદા હજુર એક મરણ પામેલા માણસના બાબમાં વસીલો ધરાવે ?

જ—આ સવાલ ધારમીક બાબતનો છે. એવું કંઇ ચોકસ લખાણ કેતાબોમાં નથી, પણ લોકો તેવા ઓલીઆ વીશે એવું યકીન ધરાવે છે.

સ—ઇસ્લામીઓમાં કેતાબ પ્રમાણે ઇમામોજ મોટા ઓલીઆ હતા. જ—તેઓ સર્વેથી મોટા દરજ્જાના છે તેમ બીજાઓ પણ ઓલીઆ છે.

સ-તમારી ઇસ્મ કેતાબમાં તેવું નથી છતાં તમો શું કામ તેવું માનો છો ?

નામદાર જજે આ સવાલ પુછવા દીધો ન હતો.

સ—તમો એક માણસને તમારા યકીનને લીધેજ ઓલીયા તરીકે માનો છો, જો કે ધરમમાં તેવું કંઇ ફરમાન નથી. જ—હા.

સ—કેટલાક સુનીઓએ મારજેજા કીધા હોય તેઓને ઓલીઆ તરીકે તમે માનશો કે?

જ—સુની મુસલમાનો તેમ માને, અમે માનતા નથી.

સ—ચાંદાભાઈ સીવાઇ બીજી કબરો ઉપર તમે ભેટ ધરી છે?

જ—મુલ્લાં વાહેદભાઇ સાહેબની સુરતમાં કબર છે ત્યાં મેં ભેટ ધરી છે.

સ—તેઓ મુલ્લાંજીના કુટુંબના છે કે?

જ—નહી.

સ—તેઓ કોઈ મોટા ઓલીયા હતા?

જ—તેઓ ચાંદાભાઇ જેવા પરહેજગાર પુરૂષ હતા.

સ—તેઓ એક મુલ્લાં કે વીદ્વાન હતા?

જ—તેઓ મુલ્લાં નહી હતા, મુલ્લાં સરરથી ઓછી પાયરીનો એક ધરમગુરૂ હોય છે.

સ—"દાઇ" પછી "માઝુર" હોય છે ત્યારપછી "મુકાસીર" ત્યારપછી "શેખ" હોય છે પછી "મુલ્લાં" આવે છેની? જ—હા.

સ—સઘળા ધરમગુરૂઓને કંઇબી વીખયાતી હોય છેની?

જ—કેટલાક દાખલામાં તેમનો ઓધો નેમી આપેલો હોય છે, જ્યારે બીજાઓ પોતાના ઇલમથી જાણીતા હોય છે.

સ—"શેક" શબ્દ કંઇ ધારમીક અગત ધરાવતો નથી?

જ—નહીં.

સ—મુલ્લાં ધરમના સબકો આપે અને મુલાંજીના હુકમથી બંદગી પઢાવે? જ—હા.

સ—ગલ્લા ઉપર ભેટ ધરતી વખતે તમો જાણતા હતા કે મુલ્લાંજીના અખતયારમાં તે છે?

જ—હા પણ તે મુલ્લાંજીની ખાનગી મતા નથી.

સ—તમો મુલ્લાંજી આ અખતયાર ધરાવે તે સામે કંઇ વાંધો રાખો છો ?

જ—નહી. કોમના વડા તરીકે અખતયાર રાખી શકે.

સ—કોઇ દાઉદી વોહરાએ આ મુલાંજીના અખતયાર સામે અતયાર સુધી દાવો ઉઠાવ્યો છે કે ?

જ—આગળ મુલાંજી કે જમાત તરફથી હીસાબ રાખવામાં આવતો હતો એટલે કંઇ વાંધો ઉઠવાના સંભવ રહયા હોયજ નહી.

સ—કોઇ જમાતે એવા ફંડના મેનેજર નેમયા હોય એવું તમો જાણો છો ? જ—હું કરાંચી માટે જાણું છું મુંબઈ માટે જાણતો નથી.

સ—મુંબઇમાં મેનેજરો મુલ્લાં માટે જે હીસાબ રાખે છે કે તે ઉપરાંત કંઇ બીજા હીસાબ તમો જાણો છો; જ—હું જાણું છું પણ મને બરાબર યાદ નથી.

## કરાંચીની જમાતના ફંડની વ્યવસ્થા કેમ થાય છે.

સ—કરાંચી માટે તમે શું જાણો છો.

જ—કરાંચીમાં ફઇજે હુશેની, નામે ફંડ રાખવામાં આવે છે. તે પ્રજા તરફથી ઉભું કરવામાં આવ્યો છે તેનો એક જમાત તરફની મેનેજીંગ કમીટી તરફથી, હીસાબ રાખવામાં આવે છે હું ત્યાં ગયો નથી. પણ હું એ સઘલી વીગત જાણું છું.

સ—આ વહીવટ મુલ્લાંજીના હુકમથી થાય છે ની ?

જ—તે હું જાણતો નથી હું એટલુંજ જાણું છું કે મુલ્લાંજીની કંઇ પણ અખતીયારી વગર સ્વતંત્ર રીતે ત્યાંની કમીટી આ હીસાબ રાખે છે. મુલ્લાંજીના હુકમથીજ તેમ કરવામાં આવે છે કે નહી તે હું જાણતો નથી.

સ—મુલ્લાંજીના કરાંચીના પ્રતીનીધી એક આમીલ છે. જ—હા.

સ-તેમની નેમણુંક ક્યારે થઇ છે? જ—તે હું જાણુતો નથી.

સ-શેખ તઇયબભાઇ ત્યાંના તે વખત આમીલ હતા. જ—તે હું જાણુતો નથી હું કરાંચી કદી ગયો નથી.

સ-મુલ્લાંજીની રજા વગર કોઇ બીજા ફંડનો હિસાબ ચાલતો તમે જાણો છો? જ—ખંભાતમાં એવું ફંડ છે એમ મેં સાંભલ્યું છે

સ—મુલ્લાંજીને આવા ફંડોના વહિવટમાં વચે પડવાનો હક છે એવું તમે માનો છો

જ—હું કંઇ કહી શકતો નથી. જ્યાં સુધી તેનો વહિવટ બરાબર થાયતો કંઈ વાંધો હોયજ નહી.

સ—મુલ્લાંજી તમારા મીશાકના ફરમાન પ્રમાણે કંઇ ભુલો કરે કે? જ—તેઓ એક આદમજાત છે માટે કેમ નહી ભુલ કરે.

સ—સઘલા ૫૧ દાઇઓ આવી ભુલને પાત્ર છે કે? જ-હા.

સ-ઇમામો એવી ભુલો કરે કે? જ—નહિ તેઓ અચુક છે. તેમ અમારી કિતાબોમાં લખેલું છે.

સ-તમો એવી કિતાબમાંથી મને આવું બતાવી શકશો.? જ-હું તેમ કરી શકતો નથી.

સ—ઇમામ ભુલ કરે નહિ અને દાઇ ભુલ કરે એવું મને કિતાબમાંથી બતાવશો? જ—તે હું બતાવી શકતો નથી.

સ-આવી કોઇ સતરો તમોને મને બતાવવી પડશે કે જેમાં ઉપર મુજબ દાઇ ભુલો કરે અને ઇમામો ભુલો નહી કરે એમ દર્શાવ્યું હોય તે ગુરૂવારે મને બતાવજો.

સ—આ અચુકને માટે શુ શબ્દ છે? જ—" માસુમ " છે.

સ—દાઇને માટે " ફલ-માસુમ " શબ્દ છે?

જ—હા

સ-કલ-માસુમ કોઇ બીજા માણસ માટે વાપરવામાં આવ્યો નથી. જ-નહી.

સ—દાઉદી વોહરાઓ દાઇ જે ધરમની કેતાબો રજુ કરે તે માનવાને બંધાયલા છે ની ?

જ—હું આ સવાલ બરાબર સમજ્યો નથી.

નામદાર જજ-મને પોતાને આ સવાલ સમજ નહી પડે એવો લાગે છે.

સ—જો મુલ્લાંજી કસમ ઉપર એક કિતાબ રજુ કરે અને જણાવે કે આ કિતાબ તમારે માટે છે તો દાઉદી વોહરા તે કબુલ કરે કે ? જ—દાઉદી વોહરાની સઘલી કિતાબો સરવેને જાણીતી છે.

સ—સુરતનુ મુલ્લાંજીનું કિતાબખાનું તમે જોયું છે કે ? જ નહી.

સ—કેટલાક દાઇઓએ પોતે કિતાબો લખી છે ? જ—હા.

સ—તમે ધરમની કિતાબો છેલ્લાં કેટલો વખત થયા વાંચી હશે. જ-છ મહીના બાર મહીના કે તે વખતે કોઇબી વેળાએ મેં વાંચી હશે.

સ-( સાક્ષીના હાથમાં એક કીતાબ આપીને ) સદર કલ્લાની બંદગી ઘણી જુની છે ?

જ—હા.

સ—ઉપલી બંદગીમાં દરજ્જાત શબ્દ છે તેનો અરથ શું ?

જ—ઓહ્દો.

સ—જન્નતનો અર્થ શુ ? જ—બેહસ્ત, હું એ બંદગી જોવા માગું છું.

મી૦ બીનીંગ-હું તે તમોને બીજી વેળાએ દખાડીશ.

સ—" જન્નત " અને " દરજ્જા " શબ્દ તમે જોયા છે. જ—હા. મેં જોયા તેનો અંર્થ એવો થાય છે કે"ખુદાતાલા એમને બેહસ્તમા દરજ્જો આપે. " બેહસ્તમાં જાતજાતના દરજ્જા હોય

છે. આવા શબ્દો ઓલીઆઓ કે મહાન પુરૂષો કે પાક શખસો માટેજ વપરાય છે.

સ–૫૧ દાઇઓની તવારીખ દરમ્યાન કોઇપણ વેળાએ જમાતે એવું જણાવયું નથી કે ફલાણા દાઇએ કંઇ ભુલ કીધી છે ? જ—હોયબી. કોઇ કેતાબમાં હોય જે મારા વાંચવામાં આવી ન હોય.

સ–દાઇની સત્તા સામે કોઇ જમાતે વાંધો ઉઠાવ્યો એવું તમે કેહશો ? જ-હુ તે જાણુતો નથી.

સ–મુલ્લાજીના હુકમ વગર કોઇ ગલ્લો રાખવામાં આવ્યો હોય એવું તમો જાણો છો ?

જ–હોયબી હુ તે જાણતો નથી.

સ—દાઉદી વોહરાની કોઇ મસજીદ મુલ્લાંજીના હુકમ વગર ખુલ્લી મુકી હોય એવું તમો જાણો છો? જ—હું તે જાણતો નથી.

એડ૦ જેનરલે અતરે ફઇઝે હુશેન ફંડના હીસાબની કિતાબની નકલ કોરટમાં રજુ કીધી હતી.

## મોહરમના દરમયાન મુકદમો મુલતવી રાખવાની માગણી.

મી૦ બીનીંગ—આવતા ગુરૂવારે મોહરમનો તેહવાર શરૂ થનાર છે તેથી હું ૯ દીવસ સુધી તે દીવસથી આ મુકદમો મુલતવી રાખવાની રજા માંગુ છું.

નામદાર જજ–આવી રીતે ૧૦ દીવસ સુધી મુકદમો મુલતવી રાખવા હું દઇશ નહી.

એડ૦ જેન૦–હું કોઇની ધરમની લાગણીની વચે આવવા માગતો નથી પણ બચીત આમ બનવા જોગ મને લાગતું નથી.

નામદ.ર જજ—આવો મુકદમો આટલા દીવસ મુલતવી રાખી શકાય નહી.

એડ૦ જેન૦—આ બાબતનો કંઇ તોડ કાહાડી શકાશે. હમણા તો ચાલવા દેવો પછી એ બાબત નક્કી કરી શકીશું એ બાબતમાં અરજી કરવામાં આવશે.

નામદાર જજ—ગુરૂવારે એફીડેવીડ નોંધાવો પછી હું ચરચાવીશ અતરે હું કઇંબી ઠરાવ ઉપર આવી શકતો નથી.

એડ૦ જેન૦—અમારા કુલ મુકદમો મુલતવી રાખવા માગતા નથી.

આ કોર્ટમાં પક્ષકારો મોહોરમ ઉપર આવે છે તે તે મુજબ આ મુકદમામાં કાં નહી કરવામાં આવે ?

નામદાર જજ—તમે અરજી કરશો પણ હું શું ઠરાવ કરીશ તે કહી શકતો નથી. ગુરૂવારે તમો અરજી કરી શકશો. હવે બીજા શાક્ષી રજુ કરો.

## મી૦ સીરાજુદ્દીન વાસીની જુબાની.

મી૦ સીરાજુદ્દીન મહમદઅલી વાસીએ અતરે એડવોકેટ જનરલની તપાસમાં નીચે મુજબ જવાબ આપ્યા હતા.

હું દાઉદી વોહરો છું. મારી ઉમર ૪૮ વરસની છે અને ૩૦ વરસ થયા મુંબઇમાં રહું છું. યુરોપથી અને અમેરીકાથી દર વરસે હું રૂપીઆ ૨૫ થી ૩૦ લાખનો માલ મંગાવું છું અને વેપાર ચલાવું છું.

સ—તમો ચાંદાભાઇની કબર અને મસજીદ જાણો છો ? જ—હા.

સ—ચાંદાભાઇને તમો શું સમજો છો ? જ—એક ઓલીઆ હું ગણું છું. ( વલી પણ કહેવાય એમ અતરે કોર્ટના ઇનટરપ્રિટરે જણાવ્યું હતું ).

સ—આ કબર ઉપર વારે વારે તમે ભેટ રજુ કીધી છે ?

જ—હા વારે વારે.

સ—તમોને તેમ કરવાનો શું સબબ હતો? જ—હું ચાંદાભાઇની માનતા લઉં અને તે માફક મારૂં કામ થાય તો હું કબરને ભેટ કરૂં અને માનતાના પરીણામ તરીકે તેમ કરૂં.

## ચાંદાભાઇના વસીલાની શાક્ષીની માન્યતા.

સ—તમારી માન્યતા કેવી હતી? જ—હું સ્કુલની પરીક્ષા પસાર થવાની માન્યતા લેતો અને પાસ થવાથી હું ભેટ ધરતો હતો.

સ—તમો પરીક્ષા પાસ કીધી તે કોણને આભારી ગણો છો? જ—ચાંદાભાઇએ વસીલો કીધો એમ માનવાને અને તેમ થવાને આભારી.

સ—બીજી કંઇ માનતા લીધી હશેની?

જ—મેં ઘણી માનતા લીધી છે, વેપાર, ધંધા બાબત લીધી છે, સંસારી બાબતમાં પણ લીધી છે.

સ—સંસારી બાબતની જો તમોને કંઇ અડચણ નહીં હોય તો મને જણાવશો કે કેવી માનતા હતી? જ—મારી દીકરીને બાળક અવતરવાની વકી હતી. અને તેણી તે વેળાએ ઘણી હલાક થતી હતી, તેથી ચાંદાભાઇની માનતા મેં કીધી અને તે પછી તેણીએ સહેલાઇથી બાળકનો જન્મ આપ્યો હતો.

સ—તમો ગલ્લામાં પઇસા કોના માટે નાખો છો? જ—ખૂદાના નામે અમે નાખીયે છીએ.

સ—તમો તમારી કોમમાં જાણીતા આસામી છો? જ—હા સાધારણ રીત જાણીતો છું.

સ—જેમ તમો ચાંદાભાઈ વીશે વિચાર રાખો છો તેમજ સઘળાઓ માને છે કે

જ—હા.

સ—તમારી માફક સઘળાઓ માનતા લે છે? જ—હાં.

સ—ચાંદાભાઇનો ઓરસ દર વરસે થાય છે.

જ—હા.

સ—તેની આગલી રાતના શું થાય છે. જ—ચાંદાભાઇની મસ-જીદમાં એક મોટી મજલીસ થાય છે, જેમાં મુલ્લાંજી અથવા તેમના ગેરહાજરીમાં કોઈ આમીલ પ્રમુખપણું લે છે દરેક મોહોલ્લાના આમીલો પણ ત્યાં હાજર રહે છે. શેઠીઆઓ મુલ્લાંઓ વગેરે ત્યાં હાજર રહે છે. આશરે ૧૦૦૦ થી ૧૨૦૦ લોકોથી મસજીદ ભરાઇ જાય છે.

સા—તમે એવી મીજલસમાં કેટલીવાર ગયા હતા ?

જ—પાંચેક વખત ગયો હતો.

સ—મુલ્લાંજીને તમે કેટલીવાર જોયા હતા ?

જ—આગલા મુલ્લાંજીને એક વખત મેં જોયા હતા.

સ—મજલીસમાં શું કરવામાં આવે છે ?

જ—પાકકુરાન ભણવામાં આવે છે દરેક જણ એક સીપારો જે એ લખાણનો ૩૦ મો ભાગ છે તે પેઢી જાય છે. પછી મુલ્લાંજી અથવા તેમના નાયબ સદરકલા તેમજ ફાતીઆ ચાંદાભાઇ માટે પડે છે. પછી મુલ્લાંજીના હુકમથી મરસીઆ ભણે છે. આ મરસીઆમા ચાંદાભાઇ શેઠના મોજેજા ગાવામાં આવે છે એ મોજેજા તેમના મરણ પછી બનેલા હતા.

સ—( કીતાબ દેખાડીને ) આ મરશીઆની કીતાબ છે કેની ?

જ—હા.

સ—તમે આ કીતાબ આગલ જોઈ હતી ?

જ—હા, મેં આગલ એવી કિતાબ વાંચી હતી.

સ૦—આ ચોકસ કિતાબમાંથીજ મરસીઆ ભણવામાં આવે છે ? જ—આવી કોઇ કિતાબમાથી.

સ—એ વેળાઓ રોશની કરવામાં આવે છે અને ઉરસ પણ ભરવામાં આવે છે. જ—હા.

અત્રે કોરટ ગુરૂવારે સવાર ઉપર મુલતવી રહી હતી.

## મી૦ બીનીંગની અરજી.

મી૦ બીનીંગે સાંજે ૪–૦ કલાકે કોરટને મોહરમને માટે કેસ મુલતવી રાખવાની અરજ કીધી હતી, પણ નામદાર જજે તે નહી સ્વીકારી તે માટે એક સોગંદનામું ( એફીડેવીટ ) આપવા કહ્યું હતું. અને તે ગુરૂવાર સુધીમાં નોંધાવવા કહ્યું હતું. મી૦ બીનીંગે એ ઉપરથી કહ્યું હતું કે ગુરૂવારે અમે તેમ જો નહી કરી શકયે તો અમે આવતા મંગળવારે આ સોગદ નામુ નોંધાવવા માંગીયે છીએ.

નામદાર જજ—હું તેમ કરવા દઇશ નહી. તમારે જે કંઈ એફીડેવીટ કરવી હોય તે ગુરૂવારેજ કરવી જોઇશે. વળી હું મુકદમો મોહરમને માટે મુલતવી રાખવાને કોઇભી રીતે બંધાતો નથી એ યાદ રાખજો.

મુકદમો નીકલતાં શરૂઆતમાં એડવોકેટ જેનરલે જણાવ્યું હતું. કે અમારા સાક્ષી શેખ ફઇઝુલ્લાભાઇને ધરમની કિતાબ બાબત સામી પક્ષ તરફથી તપાસવામાં આવનાર છે તે બાબતમાં તેઓએ ફકરાઓ ટાંકી બતાવવાને ગયા મંગળવારે જણાવ્યું હતું. તેને બદલે તેઓએ અમોને ૪૨ કિતાબોની એક ટીપ પુરી પાડી છે. આમાંની એક કિતાબના ૭ વોલયુમ અને બીજી એક કિતાબમાં ૪ વોલયુમ છે.

અમારા સાક્ષીને એવો સવાલ પુછવામાં આવ્યો હતો કે તેઓ કેઇ-ધરમની કિતાબ ટાંકવા બાબે વાંધો દરશાવે છે કે ?

નામદાર જજ—હા એવો સવાલ પુછવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ—હું ઘણો ઇંતેજાર છું કે મુલ્લાંજીની સુરતના કિતાબખાનામાંની કિતાબોનું જે લીસ્ટ અમે આપ્યું છે તેની સઘલી નકલો સામી પક્ષ પાસે હોય. મુલ્લાંજીના કિતાબખાનામાં ૪૦૦૦ કિતાબો છે. તો તેવી અગનની કિતાબોમાંથી અમે કેવી રીતે ફકરા દેખાડીયે ?

નામદાર જજ—તમો એમ ફકરા દેખાડશો તોજ કોર્ટનું કામ સહેલું થશે,

એડવોકેટ જેનરલ-હું ધર્મ સંબંધી તકરારમાં ઉતરવા બીલકુલ માંગતો નથી. મને ફકત ત્રસ્ટના કાયદાની નજરે કામ કરવું છે, પણ મારા વિદ્વાન મીત્રે જે વલણ અખત્યાર કીધી છે તે ઉપરથી વોહરા કોમની ધાર્મીક લાગણી દુખાય એવી તકરારમાં ઉતર્યા વગર મારેથી રહેવાય એમ નથી. હું ધર્મની કિતાબમાંથી મારા સાહેદી ધર્મને લગતા કાયદા અને ધર્મની માન્યતા બાબત જે કેહવા મગતા હશે તેના ફકરા ટાંકી બતાવીશ. સામી પક્ષ પાસે જે કિતાબો હોય તેની તપાસ તેમના સોલીસીટરોની ઓફીસમાં થવા દેવી જોઇએ છે. પછી તેનો તરજુમો થશે. શેખને આ સઘળી ૪૨ કિતાબો તપાસવા માટે એક એક્ષપર્ટની મદદ આપવી જોઇએ છે.

મી૦ બીનીંગ-કોમના કોઇ બીજા સભાસદો કરતાં શેખ વધુ સમજી શકે છે. છતાં મારા મીત્રે તેવા એક્ષપર્ટના નામ મને હાલમાં પુરા પાડવાં અને તે દાઉદી વોહરો તથા જેણે મીશાક લીધો હોય, અને તેમ મીશાક મુજબ અમલ કરતો હોય એવો શખસ હોવો જોઇએ.

એડવોકેટ જેનરલ—હું દાઉદી વોહરા એ તપાસ લેશે એમ ખાત્રી આપું છું, પણ બીજી સરત હું કબુલ કરતો નથી.

નામદાર જજ—શેખને સઘળી કિતાબો બરાબર જોવા દેવી.

મી૦ બીનીંગ–જો એમ કિતાબ બરાબર તપાસે તો તેઓએ તે ખરી અને સાચી છે એમ કબુલ કરવું પડશે.

એડ—જેન—અમારી પાસ જે કિતાબો નહી હોય અને મુલાંજી પાસે હોય તેની પણ અમોને તપાસ લેવા દેવી.

મી૦ બીનીંગ–મેસરસ લીટલની ઓફીસમાં તેવી કિતાબોમાંના ફકરા શેખ જોઇ શકશે.

નામદાર જજ—નહી, તેમને આખી કિતાબ તપાસવા દેવી પડશે.

મી૦ બીનીંગે તે બાદ તેમ કરવા દેવાને કબુલ કીધું હતું.

એડ–જન–આ મુકદમો ચાલે તે વખતે આવી તપાસ ચલાવવી મુશકેલ છે તેથી હું શુકરવારે કોરટ બંધ છે ત્યારે અને રવીવારે એ તપાસ ચલાવવા દેવાની માંગણી કરૂં છું. જે કિતાબો અમારી પાસે હોય તેવી કિતાબની તપાસ અમે લઇશું નહીં, અમે એક બે માણસોની મદદ એ માટે લઇશું.

મી૦ બીનીંગ—પણ તે દાઉદી વોહરો જોઇએ.

એડ—જન—ખચીતજ.

કરાંચીના કાઝી હુસેની ત્રસ્ટ ફંડની કિતાબ મી૦ બિનીંગે ગયા મંગળવારે તપાસવા રાખી હતી તે અત્રે તેઓએ કોરટમાં દાખલ કરવાને ના પાડી હતી.

એડવોકેટ જેનરલે અત્રે જણાવ્યું કે જો મી૦ બીનીંગ અમારા કોઇ સાક્ષીની ફરી ઉલટપાલટ તપાસ લેવા માંગશે તો પછી હું પણ તેને ફરી તપાસવાનો મારો હક રજુ કરૂં છું.

સ્વામી નારાયણના મુકદમાના પુસ્તક વીશે એડવોકેટ જેનરલે

કોરટને જણાવ્યું હતું કે મારી પાસે ફકત એકજ નકલ છે અને તેની બીજી નકલ મલી શકતી નથી.

નામદાર જજ—મારી પાસે આ નકલ છે તેમાં ચુકાદો પણ સમાવ્યો છે.

એડ-જેનરલ-અમોને નકલ ઉતારી લેવાને માટે તમારૂં પુસ્તક આપશો ?

નામદાર જજ-હું ખુશીથી તે આપીશ. પણ અપીલના ચુકાદાના પુસ્તક માટે તમો શું કરશો ?

એડ-જેન-તેની પણ હું નકલ ટાઈપ કરી લઈશ.

મી૦ બીનીંગ-ગયા મંગળવારની તપાસ વેળાએ "જન્નત" અને "દરજજા" બાબતની ધરમ કેતાબોમાંથી પણ હું ઉતારા કરીને તમોને આપીશ.

## મી૦ સીરાજુદીન વાસીની વધુ જબાની.

બાદ એડવોકેટ જેનરલની વધુ તપાસમાં મી૦ સીરાજુદીન વાસીને નીચે મુજબ સવાલ પુછવામાં આવ્યા હતા:—

એડ૦-જેન૦-તમોને ઈલાં મીજલસ માટે પુછવામાં આવ્યું હતું ? જ-હા.

સ-ત્યાં જમણુ કરવામાં આવે છે અને કયાં કરવામાં આવે છે ? જ-હા-દાઉદી બાગમાં કરવામાં આવે છે.

સ-એવા કેટલા જમણમાં તમે હાજરી આપી છે ? જ-૧૫ કે ૨૦.

સ-છેલ્લા કયારે ગયા હતા ? જ-ગયે વરસે.

સ-ત્યાં કેટલા માણસો હાજર થાય છે ?

જ-આખી કોમ આશરે ૮૦૦૦ થી ૧૦૦૦૦

સ સઘલા મુંબઇનાજ લોકો આવે છે કે તે ઉપ્રાંત બીજા કોઇ વોહરા આવે છે ? જ—બહાર ગામથી ઓરસ માટે આવ્યા હોય તેઓ પણ આવે છે.

સ—તેવા બહારગામના કેટલા માણસ હશે જ—૫૦૦થી૧૦૦૦

સ—દાઉદી વોહરા સીવાય બીજા કોઇ ઇસલામીઓ પણ આવે છે ? જ—થોડાકોને નોતરા થાય છે.

સ—મુલ્લાજી કોઈ વેળાએ જમણમાં હાજર હોયછેની ?

જ—હા.

સ—તમો જમવા ગયા તે વેળાએ કેટલીવાર તેમને જોયા હતા. જ—બેત્રણ વાર.

સ—ત્યાં કોઇ પ્રમુખપદે બીરાજે છે કે ?

જ—નહી.

સ—ત્યાં આઠએક જણા ગોલ કુંડાલામાં જમવા બેસે છે

જ—હા.

સ—પછી શું થાય છે ? જ—ચાંદાભાઇ શેઠના નામના તેઓ પહેલા ફાતીયા પઢે છે.

સ—કોઇ તે પઢાવે છે કે ? જ—અમે જમવા બેઠા હોઇએ તેમ કોઇ મુલ્લાં કે મીયાં સાહેબ હોય તો તેઓ પઢાવે.

સ—ત્યાં કોઈ આમીલો યા શેઠીઆ હાજર હોય છે ? જ—હ

સ—ફાતયા પઢે પછી શું થાય છે. જ—જમીને સરવે ચાલ્યા જાય છે.

સ—આ મુકદમામાં આગળ તમે એવું સાંભલ્યું છે કે ગલ્લામા મુલ્લાંજી માટે નાણા નખાય છે ? જ—નહી.

સ—મુલ્લાંજી પોતાની મરજીમાં આવે એમ તે નાણા ખરચે એમ તમે કોઇ વખતે સાંભળ્યું છે ? જ—નહી.

## મી. બીનીંગની ઉલટપાલટ તપાસ

સાક્ષીએ મી૦ બીનીંગની ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે તમારે આદમજી પીરભાઇના બેટાઓ સાથે ઘણી મીત્રાચારી આગલ હતી ?

જ–હાલ ૪, ૫ મહીના થયા નથી.

સ—નહિ હોવાનું કારણ કેહશો ? જ—કોમની અંદર કેટલોક મતફેર છે અમારી કોમના હાલના આગેવાનોને તેમની દોસ્તી રાખવી પસંદ નથી તે લોકોને રાજી રાખવા એ દોસ્તી છોડી દેવી પડી છે.

સ—એ લોકોની સલામ ત્રણ વરસ થયા બંધ થઇ છે ?

જ—હા.

નામદાર જજ–તમો એવો સવાલ કાં નહી પુછતા કે તેઓને મસજીદમાં આવતા બંધ કીધા છે, વગેરે.

સ—તમો ત્યારે ૪, ૫, મહીના થયા કેમ તેઓની દોસ્તી છોડી દીધી ? જ—મેં જ્યારે જોયુ કે તેમની દોસ્તી લોકોને પસંદ નથી ત્યારે મેં છોડી દીધી હતી,

સ—તમો પોલીસ કોરટના મુકદમામાં જુબાની આપવા ગયા હતા ? જ–મને ફરીઆદી તરફથી સમન થયો તેથી હું ગયો અને જુબાની ન આપું તો કોરટનું અપમાન થાય.

સ-તમોએ વડા આમીલ સામે જુબાની આપી હતી ? જ–મ આમીલ સામે જુબાની આપી હતી ? જ–મેં આમીલ સામે જુબાની આપી નથી.

સ—સુરતમાં કબરો અને ગલ્લા છેની ?

જ—હા.

સ—ત્યાં તમે ગલ્લામાં પઇસા નાખ્યા છે ?

જ—મુલ્લાં વાહેદભાઇની કબર ઉપર ભેટ આપી છે.

સ—તમે કઇ માનતા લીધી તેથી ભેટ ધરી હતી કે ? જ—કોઈ વખત માનત લોધા વગર પણ ભેટ ધરી છે.

સ—મુંબઇના કોઇ ગલ્લા અને કબરો જાણો છો ? જ—હા

સ—ઇબ્રાહીમ નુરૂદીનની કબર વીષે જાણો છો ?

જ—કબર છે પણ ગલ્લો છે કે નહી તે હું જાણતો નથી.

સ—આદમજી પીરભાઇની ? કબર આગળ ગલ્લો છે.

જ—હા.

સ—ત્યાં ઘણા માણસો ભેટ ધરે છે ? જ—હું જાણતો નથી.

સ—તમે કંઈ ત્યાં ભેટ ધરી છે કે ? જ—નહિ

**ઓલીઆ માટે લોકોનો એતેકાદ કેવો છે.**

સ—શેઠ આદમજીને ઓલીઆ ગણો છો કે ?જ—નહી.

સ—જે કાંઇ માનતા ધરી હોય અને સારૂં થાય તો ઓલીઆ તરીકે લોકો ગણે કે ? જ—તે હું કહી શકતો નથી. મારા પોતાના લાભને માટે થયું હોય તોજ હું તેમ માનું તેમનો વસીલો લીધો હોય અને તેથી મને લાભ થાય તોજ હું તેમ માનું.

સ—જો આદમજી પીરભાઇ માટે બીજા કોઇ કહે કે તેમને માનતા લીધાથી લાભ થયો છે તો તમો માનો કે ? જ—કોઇ મોટા ભણેલા માણસો મને તેમ કહે તોજ હું તે માનું.

સ—તમે એવી કઇ માનતા લીધી છે જે બર આવી નહીં

હોય ? કોઇબી ગલ્લાની બાબતમાં ? જ—એવું કંઇ બનેલું હું જાણતો નથી.

સ—તમારી માનતા હમેશાં બર આવી છે ?

જ—અમે કંઈ વરસમાં ૧૫, ૨૦, વાર માનતા લેતા નથી. કોઇક વખતે ધ્યાનમાં આવે છે તો તેમ કર્યે છીએ.

સ—ચાંદાભાઇના ગલ્લામાં માનતા લીધા વગર પણ ભેટ નાખી છે ? જ—ઘણી વખતે.

સ—અને તેમ માનતા કીધા વગર સરવે વોહરા કરે છે ?

જ—તે હું કહી શકતો નથી.

સ—શેઠ નાથાભાઇની કબર અને ગલ્લો જાણો છો ? જ હા.

સ—દાઉદી વેહરાઓમાં તે જાણીતા પીર છે ? જ—એઓ ઓલીઆ છે એમ મેં વાચેલું છે. તેઓ ચાંદાભાઈ જેટલા જાણીતા નથી.

સ—તમો પોતે નાથાભાઇની કબર ઉપર પઇસા ધર્યા નથી ? જ—નહી.

સ—શેઠ નાથાભાઇ ઓલીઆ છે એમ તમો માનો છો ?

જ—મેં વાંચેલું છે તેથી હું માનું છું.

સ—તમે કંઇ કીતાબમાં વાંચ્યું છે. જ—મેં તવારીખી જેવી કિતાબમાં વાંચ્યું છે. જેનું નામ " મોહસમે બહાર " છે.

સ—ઉપલી કિતાબમા નાથાભાઇને વલી જણાવ્યા છે ?

જ—તેમાં ઓલીઆઓની ટીપ છે તેમાં નાથાભાઇનું નામ છે.

સ—(કિતાબ દેખાડીને) આ કિતાબમાંથી બંદગી પઢવવામાં આવે છે. જ—આ કિતાબ જેવી ઘણી કિતાબમાંથી અમોને પઢાવવામાં આવે છે.

સ—આ કિતાબની ઘણી આવૃતીઓ બહાર પડી છે. જ—હા.

સ—આ કિતાબ હીજરી ૧૩૨૫ માં એટલે આશરે ૧૩ વરસ ઉપર છપાઇ હતી. જ—હા.

સ—આ કિતાબ નીમાજ માટે વપરાય છે.

જ—કઇ નીમાજ

નામદાર જજ—સાધારણ નીમાજ ? જ—કેટલીક સાધારણ દુવાઓ એમાં છે પણ સઘલી નથી.

મી૦ બોનીંગ આ કિતાબ બાબતમાં હું સવાલ પુછનાર છું કારણ એ કિતાબમાંથી સર્વે બચ્યાઓને પઢાવવામાં આવે છે. હું એ કિતાબ કોર્ટમાં દાખલ કરવા માગું છું.

નામદાર જજ—અત્રે આવી કિતાબનો તરજુમો કરવો પડે અને કોર્ટને તેથી શું ફાયદો થવાનો છે ? તમો તેમાના ફકરા ટાંકીને દાખલ કરી શકશો.

મી૦ બીનીંગ ચાંદાભાઇને શેઠ તરીકે ઓળખાવ્યો છે, જ્યારે બીજાઓને સૈયદ તરીકે જણાવ્યા છે તેની વિગત હું કોર્ટને દેખાડવા માગું છું.

સ—તમો તમારી ધર્મની કિતાબો વાંચી છે ?

જ—હું અરબી ભાષા સારી રીતે જાણતો નથી.

સ—ધરમની તવારીખ રૂપે લખાયલી કિતાબો ગુજરાતી અને અરબી હરફમાં લખાંયલી વાંચી છે ? જ—દાઇની ઇમામની વગેરે તવારીખ મેં વાંચી છે.

સ—અરેબી કિતાબ વાંચી છે ?

જ—કેટલીકનો અર્થ હું સમજી શકયો નથી, પણ મેં તે વાંચી છે.

## ગલ્લાનો રાખવામાં આવેલો હીસાબ.

સ—તમે કોઇબી ગલ્લામાં ભેટ ધરી ત્યારે તમો જાણુતા હતા કે આ ગલ્લા ઉપર સર્વે હક મુલ્લાંજીનો છે ?

નામદાર જજ—ચાંદાભાઇના ગલ્લા વીષે તમો પુછો.

જ—ચાંદાભાઇનો ગલ્લો બંદુકવાલાના કબજામાં હતો.

સ—એ લોકો મુલ્લાજીના હુકમથી વહીવટ ચલાવતા હતા કે તેમની સંમતીથી તેમ કરતા હતા ?

જ—હું બરાબર સમજી શકતો નથી.

નામદાર જજે આ સવાલ ફરીથી પુછવાથી સાક્ષીએ કહયું કે મુલ્લાંજીની રજાથી બંદુકવાલા વહીવટ કરતા હતા. ૧૯૦૦ ના સાલમાં આદમજી કચ્છી નામે વોહરો હતો જેનો ભાઈ ગલ્લો રાખતો હતો અને તે ગુજરી ગયો. તેની મીલકત કેટલાક વોહરા તરફથી એડમીનીસ્ટર થઇ હતી, જેમાં એક શરફઅલી મામુંજી હતા. શરફઅલી સાથે ચાંદાભાઈના ગલ્લાના પઇસાના હીસાબની વાત થતી અને તે હીસાબ બંદુકવાલાને સોંપવામાં આવ્યો તેની મને ખબર છે, અને તેના કાગલ્યા ઉપર મેં સહી પણ કરી છે, આઠ આનાના સ્ટેંપ પેપર ઉપર ચાર પાંચ માણસની તેઓએ સહી લીધી હતી જેમાં મારી પણ સહી લીધી હતી.

સ—બંદુકવાલાએ મુલ્લાંજીની રજા વગર લીધી નહીં હોય ?

જ—યુસુફઅલી વહીવટ કરે છે એ હું જાણુતો હતો.

સ—ચાંદાભાઈના ગલ્લાના નાંણાનો વહીવટ મુલ્લાંજીના હુકમથી યુસુફઅલી ચલાવે છે એમ તમો જાણો છો ? જ—મુલ્લાંજીએ કીધું હોય તે હું જાણુતો નથી. ખુદાના નામ ઉપર આ અપાય એમ હું જાણું છું. યુસુફઅલી ચાંદાભાઈના ગલ્લાના ટ્રસ્ટી છે એમ હું માનું

ાં, જમાતના તેઓ ત્રસ્ટી કહેવાય.

સ–તેનો હીસાબ બંદુકવાલા કોણને આપે ? જ–જાહેર કોમને.

સ–તમે જાહેર કોમને કદી હીસાબ આપ્યો હોય એમ જાણો ? જ–નહીં

સ–જમાતે કોઇ વખતે કોઇ ત્રસ્ટી નેમ્યા છે કે ? જ–જમાત એટલે કેટલા માણસ ? હું જમાત એટલે પબલીકનો અર્થ કરૂં છું. મેં એવું જાણ્યું નથી.

સ–જમાત એટલે દાઉદી વોહરા ? જ-જમાત એટલે સઘલા આગેવાનો અને કોમ.

## મુલ્લાંજીની સત્તા કેવી છે.

સ–મુલ્લાંજીનો આ ગલ્લા ઉપર જે અખત્યાર હોય તો તમારે કંઇ વાંધો છે ? જ—ધરમની કીતાબ પ્રમાણે જે અખત્યાર આપવામાં આવ્યો હોય તો મારે કબુલ છે તેથી વધારે નહીં.

બીનીંગ–અને તેવો તમામ અખત્યાર Absolute Control મુલ્લાંજીને મલ્યો છે.

એડ–જેન–હું આ બાબતમાં વધુ તકરાર કરવા માગું છું અને આ સવાલ ઉપર બોલવા માગું છું શુ. મી० બીનીગ એવું જણાવવા માગે છે કે Absolute Contrel એટલે મુલ્લાંજી તે નાણાં પોતે પોતાના ખીસામાં મુકવા માંગે તે ? એઓ આ સવાલથી શું સમજાવવા માંગે છે ?

નામદાર જજ—Absolute Control એટલે શું ?

મી० બીનીંગ–મુલ્લાંજીને જેટલી સતા હોય તે ભોગવવા માંગે છે.

હું ત્યારે એમ પુછવાની રજા માગીશ કે મુલ્લાંજીને મુલ્લા તરીકે ધરમના કામ માટે ઉપલા નાણાં ઉપર પુરેપુરી અખત્યારી છે

કે ? અમે એવો મુલ્લાંજીનો હક છે તે આ મુકદમા દરમ્યાન ચાલેલા પત્ર વહેવારથી ખુલે ખુલો જણાવ્યો છે. અમારો મુદ્દો એવો છે કે કોઇ ધરમાઉ નાણાનો કેમ ફેંસલો કરવો તેનો તમામ અખત્યાર ધરમના વડા તરીકે મુલ્લાંજીને છે, અને તેવું સર્વે વોહરાઓ યકીન ધરાવે છે એ યકીન મુજબ બેટો આપવામાં આવે છે. અને તેથી અમારા વીચાર પ્રમાણે કોઇબી કોરટ એવા યકીનની વચે આવે નહીં.

નામદાર જજ—મુલ્લાંજી ગાદી ઉપર હોય ત્યારે ધારમીક નાણાં-નો ગમે એવો ઉપયોગ કરે એમ તમે કહો છો. જો ધરમ માટે પણ નાણાં અપાય તો કેમ નહીં તેનો હીસાબ માંગવામાં આવે ?

મી. બીનીંગ—મુલાંજી એવી વેળાએ ત્રસ્ટી કહેવાય અને તેમને ત્રસ્ટીના કાયદા લાગુ પડે. હું હાલના મુલ્લાજી વીશે કહીશ નહીં, પણ ભવીષ્ય માટે આપણે બોલીશું કે હાલના નાણાનું તે વેળાએ શું થાય ?

ના. જજ—એડવોકેટ જેનરલનો વાંધો બરાબર છે.

મી૦ બીનીંગ—આ બાબતમાં તમારે અમારી કોમનું યકીન જોવાનું છે.

નામદાર જજના ચુકાદાથી એ પછી સાક્ષીને નીચે મુજબ સવાલ કરવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ—તમો જે નજરે એક સવાલ તપાસો તે નજરે દાઉદી વોહરા જોતા નથી. તેઓ એમજ માને છે કે મુલ્લાંજી પોતાની મરજી પ્રમાણે તે વાપરવાને મુખત્યાર છે.

સ—(સાક્ષીને) તમારા ધરમની કિતાબ પ્રમાણે તમો એમ કહો છો કે મુલ્લાંજી આ ગલ્લાના નાણા ઉપર ગમે તેવો અખતયાર ધરાવે છે ? જ—હા.

સ—મદ્રસીયાની કેતાબ તમે જોઇ છે ? જ—હા.

સ—તેની કોઇ નકલ તમારી પાસે છે-જ—હું ઘેરમાં જોઉં તો મને ખબર પડે.

સ—મંગલવારે અત્રે જે મરસીઆ બતાવ્યા છે આ તેમાંનીજ કેતાબ તમારી પાસે છે કે ? જ—ખફ્સર અને સમનદરના રચેલા મરસીઆ મારી પાસે છે.

સ—બીજા કોઇ શાએરોના લખેલા તે હશેની ? જ—હા.

સ—બીજા કોઇ દાઉદી વોહરા માટે મરસીઆ લખાય છે ? જ- દાઇ, કે ઓલીઆ કે વલીને માટે જ તે લખાય.

સ—આદમજી પીરભાઇ માટે કંઇ લખાયા છે કે ? જ—હું તે જાણુતો નથી.

સ—સરફઅલી મામુજીને માટે કંઇ લખાયા છે કે ?

જ—કોઇએ ટપાલ મારફતે આવી રીતે મોકલ્યા હતા, જેમાં "સરફઅલી માટે મરશીઆ" એમ જણાવ્યું હતું.

સ—સરફઅલી કંઇ વલી નહી હતા ? જ—નહી સાધારણ માણસ હતા.

સ—આવી રીતે મરસીઆમાં સાધારણ રીતે શું જણાવેલું હોય છે. જ—આવી કિતાબમાં મરનારની સીફતનું લખાણ હોય. ચાંદાભાઇની સીફતમાં કંઇ મોજેજા બન્યા હોય તેનું બ્યાન આવે. કોઇની મુરાદ બર આવેલી હોય તેના દાખલ તેમાં હોય.

સ—એમા કોઇ સાજા થયલાઓના દાખલા તેમાં હોય છે ની ?

જ— એવા દાખલા તેમાં હશે.

સ—મરસીઆ ભણાય ત્યારે સઘળા ચુપકીદીથી તે સાંભળે છે ની ? જ—હા.

સ—આ મરસીઆ પઢનારાને કંઇ પૈસા આપવામાં આવે છે?

જ–નહી, તે માન ભરેલું કામ ગણાય છે.

સ–વોહરા કોમમાં જમણો ઘણા થાય છે?

જ–પૈસાવાળાઓ જમણુ કરે છે.

સ–મજલીસો તો ઘણી થાય છે? જ–દાઉદી વોહરા માટે મજલીસ થતી નથી, ફકત ઓલીઆઓ માટે થાય છે.

સ––આદમજી પીરભાઇના જમણુ આગલ મીજલસ થાય છે. જ–હું આદમજી પીરભાઇના જમણુ કે મીજલસમાં કોઇ વખતે હાજર થયોજ નથી.

સ––ફાતીઆ પાક કુરાનમાંથી પઢવામાં આવે છે? જ–પાક કુરાનમાંથી અને 'સઇફા'' ની કેતાબમાંથી પઢવામાં આવે છે. ?

બહારગામથી ચાંદાભાઇની જ્યારત કરવા આવતા લોકો.

સ––બહારગામથી આવેલા ૫૦૦ કે ૧૦૦૦ વોહરા જમણમાં જાય છે? જ–આ લોકો પહેલા ચાંદાભાઇની જયારત કરે છે અને પછી જમણુમાં ભાગ લે છે.

સ––બહારગામથી ઓરસમાં ભાગ લેવા આવે છે તેમાં કેટ-લાક પોતાના ધંધાને માટે આવેલા હોય છે. મુંબઇમાં તો સઘલાએ કંઇને કંઇ ધંધાને માટે આવે છે.

એડ–જેન–તમો એમ કહો છો કે બધા માણસો કંઇને કંઇ ધંધાને માટે આવે છે તે હું સમજ્યો નથી. જ–જે લોકો મુંબઇમાં કાયમના રહે છે તેઓનું જુદો જુદો વતન હોય છે તેઓનો ભાગ વધારે છે. હું મી૦ બીનીંગનો સવાલ બરાબર સમજ્યો ન હતો. ચાંદાભાઇની જયારતને માટે કેટલાકો ખાસ બહાર ગામથી આવે છે.

સ—ચાંદાભાઇના ગલ્લાના નાણામાંથી કોઇ મુલ્લાંજી હાઇ કોરટ

માં કોઇ છબી મુકાવી શકે ? જ—તેઓ એમ કરે નહી.

સ—તેઓને એવો હક હોય કે ? જ—એવો હક હોયજ ન

સ—તમારે એમની સતાની કઇ હદ છે ? જ—આ ધરમ બાબત છે, એટલે હું કહી શકતો નથી.

સ—તમો આ બાબતની કંઇ ધરમની કિતાબો વાંચી છે જ—નહી.

સ—કોઇ ધરમ સંબંધી કામ નહી હોય એવા કામ મ મુલ્લાંજીઆ નાણાં વાપરે કે ? જ—મારી માન્યતા પ્રમાણે ફક્ત ધ મના કામ માટે જ એ નાણાં વપરાય. ધરમના કામ સીવાય બી કામ માટે તે નાણાં વપરાય નહી.

મલ્લાના નાણાં ધરમના કામ માટેજ ખરચાય.

સ—તમે વરંદા ઉપર ગયા હતા, અને પાછા આવ્યા તય જજ સાહેબે જે પહેલો સવાલ પુછયો હતો તે તમોને યાદ છે કે જ—ધરમની બાબતમુલ્લાંજી સાહેબને શું અખતયાર છે તે સવાલ હ

એડ. જેન—હું નામદાર કોરટને એ સવાલ અત્રે ફરી કરવાની અરજ કરૂં છું.

નામદાર જજ—આ મલ્લાનાં નાણાં ધરમના કામ માટે ધરમનો કામ નહી હોય તે માટે મુલ્લાંજી સાહેબ ખરચવાનો ધરમ કિતાબ મુજબ અખત્યાર ધરાવે છે કે ?—જ—ધરમના કામ માટે ખરચવાનો અખત્યાર ધરાવે છે.

સ—તમારી કિતાબમાં શું એવું છે કે મુલ્લાંજી ધરમનો કા નહી હોય એવા કામ માટે વાપરી શકે નહિ ?

જ—તેમ તેઓ કરેજ નહી ફક્ત ધરમના કામ માટેજ ક

સ—ધરમના કામ સીવાય એ પઇસા ખરચવાનો તેમને અ

ત્યાર છે કે ? જ—નહી.

સ—તમે જે મરસીયાની કિતાબ કહી છે તેમાં ચાંદાભાઇનું વલી તરીકે નામ છે કે ? જ—હા.

સ—તે કોણુની લખેલી છે ? જ—શેખ મહમદ અલીની.

સ—તેની એક નકલ આ કોરટમાં લાવશો ?

જ—હા. હું લાવીશ.

મી૦ બીનીંગ—તમારી માન્યતા પ્રમાણે એવો કોણુ માણુસ છે જે કહી શકે કે આ ધરમની બાબત છે અને આ નથી ?

જ—મુલ્લાંજી સાહેબ.

એડ-જેન-તમે કહી ગયા કે ચાંદાભાઇના ગલ્લામાંના નાણુા ધરમ સીવાય બીજા કામમાં વાપરી શકાય નહી ? જ-હા.

સ—આ હાઇ કોરટમાં એક પીકચર છે તેવું ખરીદ કરવામાં તે વપરાય કે ? જ-ધરમની બાબત સિવાય તે વપરાય નહી એટલે મુલ્લાંજી કંઇ એવું કામ કરે નહી.

સ-એમ ધારો કે ભવીષના કોઇ મુલ્લાંજી ખોટી રીતે કામ કરે તો તે કહેવાનો કોણુને હક છે ? જ-મુલ્લાંજી સાહેબના આમીલો અને ભણુેલા માણુસોનું એ કામ છે તેઓ તેમ મુલ્લાંજીને પુછી શકે.

બાદ કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછી કોરટ પાછી બેસતાં એડવોકેટ જેનરલે જણુાવ્યું હતું કે અમારા શાક્ષી શેખ ફદંઝુલાભાઇના વડા દીકરાના સુરતમાં લગન હોવાથી તેઓ આજે રાતે ત્યાં જનાર છે. રવીવારે વરસનો છેલો દીવસ છે તેથી તે દીવસ પછીથી મોહરમ દરમ્યાન લગનની ક્રિયા થાય નહી. આથી તેમની તપાસ સોમવાર સુધી હાથ ધરવી

અશક્ય છે. જો કોરટ હુકમ આપે તો તેમને અત્રે બોલાવું.

મી૦ બીનીંગ–સાક્ષીઓની તપાસ લીધા વગર હું કિતાબોનો સવાલ હાથ ધરી શકતો નથી. સ્વામી નારાયણના કેસ બાબેની તકરાર શનીવારે હાથ ધરી શકીશું.

એડ–જેન–સામી પક્ષના મુદા જાણ્યા વગર સ્વામી નારાયણના કેસની તકરાર કેવી રીતે હાથ ધરી શકાશે તે હું સમજી શકતો નથી.

નામદાર જજ– મારે આ મુકદમો ધરમની સત્તાઓના આધાર ઉપર પુરેપુરો ચલાવવો છે. આ મુકદમામાં ત્રસ્ટ જેવું હોય કે ? અને ધારમીક માન્યતા કેવી છે તે મારે બારીકીથી જોવું છે એ માટે English Law of Public Charitable Trust ( ઇંગ્રેજી કાયદાઓ ) દેવલો અને ધારમીક સ્થલોને લગતા કાયદા વગેરે સઘળાની તપાસ મારે લેવી છે, કે જેથી દરેક શાહદતો પુરેપુરી તારવી શકાય. એ બાબતમાં હું તમો સઘળા ધારાના હીમાયતીઓની મદદની વકી રાખું છું.

એડ–જેન– ઘણી ખુશીથી અમે એ બાબતનો કોર્ટનો હુકમ માથે ચહડાવીશું. બચાવ પક્ષની તકરાર અમે સમજી શકતા નથી, તેઓ વળી કંઇ ત્રીજી બાબત " ટેરશીયમ ક્વીડ " હવે લાવે છે અને તે પણ તેઓ ચોખી કરી શક્યા નથી. હું ધારૂં છું કે પહેલાં સઘળા શાક્ષી પુરાવા સાંભલીને પછી કાયદાની શાહદતો ઉપર તકરાર ચલાવીશું તો વધુ આસાન થશે, બીજી રીતે આ તપાસ ધરવા માટે એવું સુચવીશ કે વહોરાઓની સબાવતો બાબે આ કોર્ટે આગળ કેવા કેવા ચુકાદા આપ્યા છે તે તપાસી જવા.

આ મુકદમાની શરૂઆતમાંજ મેં જણાવ્યું હતું કે સામી પક્ષ સબાવત જેવું કબુલ કરવાને ના પાડે છે. સ્વામી નારાયણના મુકદમા-

માં સાર પુરવાર કરવામાં આવ્યું હતું કે તે એક ધરમાલયના ખાતા Church Institute ને લગતો મુકદમો હતો.

મી૦ તારાપોરવાલા—આ મુકદમો મોટે ભાગે મુલ્લાંજીની સત્તા બાબેનો છે. અને એવી સત્તા દરશાવવાને હું જુબાની રજુ કરવાને તૈયાર છું. અમે શનીવારે ઉલટપાલટ તપાસ હાથ ધરવા માંગીયે છીએ.

કેટલીક તકરાર થવા પછી કોરટે એવું ઠરાવ્યું હતું કે શનીવારે કાયદાની સાહદતો ઉપર તકરાર કરવાનું હાથ ધરવું.

બાદ કોરટ શનીવારે સવાર ઉપર મુલતવી રહી હતી.

તા. ૧૧—૯—૨૦

ગયા ગુરૂવારે નામદાર કોરટના ઠરાવ્યા મુજબ એડવોકેટ જેનરલે આ મુકદમાઓના મુદ્દાઓ ઉપર કાયદાની સાહદતો રજુ કરતાં ગઇ કાલે સવારના શરૂઆતમાં જણાવ્યું હતું કે સામી પક્ષ તરફથી અમોને કેટલીક અસલ કીતાબો કબુલાત મુજબ આપવામાં આવતી નથી પણ ફકત તેમના કેટલાક ફકરાઓ આપવામાં આવ્યા છે. હું આ ફકરાઓ કોરટના ત્રાનસલેટર ઉપર મોકલી આપીશ.

મી૦ બીનીંગે—એ ઉપરથી ઉપર મુજબ માંગેલી કેતાબો પુરી પાડવા કબુલ કીધું હતું.

**રજુ કરવામાં આવેલી કાયદાની સાહદતો.**

બાદ એડવોકેટ જેનરલે કાયદાની સાહાદતો રજુ કરતાં જણાવ્યું કે પેહલાં હું એલીઝાબેટાંના ધારમીક કાયદા ( Elizabethan Chapters of religious Laws ) થાકી બતાવીશ જેના ૪૩ પ્રકરણ છે.

નામદાર જજ—મારી પાસ એ કેતાબ નથી.

એડ. જેન—મેં તે આપના કલાર્કને આપી છે. જ્યાં સુધી કંઇ બક્ષેસો જાહેર કાયદા માટે હોય તો એ કાયદાઓ પ્રમાણે

સખાવત છે. ધારમીક કામના વધારે માટેનું ટ્રસ્ટ પણ સખાવતી છે. ધરમના કામ માટે આપવામાં આવેલી સઘલી રકમો સખાવતી કેહવાય આથી એ પોંઇટ ઉપર કંઇ મુશકેલી ઉભી થતી નથી. એ બાબતના ઇગ્લંડના તેમજ અત્રેના કાયદા એક સરખા છે.

હીંદમાં ડોનેશનનો અર્થ શો થાય તે આપણે જોવાનું છે. મોહમેદન લોમાં વકફ અને સદ્કા શબ્દ બોલાય છે, ચાંદાભાઇના દાખલામાં વકફ છે કે નહિ તે જોઇએ. મસજીદના નીભાવમાં તેમજ જયાફ્ત આપવામાં એક રકમ ખરચાય છે. આ દાખલો વોહરા કોમ સંબંધી હોવાથી તેઓ જ્યાફતને કેવી નજરે જુએ છે તે જોવાનું છે.

નામદર જજ—એક નાતનું જમણુ તે સખાવતી કામ છે એવી સાહદતો તમે દેખાડશો ?

એડ. જેન.—એજ મુશ્કેલી છે, હું એમ સીધી સાહદતો દેખાડી શકતો નથી. મારા ૧૨ વરસના અનુભવમાં એવો સવાલ આવ્યો નથી. જસટીસ મેકલાઉડની કોરટમાં એવો કંઈ સવાલ ઉભો થયો હતો પણ મને તેની બરાબર ખબર નથી.

નામદાર જજ—આ પોંઇટ કંઇ નવી હશે તો તે આપણે હાથ ધરવી પડશે.

એડ—જેન—ઇંગ્લીશ લોમાં એવી ઘણી સાહદતો મલશે પણ અત્રે કાયદાની ઘણી પોઇંટો ઉપર વીચાર ચલાવવાનો છે મસ્જીદ નીભાવવી એ બેશક સખાવતી કામ છે. સામા પક્ષ તરફથી જે ૩૦ મુદા આપવામાં આવ્યા છે તેમાં એવું કઇ ના પાડવામાં આવ્યું નથી. તે લોકો મુલ્લાંજીની સત્તા દેખાડવા માટે તે સખાવતી ટ્રસ્ટ નથી એમ જણાવે છે, મસજીદ રીપેર કરવાનું કામ ધારમીક છે પણ જમણુ ઉપર મુલ્લાંજીનો અખત્યાર છે એમ જણાવે છે. જવાબદા-

રોના ફરીયાદનામામાં જમાકતને સખાવત તરીકે કબુલ કરવાની સાફ ના પાડી છે.

## મુલ્લાંજી તરફની તકરાર.

સ્વામી નારાયણનો કેસ હીંદુનો હોવાથી આ મુકદમા સાથે બંધબેસ્તો કરવાનું કામ મુશકેલ પડે છે. કારણ હીંદુ કાયદામાં કેટલાક તફાવત જોવામાં આવે છે. એ મુકદમામાં આચાર્ય પોતાની મરજી પડે તે સત્તા ભોગવવા માગે છે તે બાબત જાણવા જોગ છે. એ આચાર્ય મંદીરનો ત્રસટી પણ હોય પણ મઠ અને મુલાંજીની ગાદી વચે વધુ ફેર છે. મુલ્લાંજીની ગાદીની કોઇ ખાનગી મીલકત નથી તેમ મઠનો એક વડો તે ધરમ ખાતાનો વડો છે. મુલ્લાંજીની ગાદી " મીશનરી " છે. અને તે ગાદીને લગતી મસજીદો અને ધારમીક ખાતાંઓ છે. એક મઠ કોઇ મીલકત આપી કે છોડી નહી દીએ, પણ મુલ્લાંજી તો તેમ કરી શકે એમ કહેવામાં આવે છે. મુલ્લાંજી એક તરફ ધારમીક ખાતાઓને ધાર્મીક કહીને ઇનકમટેક્ષથી તેઓને મુક્ત રાખવા માંગે છે. તેમ બીજી તરફ મઠમાં રહેનારાઓથી કંઇ મીલકત રખાય નહી. મુલ્લાંજીના કેહવા પ્રમાણે કોઇ પણ વોહરા કંઇ સખાવત કરે તો તે તેઓ પોતાની પાસે રાખે જેમાં કોરટથી કોઇબી બાબતમાં વચે પડાય નહી. એ તદન અજાયબી ભરેલી તકરાર Astounding Proposition કોરટની હકુમતના હું દાખલા અત્રે ટાંકી બતાવીશ. સુરતવાલા સુરજમલ કેસમાં અપીલ કોરટે નાણું સખાવતી કામ માટે છે એમ જાહેર કીધું હતું. એડવોકેટ જેનરલે એ માટે એડમીનીસેશનની એક ડીક્રી નામદાર જજ મી૰ કાજીજી પાસેથી કરાવી લીધી હતી.

એ બાદ એડવોકેટ જેનરલે પોતાનો મુકદમો આગળ ચલાવતાં

જણાવ્યું હતું કે, બીજા એક મુકદમામાં એક તવંગર વોહરાએ કો ર્ટની ડીક્રી મેલવી હતી. લુકમાનજી સુલેમાનજીના કેસમાં એવુંજ જો વામાં આવે છે. એક મુકદમામાં એક સુવાવડખાતું નીભાવવા માં ૧૯૧૯ માં તમો નામદારેજ એક ડીક્રી કરી આપી હતી. એક બીજા મુકદમામાં એક વોહરા વીધવાએ મીલકતના વહીવટ માટે ડીક્રી મે લવી હતી તે પણ તેવોજ હતો, જસ્ટીસ મેકલાઉડ હજુર એ સગીર વોહરા બાઇએ મીલકતના બાંગલા બાબે ડીક્રી મેલવી હતી તે પણ સખાવતી તરીકે કહેવાય છે. આવાડીઆની વાત ઉપર જ. સ્ટીસ કાજીજી હજુર એક વોહરા મુકદમો ચુકવવામાં આવ્યો હતે પણ કોઇબી દાખલામાં એમ કહેવાયું નથી કે કોર્ટને સત્તા નથી. સુરતમાં ઘણા વોહરા સખાવતી ખાતાં છે તે માટેના કોઇ મુકદ્દ મામાં પણ એવો દાવો કરવામા આવ્યો નથી. વોહરાઓ સામાન્ય રીતે પોતાના વસીયતનો પ્રોબેટ લેતા નથી ઝાઝા નીકળતા નથી ક્રીયાકરમ જેવું કાંઇ સીધું ધર્મનું કામ, મસજીદ દરૂસ્ત કરવાનું કે જમણ આપવાનું યા હજ ઉપર મોકલવાનું ગણાય નહી એ ખ છે. કોર્ટમાં રજુ થયલા મુકદમાની સાહદતો સર્વેથી ઉતમ ગણાય

## એડવોકેટ જેનરલે મુકેલી " ચેલેંજ. "

હું મી૰ બીનીંગ અને સામી પક્ષને ચેલેંજ દઊં છું કે તેઓએ કોરટના સઘળા મુકદમાઓમાંથી એવો કોઇ દાખલો બતાવી આપવો કે જેમાં કોરટને સતા નથી એવો દાવો કરવામાં આવ્યો હોય. આ- પણી સાથે ખરેખરો અજાયબ દરે એવો દાવો કરવામાં આવે છે. ( Astounding Position ) છતા આપણી સામે ત્રણ મુખ્ય બાબતો છે. મુલ્લાંજી વરસો થયાં ગલ્લાનો કબજો ધરાવે છે. ઇનકે મનીટી બોડમાં તેઓએ વખતો વખત ત્રસ્ટ કબુલ કીધું છે અને

ટ્રસ્ટીઓએ સ્થાવર મીલકતો ખતપત્રો કરીને એ ફંડમાંથી લીધી છે, મુલ્લાંજીને પઇસા આપવામાં આવે છે એ ખરૂં પણ તે મુલ્લાંજી તરીકે આપવામાં આવતા નથી પણ કોમના કાયદા માટે આપવામાં આવે છે. ચાંદાભાઇના વસીલા માટે તે આપવામાં આવે છે જો મુલ્લાંજી માટે અંગત નાણાં હોય તો સલામીમાં તે કાં નહી આપવામાં આવે? મુલ્લાંજીની સ્થીતી મઠના એક આચાર્ય જેવી છે વસીલા માટે જે નાણાં અપાય તે સખાવતીજ હોય.

નામદાર જજ—કોઇપણ આ નાણાંનો વહીવટ કરતો હોવો જોઇએ.

એડ૦ જેન૦—ચીંચવદવાલા મુકદમામાં પુરવામાં આવ્યું હતું કે ખોદાના નામે ખયરાત આપવામાં આવે છે. અને નહી કે એક આસામીને. જો ટ્રસ્ટ તરીકે ગણાય તો તે જાહેર ટ્રસ્ટ હોય અને મારી હકુમતમાં આવે છે. કોરટે ટ્રસ્ટ છે કે નહી તેજ જોવાનું છે. સામી પક્ષ તરફથી કહેવામાં આવે છે કે મોહમેદન લોમાં ટ્રસ્ટ જેવું છે નહી ૧૯૧૩ ના સાલમાં પસાર થયલા Validating Law પ્રમાણે ખોદાના નામ ઉપર એક મીલકત કાયદા મુજબ વકફ કરી શકાય.

મી૦ બીનીંગ—વકફના કાયદાની બહાર ગણાય એવો કોઇ મોહમેદન ટ્રસ્ટને લગતો કાયદો મારા મીત્ર ટાંકી બતાવશે?

એડ૦ જેન૦—હા વકફમાં સખાવત સમજવામાં આવે છે ઘણા ટ્રસ્ટો એવા પણ હોય છે જેમાં સખાવત જેવું નથી. વકફ એટલે સખાવત નીભાવી રાખવાનો કાયદો હું ગણું છું Law of charitable endowments, અને સદકાનો અરથ હું બક્ષેશને લગતો કાયદો Law of donation ગણું છું.

એડવોકેટ જેનરલે આ બાબદ Elizabethan Laws ની સાહદતો ટાંકી તો નામદાર જજે જણાવ્યું કે Religious endowments act માં પણ જોવું પડશે. અત્રે સખાવતનો કાયદો ઇંગ્લંડના કરતાં જુદીજ રીતનો હોય છે અને એડવોકેટ જેનરલ ત્યાંના એટરની જેનરલ જેવું કામ બજાવે છે. એ બાદ General Statutes માંથી ઉતારા સમજાવ્યા બાદ letters patent of suprime માંથી એડ૦ જેનરલે સાહદતો ટાંકી હતી.

મી૦ બીનીંગે અત્રે પોતાની તકરારના ટેકામાં British Law about charity માંથી ઉતારા વાંચતાં એડવોકેટ જેનરલે ઇંગ્લંડમાં ૧૮૯૫ નો લોર્ડ મેકનોટનનો અપીલનો એક ચુકાદો વાંચી સંભલાવ્યો હતો જેમાં કોમના લાભની સખાવતને ત્રસ્ટમાં સમાવવામાં આવી છે. એડવોકેટ જેનરલે જણાવ્યું કે ઇંગ્લંડના એક ચોકસ શેહરના ત્રણ શેહરીઓ ખાસ હક ભોગવતા હતા, જે પ્રજા લાભના હોવાથી તેને પણ સખાવતી ગણવામાં આવ્યા. કંઈ સરત વગરની બક્ષેસ પણ સખાવતી ત્રસ્ટ કેહવાય વકત્ના તેમજ સખાવતના ઇંગ્રેજી કાયદાઓ એકજ છે. તેના સીધાંતો એકજ છે પણ બંન્નેમાં ચોકસ અપવાદ આવે છે. જસટીસ સ્કોટે કચ્છી દશા ઓશવાલનો એક જાણવા જોગ મુકદમો ચુકાવ્યો હતો. દેવલના જેવાં ફંડનો હું દાખલો ટાંકીશ. ઇંગ્લંડમાં એટરની જેનરલ વીરૂધ સેંટ જોન હોસપીટલના મુકદમામાં લોર્ડ જસટીસ ટરનરે તે પબલીક ત્રસ્ટ છે એમ ચુકવ્યું હતું.

કબર માટે પૈસા આપવામાં આવે છે તો સવાલ ઉભો થાય છે હાલ તે કેવી રીતે ખરચવામાં આવે છે. આગળ હમેશાં તે કબર વપરાતી હતી. મુલ્લાંજીના મેનેજરો તે મસજીદ ખાણાં, કબર વગેરે માટે ખરચતા હતા. દર વરસે હજારોની રકમ ચોકસ નેમથી ખરચ-

વાને આપવામાં આવે છે. બાદ એડ.-જેનરલે Holoburys—Charitable Trust Act માંથી સાહદતો ટાંકી હતી કે ઈગ્લંડમાં કોઇ જાહેર ખાતાના નાણાં ટ્રસ્ટીઓ બીજી રીતે વાપરવા માંગે તેને એટરની જેનરલે અટકાવ્યા હતા. અતરે જસ્ટીસ વેસ્ટે મહમદઅલી રોગેવાળા મુકદમામાં વકફને વાજબી ઠરાવ્યું હતું.

નામદાર જજ—તમો બરાબર બોલ્યા.

એડ. જેન.—ઓલીઆની કબર એ સખાવત ખાતું છે. બદરી માલાલની મીલકત પણ મસજીદના મેનેજર અને ટ્રસ્ટીઓને હસ્તક છે.

પોતાની તકરારના ટેકામાં એ બાદ એ. જેનરલે Chan Law Reports વાંચીને જણાવ્યું કે મુલ્લાંજીને સલામી કાં મળે છે? કારણ તેઓ મુલ્લાંજી છે, પણ અહીં મુલ્લાંજી તરીકે ગલ્લાના પૈસા તેમને મળતા નથી.

હવે હું ખાણાના સવાલ ઉપર આવીશ. હીંદુઓમાં સાધુઓને સદાવર્તમાં જમાડવામાં આવે છે. કોઈ શાળામાં ગરીબ છોકરાને જમાડવામાં આવે તો તે સખાવતી જમણો કંઇ ગરીબો માટેજ હોય નહીં, મેકનોટનસ રીપોર્ટમાં સાફ જણાવ્યું છે કે ગરીબ તેમજ તવંગરો માટેના ખાણા સખાવતી છે. એક ઓલીઆના વસીલા માટે નાણાં આપવામાં આવે છે, પણ કોર્ટે જોવાનું છે કે તે કેવી રીતે ખરચવામાં આવે છે.

## ઈનડેમનીટી બોંડમાં કબુલ કરવામાં આવેલી સખાવત.

મુલ્લાંજીએ ઈનડેમનીટી બોંડ આપ્યું છે તેમાં સાફ ચાંદાબાઇનિઃ સખાવતી ખાતા માટે તે છે એમ જણાવ્યું છે. તેના જેવી બીજી સાહદત શું હોય? મુસલામીઓ એકજ ખોદાને માને અને વકફ ખોદાને નામે થાય છે. વકફનો ખરો અર્થ ૧૯૧૩ ના ૬ ઠા કાયદામાં

જણાવ્યો છે. પ્રજામાં સાફ charitable શબ્દ અને relious pious or charity માટે વકફ હોય એમ સાફ જણાવ્યું છે. વીલસન મોહમેદન લોમાં પણ તેવુંજ છે. વીલ સન બેલીના મોહમેદન લોમાં તેમજ તેની "ઈમામીઆ" ની કિતાબમાં પણ તેવુંજ જોવામાં આવે છે હેમીલટનના હડાયામાં પણ આપણે તેજ જોઇએ છીએ. હું ફેમીલી સેટલમેંટનો કાયદો અતરે ટાંકીશું.

નામદાર જજ—મને તેવા કાયદા સાંભળવા નથી, જો તેમાં આ મુકદમાને લગતો વલગતો સવાલ હોય તોજ તમો બોલો.

એડ. જન—હું મોહમેદન લો પોઇંટસ માટેજ બોલીશ. સખાવતનો કેવો ઉપયોગ થઇ શકે dedication by user તે બાબતમાં અંગ્રેજી અને હીંદી કાયદો એકજ છે. અતરે એડ. જેનરલે કાયદાની સાહદતો અને મુકદમા ટાંકયા હતા.

આ મુકદમામાં ખાણા માટે નાણાં ખરચાયાં છે તેમજ મસીજીદ રીપેર કરવા માટે ખરચાયા છે એમ સામી પક્ષ ના કહેતી નથી. ચંકફના નાણા ખુદાને નામે અપાય છે. તેમજ આ નાણા ચાંદાભાઇના વસીલા માટે આપવામાં આવે છે. બીજું કંઇબી કારણ માટે આપવામાં આવતાં નથી. મીજલસ શા માટે થાય છે? જમણ શા માટે અપાય છે? મરશીયા શા માટે પઢવામાં આવે છે? ચાંદાભાઇના વશીલા માટે?

**ગમે એટલા વોહરાના શાક્ષી અત્રે કામ લાગે નહી.**

અત્રે ૧૦૦૦ વોહરાને શાક્ષી લાવવામાં આવે અને તેઓ સઘળા એમ કહે કે અમે મુલ્લાંજી માટે નાણાં આપ્યે છીએ તો કોર્ટ તેઓનું માને નહી. મુલ્લાંજીને બીજી રીતે કાં નથી પૈસા અપાતા? આ ફંડ ચોકસ સખાવત માટે વપરાય તે ઇરાદાથીજ થયું હતું.

અત્રે એડ. જેનરલે મુલતાનના કબ્રસ્તાનને લગતો એક મુકદ્દમો ટાંકી બતાવ્યો હતો. સદકા માટે બોલતાં તેઓએ જણાવ્યું કે ઇંગ્લંડમાં બક્ષેસનો જે અર્થ થાય donations તે અત્રે સદકા માટે થાય. વીલસન્સ મોહમેદન લો માં પણ તે માટે એમજ કહેવામાં આવે છે. સદકાની બક્ષેસો કોઇના ફાયદા માટે ટ્રસ્ટ મારફતે કે બહાર અપાય છે. કોઈ ભીખારીને આપણે મોહલામાં પૈસો આપ્યે તે સદકા જેવું ગણાય. તેમજ આખા ગલ્લામા જયાફત અને મસજીદ માટે નાણું અપાય.

## ગલ્લાના ટ્રસ્ટી કોણને કહેવા ?

આ બાબતમાં ત્યારે ટ્રસ્ટ કેમ થાય ? ગલ્લામાં પૈસા નાખવામાં આવે છે. અને તેમાંથી જે કોઇબી તે કાહાડે તે ટ્રસ્ટી કહેવાય.

અત્રે ટીફીન માટે કોર્ટ મુલતવી રહી હતી.

## ટીફીન પછીની તકરાર.

ટીફીન પછી કોરટ પાછી બેસતાં એડ૦ જેનરલે જણાવ્યું કે સદકા ખાનગી તેમજ જાહેર લાભ માટે હોય એક સ્કુલનો સેક્રેટરી જાહેર લાભ માટે કંઈ નાણાંની માંગણી કરે તો તે માટે અપાતી બક્ષેસ પણ સદકામાં આવી શકે. એવાંજ એક ખાતાં માટે એક મસજીદ બાંધવા નાણાં અપાય તો તે પણ સદકામાં ગણાય છે. કોફર્ડ મારકીટ આગલના મુસાફર ખાનાના ફંડમાં હાજીઓ માટે કંઇ નાણા આપવામાં આવે તો તે પણ સદકાને લાગુ પડે છે સદકાનો કાયદાની નજરનો અર્થ "સખાવત" થાય છે. મસજીદના નીભાવ માટે નાણાં આપવા તે પણ સખાવતી છે.

નામદાર જજ—તમારી પાસે કંઇ બીજી સહદતો છે.

એડ. જેન-હા, નામદાર, હુ એલીઝાબેથન ચરચ લો માંથી હવે પછી ટાંકી બતાવીશ. જમણના બાબમાં સમજો કે ગરીબ પેનશનરોને નાતાલને ટાંકણે ખાણું આપવામાં આવે છે તે શું સખાવતી નેમથી નથી ? લોર્ડ મેકને ટનના ચુકાદા વીશે હું બોલી ગયો તેમાં સખાવત કંઈ ગરીબો માટેજ હોય નહી એમ જણાવ્યું છે. પ્રજામાં એવો કંઇ ખ્યાલ છે કે એક સખાવત ગરીબો માટેજ હોય.

નામદાર જજ-સ્કોલરશીપ જેવા કામનો લાભ તવંગરો પણ ભોગવે છે. ઇંગ્લંડમાં "Dot" અથવા લગન ટાંકણે રીતમાં આપવામાં આવતી dowery પણ સખાવત તરીકે ગણાઇ છે. આપણે દાખલામાં વળી ધારમીક નેમથી ખાણું આપવામાં આવે છે, જેમાં જેમ સાધારણ ગજાના તેમ ઘણા ગરીબો હજારોની સંખ્યામાં હાજરી આપે છે. કોઇ શહેરમાં જો કોઈ સુથારોને જમણ આપવામાં આવે તો તેને તમે શું કહેશો ? ૧૯૯૪ Chancery માં લોરડ સ્ટ્રેથન અને લોરડ કેપએલે એવો એક ચુકાદો આપ્યો હતો જેમાં તે સખાવતી ગણ્યું હતું.

### પારસીઓના ગહમબાર સખાવતી ગણાય કે ?

પારસી કોમમાં ગહમબારના જમણ થાય છે તેમજ બાજ રોજગાનના જમણ થાય છે તેને જસ્ટીસ દાવરે સખાવતી જાહેર કીધા છે. વકફ એકટમાં જણાવ્યું છે કે કોઇબી જાહેર ધાર્મિક ધરમ સંબંધી કામ સખાવતી કહેવાય. જસ્ટીસ મેકલાઉડ હજુર ૧૯૦૯ માં એક મુકદમો ચુકવવામાં આવ્યો હતો. જેમાં રૂ. ૨૪૦૦૦ ની મીલકત હજરત અલીની ન્યાજ માટે તેમજ અઈદ અને મોહરમ ઉપર ખાણું આપવાની નેમથી તેમજ ખાંણા વેળાએ ખીર ઉપર ફાતીઆ ભણવાની સરત કરવામાં આવી હતી તે વકફ તરીકે કબુલ કરવામાં

આવ્યું હતું. ઉપલા મુકદમામાં મુલ્લાંજીને દાવત આપવાનું ઠરાવ વામાં આવ્યું હતું જે સઘલું ટ્રસ્ટના એક ભાગમાં આવે છે. આ દાખલામાં નાણાં વાપરનારે (user) ઘણા વરસ તેનો લાભ લઇને મીલકતની કીંમત વધારી મુકી છે.

**ફરયાદનામામાં મેનેજરો હોવાનું કબુલકરવામાં આવ્યું છે.**

પ્રતીવાદીઓનાં ફરીયાદનામામાં મેનેજરો હોવાનું સાફ કબુલ કરવામાં આવ્યું છે.

નામદાર જજ—બદરી મહાલમાં એ નાણાં વપરાયાં તો શું થયું ?

એડ.—જેન.—ટ્રસ્ટ તરીકે તે વાપરવામાં આવતાં નથી પણ મુલ્લાંજી માટે તે વાપરવામાં આવે છે. મસજીદના નીભાવનાં નાણાં બદરી મહાલમાં વાપરી નાખવામાં આવયાં છે, વળી મુલ્લાંજી કંઇ આખી મીલકત વાપરતા નથી પણ મોટો ભાગ બાકે આપ્યો છે. જેથી ચાંદાભાઇના ગલ્લાની મીલકતમાં હીસ્સો મળવો જોઇએ મી૦ બીનીંગ કહે છે કે સઘળી વોહોરા સખાવત ઉપર મુલ્લાંજીને સતા છે પણ કાયદાનો કાંઇબી આંકોશ તો હોવો જોઇએ, ઓફીસીઅલ એ સાઇનીના નાદાર મોટાભાઇ બાબતની પત્રવહેવારમાં મુલ્લાંજી જણાવે છે કે મોટાભાઇ નાદાર થયા તેથી તેઓને નામના "દીદ" માટે મુલ્લાંજી જવાબદાર નથી. મુલ્લાંજી કહે છે કે સઘળી મીલકત મારી છે અને ટેકામાં ચાંદાભાઇના ગલ્લામાંથી બદરીમહાલ માટે ૨૦૦૦૦૦) અને રૂા. ૫૪૦૦૦] ની રકમ ખુલેખુલી લીધી છે તે આપણે જોયું છે. મુલ્લાંજીની પોતાની મીલકત કહેવાય તો ગલ્લાના નાણાં ત્યારે ક્યાં ગયાં ?

નામદાર જજ—મુલ્લાંજી દાવો કરે છે કે ચોકસ રકમનો તેઓ ગમે તેવો ઉપયોગ કરે.

એડ-જેન.—મુલ્લાંજી ગમે એવી સત્તાનો દાવો કરે તે સાથે મને કામ નથી, હું એટલુંજ કહીશ કે જે નેમથી ગલ્લામાં પઇસા નાખવામાં આવે છે તે નેમ સિવાય બીજા માટે મુલ્લાંજીથી તે વપરાય નહી. તેઓ ખુલ્લી રીતે જણાવે છે કે ગલાના નાણા મારાં છે અને મેં તે મારા મકાન માટે વાપર્યા છે. વેચાણ ખતો શા માટે ત્યારે કીધાં તે તેઓ જણાવતા નથી, પણ પોતાની સતા હતી એમ જણાવે છે. તેઓની એ બાબતની સ્થિતિ એક સોલીસીટરની ઓફીસમાં કઇ અકલ વગરનું કામ કીધા બરાબર છે.

## બેનીફીશીઅરી તરીકે એડવોકેટ જેનરલ શું માગે છે?

બેનીફીશીઅરી તરીકે ચાંદાભાઇના ગલ્લાના નાણા હાલની મીલકતની આંકણીના પ્રમાણમાં હું પાછા માગું છું. ઓફીસીઅલ એસાઇનીના દાવાને ગમે તેમ નીકાલ થાય તે સાથે મને કામ નથી. બદરી મહાલના સઘળા નાણા મુલ્લાજીના નથી. હું નાણાંના investment માં મારો હીસ્સો માગું છું. અથવા તે ૬ ટકા વ્યાજ સાથે પાછા માગું છું,

નામદાર જજ—બદરી મહાલ મુલ્લાંજી પાસે કાં નહી રહેવા દેઓ?

એડ૦ જેન૦ જો કોરટ તેમને એમ પણ આપે કે આ મકાનમાં તમો રહો, તો તે મકાન એમના વપરાશ માટે જોઇએ તે કરતાં ઘણું મોટું છે અને તેમ હોવાથી તેનો કેટલોક ભાગ ભાડે પણ આપ્યો છે. દાખલા તરીકે દેવળના પાદરીને તેના દેવળની આવક rectory ઘણી મોટી હોય તો શું તે પોતે લીએ છે કે?

સુરતના મુકદ્દમામાં જમણ માટેની સખાવત વકફની હતી એમ ચુક-વવામા આવ્યું છે અતરે પણ તેનું જ છે.

નામદાર જજ સુરતના કેસમાં કંઈ યોજના કરવામાં આવી હતી કે ?

એડ૦ જેન૦ એ મુકદ્દમામાં એડવોકેટ જેનરલ પારટી નહી હોવાથી તેમ થઇ શક્યું ન હતું. હું વલીના બાબમાં કહીશ કે હજરતઅલી અને બીજા ઇમામોને ઘણા મોતેબર ગણાયા છે તેવા બીજા ઓલીઆઓને ગણવામાં આવતા નથી પણ તે છતાં અત્રે એતેકાદ જોવાનો છે. મદરાસવાળા મુકદ્દમામાં ઇસિલામી જજ મી૦ અબદુલ રેમાને ચુકાવયું છે કે એક કબર આગળ ગરીબોને જમા-ડવાનું કામ વકફ જેવું છે અને એ દાખલામાં ખુદ કોરટે તેને સ-ખાવતી તરીકે કબુલ કીધું છે.

અત્રે વધુ તકરાર સોમારે સવાર ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

કોર્ટ ઉઠતી વખતે મી૦ બીનીંગે જણાવયું હતું કે હું "મીશાક" ને લગતી એકઝીબીટ રજુ કરવા નથી માગતો.

નામદાર જજ તે બાબત તમો સોમવારે લાવી શકશો.

તા૦ ૧૩-૮-૧૯૨૦.

**પ્રતીવાદીઓ "મીશાક"ની વીગતો જાહેર કરવા માંગતાનથી.**

આગલે દીવસની અધુરી રહેલી કાયદા સંબંધી સાહાદતો રજુ કરતાં શરૂઆતમાં એડવોકેટ જેનરલે જણાવ્યું હતું કે ' મીશાકની એકઝીબીટ સામી પક્ષ તરફથી કોરટમાં રજુ કરવાને ના પાડવામાં આવે છે.

મી૦ બીનીંગ—અમારી પક્ષનું એવું માનવું છે કે આ બાબત

ઉપર ચુંનોચરા થવાથી કોમની ધાર્મીક લાગણી દુખાશે, જો સામો પક્ષ એવી એકઝીબીટ મુકવા માગે તો હું વાધો લઇશ નહી. આ બાબત ફ્રીમેશનોની ગુપ્ત વાતો જેવી છે, જેથી તે બીજા ધર્મવાલાઓની જાણમાં નહી આવે એટલું સારૂં.

નામદાર જજ–ગેઝેટીઅરમાં વોહરા કોમનું બ્યાન કરવામાં આવ્યું છે તે મીશાકનું પણ બ્યાન હોવું જોઇએ. મારે કેટલાક એ બાબતના ખોલાસા જાણવાની અગત છે.

મી૦ બીનીંગ–ખાન બહાદુર અબદુલ કાદરની જુબાનીમાં તે બાબતમાં કેટલાક ખોલાસો છે.

નામદાર જજ—પણ તેમાં જણાવવામાં આવે છે કે સંસારી કે ધંધા રોજગારની બાબતમાં મુલ્લાંજીને કંઇ અખત્યાર નથી.

**મીશાકનું કરારનામું પાક ઇમામો માટે છે મુલ્લાંજી માટે નથી.**

એડ-જેન–હું એવું માનતો હતો કે મીશાક એટલે મુલ્લાંજીની સતા કબુલ કરવાનું કસમ નામુ, પણ તેવું કંઇ નથી. હું પુરવાર કરીશ કે તેવું કંઈ છેજ નહી. શેખ ફઇજુલાભાઇની જુબાનીમાં ઉલટ પાલટ તપાસ થવા પછીની ફરીની તપાસમાં એવું જણાયું છે કે પાક ઇમામોને ધર્મ સંબંધી સઘલો તાલુકો છે, અને ધર્મ તરફ વફાદાર રહેવાના કસમ લેવામાં આવે છે, અને નહી કે મુલ્લાંજીને હું ગુરૂવારે એ બાબતનો સતાવાર તરજુમો અત્રે રજુ કરીશ. આ કરારનામું મુલ્લાંજીની સતા બાબતનું નથી.

નામદાર જજ—ત્યારે તે પાક ઇમામો માટે છે?

એડ. જેન.–હા, નામદાર કોઇબી ધાર્મીક પુરૂષ પોતાના ધર્મના ખાસ ખાનગી ફરમાનો પોતાથી બીજો ધર્મ પાલનારા આગલ ખુલ્લાં કરી શકે નહી, મુલ્લાંજી મીશાક પોતાના માટે છે એમ જણાવે છે.

નામદાર જજ—હું એક મુકદમો જાણું છું જેમાં એક દસ્તાવેજ ખાસ જજ અને ધારાના હીમાયતીઓ માટે રજુ થયો હતો.

એડ—જેન—જસ્ટીસ બીમન અને હેવરડની કોરટમાં એક વોહરા ખાણાનો મુકદમો ચુકવવામાં આવ્યો હતો, જેમાં હઝરતઅલીની નયાજનું ખાણું આપવાનું ઠરાવવામાં આવ્યું હતું, અને સખાવતી ગણ્યું હતું. પણ ઉપલું ખાણું એક ઇમામની નયાજનું હતું, માટે કોઇ ખાનગી આસામી માટે તેવું ખાણું કરવામાં આવે તો તે પણ સખાવતી કહેવાય એમ મદ્રાસની અદાલતમાં ખુદ ઇસ્લામી જજે ઠરાવ્યું છે. એક સખાવતી ખાનું ગરીબો માટેજ કાં હોય? કાં નહી તવંગરો જો ચાહે તો તેમાં ધર્મની લાગણીથી ભાગ લીએ.

ચાંદાભાઈ એક વલી હતા, માટે તેમના ઉરસનું નાણું સખાવતીજ હોય. હીંદમાં કબરના ઉરસોના ખાણા માટે મોટી ધાર્મીક લાગણી ધરાવવામાં આવે છે.

નામદાર જજ—ચાંદાભાઇ એક વલી હતા એમ તમારે પુરવાર કરવું પડશે.

એટ—જેન—હું તેમ કરવા માગું છું.

જસટીસ વેસટે એક મુકદમામાં ચુકાવ્યું છે કે ઇમાંમ હુસેન અને ઇમામ હસનની નયાજના ખાણા ધાર્મીક છે તો ચાંદાભાઇના ઉરસનું ખાણું કેમ ન ધાર્મીક હોય?

નામદાર જજ—તમો ઈંગ્લંડના દેવલ ખાતાના ધર્મ ખાતાની સાહદતો આપો (Church of England references) તેમ જ પ્રીવી કાઉનસીલના કોઇ ચુકાદા જણાવો.

એડ. જેન—હું એમ મારી સાહદત રજુ કરીશ કે ઇસ્લામી ધર્મ અથવા રેવાજની નજરે ધાર્મીક ખાણું એ પણ એક સારી

સખાવત છે જો ઇમામોની નયાજનું ખાણું ધાર્મીક હોય તો એ-લીઆના ઉરસનું ખાણું તેમ કાં નહી લેખાય ?

## ચાંદાભાઇની કબર નજરે જોવાની નામદાર જજને થયલી માંગણી.

નામદાર જજ—ચાંદાભાઇની કબરનો ફોટો લેવામાં આવે તો ઘણું સારૂં.

મી૦ બીનીંગ—વોહરા આચાર વીચાર પ્રમાણે ફોટો લઇ શકાય નહી પણ તમો નામદાર જો નજરે નજર જોશો તો વધારે સારૂં.

નામદાર જજે એ ઉપરથી મોહરમના તેહવાર પછી આ કબર નજરે જોવાનો વીચાર દર્શાવ્યો હતો.

એડ-જેન—સદકાના બાબમાં ત્રસ્ટીઓને આપવામાં આવેલી સતાના બાબમાં ઇસલામી અને ઇંગ્રેજી કાયદામાં કાંઇ ફેર નથી. એડ જેનરલે એ બાદ એ બાબતના Privy Council ચુકાદાઓ તેમજ Bombay Law Reports માંથી જસટીસતઇયબજીનોએકચુકાદો વાંચીસંભળાવયો હતો જેમા તેઓએ જણાવયું હતું તે મોહમેદનલોમાં ત્રસ્ટને લગતા કાયદા નહી હોવાથી ઇંગ્રેજી કાયદા લાગુ પાડવામાં આવે છે. બાદ કલકતા અને મદરાસ લો રીપોર્ટમાંથી વકફને લગતા ઉતારા ટાંકવામાં આવયા હતા. એડ. જેનરલે જણાવયું કે સદકા એ Donation ગણાય. જેવું કે કોઇ ફંડમાંથી મક્કે હજ કરવા જનારાને મોકલવામાં આવે અને તે ફંડમાં નાણા ભરવામાં આવે તો તે સદકા ગણાય.

નામદાર જજ-વકફ સાથે એક ધરમખાતાને નીભાવવાનો સવાલ આવે છે. વળી હું એમ પુછીશ કે કોઇ એવા ત્રસ્ટીથી મી-લકત વેચાય કે ?

એડ. જેન—હું એક દાખલો જાણું છું જેમાં સઘળા બેનીફી-

ફીઅરો સગીર હોવાથી તેઓના લાભ માટે ટ્રસ્ટીઓને મીલકત વેચવાની ફરજ પડી હતી. જરૂરની વખતે સદકાને વકફમાં ફેરવી નાખવાની કોરટ રજા આપે પણ આ તો એક academical સવાલ છે.

નામદાર જજ—તમો ખાણાની સખાવત અને મરામત માટેની સખાવત માટે શું કહો છો ?

એડ. જેન૦—અલબતા તે સખાવત કહેવાય. મદરેસાને માટે સામી પક્ષે કંઇપણ શક વગર તેવું જણાવયું છે. આ ગલાંના બાબમાં એવું કહી શકાય કે અમુક જાતનો ખરચ તેમાંથી કીધા પછી તેમાંથી બીજા ધરમના કામો કરવાં જોઇએ. એક માણસ પોતાના વસીયતમાં પોતાના ટ્રસ્ટીઓને અમુક કામ કરવા ફરમાવી જાય અને તેમાં જો ઘટ પડે તો બીજી રકમ ઉમેરવા કહે તેવું તે લખાય. પાક કોરાનમાં ૭ જાતની મુખ્ય સખાવતો દરશાવી છે તેમાં ઉરસના ખાણા અને મસજીદ દુરસ્ત કરવાનું જણાવયું નથી તેથી શું થયું ? પાક કોરાન મુજબ સદકાની દરેક સખાવત ઉપલી સાત સખાવતમાં આવે છે.

## પાક કોરાનમાંથી ટાંકવામાં આવેલા ફકરા.

એડ, જેન—હું પાક કોરાન અત્રે ટાંકી બતાવીશ, જે માટે હું માનું છું કે કોઇ વાંધો લેશે નહીં. હું "યમબો" ના પ્રકરણમાંથી ૬૦ મી કડી વાંચીશ જેમાં ગરીબો માટેની સખાવતને ફરજયાત અથવા જકાતી જણાવી છે.

આ સઘળી સખાવતો વરણવવામાં આવી નથી પણ તે ખોદાને નામે કરવી એમ જણાવયું છે.

નામદાર જજ—તમારા દાખલામાં બક્ષેશ કરનાર ને શા હરમ-

ખાતા માટે આપે એમ જણાવતા નથી.

એડ. જેન—તે નક્કી કરવાનું જમાતનું કામ છે. અહીં તો સખાવત અને ટ્રસ્ટીપણુંજ ના પાડવામાં આવે છે અને મુલ્લાંજીની ખાનગી સતા લાવવામાં આવે છે.

## કેવી સખાવતો કરવી તે કોણે નકી કરવું.

એડ. જેન—કબર અને મસજીદ પાછળ ખરચતા નાણા પછી જે નાણા વધે તે કેવી રીતે ખરચવા તે જમાતે અથવા મુલ્લાંજી અને જમાત સાથે મલીને નક્કી કરવું જોઇએ છે. જો મુલાંજી તે સખાવતી છે એમ કબુલ કરે તો હું તે કેવી રીતે ખરખવાં તે જણાવી દઇશ. ધારો કે એક હોસપીટલ પાછળ ખરખ કીધા બાદ તેના ટ્રસ્ટીઓ પાસે એક લાખ રૂપીઆ બાકી રહે તો એ રકમને તે સખાવતી કામ માટેની છે એમ કોઇથી ના પાડી શકાય નહીં, પણ એવી બાબતમાં નક્કી કરવાનું કોર્ટનું કામ છે. અમારા દાખલામાં લોકોની ઇચ્છા પ્રમાણે કબર મસજીદ તથા ખાણા પાછળ મુલ્લાંજી તે ટ્રસ્ટ તરીક છે એમ ના પાડે તો પછી કોર્ટ વચે પડી શકે. ધારો કે એક વકફ થયલી માલકતમાંથી ટ્રસ્ટ પ્રમાણે રૂ. ૨૦૦ ખરચવામાં આવે અને પછી તેની આવક રૂ. ૧૦૦૦ થઇ ગઇ તો બાકી રકમ શા કામ માટે આપવી તે દેખાડવાનું કોર્ટનું કામ છે. અહીં તો બચેલાં સખાવતી નાણા બદરી મહાલમાં વાપરી નાખે છે. નાંણા કેવી રીતે ખરચવા તે કેહવામાં પણ આવે છે છતાં તેમ ખરચતા નથી.

નામદાર જજ—તમે ત્યારે કોણને જવાબદાર ગણો છો ?

એડ—જેન—જો કોઇ પણ એ માટે સીધા જવાબદાર હોય તો તે

મુલાંજી છે એ માટેની યોજના ઘડવી જોઇએ, કોર્ટ ત્યારે તે કાં નહી નક્કી કરે ?

નામદાર જજ—જો વોહરાઓના એતેકાદ પ્રમાણે જમણુ આપ્યા પછી બાકી રહેતા નાણા ઉપર મુલાંજી દાવો કરે તો કોરટ મુલાંજીના આવા કેહવાતા હકની વચે શા માટે આવે ?

એડ—જેન—મી૦ બીનીંગના કુલોએ શું કીધું છે તેઓએ બદરી મહાલ ઉપર રૂપીઆ દોઢ લાખ ખરચી નાખ્યા છે. તેઓ પોતા માટે તે વાપરે છે. અને બાકીની જગા માટે આવતાં ભાડાં પણ પોતે વાપરે છે. પોતાના લેખીત ખોલાશામાં તેઓ તેમ જણાવે કે જો તેઓ બદરી મહાલને સખાવતી ખાતું કહેતા હોય તો જુદોજ સવાલ ઉભો થાય. પણ તેઓ પઇસા ઉપરનો પોતાનો દાવો જાહેર કરે છે. તેઓને કોઇબી વખતે જવાબદારી વખતે જવાબદારી કબુલ કરવી પડશેજ. ગલ્લાના નાણા ક્યાં ગયાં ? તે બદરી મહાલમાં ગયાં ?

નામદાર જજ— પણ મુલ્લાજીના રેહવાની જગ્યા તે છે એમ જાણો છો છતાં તમો એ સવાલ વારે ઘડીએ કાં લાવો છો ?

### બદરી મહાલમાં ગલ્લાનો ફાલો

એડ—જેન—જો મુલ્લાંજી ગલ્લાના નાણાં બદરી મહાલ ઉપર ખરચે તો તેના ભાડાની આવકમાં આવતું નથી. અને સાફ તેમ કરવાની ના પાડવામાં આવે છે.

નામદાર જજ—આવી તકરારથી તમો કોરટને ગુંચવાડામાં નાખો છો.

એડ૦—જેન૦ કોણુ ગુંચવાડામાં નાખે છે સામી પક્ષ તેમ કરે છે, Didication by user પ્રમાણે જો મુલ્લાંજી ત્યાં રહે તો

ભાડામાંનો હીસો ક્યાં ગયો ? મુલ નેમ સખાવતી છે અને જમાતને ફાયદો થાય એવી. સખાવત થવીજ જોઇએ.

નામદાર જજ—આ બાબતનો ઓફીશી અલ એસાઇનીનો શું દાવો છે ?

એડ-જેન-ઓફીશિયલ એસાઇની ને રૂ. ૨૦૦૦૦ ની અને રૂ ૫૪૦૦૦ ની રકમોમાંજ મુલ્લાંજીના કહેવા પ્રમાણે મોટાભાઇની મીલકત તરીકે લાગે વલગે.

અત્રે એડ. જેનરલને સ્વામી નારાયણનો મુકદમો તાકી તેને મુલ્લાંજીના મુકદમા સાથે કટલું લાગે વલગે તે દેખાડતાં જણાવ્યું કે આચાર્યની તેમજ મુલ્લાંજીની ગાદી એક સરખી છે. કોરાનની જકાત જુદી છે, જયારે આચાર્યના ફંડનો ફાળો જુદી રીતનો છે, શું આચાર્ય પોતાના હસ્તકની મીલકતનો ગમે તેમ ફડચો કરે છે કે ? તેનાથી કોઇબી મીલકત કહાડી કે વેચી નાખી શકાય નહી. આચાર્યની સ્થિતિ એક હીંદુ વિધવાના જેવી કાયદાની નજરે છે.

ના. જજ–મુલ્લાંજીની સ્થિતિ ત્યારે કેવી છે ?

એડ૦જેન–મુલ્લાંજીની ગાદી ધરમ ફેલાવવાની છે ( missionary ) તેઓએ હીંદમાં ધરમનો ફેલાવો કીધો છે, તેઓ ટ્રસ્ટી તરીકે પણ કામ બજાવે જેમ ઘણા દાખલમાં તેઓએ કીધું છે. આચાર્યની ખરી સ્થીતી મદરાસ લૉ રીપોરટમાં જસટીસ સુબ્રામનીઆરનો એક ચુકાદો જે ૧૩૩ પાના જેટલો છે તેમાં ઘણી સરલ રીતે દરશાવી છે.

અતરે એડવોકેટ જેનરલે ઉપલા ચુકાદામાંથી ઉતારા વાંચી સંભલાવ્યા હતા, જે બાદ ટીફીન માટે કોરટ મુલતવી રહી હતી.

## ટીફીન પછીની તપાસ.

ટીફીન પછીની તપાસમાં એડવોકેટ જેનરલે Privy Council ના કેટલાક ચુકાદા ટાંક્યાં હતા, જેમાં મઠના વડા ઉપર ફરજ નાંખવામાં આવી હતી કે તેને કાંય નહી નાણાં માટે જવાબદાર ગણવો તેનું કારણ તેને દેખાડવું. Law of Institute પ્રમાણે ગુરૂકુલનો વડો એસટેટની રકમ પોતાના ખરચ માટે વાપરે તો તે જવાબદાર ઠરે છે. મુલાંજી પણ આચાર્યની માફક એક કોમના વડા છે.

નામદાર જજ—આચાર્ય અને ઇંગ્લંડના ધરમના વડા Archdishop of Canterbury વચ્ચે ત્યારે મળતા પણું છે.

એડવોકેટ જેનરલ—હા. નામદાર મઠનો વડો હંમેશાં ત્રસટી લેખાય છે, ડાકોર કેસનો જસટીસ વેસટનો ચુકાદો પણ જાણવાજોગ છે જસટીસ વેસટ ગણા નામાંકિત જજ લેખાતા હતા.

નામદાર જજ હું તેમના ચુકાદા ઘણા કીમતી ગણું છું.

### એક આચાર્યે કીધેલો ખુદાઈ દાવો.

એડવોકેટ જેનરલ—ચીચવડ કેસમાં સરવથી પહેલાં મંદીરની મીલકતનો હીસાબ માગવામાં આવ્યો હતો. આ મુકદમામાં તો આચાર્યે ખુદાઇ દાવો કીધો હતો. તેણે જણાવયું હતું કે ખુદા અને તે એકજ છે, જેથી ખુદાની મુરતીના દાગીના તેમજ મંદીરની બીજી મીલકતો તેની પોતાની લેખાય. પણ કોરટે એ દાવો રદ કીધો હતો હીંદુ મુકદમાઓમાં મોટે ભાગે એવાજ દાવા રજુ કરવામાં આવે છે, જે સ્વીકારવામાં આવતા નથી.

### પાક કિતાબોમાંથી કરવામાં આવેલા સાહદતોના ઉતા ા.

એડવોકેટ જેનરલ—હવે હું પાક કિતાબોમાંથી મારી સાહદત રજુ કરીશ. તેના તરજુમાની ટીપ અતરે રજુ કરૂં છું. પેહલી

કિતાબ પાક કોરાન છે ર જી હદીસ છે, ૩ જી નીહજુલ બલાગત છે, ૪ થી ઇખવાનુસસફા છે, જે કિતાબ ૯ મા ઇમામે લખેલી જણાવવામાં આવે છે, અને જેમાંનો એક ફકરો આ ગલાની બાબતને બરાબર મલતો આવે છે.

મી૦ બીનીંગ—મેં મારી તરફના એવા બચાવના પુસ્તકોની ટીપ આપી છે તે છતાં મને આ પુસ્તકોની ટીપ પુરી પાડવામાં આવી નથી.

એડવોકટ જેનરલ—અમે આજે બપોરના એ તરજુમાઓ કરાવયા છે.

નામદાર જજ—એમાં કંઇ તમોને અબાયબીમાં નાખવા જેવું જોતો નથી.

એડવોકેટ જેનરલે એ બાદ શેખ ફઇઝુલાભાઈ તરફથી કરવામાં આવેલા તરજુમાં વાંચી સંભલાવયા હતા, જેમાં એક મરણ પામનારનો આતમા પાક માણસોની કબર આગલ પોતાને માટે ખોદા પાસેથી વસીલો માગવાની અરજ કરે છે. આ ફકરા વાંચયા પછી એડવોકેટ જેનરલે જણાવયું કે, ચાંદાભાઇનો ગલો સખાવતી કહેવાય તે માટે ધરમની નજરે હવે કંઇબી શક રહ્યો નથી. મારા એક સાક્ષી ખાન બહાદુર અબદુલકાદર ચાંદાભાઇને વલી જાહેર કરી ગયા છે, જ્યારે મી૦ સીરાઝુદીન કહે છે કે તેમને કેવા દરજાના ગણુવા તે દરેક માણુસના એતેકાદ ઉપર છે.

નામદાર જજ—ફ્રાન્સમાં લોકોમાં એવી માન્યતા છે કે તેઓના સગાવાલાઓ બેહેસ્તમાં એકઠા થાય છે.

એડવોકેટ જેનરલ—એવી માન્યતાના દહાડા હવે ગયા છે. પણ એક ઇસ્લામીના નજરે એક માણસ એક કબર પાસે વસીલો

માગી શકે, મદરેસાના મુકદમામાં તો તેમ સાફ પુરવાર કરવામાં આવયું છે. ઇસ્લામી નજરે દરેક માણસ હજરત નબીની કબરની હજ કરી શકતો નથી, તેથી તે ઇમામ હસન કે હુસેનની કબરો ઉપર જ્યારતે જાય છે.

## શેખ ફઇઝુલાભાઇની વધુ ઉલટપાલટ તપાસ.

મી૦ બીનીંગની વધુ ઉલટપાલટ તપાસમાં શેખ ફઇઝુલા ભાઇએ નીચે પ્રમાણે જણાવયું હતું.

સ—તમો શેખનો ઇલકાબ ધરાવો છો ?

જ—હા.

સ—તમારા બાવા એક મુલ્લાં હતા ?

જ—તેઓ પણ એક શેખ હતા. શેખ મુલ્લાં કરતાં ચઢતા દરજ્જેના હોય છે.

સ—તમોને શેખનો ખેતાબ કોણે આપયો !

જ—નજમુદીન સાહેબ જેઓ હાલના મુલ્લાંજીના બપાવા હતા.

સ—તેઓ પણ એક મુલ્લાંજી હતા ? જ—હા.

સ—આવા સઘળા ઇલકાબો મુલાંજી આપે છે ? જ—હા.

સ૦—તમો સુરતની મદરેસામાં ભણયા હતા ?

જ—નહી કદી નહી.

સ—ત્યાં તે દાઉદી વોહરાનું મોટું ધરમ શીખાડવાનું ખાતું છે ? જ—હા.

સ—તમો અંજુમને ઇસલામના હેડ માસતર કેટલો વખત થયા છો. જ—૩૪ વરસ ઉપર થયા.

સ—ત્યાં સઘળી વરણના ઇસલામી છોકરાઓ જાય છે ?જ—હા.

સ—તમો ઇંગરેજી ભાષા પણ શીખાડતા ?

જ—હા.

સ—એ શાળામાં ધરમનું શીખવવામાં આવતું નથી? જ—નહી.

સ—તમો ઇંગરેજી ૩૪ વરસ સુધી શીખાડતા હતા. જ—હા.

સ—તે આગમજ તમો શું કરતા હતા?

જ—હું એલફીસ્ટન કાલેજમાં મારી બી. એ. ની ડીગ્રી માટે ભણુતો હતો.

સ—બી. એ. ની પરીક્ષામાં કંઇ ધરમનો વીષય ન હતો? જ—નહી.

સ—કેટલો વખત થયો અંજુમનની શાળા તમોએ છોડી છે? જ—છ વરસ થયાં.

સ—તમો હવે શું કરો છો. જ—હું કંઇ કામ ધંધો કરતો નથી.

સ—એ છ વરસ થયાં તમોએ ધરમની કીતાબોનો અભ્યાસ કીધો છે ? જ—હા. હું એ મુદત થયા મારૂં વાંચન ચાલુ રાખું છું. હું ઘણું વાંચુ છું. પણ તે દર્શાવી શકતો નથી. કઇ કઇ કીતાબ તે જણાવી શકતો નથી. કારણ તે મોટો સવાલ છે.

સ—દાઉદી વોહરા કોમમાં ૧૧ વરસ થયા તડાં પડયા છે તે તમો જાણો છો? જ—તેવું તડ થોડુંક થયેજ પડયું છે.

સ—આદમજીવાલા એક બાજુની આગેવાની લે છે કે? જ—તેમ હોયબી પણ તેઓ આગેવાની લે છે એમ હું જાણતો નથી.

સ—મી૦ એ. એમ. જીવનજી પણ તેવા આગેવાન છે કે ?

જ—તેઓને એ તડા સાથે સંબંધ છે પણ તેઓ આગેવાન છે કે નહી તે હું જાણતો નથી.

સ—તેઓ આદમજીનીજ પક્ષના છે કે?

જ—હા.

સ-સરૂમઅલી મામુજી પણ તે તડના એક હતા ? જ-હા.

સ—એડવોકેટ જેનેરલને કોરટને કોણે 'મોશન" કરવા કહ્યું હતું ? જ-હું તેઓને જાણતો નથી.

સ—તમારી કોમના લગન વખતે મુલાંજીની અથવા તેમના આમીલની રજા નેકા કરનાર મુલાં અને લગનવાલા પક્ષને લેવી પડે છેની ? જ-સાધારણ રીતે તેમ લેવાય છે.

સ—કોઇ કોઇ અપવાદના દાખલા તમો આપશો ? જ—સાધારણ રીતે બને છે પણ હું તે કહી શકતો નથી.

સ—તમારા લગન મુલ્લાંજીની પરવાનગીથી થયાં હતાં ? જ-હા.

સ-બે વરસ ઉપર તમે ઇબ્રાહીમ આદમજીના લગનની કીયા કીધી હતી ? જ-હા.

સ-તે વખતે તમે કે આદમજીવાલાએ મુલ્લાંજીની પરવાનગી લીધી હતી ?

જ—નહી.

સ—તે વખત પછી મુલ્લાંજીએ તેઓની સલામ બંધ કીધી છે ? જ-હા.

સ-ત્યારે તમે પેલા લગનની રજા કાં નહી લીધી ? જ-કારણ એના પરવાનાની કંઇ જરૂર હતી નહી અથવા તે વગર ન ચાલે એવું હતું નહી.

સ-તમો એમ જાણતા હતાની કે તમો રજા માગો તો તમોને મલશે નહી ? જ-હા. તેમ પણ બનતે. હું તે કહી શકતો નથી મને નેકા કરવાની તાકીદે અરજ કરવામાં આવી અને તે નેકા મેં કરી આપ્યા.

સ—તમારા સગાઓમાં ઘણી લગન કીયાઓ થઇ હશે પણ

તેમાં એવો કોઈ દાખલો નથી કે જેમાં મુલાંજીની રજા વગર લગન થયાં હશે. જ—એવો કોઈ દાખલો હું જાણુતો નથી.

ગુપત વીદ્યાના સવાલોના સાક્ષીએ આપેલા જવાબ.

સ—બત્રીશની જીંદગી વીશે તમો એવું માનો છો કે બેહસ્તના બે તબકકા છો ? જ—એવા ઘણા તબકકા છે જેનું ગ્નાન ધરમની ગુપત વીઘાની એ બાબતની કેતાબ વાંચવાથી મલે.

સ—એવા તબક્કા આગમજ એક જીવ તેથી ઉતરતાં બેહેસતમાં જાય છે ? જ—આ સવાલ એવો છે કે જેનો જવાબ મારા અંતઃકરણ પ્રમાણે હું આપી શકતો નથી હું આ સવાલ જાહેરમાં ચરચાવા માગતો નથી. એ બાબત ધરમના ઉંચા ગ્નાનને લગતી છે અને તે બાબત ગુપત વીઘાની છે.

સ—તમો તમારા ધરમની ગુપત વીદયાની વાત જાણો છો? જ—હા. પણ મારા મીશાક પ્રમાણે હું કહી શકતો નથી.

સ—તમો એવી વીઘા ઘણી જાણો છો ? જ—હું તે થોડીકજ જાણું છું.

સ—તમો આવતી કાલે મને એવું કંઇ ધરમનું લખાણ દેખાડશો કે જેમાં એવું જણાવયું હોય કે એકથી વધુ બેહસ્તની વાત તમે જાહેર કરી શકો નહી. જ—હું મારા મીશાક પ્રમાણે તે જાહેર કરૂં નહી.

સ—તમારી પાસે એ મીશાક અત્રે છે ?

જ—હા.

સ—તમોએ આ કેતાબો તપાસી છે ? જ—હા કેટલીક મેં એડ. જેનરલની ઓફીસમાં તપાસી છે, મને કેટલાક ઉતારા તપાસવા આપયા હતા.

અત્રે સાક્ષીએ પોતે તપાસેલી આઠ કેતાબો એક દીપકમાંથી કહી હતી.

સ—કીતાબ અલ મસાબી એક જાણીતી ધરમ કેતાબ છે, બીજી મુખતેસર ઉસુલ, નુરૂલ હુદાહ, દાયમ ઉલઇસલામ અને અલઅજહાર છે! જ—હા પણ મેં તે સઘળી વાંચી નથી.

સ—હું તમોને કેતાબની એક ટીપ આપીશ તેમાંથી તમો ધરમને લગતી ઘણી અગતની કેતાબો કઇ છે તે આવતાં કાલે મને જણાવશો ? જ—હા.

સ—તમે ઉપલા ઉતારા સીવાય બીજી કેતાબો બરાબર વાંચી છે ? જ—નહી તેમ વાંચી નથી.

સ—ઉપલી આઠ કીતાબની સાહાદતો માટે તમોને કંઇ શક નથી ?

જ—ત્રીજી કેતાબ મેં વાંચી નથી, બાકી બીજી સઘલી કેતાબો માટે મને વાંધો નથી.

મી૦ બીનીગ—હું સાક્ષીને ધરમના એક એક્ષપરટ તરીકે નથી ગણતો તેમને સામી પક્ષે તેમ આગળ પાડયા છે, તેથી હું મારી તરફની કેટલીક સાહાદતો રજુ કરીશ ત્યારે હું મારા મુદ્દા પુરવાર કરીશ.

અત્રે નામદાર જજે ઉપલો કિતાબોના ઉતારાઓ તપાસીને જણાવ્યું હતું કે તમો તેમ કરી શકશો.

મી૦ બીનીંગ—( સાક્ષીને ) તમોTribes and Dasfes of the Central Provinces માં જણાવેલી કોમના બુરહાનપુરના મી૦ હબીબુલા વકીલને ઓલખો છો ? જ—મેં આ નામ સાભલ્યુ છે.

નામદાર જજ એ ગ્રહસ્થને આ મુકદમા સાથે શું લાગે વલગે ?

મી૦ બીનીંગ—અઃ કોમના રીત રીવાજો અને મુલ્લાંના હક બાબે આ કેતાબમાં લખાણ છે તે હું આપીશ.

એ બાદ મી૦ બીનીંગે ઉપલી કીતાબમાંની પોતાની સાહદતો ના પ્રકરણો નામદાર જજની વાકેફી માટે જણાવ્યા હતા.

બાદ વધુ તપાસ તા૦ ૧૪ ઉપર મુલતવી રહી હતી.

તા૦ ૧૪-૯-૨૦

શરૂઆતમાં મી૦ બીનીંગે જણાવ્યું કે શેખ ફઇજુલાભાઇની જુબાનીમાં તેઓએ એવું જણાવ્યું છે કે ઇમામો અચુક છે, જ્યારે દાઇ ભુલને પાત્ર છે, તે બાબતમાં હું કેટલાક સવાલ તેમને પુછનાર છું. હું તેમનું મત કબુલ કરતો નથી તેથી એ બાબતની અમારી તરફની જુબાની હું હવે પછી નોંધાવીશ.

**શેખ ફઇજુલાભાઇની વધુ ઉલટપાલટ તપાસ.**

શરૂઆતમાં મી૦ બીનીંગે શેખ ફઇજુલા ભાઇની વધુ ઉલટ પાલટ તપાસ નીચે મુજબ લીધી હતીઃ—

સ—"માસુમ" અને "કલ માસુમ" વચે તમો શું ફેર સમજાવો છો ! જ—માસુમ ભુલ કરે નહી (infallble) ઇમામો તેવા અચુક કહેવાય. કલમાસુ. એટલે ભુલને પાત્ર હોય ઇમામથી ઉતરતા દરજાના તેઓ લેખાય છે.

સ—"દાઇ" કલમાસુમથી પણ ઉતરતા છે કે, ? જ—હા.

સ—"હુજજત" એટલે ઇમામના રસાલામાના શખસ પણ ગોશેનશીન થયા છે કે ?

જ—હા.

સ—આવા કેટલા "હુજજત" છે !

જ—૨૪ છે.

સ—તેઓ સઘલા ગાયબ છે ? જ—હા.

સ—આ હુજજતોમાંનો વડો ઇમામનો ગાદી વારસ છે કે ? જ—હા.

સ—"હુજજત" પછી "બાબ" હોય છે ? જ- નહી, "બાબ" તો હુજજતની ઉપરના દરજ્જાના છે.

સ—બાબ પણ ગાયબ છે ? જ—હા.

સ—બાબ કેટલા છે ? જ—હા.

સ—"હુજજત" પછી "દાઇ—ઉલ—બલાગ" આવે છે ? જ—હા.

સ—અને તેઓ પણ ગાયબ છે ? જ—હા.

સ—દાઉદી વોહરાઓ કોઇબી ધરમની બાબતમાં આ દુનયાના દાઇનું ( Dai on earth ) કામ ખોટું ગણે કે ? જ—આ સવાલનો અરથ શું એવો થાય છે કે એક વોહરા તેવી ટીકા કરી શકે કે ?

સ—દાઇના ધરમ સંબંધી કામ માટે તે ખોટું છે એમ કહી કોઈ દાઉદી વોહરા વાંધો લે કે ? જ—હા.

સ—તેનો કોઇ દાખલો આપો. જ—હાલના મુલ્લાંજીની આગલના અબદુલા બદરૂદીનના વખતમાં ભાઇજીએ એક બંદગી કરતી વખતે "અલહમ્દ" ભુલી ગયા જે કોરાનનો એક સુરા છે, જે વખતે સઘળાઓએ તે બંદગીને બીન કાયદે જાહેર કીધી અને પછી પઢાવવી એમ જાહેર કીધું.

સ—તમો તે વેળાએ હાજર હતા કે ? જ—નહી મેં તે વાત સાંભળી છે.

સ—પછી તે બંદગી પાછી પઢાઇ ? જ— લોકોએ તે પાછી પઢવાની ખાહેશ દરશાવી.

સ—એ બંદગી કયાં પઢાઇ હતી ?

જ—મુલ્લાંની મસજીદમાં.

સ—તમે કેમ જાણ્યું કે એ બંદગી અધુરી હતી ?

જ—સુરતના વીદવાન લોકોએ જયારે એ બીના જાણી ત્યારે તેઓએ પણ તે અધુરી જાહેર કરીને ફરીથી પઢવાની ખાહેશ કીધી.

સ—આ બંદગી અજાણતા એમ પઢાઇ હતી ?

જ—હું એમ માનું છું.

## હઝરત નબીએ કીધેલી કેહવાતી ભુલ.

સ—હજરત નબીએ એવી ભુલ કીધી છે એમ તમો જાણો છો ? જ—હું તે જાણતો નથી.

સ—એવી કંઇ ચુકો વીશે બીજા દાખલા તમો જાણો છો ?

જ—હાલ તે ધ્યાનમાં નથી.

સ—કોઇ ઇમામ વારેસ વગર મરણ પામે કે ? જ—અમારી એવી માન્યતા છે કે કોઇબી ઇમામ બેટા વગર મરણ પામે નહી.

સ—"દાઇ" પણ પોતાનો ગાદીવારેસ નીમવા વગર મરણ પામે નહી ? જ—હા દાઇદી વોહરાનો તેવો એતેકાદ છે. કોઇ વખત તેમ પણ થાય છે.

સ—તમો પોતાનું મત આપશો ? જ—મારૂં મત નહી આપવા દેવાની હું કોરટની રજા માગું છું.

એડ—જેન—હું દાઇ પોતાના ગાદીવારસ વગર મરણ પામે કે એ સવાલના જવાબ ઉપર કોરટનું ધ્યાન ખેંચું છું, જે ઉપરથી કોરટે અત્રે તેની નોધ બરાબર સવાલ પુછીને પાછી કીધી હતી. આ બાબતનો સાક્ષીને વધુ ખોલાસો કરવો હોય તો પુછતાં સાક્ષીએ ના પાડી હતી.

અત્રે મી૦ મીરઝાં સાક્ષીની ઉલટ પાલટ તપાસ કરવા ઉભા થયા હતા.

એડ—જેનરલે અતરે કહ્યું કે અમોને ઘણી કિતાબો પુરી પાડી છે, અને અમે તે વાંચી નથી અને તે બાબતમાં શેખનું મત જણાયું નથી. અમે જાણતા નથી કે આ કિતાબમાંથી કેવા સવાલો પુછવામાં આવશે. મારા સાક્ષીની સામી પક્ષ તરફથી કેટલા હીમાયતીઓ ઉલટ પાલટ તપાસ ચલાવવા માગે છે ? હું જાણુતો નથી કે મી૦ બીનીંગે ઉભા કરેલા મુદા મુજબ " દાઇ ઉલ મુતલક " ના સવાલ વીશે સાક્ષીને પુછવામાં આવનાર છે કે ? મુલાંજી દાઇ ઉલ મુતલક છે કે એવો સવાલ કદી પણ મારા સાક્ષીને પુછવામાં આવ્યો નથી.

મી૦ બીનીંગ—મને એવો સવાલ પુછવાનાં કંઇ કારણો છે. મને જે જવાબ મુલાંજી માટે મલ્યા છે તે મેં પુરતા લેખ્યા છે.

**મુલ્લાંજી દાઇ ઉલ-મુતલક નથી એવી સાક્ષીની માન્યતા.**

નામદાર જજ— મી૦ બીનીંગ તમો આ સવાલનો ફડચો સાક્ષીને તે પુછીને કરી નાખતા કેમ નથી ?

મી૦ બીનીંગ—સાક્ષીએ જે જવાબ આપ્યા છે, તે પુરતા છે. સાક્ષીએ જણાવ્યું છે કે દાઇઓ કાયદા પુર્વક નેમાયલા છે.

એડ—જેન—આ સાક્ષીને આગલા બીજા એક મુકદમામાં જે સવાલો પુછવામાં આવ્યા છે તેમાં તેઓએ દાઇઓ વીશે પોતાનું મત આપ્યું છે કે મુલાંજી દાઇ ઉલ મુતલક નથી.

સાક્ષીને આગલ તેઓએ જે કંઇ કહ્યું છે તેથી ઉલટું જાહેર કરવાની તેમને સુચના કરવામાં આવે છે બીજું કંઈ નથી. આ સીવાય તેમની બીજી નેમ નથી.

મી૦ બીનીંગ—હું સાક્ષીને એક એક્ષપરટ તરીકે માનું નહી

તો આખો દીવસ સવાલ કરવાની શું જરૂર હોય? હું આ તકરારનો નીવેડો લાવવા સાક્ષીને એ બાબત સવાલ કરીશ.

સાક્ષીને ( સવાલ )—હાલના મુલ્લાંજી દાઇ ઉલ મુતલક છે કે? મને સીધો જવાબ " હા " કે " ના " નો આપો. જ—તેઓ પોતે એ નામે પોતાને ઓલખાવે છે.

## મી૦ મીરઝાંએ કરેલી ઉલટ પાલટ તપાસ.

મી૦ મીરઝાંએ તે બાદ સાક્ષીની નીચે પ્રમાણે ઉલટ તપાસ કરી હતી.

સ—તમો " સહીફા " ની કિતાબ જાણો છો ?

જ—હા, તે દાઉદી વોહરાની કિતાબ છે.

સ—તેમાં કોમને લાગતી વલગતી બીનાઓ પણ સમજાવામાં આવી છે? જ—હા, થોડી ઘણી.

અત્રે મી૦ મીરઝાંએ ઉપલી કિતાબ એકઝીબીટ તરીકે દાખલ કીધી હતી.

સ—તેના ૩૩૫ માં પાના ઉપર દાઇઓ ધરમ માટે જાન આપનારા વગેરેની એક ટીપ આવી છે જેના માનમાં ઉરસ ભરવામાં આવે છે. જ—હા.

સ—આ ટીપમાં વલી કે ઓલીઆ શબ્દ નથી ? જ—નહી.

સ—વલી એ ઇલકાબ મઉલાના અલી માટેજ વપરાય છેની ? જ—ઘણું કરીને.

સ—અને તેમને ધરમના એક પીર અથવા વલી તરીકે લેખવામાં આવે છેની ? જ—હા.

સ—મઉલાના અલીના વારસો ઈમામ ગણાય છેની ? જ—હા.

સ—તેઓ વલીના ઇલકાબથી ઓળખાયા નથી ? જ—તેઓ પણ તેમ ઓળખાયા છે.

સ—તમો કોઇ ધરમની કિતાબમાંથી દેખાડશો કે ઇમામોને વલી કહેવામાં આવ્યા છે?

જ—હા.

સ—હજરત નબી અને મફ્લાના અલી ધરમના સરવથી મોટા છેની ? જ—હા.

સ—તેઓ પછી ઇમામો છેની ? જ—હા.

અત્રે સાક્ષીએ આગલા સવાલની સાહદત સહીશની કિતાબમાંથી બતાવી હતી જેમાં ઇમામોને પણ વલી કેહવામાં આવ્યા છે.

એડ—જેનરલે અતરે એ ફકરો કોરટમાં એકઝીબીટ તરીકે દાખલ કરાવ્યો હતો.

સ—ઇમામો વલી તરીકે ઓળખાય તે માટે આપણને વાંધો નથી પણ મફ્લાના અલી માટે જે " વલી " નો ઇલકાબ છે તે વધુ મોતોબર છેની ? જ—હા.

સ—ઇમામો પછી " દાઇ " આવે છેની ?

જ—હા,

સ—તેઓને વલી તરીકે ઓલખવામાં આવે છે કે ? જ—હા, તેઓને લોકો તેમ ગણે છે.

સ—તેઓને " વલી " તરીકે ઓલખાવાનો હક નથી? જ—ઇમામ માટે " વલી " ઇલકાબ છે તેમ તેઓને ઓલખવાનો હક નથી. પાક કોરાનમાં એક લખાણ છે કે " જેઓ પાક છે તેઓ ખુદા દરફના વલી છે " ખાસ અકલીઆ શબ્દ એ કડીમાં છે.

સ—વલીનો અર્થ ખુદાનો દોસ્ત થાય છે ?

જ—તેવો અર્થ થાય છે. પણ વલી એવો પણ થાય છે કે તેઓ ખુદાની તરફના રાહબર છે.

સ—દાઇ પછી 'માઅઝુન' અને 'મુકાસીર' આવે છે ? જ—હા.

સ—તેઓને 'વલી' તરીકે ઓલખવામાં આવે છે ? જ—તેઓને દાઇની માફક તેમ કેહવામાં આવે છે.

સ—તે પછી ધરમને માટે જાન આપનારા ગણ્યા છે ? જ—એવા જાન આપનારને ચોકસ દરજ્જામાં જણાવ્યા નથી.

સ—એવા જાન આપનારા 'વલી' કહેવાય કે ? જ—હા તેમ કહેવાયજી.

સ—છેવટે પાક પરહેજગાર ઇસલામીઓ આવે છેની ! જ—હા.

સ—તેઓ વલી કહેવાય કે ? જ—જેઓને પીર તરીકે ઓલખવામાં આવે છે તેઓ તેવા ગણાય છે.

સ—જેઓએ ધરમનું જ્ઞાન મેલવ્યું હોય તેઓ તેમાં વધારે ચઢતા અથવા "સઇયદી" લેખાય ? જ—હા.

સ—તમો શેઠ નાથાભાઇની કબર જાણો છો !

જ—હા, તે ચરનીરોડ તરફ આવે છે.

સ—તમો તેમને પીર ગણો છો ! જ—તેમને પ્રજા તરફથી તેમ માનવામાં આવે છે અને હું પણ તેમને પીર ગણું છું મેં તેમની કબરની મુલાકાત લીધી છે પણ ગલ્લામાં ભેટ નાખી નથી.

સ—તમો નાથાભાઇને ચાંદાભાઇ કરતાં ચઢતા પીર ગણો છો ? જ—કોણ ઓછા કે વધતા પરહેજગાર છે, તે નકી કરવાનું ખોદાનું કામ છે.

સ—આ સહીફાની કીતાબમાં નાથાભાઇને સઇયદીનો ઇલકાબ આપવામાં આવયો છે તે તમો જાણો છો કે ? જ—હા.

સ-ચાંદાભાઇ તે કરીમભાઇના બેટા માટે આ કીતાબનું લખાણ તમે જોયું ? જ-હા.

સ—તેમાં ચાંદાભાઇને શેખ તરીકે ઓળખાવયા છે ? જ-હા.

એ લખાણ એકઝીબીટ તરીકે અત્રે મી૦ મીરઝાએ દાખલ કરાવ્યું હતું.

એડ. જેન—આ કીતાબનું ૩૨૫ મું પાનું એકઝીબીટ તરીકે તમો નામદાર દાખલ કરશો તો આ બાબત ઉપર વધુ અજવાળું પડશે નામદાર જજે એ ઉપરથી તેમ કરવાની રજા આપી હતી.

મી૦ બીનીંગે એ બાદ વધુ સવાલો સાક્ષીને નીચે મુજબ પુછ્યા હતા.

## ધરમની પાક કીતાબોની સાહદતો વીશે સાક્ષીનું મત.

સ-દાઇ-ઉલ-ઇસલામ કીતાબ તમોએ જોઇ છે ? જ-હા, તે ઘણી જાણીતી કીતાબ છે.

સ-આ કીતાબમાં હજરત નબીએ નીમાજમાં ભુલ કીધી હતી તેનું બ્યાન છે કે ? જ-હા.

નામદાર જજ-આ કડીનો તરજુમો કરાવી લેવામાં આવે તો વધુ સારૂં.

એડ-જેન-હા નામદાર એનો સતાવાર તરજુમો થાય તો વધુ સારૂં.

સ-તે ભુલ કેમ થઇ ? જ-એ સવાલ તાઅવીલને લગતો છે.

સ-આ ભુલ ઉપર હજરત નબીનું ધ્યાન બંદગી માટે ભેગા થયલાઓ તરફથી ખેંચવામાં આવયું હતું કે ? જ-હા, અને પછી બંદગીમાં પુરવણી કરવામાં આવી હતી.

સ—એ સઘળું આ કીતાબમાં છે કે ? જ-હા.

સ–હજરત નબી એવી ભુલ કરે અને બીજી તરફ મુલાંજી એવી કાંઇ ભુલ કરે તેમાં કંઇ મોટું ધરમનું મહત્વનું ગણાય કે ?

નામદાર જજે આ સવાલ પુછવા દેવા ના પાડવાથી મી૦ બીનીંગે જણાવયું કે ધરમની રૂએ જોતાં એ સવાલ ઘણો અગત્યનો હું સમજું છું પણ આગલા એક સવાલમાં એનો જવાબ આવવાથી હું તે પુછીશ નહી.

સ–આ કીતાબ " કીતાબ–ઉલ–મસાબી " છે ? જ–હા, તે હીજરી ૪ થી સદીમાં લખાઇ છે અને તે સતા જેવી ગણાય છે.

સ–તેની નવમી મકાલાતમાં આ લખાણ છે તે વાંચો (લખાણ બતાવીને) એમાં એવું છે કે હજરત નબી હમેશ સુધી આ દુનીઆમાં એકલાજ છેના ? તે માટે તમોને કંઇ વાંધો છે ?

જ...નહી.

સ–હાલમાં, હાલના મુલાંજી તે દરજ્જો ધરાવે છેની ? જ–હા.

સ–હવે ૭ મી મકાલતમાં એમ લખાણ છે કે, હજરત નબી "જકાત" લે અને તેમની પછી આવનારા તેમના પ્રતીનીધી પણ લે ? જ–હા.

સ–અને હઝરત નબી અથવા તેમના જાયનશીન એવી જકાત લીએ અને તેના બદલામાં તેઓને પાક બનાવે ? જ...ડાબક્ષેસ આપનારાઓની માલ મીલકત જકાત આપે ત્યાં સુધી પાક ગણાતી નથી.

સ—હઝરત નબીના હાલના જાયનશીન કોણ કહેવાય, મુલાંજી કહેવાય કે ?

જ–ઇમામ માટે આ કેતાબમાં છે. મુલાંજીને માટે આ કેતાબમાં કંઇ લખાણ નથી.

સ–આ કેતાબ દાઇના વખતમાં લખાઇ નથી? જ–હા.

સ–આ જકાત લેવાને ત્યારે કોણ હકદાર છે? જ–ઇમામની ગેરહાજરીમાં "દાઇ."

સ—આ 'મુખતેસર—અલ—ઉસુલ' કેતાબ છે? જ—હા,તેના લેખક એક દાઇ હતા. એ સઇયદના અલીથી ૫ મા દાઇ હતા. એ લખાણ નજાતને લગતુ છે, અને હાલના મુલાંજીને પણ લાગુ પડે.

સ—દાવત શબ્દ મુલાંજીના સંબંધમાં છે? જ–મુલાંજીના ધર્મના ફેલાવાના કામ સંબંધી છે.

સ—આ નુર–ઉલ–હુદાહ કેતાબ જોઈ છે? જ–નહી.

સ—તમારૂં પોતાનું કંઇ ધર્મનું કેતાબ ખાતું છે? જ–મારી પાસે કંઇ ધર્મની ઘણી કેતાબ નથી.

સ—તમારી પાસે તેવી કેટલીક કેતાબ હશે ?

જ—આસરે ૩૦૦ થી ૪૨૦ હશે.

સ—ધર્મની કેટલીક કેતાબો જુમલે હશે ?

જ—આસરે ૫૦૦ હશે.

સ—આ ઉપરથી તમારી પાસ આવી કેતાબોનો મોટો ભાગ છે? જ–હા.

સ—આ કેતાબ સઇયદી ખુજ બીન મલીકની લખેલી છે? જ–હા તેઓ ધર્મના એક મોટા સતાવાર લેખક હતા.

સ—આ લેખકની કોઇ પણ કેતાબ વજનદાર ગણાય ની? જ—હા.

સ—તેમાં દાઇ માટે જે લખાણ છે તે બરાબર છે? જ—હા પણ તમારા તરજુમામાં કેટલાક ફકરા ખોટા છે. તે હોવા જોઇએ

ખોદા પોતાની મરજી માફક પેદા કરે છે, શું પેદા કરવું તે નક્કી કરવાનું લોકોનું કામ નથી. આ લખાણમાં દાઈને હકદાર જાયનશીન જણાવ્યા છે.

સ—આ " કેતાબ--ઉલ--મસાબી " છે, તેમાં ટ્રસ્ટ માટે શું શબ્દ છે? જ—શરીઅત શબ્દ છે.

સ—હજરત મહંમદે શીખાડયા મુજબનો ધર્મ તેમાં જણાવ્યો છે? જ—હા. તે કામ દાવત તરીકે લેખાય.

સ—હાલમાં એ ધર્મ સંબંધી કામ એકલા મુલાંજી બજાવે કેની? જ--હા.

સ—હજરત મહંમદની આગમજ ઇમામો હતાની? જ--ઇમામો અને બીજા પેગંમ્બરો તેમની આગમજ થઇ ગયા છે.

સ—દાઇ–ઉલ–ઇસલામ " માં ઇમામો અને તેમના જાયનશીનોની નેમણુક વીશે લખાણ છે? જ—હા.

સ--અલ--અજહાર કેતાબ તમો જાણો છો? જ—હા.

સ—તમો એનો તરજુમો બરાબર છે તે જોયો છે કે? જ--હા.

સ—તેમાં દાઇ અને તેમની સત્તા વિશેનું લખાણ તમે જોયું છે? જ–હા.

અતરે નામદાર જજે એ લખાણ ફરીથી સમજાવવા સાક્ષીને જણાવવાથી સાક્ષીએ લંબાણ ખોલાસો આ લખાણના તરજુમા બાબે આપ્યો હતો. ૨૧ મા ઇમામને દાઇની નેમણુક કરવાની જે સત્તા હતી, અને તેઓ ગાયબ થયા એ બાબતમાં ઉપલું લખાણ હતું,

સ—મુખતેસર—અલ—ઉસુલની કેતાબના આ ફકરા મેં ટાંકયા છે તે તમે જોયા છે? તેમાં દાઇને હઝરત નબીના " વાએજ " જણાવ્યા છે? જ—હા.

સ—આ કેતાબ મુજબ ઇમામના હાલના જાએનશીન મુલાંજી છે ? જ—હા.

સ—આ 'રીસાલત-ઉલ-હદદીમી' કીતાબમાંના ફકરા તમે જોયા ? તેમાં દાફિ–ઉલ–મુતલક શબ્દ છે ? અને ને બાબતનું લખાણ છે? જ—હા, તેમાં અમીર-અલ મોમીનીન એટલે હજરતઅલી વીશે પણ લખાણ છે.

સ—નેહજ રૂલ બલાગત કેવી કીતાબ છે ? જ—તેમાં હજરત અલીની વાએજો અને ભાષણો વગેરેના લખાણ છે. દાઇને માટે કંઈ પણ લખાણો નથી.

એડ જેન—હું અત્રે જણાવીશ કે મુલાંજીને અમે ધર્મના વડા તરીકે ગણીયે છીએ, અને કોઇ વાંધો લાવતા નથી. તો મી૰ બીનીંગ આવો સવાલ ઘડી ઘડી લાવવાની જરૂર શું છે ?

અત્રે તપાસ ટીફીન માટે મુલતવી રહી હતી,

## મોહોરમ દરમયાન મુકદમો મુલતવી રાખવાની પ્રતીવાદીઓની કોરટે નામંજુર કીધેલી માગણી.

બપોરે ટીફીન પછી કોરટ પાછી બેસતાં પ્રતીવાદીઓ તરફથી બીનીંગે નામદાર કોર્ટને એક અરજી આપી હતી, જેમાં એવી અરજ કરવામાં આવી હતી કે આવતા સોમવાર અને મંગળવારે વોહરા કોમના મોહરમના ધાર્મીક તેહેવારો હોવાથી તે દીવસોએ પ્રતીવાદીઓથી અને આ મુકદમા માટે સુચના આપનારાઓથી હાજર રહેવાનું બનશે નહી માટે એ બે દીવસ મુકદમો મુલતવી રાખવો.

નામદાર જજે ઉપલી અરજી વાંચીને જણાવ્યું કે મોહરમના તહેવારનો દીવસ કોઇ વેળાએ ફેરવાય છે. માટે શું આ દીવસો ફેરવવાની પણ તમો વકી રાખો છો કે ?

મી૦ બીનીંગ—નહી નામદાર, દાઉદી વેહરાઓના તહેવારો ચોકસ દીવસે પડે છે, તે ફેરવાતા નથી.

નામદાર જજ—તેમાં તમારી અરજ જોતાં તો પછી મુકદમો છેક બીજા શુક્રવાર ઉપર લઇ જવો પડે.

મી૦ મીરઝા—કદાચ મોહરમનો જાહેર તેહવાર શુક્રવારે ઉજવવામાં આવે.

મી૦ બીનીંગ—જો તે ગુરૂવારે ઉંજવવામાં આવે તો તો અમોને કંઇ અડચણ પડે નહી કારણ અમારો તેહવાર બુધવારે પડેછે.

એડ—જેનરલ—આ તો ખરૂં છે કે સાક્ષીઓને સોમવારે અને મંગળવારે અત્રે બોલાવવાથી તેઓને અગવડ પડે. જો મારા મીત્ર પોતાની તરફથી તકરાર સોમવાર સુધીમાં પુરી કરે તો પછી સાક્ષીઓને હાજર રહેવું નહી પડે.

## નામદાર જજે અરજીનો આપેલો ચુકાદો.

નામદાર જજે એ બાદ ઉપલી અરજી વીશે એવો ચુકાદો આપ્યો હતો કે સોમવાર તા૦ ૨૦ મી અને મંગળવાર તા૦ ૨૧ મી સપટેમ્બરને દીને આ મુકદમો ચાલે તે વેળાએ સાક્ષીઓને કોરટમાં હાજરી આપવાથી મુક્ત કરવામાં આવે છે.

## શેખ ફઇજુલાભાઇની વધુ ઉલટપાલટ તપાસ.

બપોરે ટીફીન પછી શેખ ફઇજુલાભાઇની વધુ ઉલટપાલટ તપાસમાં શેખે નીચે મુજબ જવાબો આપયા હતા.

સ૦—દાઇને માટે ઉપલી કિતાબમાં કંઇ લખાણ નથી એમ તમો જણાવો છો ? જ—હા.

સ—એની આગલનો વાકય જો વાંચો તો તે સાથે જોતાં દાઇને માટે એ લખાણ ગણાય કે ? જ—ગણાયબી.

સ—છેલા વાકયમાં દાઇ પોતાના જાયનશીન ઠેરવયા વગર મરણુ પામે નહીં એમ લખેલું છે ? જ—તેમ થાયછી.

સ—એ બાબતનું વોહરા કોમનું મત શું છે ? જ—દાઇ પોતાના જાનશીન ઠરાવ્યા વગર મરણુ પામે નહી એમ વોહરાઓ માને છે.

સ—પેગંબરોમાં હઝરત આદમ, હઝરત ઇબ્રાહીમ, હઝરત મુસા વગેરે જણુાવ્યાં છેની ?

જ—હા.

સ—દાઉદી વોહરામાં માન્યતા છેની કે હઝરત આદમને ખોદાએ ઇમામ તરીકે ઠેરવ્યા હતા ? જ—દરેક પેગંબરો ઇમામ હતા.

સ—રીસાલત—અલ—વારિના લેખક દાઇ હતા ?

જ—તેઓ દાઇ કરતાં વધુ દરજ્જાના હતા.

સ—તેઓ ઇમામ જેવા હતા ? જ—હા.

સ—આ કિતાબના ફકરામાએ "વલી" શબ્દ પીર (saint) માટે વપરાયો છે ? જ—નહી તે એડમીનીસ્ટ્રેટરની મતલબ દરશાવવા વપરાયો છે. એ શબ્દ "વાલી" છે "વાલી" અને "વલી" એકજ શબ્દ છે, પણુ તે જુદા અર્થ દર્શાવવા અતરે વપરાયો છે.

સ—એ પછી " હુજ્જત " શબ્દ આવે છે તેનો શું અર્થ થાય છે ? જ—ઇમામ કરતાં ઉતરતા તેઓ કેહવાય છે.

સ—ઇમામ કરતાં ઓછા દરજ્જાનું હાલમાં કોણુ કેહવાય ? જ—હું તે જાણુતો નથી.

સ—એ પછી " દાઇ " આવે છે ? જ—હા.

સ—હાલના દાઇનો દરજ્જો ઇમામના વખતના દાઇ કરતાં વધારે છે કે ? જ—હા.

## પાક કિતાબો વીશે સાક્ષીનું લેવામાં આવેલું મત.

સ—જો ઇમામ ગાયબ હોય તો દાઉદી વોહરા પ્રમાણે તેમના કોઇ જાયનશીન હોવા જોઇએની ? જ—હા.

સ—કોઇબી જમાત દાઈની નેમણુંક કરી શકે નહી? જ—નહી

સ—આ બાબતમાં દાઇ જે દાવો કરે છે તે તમે વાંચ્યો છે ? જ—દાઇ પોતે દાવો કરે તેની સાથે બીજાને શું લાગે વલગે ? એવા દાવા માટે દાઇ સીવાય બીજાઓના લખાણો જોઇએ.

સ—આ કિતાબ પ્રમાણે દાઇને માનનારા પોતાની ધરમ સંબંધી કે સંસારી બાબતમાં દાઇની સલાહ લેતા હતા? જ—હા.

સ—કોઇ દાઈ પોતાની કોમમાં ધારમીક બાબતને ઇનસાફ ચુકવે કે ?

જ—હા દાઇનું કામ તેમના શાગીર્દોથી થઈ શકે નહીં.

સ—આ ફકરામાં ' અહલ—ઉલ—બેત " નો શું અરથ થાય છે ?

જ—હજરત નબીની ઓલાદના એમ થાય છે. એટલે ઇમામો થાય છે,

સ—એમાં લખવા પ્રમાણે જેઓ દાઇને નાફરમાન થાય તેઓ દોજખમાં જાય છે એમ તમો માનો છો કે ? જ—હા.

સ—પાક કોરાનમાં આદમને ઇમામ ગણ્યા છે? જ—હા.

સ—ઇમામો અચુક હતા એમ જણાવ્યું છે ? જ—હા.

સ—આદમ જો ખોદાને નાફરમાન થયા હોય તે અચુક કેમ કહેવાય ? કારણ તમારા જવાબ પ્રમાણે તે એક ઇમામ હતા, તો અચુક, હોવા જોઇએ.

સ—આ સવાલ તાબવીલને લગતા કહેવાય.

સ—આ લખાણુમાં દાઇને અચુક જણાવ્યા છે ? જ–તેમનું કામ સારૂંજ હોવુંજ જોઇએ.

સ–સઇયદના દાઉદભાઈના ઉપરથી દાઉદી વોહરાઓ તેમ કહેવાય છે ? જ–તેમની પછીના મુલાંજીના નામ ઉપરથી તેમ કહેવાય છે.

સ—દાઉદી વોહરા શું એમ નથી માનતા કે ધર્મની બાબતમાં મુલાંજી કંઇ ભુલ કદી કરે નહિ ? જ–હા. તેઓ તેમ માને છે.

સ—આ એક ફકરા ઉપરથી જણાય છે કે લગન વેળાએ અને ખાણા વેળાએ જે પરવાના અપાય છે તે મુલાજીની આવકનો એક એક ભાગ છેની ? જ—આ ફકરા ઉપરથી તેવું કંઇ જણાતું નથી કે મુલાંજી તેવો કર લેતા હતા.

સ—આ "રમજાનીઆ" કીતાબ તમે જોઇએ છે ? જ—તે મેં જોઇ નથી.

સ—તે એહમદઅલીની લખેલી છે. તે શા બાબતની છે ? જ–હા આમાં એમ લખેલું છે. હું આ લખાણ છે તે ઉપરથીજ કહી શકું છું આ એક ફરમાન જેવી કીતાબ છે જેમાં મુલાંજી અને તેમના શાગેરદોની શું શું ફરજો છે. તે દેખાડી છે.

સ–આમાં "દાવત" શબ્દ મુલાંજી માટે લખાયો છેની? જ--હા.

સ—ઇમામના જાએનશીન ગાએબ છે અને હાલના મુલાં તેના "બાબ" છે એમ એમાં છેની ? જ–હા.

સ—આમાં જણાવવા મુજબ ઇમામોના હુકમ મુજબ દાઇ અમલ ચલાવે છેની ? જ–હા.

સ–"કીતાબ મુનત જુલ અકબર" મા જે દાવા જણાવ્યા છે તેનો અર્થ શું ? જ–તમામ હક.

સ—દાવા મીલકત માટે પણ તે ગણાય કે ? જ—તેમાં તેવું

કંઇ ખુલું લખાણ નથી. પણ તે જોઇએ તો તમો તેમ ગણો.

સ...એમાં જે વકફનો તમામ અખત્યાર જણાવ્યો છે એ ખરો છે કે! જ...તો તેવું થાય "વકફ" શબ્દ એમાં જણુવ્યો નથી.

અતરે મી૦ બીનીંગે ઉપલી કીતાબના કેટલાક ફકરાના તરજુમા સાક્ષી પાસ કરાવ્યા હતા, જેનો અર્થ એવો થાય છે કે, આપવું લેવું દરજ્જો વધારવો દરજ્જો ઉતારવો વગેરે તમારા હાથમાં છે."

સ..."બીઝરૂલ--મોહમદ...વશા--સીફા" ની કીતાબમાં દાઇને માટે વખાણ છે? જ--હા.

સ...સઇયદના બદરૂદીન તેમાં જણાવ્યા છે તે દાઇ હતા કે? જ...હા.

સ...તેઓ પોતે ગમે તે કાંમ કરી શકે એમ આમાં લખાણ છે? જ...હા.

સ...ગલાનું ફંડ તે આમાં જે ધર્મનું ફંડ ( spiritual fund ) જણાવ્યું છે તેવું છે ની? જ...ગલા ફંડ માટે આમાં કંઇ ઇસારો નથી.

સ...ગલા ફંડ ધર્મમાં જણાવેલાં કોઇ જેવું છે ની? જ--હા, મુલાંજીના અખત્યારમાંના ફંડો જેવું તે છે.

સ...સઘલી બાબતમાં મુલાંજીને તેમના આમીલો અને શાગીરદો ઉપર અખત્યાર હોય છે ની? જ...હા.

સ..આ "અદદાઇ" કીતાબમાં દાઇ માટે લખાણ છેની? જ...હા.

સ...આ સઇયદના મોહંમદ ઇઝુદીન માટેનું લખાણ તમો જાણો છો? જ...હા.

આવા લખાણોના દાઇઓના મરણ પછી લખવાના સાધારણ છે.

સ...આ લખાણમાં "અનામત" શબ્દનો અર્થ શું કરોછો?
જ...અર્થ "દાવત" હું કરૂં છું,

સ...આ કીતાબનો પાછલો અરધો ભાગ એક "નસ" તરીકે લેખાય છે કે? જ...હા.

સ...આ "નસ" ના લખાણ મુજબ મુલાંજીને સઘળી મીલકતો ઉપર પુરા અખત્યાર છે કે? જ...હા.

સ..."મુનત જુલ ઉલ અકબર" કીતાબ તમે જો છે? જ--હા.

સ...આમાં જણાવેલા દાઇ માટેનું લખાણ જોયું? જ...હા.

અતરે વધુ તપાસ શુક્રવાર સવાર ઉપર મુલતવી રહી હતી.

તા૦ ૧૭-૯-૨૦

મુકદમો ચાલતાં શરૂઆતમાં નામદાર જજે જણાવ્યું હતું કે, ગલ્લાની બાબત ઉપર મેં પુરતું ધ્યાન આપ્યું છે, પણ મસજીદ માટે તમારો શું વિચાર છે તે હું જાણતો નથી.

મી૦ કોલટમેને એ ઉપરથી જણાવ્યું કે મસજીદના બાબમાં પણ અમે ત્રસ્ટી નેમવાની માગણી કરીએ છીએ.

નામદાર જજ—મેં એ બાબતને લગતા ચર્ચ ઓફ ઇંગ્લંડના મુકદમાઓ વાંચ્યા છે, પણ આ દેશનો તેવા અગત્યના મુકદમા કે પ્રીવી કાઉન્સીલના ચુકાદા ઘણા જાણવા જોગ થઇ પડશે.

મી૦ કોલટમેન—હા નામદાર; અમે એક મસજીદને લગતો પ્રીવી કાઉન્સીલ ગયલો મુકદમો ટાંકનાર છીએ, જેમાં એક મસજીદને માટે અપાયલાં નાણાં બીજી રીતે વપરાયલા હોવાથી, મસજીદમાં નીમાજ માટે આવતા લોકોએ ત્રસ્ટીઓ નીમવાની માગણી કીધી હતી, જેથી એ મસજીદમાં નીમાજ પઢવા આવનારાઓનીજ કમીટી નેમવામાં આવી હતી.

નામદાર જજ—ઈંગ્લંડમાંનો જસ્ટીસ ટરનરનો મેં એક ચુકાદો વાંચ્યો છે, જેમાં એક રેકટરીના ( rectory ) નાણાં બીજાં કોઈ કારણે વાપરવામાં આવ્યા હતા. આવાજ મુકદમાઓ હિંદમાંના રીપોર્ટોમાંથી ટાંકવા જોઈએ છે. જો ઈંગ્લંડમાં એક ધરમખાતાનો ઉપયોગ તેના ત્રસ્ટની નેમ મુજબ નહી થાય અથવા કોઈ ધરમખાતા માટે કે ખોદાના નામે પૈસા આપે અને ત્રસ્ટી નેમી નહી જાય તો નામદાર રાજા તેવી વેળાએ પોતાના હક્કની રૂએ ત્રસ્ટી નીમે છે. જે કોઈ મોટા ફંડો હોય તો તાજ તરફથી તેની યોજના કરવામાં આવે છે. પણ એ કાનુનો હિંદને લાગુ પડે છે કે, અને અત્રે પણ એવી સ્થિતિના મુકદમાનાં તાજ વચ્ચે પડે કે તે આપણે જાણવું જોઈએ.

મી૰ કોલટમેન—હા નામદાર, અને તેને અનુસરતા મુકદમા અમે ટાંકી દઈશું.

### શેખ ફઈજુલ્લાહની વધુ ઉલટ પાલટ તપાસ

ગઈ કાલે મુકદમો નીકળતાં મી૰ બીનીંગની વધુ ઉલટપાલટ તપાસમાં શેખ ફઈજુલ્લાભાઈએ નીચે મુજબ જવાબ આપ્યા હતા.

સ—તુઝાતુલ—અફકરની કેતાબ તમે જોઈ છે અને તેમાં મુલ્લાજીની સત્તા બાબે તમો શું જાણો છો.

મી૰ કોલટમેન—આ સવાલને મુદ્દા સાથે શું લાગે વલગે છે? અમે એ કેતાબ દાખલ કરવા માગતા નથી.

નામદાર જજ—હું ફક્ત મુલ્લાજીની સત્તા બાબે તપાસ ચલાવું છું, જેથી જુદી જુદી વીગતો જણાવેલી બાબત તવારીખી છે ?
જ—હા.

સ—દાઈ કોઈને તેમાં જણાવવા મુજબ નાત બહાર કહાડી

શકે ? જ—દાઇ ઈમામ તરીકે દાવો કરે તો નાતબહાર કહાડી શકે.

સ—આ સઇદની અયુનુલ અખબાર કેતાબ મુજબ ધરમ તરફ બેદરકારી દેખાડનારા ઓને નાતબહાર કહાડવાની સત્તા છે ? જ—હા.

સ—આ કેતાબમાં કોણુની બાબતનું લખાણ છે. ઇફ્તાતહાદ દાવતનું લખાણ તમો જાણો છો ? જ—હા એ લખાણનો કર્તા અણુ ઇનામ જીવતા હતા ત્યારે દાઇ હવા.

સ—તેથી કંઇ કોઇને નાતબહાર કાહાડવાની સત્તા ધરાવેછે કે ? જ—નહી.

સ—"સઇદુલ બુરહાની" કેતાબ જોઇ છે ? જ—હા,

સ—મીઆ સાહેબ હેબતુવા અલીનું નામ તમો જાણો છો કે ? જ—નહીં તેમનું નામ કે લખાણ હું જાણતો નથી.

સ—" આ અલહીમા " કેતાબ તમે જોઇ છે ? જ--હા.

સ—આ કેતાબ મુજબ કોઇને સજા કરવાની દાઇને સત્તા આપવામાં આવી છે? જ—હા. કારણ તેઓ એક શહેરના હાકેમ જેવા હતા.

સ—આ " શરૂલ—અખબાર " કેતાબ જોઇ કે ? તેમાં કોઈને કતલ કરવાની દાઇની સત્તા દર્શાવવામા આવી છે કે ?

નામદાર જજ—તેવી સત્તાને આપણી સાથે શું લાગે વલગે છે? આ સવાલ હું પુછવા દઇશ નહિ.

સ—તમો તવારીખ ઉપરથી જાણો છો કે જે શખસને માટે લખાણ છે, તેણે માહાડી ઉપર હુમલો કીધો હવા અને તેની કતલ કરવામાં આવી હતી ? જો તે વખતે મહાડી સામે પ્રપંચ ચલાવવામાં આવ્યો હતો જે કારણે તેઓને કતલ કરવામાં આવ્યા હતા.

કર આપવા બાબતના જાણવાજોગ ધાર્મિક લખાણ

સ–દાઉદી વોહરા કોમ કેટલો વખત થયો હસ્તી ધરાવે છે ? જ–આશરે ૩૫૦ વરસ થયાં.

સ–આ " રમઝાનીયા " કેતાબ તો તમો જાણો છો ? જ–હા પણ તે કોઇ સત્તાવાર કેતાબ છે એમ હું કહી શકતો નથી.

સ–તે કેટલી જુની કેતાબ છે ? જ–હાજરી ૧૨૧૯ તે ઉપર જણાવેલું છે.

સ–આમાં જે નજર વીશે લખાણ છે તે સાથે ગલ્લાને તમો સરખાવો કે ? જ—તેનો અર્થ તેવો પણ થાય.

સ—કીતાબ ઉલહીયા તમે જોઇ છે ? જ—મેં તે તમામ વાંચી નથી.

સ-તેમાં કર વસુલ કરવા બાબેનું લખાણ તમો વાંચશો ? જ–તેમાં મોમીનોને રાજી ખુશીથી તેમની મીલકતમાંથી કર આપવા-નું જણાવવામાં આવ્યું છે જે કર ખોદાના કામ એટલે ધરમ પાછળ ખર્ચાય એમ જણાવ્યું છે. આ કર તેમના " વડા " અથવા તે કર વસુલ કરવા માટે જેઓ નેમાયલા હોય તેઓને આપે. આ કર કેટલો તે નક્કી કરવામાં આવતો નથી.

સ–શું આ કર ઇસલામી ધરમમાં લેવામાં આવે છે તેવો તમે ગણુતા નથી ?–જ–નહી.

સ–તમો " બડા " એ કોણને ગણો છો ?

જ–ઇમામ અને ઇમામ ગાયબ હોય તો "દાઈ "ને.

સ–હાલના મુલ્લાંજીને તેવા ગણો છો ?

જ—નહી.

સ—કાં નહી ? જ—જો તેઓ દાઇઉલ–મુતલક હોય તો તેમ ગણું.

સ—તમે કહયું છે કે દાઉદી વોહરાઓ તેમ તેમને ગણે છેની ? જ—જેઓ તેમ માનતા હોય તો ભલે તેમ ગણતા હોય. મારી માન્યતા તદન જુદી છે.

નામદાર જજ—એ બાબતમાં હું વધુ સવાલ પુછવા ઇચ્છીશ નહી.

સ—ઇમામ તરફના હાલમાં કોણ એવા કર વસુલ કરવાને નેમવામાં આવ્યા છે ? જ—એવા કોઈ હાલમાં નેમવામાં આવ્યા નથી,

સ—તમો તેનો ખુલાસો બરાબર કરશો ? જ—એવો કર આપવાને બદલે હું બાહરો બહાર સખાવત કરવાનું પસંદ કરૂં છું.

**દાઈ અને દાઈ ઉલ મુતલક વચ્ચે ફરક.**

સ—તમે આગળ એવી જુબાની આપી છે કે મુલ્લાંજી ઇમામના પ્રતિનિધિ છે અને તેઓ જકાત વસુલ કરે. જ—એ સવાલના બાબમાં ગેરસમજુતી થઇ છે. મારી તેમને " દાઈ " કહેવાની મતલબ હતી. મારી મતલબ તેમને દાઈ—ઉલ—મુતલક જણાવવાની નથી.

સ—તેઓ ઇમામના પ્રતિનિધ છે કે ? જ—તેઓ જો દાઇ—ઉલ—મુતલક હોય. તો તેમ હોય. તેઓ તેમ નથી.

સ—તમોએ એમ જણાવ્યું છે કે દુનીઆમાં બીજા કોઈ નથી. જ—હું તેમ બોલયો હોઇશ, પણ દાઇ–ઉલ-મુતલક માટે તેમ જણાવવાની મારી મતલબ હતી.

સ—દાઈ માટે તમે જે કહયું છે તે ખરૂ છેની ? જ—દાઇને

માટે મેં કહયુ હોય પણ કંઈ દાઇઉલ મુતલક નથી. અમે જાણીએ છીએ ત્યાં સુધી દાઈ ઉલ-મુતલક જેવા હાલમાં કોઈ નથી.

સ—આ " કેતાબે દાયમ " તમે જોઈ છે ? જ—હા.

સ—તેના કરતા મઉલાના અહમદ કોણ હતા ? જ—તેઓ એક બાબ હતા.

મી૦ બીનીંગ—આ મુખરહીશી કીતાબ જુદી બાબતમાં હોવાથી હું તેની ઉપર મોટું વજન આપતો નથી.

નામદાર જજ—તો તમે તેનું નામ શા માટે જણાવ્યું ?

સ—જો મુલ્લાંજી દાઈ ઉલ-મુતલક હોય તો તેઓ ભેટ ઉપર પોતાનો દાવો કરે કે ? જ—હા. જો તેમ હોય તો.

સ—જો કોઈ કીતાબમાં તેમ જણાવ્યું હોય તો તમો કબુલ કરો કે ? જ—હા. જો તેમ કોઈ કેતાબમાં જણાવ્યું હોય તો.

સ—સઇદયના ઇદરીસ કોણ હતા ? જ—તેઓ એક સઇયદ હતા.

સ—આ ગાઇબિ તુલ—માલ શબ્દ છે એટલે શું ? જ—તેનો અર્થ મુલાંજીની જાહેર તીજોરી જેવો છે. તે વખતના દાઇ તેઓ જે જાહેર કર વસુલ કરે તે તેમાં રાખતાં હતા ગલાને કોઈ ચોકસ વલીને માટે આપવામાં આવેલી ભેટ કહેવાય તેથી તે " અમાલ " નામનો કર જેવી ભેટ લેખાય નહિ.

સ—" નઝર " તે " અમાલ " જેવી લેખાય કે ? જ—નહી.

સ—સઇયદના અબદુલ તઇયબ એક દાઈ હતા ? જ—હા.

તેમના માટે અકીદા નામની કેતાબમાં લખાણ છે ? જ—હા.

સ—દાઉદ બીન કુતુબશાહની કબર આગળ જે ગલો રાખ-

વામાં આવે છે ત " દાવત " મીલકત છે કે ? જ—નહી.

સ—કેમ નહી ? જ--સઘળા ભણેલા માણસો તેમ માને છે, હું આખી કોમ માટે જાણતો નથી.

સ—તે મુલાંજીની પોતાની તીજોરીમાં રાખવામાં આવે છે ? જ—નહીં ?

સ—મુલ્લાંજીની મતા છે ? જ—નહી. તે ઉપર તે જગ્યા-ના લોકોનો અમીલોની આગેવાની હેઠળ અખત્યાર હોય છે.

સ—એ કીતાબમાં મુલાંજીની તેવી સતા જણાવી છેની ? જ—તે મેં વાંચી નથી એટલે હું તેમ કહી શકું નહી.

એમાં સઇયિદના આદમ નામના શખસે દાઇને ચોકસ નાણાં આપવાનું જ જેણાવ્યું છે. જે નાણાં દાઇ મરણ પામવાથી તેમની પછીના દાઇને મળયા હતા.

સ—આ " મુનતજલ અખબાર " કેતાબ જોઈ ? તેમાં દાઇની સતા બાબે લખાણ છેની ? જ—હા, તે ૧૯૧૬ ની સાલમાં લખાઇ હતી.

સ—આ " ઇસબતુલ ઇમામા " કીતાબ છે ? જ—હા તેમાં ૧૯ કે ૨૦ માં ઇમામ વિશે લખાણ છે.

સ—તમારા વિચાર પ્રમાણે ગાયબ થયેલા ઇમામના હાલ કોઇ પ્રતીનીધી છે ? જ—નહી મુલાંજી સાહેબને કોમના ધાર્મિક વડા તરીકે ગણીને અમે તેઓ પાસે જઇએ છીએ અને નહી કે " દાઇ ઉલ મુતલક " તરીકે.

સ—ત્યારે ઇમામના કોઇ પ્રતિનિધી હાલમાં નથી ? જ—નહી.

સ—તમે હાલના મુલ્લાંજીના ગાદીનશીન થવાના વખતે એક કિતાબ લખી હતીને ? જ—હા.

સ—તે વખતે એ કિતાબ કોઇ પ્રગટ કરે તે સામે તમે વાંધો લીધો હતો કે ? જ—નહી.

સ—તેમાં દાઇ વીશે તમે જે લખાણુ કીધું. છે, ( અત્રે મી० બીનીંગે ઉપલું લખાણુ વાંચી સંભળાવ્યું હતું ) તે ખરૂં છે ની ?

નામદાર જજ—તમે તે એકઝીબીટ તરીકે દાખલ કરો.

મી० બીનીંગ—( સાક્ષીને ) તમોએ આ લખાણુ કીધું છે તે સામે કંઇ વાંધો દર્શાવતાં નથી ? જ—નહી.

સ—આ કિતાબ " મુખતસેરૂલ અસરવલી હવાસી " જોઇ ( બતાવીને ) તેમાં દાઇ તે ઇમામના અમીરો તરીકે જણાવ્યા છેની?

જ—આ ફકરો લશ્કરનાં કોઇ સરદારો માટે છે. દાઇ માટે નથી.

એડ...જેન...હું આ કીતાબ વીશે જણાવું છું. મેં સુરતના કલેક્ટર ઉપર એ કીતાબના સાલ માટે લખ્યું હતું તેથી ત્યાંથી આ કીતાબ કોરટ ઉપર આવી છે તેનું સીલ ફોડીને સાલ જોવા હું માગું છું.

નામદાર જજે આ કીતાબ જોઇને તેનું સાલ ૧૮૯૦ નું જણાવવાથી એડ० જેનરલે પોતાને ૧૮૮૩ વાલી આવરૂતી જોઇએ છે એમ જણાવી તે કોરટમાં દાખલ કરવાની નામરજી જણાવી હતી.

સ...આ " ઇફ્તીતાઉદ-દાવત " કીતાબ તમે જોઈ છે ? તેમાં ઇમામ કોઈ ખોટી રીતે નાણાં ખરચે નહી એમ જણાવયું છે ? જ...હા.

સ—આ " નુર-ઉલ મોહતેદીન " કેતાબમાં સઇયદના દાઉદને ૨૭ માં દાઇ જણાવયાં છે ? જ...હા.

સ...આમાં " ઝીઆરત " શબ્દ શા માટે વપરાયો છે ? જ--કબરની મુલાકાત માટે છે.

**દાઈ ઉલ મુતલક કયારથી બંધ થયા.**

સ...ઉપલા દાઈ, દાઇ--ઉલ--મુતલક હતા કે ? જ--હા.

સ...તેઓ તેમ લેખાવાને કયારથી બંધ થયા ? જ...૪૬ મા દાઈ સુધી હતા.

સ...તેનું કારણ શું ? જ...૪૬ માં દાઇ પોતાના જાયનસીન નેમવા વગર મરણ પામવાથી તે વખતથી દાઇ ઉલ મુતલક બંધ થયા.

સ...તમે હાલના મુલાંજી હજુર મીશાક લીધો હતો કે ? જ...હાં.

સ...તમારા બાવાના વીચાર કેવા હતા ? જ...મારા બાવાના પણ વીચાર તેવા હતા.

સ...હાલના દાઇ ઇમામના પ્રતીનીધી ન હતા એવું ૧૦ વરસની આગળ કોઇએ જાહેરમાં સુચવ્યું હતું કે ? જ...ભણેલા લોકોમાં એવી વાતો ઘણી વેળાએ ચાલતી હતી, પણ જાહેરમાં તે ચરચાતી ન હતી.

સ...આ " દમ ગતુલ બોસતાન " કીતાબ કંઈ સતાચાર ગણાય છે ની ? જ...હા તે ગોલામોને આજાદી આપવાની બાબતમાં લખાણ ધરાવે છે.

સ...દાઇ દાવતના નાણાં ગોલામોને આજાદી બક્ષવામાં ખરચી શકે એમ એમાં છેની ? જ...હા.

સ...હાલમાં એવો કોઇ છે કે જેને મોમાનોએ ઇમામોના કહેવા મુજબ તાબે રહેવું જોઇએ ? જ...નહી.

સ...ત્યારે દાઉદી વોહરાઓ ઇમામોએ હુકમ કીધા છતાં કોઇની સતા સ્વીકારતી નથી ? જ...હા, તેવા કોઈ સતા ધરાવનાર આસામી વગર તેઓ રહ્યા છે.

સ...આ " હીકાયતુલ જદીદતુલ કબીરા " કીતાબ જોઇ તે કોની લખેલી છે ? જ...હા.

સ...આ " મુઝબાતુલ અખતર " અને " મસારીમીયાન " કીતાબો જોઇ છે. તેમા જે દાઇ માટેનું લખાણુ છે તે માટે કંઈ તમોને કહેવું છે ? જ--તેમાના કોઇક લખાણો અમારી કોમ માટે નથી જેથી કોમ એ બાબતમાં શું વીચારે તે હું કહી શકતો નથી.

અત્રે ટીફીન માટે કોરટ ઉઠી હતી.

સ...આ ' મસારી મીયા શમુન ' કીતાબ તમે જોઇ છે ? તેમાં દાઇની તીજોરી બાબે લખાણુ છે ? જ...હા.

સ...દાઈના ફંડોના વહીવટ માટે હોય એમ તમો ગણો છો ? જ...હા.

સ..." આ મુમતાજલ અકબર તમે જોઇ તેમાં જાફરને નાતબહાર ગણ્યો છે ? જ...જાફર યમનથી હીંદમાં આવયો હતો. દાઇએ તેને મીજલસમાં નીમાજ પઢવાની સતા આપી ન હતી, તેને નાતબહાર કહાડવામાં આવ્યો ન હતો.

સ...તેને બીજે ટાંકો તે પછી ઉભો કીધો હતોની ? જ...હા.

સ...' બેતુલમાલ ' નો અરથ તમો શું કરો છો ? જ--તેનો અરથ ( treasury ) તીજોરી થાય છે, એમ જોનસનની ડીક્ષનરીમાં પણ છે.

સ..." સલ--મા--તેકુસ સઇદા " ના ફકરામાં રજા વગર

નેકા થઇ શકે નહી એમ જણાવયું છે ની ? જ--હા, આ કીતાબ એક દાઇના હુકમથી લખવામાં આવી હતી,

સ...કોઇબી નેકા કરતી વખતે એવા પરવાનાની જરૂર પડે છે ? જ-તેનો હું ખુલાસો કરીશ. આવી રજા એક અગમચેતી તરીકે Measure of Pecaution આપવામાં આવે છે અને તે નેકા પઢાવનાર લાયક છે કે નહી તે જાણીને આપવામાં આવે છે.

સ—આ "વફાયતુલ—આસીઆન" કીતાબ જોઈ છે ? જ—હા. સ—તમોને મુલ્લાંજીએ કદી નેકાની ક્રીયાઓ કરવાની યોગ્ય રજા આપી છે કે ? જ—નહી.

સ—"રીસાલતે હાકિદયાહ" અને કીતાબ "દમાગીલ બોસતાન"ના આ ઉતારા તમે જોયા ? જ—હા.

સ—એમાં કયાં દાઈ માટે લખાણ છે ? જ-૪૬ માં.

સ—આ દાઈ પોતાના વારસ નેમ્યા વગર મરણ પામ્યા હતા એમ એ લખાણનો મતલબ છે ની ? જ—હું કંઈ જવાબ આપી બંધાતો નથી. નામદાર જજના પુછવાથી સાક્ષીએ જણાવ્યું હતું કે તેમ પણ અર્થ થાય.

સ—આ "અલ-વફા" કીતાબ તમે જાણો છો જ—હા. તે ૨૦૦ થી ૨૫૦ વરસની જુની છે. તેના લેખક જણાયલા નથી.

સ—તેમાં એવું લખાણ છે કે મસજીદો જો વપરાસ નહી. તો તે આપણને કદવા દીએ ?

જ—આ કીતાબ પ્રમાણે કેટલીક એવી મસજીદો છે.

## મસજીદો બંધ કરી શકવાનો મુલાંજી સાહેબના કરારમાં સુધારો.

મી૦ બીનીંગ-મુલ્લાંજી કોઈ મસીદ બંધ કરાવી શકે એમ અને

આગળ જણાવ્યું હતું તેમાં અમે એવો સુધારો કરવા માંગ્યે છીએ કે મુલાંજી તરફથી મને એવું કહેવાનો હુકમ મલ્યો છે કે જો એઓને એમ લાગે કે એક મસજીદનો ગેરઉપયોગ થતો હોય યાતો એવાની હાથમાં તે ગઈ હોય કે જેઓને મુલાંજી સ્વીકારતા નહી હોય તો પોતાના મુરીદોને ત્યાં જતાં અટકાવે અને પોતાના ઓધેદારોને પણ ત્યાં નીમાજ પઢાવવી નહી તેની તાકીદ કરી શકે.

સ—આ "અન-નજુસ—સઇક" કીતાબ જોઇ ? જ—હા, તે ૪૬ માં દાઇની લખેલી છે.

સ—તેમાં જે મહેલ જણાવ્યો છે તે સુરતમાં છે ? જ—હા.

સ-૪૬ માં દાઈ ૪૭ માં દાઇની નેમણુક કીધી હતી એવું તેમાં લખાણ છે ? ? જ-તેવી કંઇ મતલબ થતીબી હોય, પણ તે આમાં ખુલી રીતે જણાવ્યું નથી ? જાહેર મીજલસમાં નેમણુંક કીધીછે.

સ—તેમાં જે મીજલસ વીશે ઇસારો છે તે ત્યારે શા માટે ? જ-હું તે કહી શકતો નથી. મારે એ બાબતમાં વધુ ખુલાસો કરવો છે.

નામદાર—જજ-તમારા ખુલાશાની જરૂર નથી.

સ—આ કીતાબમાં ૪૩ માં દાઈ માટે લખાણ છે, અને એ લખાણ નેકાની બાબતમાં છે ? જ-હા.

સ—તેમાં દાઇને એ બાબતમાં પુરેપુરી સત્તા આપવાનું જણાવ્યું છે ? જ—હા.

સ—માઝુમ ગણુ ગાયબ છેની ? જ-હા.

સ—હાલના માઝુમ મુકાસીર અને મુલાંજી ત્યારે ખોટા છે ? જ—હા.

## છેલા મુતલકનો અમલ ક્યાં હતો ?

દાઇઓ સઘળી જગ્યાએ મુખત્યારી ભોગવે છે કે ? જ-તેઓ એક ચોક્સ જગ્યાનોજ અખત્યાર ધરાવતા હોવા જોઇએ ?

સ—છેલા દાઈ ઉલ મુતલકનો ત્યારે હીંદની બહાર અમલ નહતો?

જ—ફક્ત યમન સીવાય હિંદની બહાર બીજો અમલ ન હતો.

સ—હાલના મુલ્લાંજી જંગબાર અને સીંગાપોરમાં અમલ ચલાવે છે ની? જ-તેમના આમીલો અમલ ચલાવે છે. પણ તેમ અમલ ચાલવો જોઇએ નહી.

સ—યમન અને સીંધમાં તો હંમેશા કોઈ દાઇ જોઇએ ની? જ—હા.

સ—આ "એલ વાફી" ની કીતાબ તમે જોઇ? જ—હા, તેમાં કેટલીક કીતાબના ઉતારા છે એમ જણાય છે મેં તેનો અભ્યાસ કીધો નથી.

સ—તેના છેલા ફકરામાં જે ભેટ માટે લખાણ છે તે પીર માટે છે અને નહી કે ખોદાને માટે.

સ—આ "નસીયત" કીતાબ જોઇ? જ—હા તે ૧૦૦ વરસની જુની હશે.

સ—તેમના લખાણ સાથે તમો મલતા થાવ છો? જ--"પીર" શબ્દ છે તે એક પીર માટે નહી પણ preceptor અથવા ધાર્મીક શબ્દ આપનાર માટે વપરાયો છે. આ શબ્દ ફારસી ભાષામાં પણ તેવી રીતે વપરાય છે. આ લખાણનો હું ખુલેખુલો અર્થ સમજી શકતો નથી. "મુરીદ" શબ્દ disciple અથવા શાગીરદ માટે વપરાયો છે.

સ...તમો બુરહાનપોર કેસમાં કમીશનથી જુબાની આપી હતી? જ...હા.

સ...તે શેખ ફકરૂદીન તરફનો મુકદમો હતો? જ...હા.

સ...તેઓની મુલ્લાંજી તરફથી સલામી બંધ કરવામાં આવી તે બાબતની દામીજીની ફરીયાદોનો તે મુકદમો હતો? જ...હા.

## છેલા પાંચ દાઈના સંધમાં સાક્ષીની માન્યતા.

સ...તમારી જુબાનીમાં તમે એવું જણાવ્યું હતું કે આશરે ૫૧ દાઇઓ હાલ સુધી અમલ ચલાવી ગયા છે ? જ...હા.

સ...આ જુબાનીમાં તમે કંઇ ફેરફાર કરવા માગો છો ? જ...છેલા પાંચ દાઇના સંબંધમાં હું બોલવા માગુ છું, બાકી બધું બરાબર છે,

સ...તેઓ જો ઇમામના પ્રતીનીધી નહી હોય તો કેમ અમલ ચલાવી ગયા ? જ...ફક્ત કોમના વડા તરીકેજ એઓ અમલ ચલાવી ગયા. ઉપલા મુકદમાની જુબાનીમાં મને કંઈ એવો સવાલ પુછવામાં નહી આવવાથી મેં એ ફરક જણાવ્યો ન હતો.

સ...તમારી લખેલી દાઉદી વોહરા કોમની તવારીખમાં તમે સઇયદના અલીને પેહલા ઈમામ તરીકે જણાવ્યા છે ? જ...હા. પણ તેની મતલબ એવી છે કે દાઇઓની ઓલાદ સઇયદના અલીથી થઇ છે, અને પેહલા દાઇની નેમણુક સઇયદના અલીએ કીધી હતી. દાઇની મતલબનો ધરમનો સબક આપનાર religious preceptors છે.

સ...સૈયદના નજમુદીનને તેમાં ૪૭ મા દાઇ જણાવયા છે તો તમે એકવાર ૪૬ મા દાઇની નેમણુક થઇ નથી એમ જણાવયું છે તો આ દાઇને ૪૭ મા દાઇ તરીકે કેમ જણાવો ? જ...તમો આ બુકના પહેલા પાનામાં જુવો તો તેમાં લખેલુ છે કે આ કીતાબ સરકારની વાકેફી માટે છે અને ધરમની બાબતમાં કંઈ તે લખાણ નથી તેમાં ધરમની બાબત જેવું કંઇ નથી. politically એટલે રાજદરબારી નજરે ૪૭ મા દાઇ ૪૬ ની પછી ગાદીએ આવયા પણ ધારમીક નજરે તેમ લેખાય નહી.

સ...તેમાં જણુાવયું છે કે મુલાંજીને મોટી સતા ધરાવતા અને ખુદાથીજ ઉતરતા ગણ્યા છે તે ખરૂ છેની ? અને તેમાં હાલના મુલ્લાંજીને માટે પણુ જણુાવયું છેની ? જ...હા.

સ...તમો આદમજી પીરભાઇની સેનીટારીઅમમાં રહેતા હતા ? જ...હા.

એડ...જ૦...તે વેળાએ તમે શું કરતા હતા ?

જ...હું આદમજી પીરભાઇની મદરેસા ચલાવતો હતો. તે માટે મને કંઇ લવાજમ મલતો ન હતો. જો તે માટે કોઇનો ઉપકાર ગણુાય તો સર આદમજી પીરભાઇનો હતો એમ સાક્ષીએ જણુાવયું હતું.

સ...છોકરાઓ આશરે ૧૫૦ ની સંખ્યામાં ત્યાંજ રહેતા હતા, અને તમો સવાર સાંજે તેમને ભણુાવવા જતા હતા ? જ...હા.

સ...તે વેળાએ તમે અંજુમને ઇસલામી શાળાના હેડ માસ્તર હતાની ? જ...હા.

સ...આ મદરેસામાં છોકરાઓ પાસેથી કંઇ ફી લેવામાં આવતી હતી ? જ...નહી, તેમને મુફત શીખવવામાં આવતા હતા.

ઇસ્લામી શરીઅત પ્રમાણે પેગંબર હજરત મહંમદ હતા, તે પછી મઉલાના અલી હતા, જે પછી ઇમામો હતા ? જ—હા.

સ...કયા ઇમામ છેલા ગાયબ થયા હતા ? જ ૨૧ મા ઇમામ.

સ...તેની આગમજ કોઇ ઇમામ ગાયબ થયા હતા ? જ—૭ મા ઇમામથી ૧૦ મા સુધીમા પણુ ગાયબ હતા, ૭ મા ઇમામનું નામ જણુાવયું છે, જ્યારે બાકીના ત્રણુના નામ જણુાયા નથી.

સ...ઇમામના રસાલાના વડા કોણુ હતા ! જ—બાબ હતા.

સ...બાબ પછી ૨૪ "હુજ્જત" હતા ? જ—હા.

સ...૨૪ હોવાના કંઇ કારણુ હશેની ? જ-૧૨ ઇમામો સાથે રહેતા, અને ૧૨ જુદા જુદા જીલ્લા તપાસતા.

સ...'હુજજત" પછી "બલાગ આવે છે ? અને તે પછી "દાઈઉલ મુતલક" ગણાય છે ? જ-હા.

સ...મુલ્લાંજીના હસ્તકમાં કેટલાક ફંડો છે, તેમની હાલમાં લખેલી એક કીતાબ તમે જોઈ છે ? જ—હા મેં તે લખી હતી કે તેનો તવારીખી ભાગ લખ્યો હતો.

એડ...જેને આ કીતાબના પહેલા પાનામાં મુલ્લાંજીને જાહેર ફંડોના ટ્રસ્ટી તરીકે જણાવ્યા છે ? જ-હા.

સ...તમે આ કીતાબ લખી ત્યારે તમોને કંઇ સાહદતો આપવામાં આવી હશેની ? જ-હા ૧૮૮૩ માં સરકારે તે વેળાના મુલ્લાંજી નજમુદ્દીન સાહેબને જણાવયું હતું કે તેમના આગલના મુલ્લાંજી અને સરકાર વચ્ચેનો સંબંધ દેખાડનારી એક તવારીખ લખવી, જે ઉપરથી ઉપલા મુલ્લાંજીએ તે તવારીખ લખી હતી.

અત્રે વધુ તપાસ આજ ઉપર મુલતવી રહી હતી.

તા. ૧૮—૮—૨૦.

આ મુકદમો ૧૧-- કલાકે કોરટે હાથ ધરતા શરૂઆતમાં એડવોકેટ જેનરલે નામદાર જજને જણાવ્યું કે મુકદમાની માંડવાલ કરવાની હીલચાલ કરવામાં આવે છે માટે મુકદમો થોડોક વખત મુલતવી રાખવો.

નામદાર કોરટે તેમ મુકદમો મુલતવી રાખતાં બંને પક્ષના ધારાના હીમાયતીઓ કોરટ છોડીને બહાર વાડામાં ગયા હતા, અને ત્યાં પોણાએ કલાક સુધી મસલત ચલાવી હતી છતાં તેઓ કંઇ સમજુતી ઉપર આવ્યા ન હતા.

એ બાદ મુકદમો ચાલુ થતાં એડવોકેટ જેનરલે કોરટને જણાવ્યું કે અમારી મસલહતનું કંઇપણ પરીણામ આવ્યું નથી, જેથી શેખ ફઇઝુલાભાઇની જુબાની ચાલુ થતાં નામદાર જજે જણાવ્યું કે મારી આગલ સાહદતો પાછી અને પાછી રજુ કરવાને બદલે મુળ મુદાઓ ઉપરજ જુબાની રજુ કરો.

એડ-જેન-કેટલીક સખાવતો ધારમીક નેમથી થાય છે તેમ સઘળી ધારમીક નેમ કંઇ સખાવત માટે હોય નહી, તે બતાવવા અમે કાયદાની નજરે ચાંદાભાઇનો ગલ્લો સખાવત છે કે નહી તે દેખાડી આપીશું.

જાહેર ધરમ ખાતાઓને લાગતી વલગતી સઘલી કાયદાની સાહદતો અમે લાવીશું.

નામદાર જજ--જો આ મુકદમામાં માંડવાલ થવાની વકી હોય તો તમો કોઇ પણ વખતે મારા ખાનગી ઓરડામાં મારી સાથે મસલત કરવા આવજો, તમો કોઇબી વેળાએ તેમ આવવાને છુટ ધરાવો છો.

મી૦ બીનીંગ-તમો નામદારનો ઘણો ઉપકાર થયો પણ હવે પછી અમે તમોને કદાચજ એ બાબતમાં તકલીફ આપીએ, હાલમાં બંને પક્ષ વચે સમજુતી ઉપર આવવાની હદ ઘણી વીશાલ છે, Dividing line is very wide તેથી સમજુતી ઉપર આવવાની વકી નથી.

## શેખ ફઇજુલાભાઇની લેવાયલી વધુ જુબાની.

શરૂઆતમાં એડવોકેટ જેનરલની વધુ તપાસમાં શેખ ફઇજુલાભાઇએ નીચે મુજબ જવાબો આપયા હતા.

સ-તમે કિતાબ લખી ત્યારે મુલ્લાંજીએ તમોને શું શું સાહદતો

આપી ? જ—દસતાવેજો અને તવારીખી કિતાબો.

સ—મુલ્લાંજી સાહેબ વીશે આ કિતાબમાં જે ધરમના કર જણાવયા છે તે કયા કયા ? જ—જકાત, ફિત્રા સીલા, અને ખુમુસ.

સ—જકાત તે ઇનકમટેક્ષ જેવો કર છે ? જ—હા.

સ—અને તેનો કેવી રીતે ઉપયોગ થાય ? જ—પાક કોરાનમાં તે બાબત જણાવયા પ્રમાણેજ.

મી૦ બીનીંગ—આ બાબતમાં હું જે સવાલ હવે પછી કરીશ તે એડ—જેન પુછવા દેશે ?

એડ—જેન—હું જે સવાલો પુછું તે બાબતતમાં એઓ ખુશી સાથે ઉલટપાલટ પુછી શકે.

સ—(સાક્ષીને) ફીત્રા એ શું કહેવાય ! જ—તે poll tax જેવો છે. તે જકાતના જેવોજ છે.

સ—સીલા એ કેવો કર છે ? જ—તે ઇમામને નજર કરવા જેવો છે.

સ—ખુમુસ તે કેવો કર છે ? જ—આવકનો પાંચમો ભાગ જેટલો તે કર છે. ખુમુસ અને સીલા ફકત ઇમામો માટે છે. બીજી કોઇ જકાત લેવાની ઇમામોને મનાઇ છે.

સ—ફીત્રા તેઓ લઇ શકે કે ? જ—નહી

સ—સલામ એ શું કહેવાય ? જ—તે મુલ્લાંજીને ખાસ ભેટ આપવામાં આવે છે તે છે. તે રાજી ખુશીનો Voluntary છે, તે કંઇ ધરમનો કર નથી. તે ભેટ કરવામાં આવે છે.

સ—લગન અને મરણના હીંગામના વખતેબી તે અપાય છે? જ—હા, તે રકમ સારી જેવી હોય છે. મુલ્લાંજીના ખર્ચ અને જરૂરીઆત કરતાં પણ વધુ તે થાય છે.

સ—જકાત બાબતના " બેતીરીશીઅરી" ના કંઇ હકો તમે ધરમની કીતાબમાં જણાવશો? જ—હા.

સ—બારીઆઝુલ—જીનાન " કેતાબ જોઇ ? મી૦ બીનીંગ—આ કેતાબ માટે મેં હમણાંજ સાંભલ્યું છે. એનડ—જેન આ કિતાબ હજરત પેગમબર મહમદના વખતની રસમો બાબત છે. અમે જે કિતાબો બાબત ખોલાસા કરીયે તે બાબે મી૦ બીનીંગ તે કિતાબો તપાસી કે ખોલાસા પુછી શકશે.

નામદાર જજ—તમો બંને પક્ષ આ કિતાબો બાબે સમજુતી ઉપર આવો તો વધુ સારૂં.

એડ. જેન—અમારી કોઇપણ કિતાબો તપાસ માટે ખુલી છે. અમે ફકત ધરમની સાહદતોની કિતાબો રજુ કરીશું. જેની નકલો સામી પક્ષ પાસે છે.

એડ—જેન—( સાક્ષીને ) આ કિતાબ ઘણી જાણીતી છે. અને તે શેખ સરફઅલીએ ૫૦ વરસ ઉપર લખી છે ? જ—હા.

સ—આમાં જે હઝરત પેગંબર બાબત લખાણ છે તે જાણીતું છે ? જ—હા.

સ—તે શી બાબત છે ? જ—જકાત બાબત.

મી૦ બીનીંગ—આ ધરમની શાહદતો લાવવાની શી મતલબ છે, તે અમે સમજી શકતા નથી. આપણે ફકત ગલ્લા બાબત વીચાર ચલાવીએ છીએ.

એડ...જેન-મી૦ બીનીંગનું કેહવું હું એવું માનું છું કે તેઓ ગલ્લાને જકાત જેવો ગણતા નથી.

નામદાર જજ...હું અત્રે સીધી સાહદતો માટેજ જુબાની રજુ થવા દઇશ.

એડ-જેન-હા, નામદાર, અમે લંબાણમાં ઉતરવા માંગતા નથી.

સ૦—(સાક્ષીને) આ " નએજુલ બલાગત " કીતાબ તમે જોઇ છે ? જ-હા તે ૧૩૦૦ વરસ જેટલી જુની છે. તેમાં મક્લાના અલીના ભાષણો અને વાયજો જણાવયા છે. તેમાં "ઇમામ" "બાબ" તથા "હુજ્જત" વીશે લખાણ છે.

સ૦—તેમાં જે એવું લખાણ છે કે, "મારી પછીના આવનાર માટે વારસા તરીકે જકાતના નાણા મુકી જવાનું હું કાયદા પુર્વક ગણુતો નથી" તે બાબે તમો શું કહો છો ? જ-તે એવું દર્શાવનારી છે કે, દાઇ કરતાં વધુ ચઢતા હુજ્જતોએ એવી જકાતની મીલક્ત પોતાના વારસોને આપી તે બાબે હઝરત ઇમામ તેને ઠપકો આપે છે કે તે મીલક્ત તો ખોદાના વકફની છે.

સ—હજરત અલીએ પોતે વકફમાં આપી હતી ? જ-હા.

સ—આ "દાઇ-ઇમુલ-ઇસલામ" કીતાબ તમો જાણો છો ? જ-હા. તેમાંથી અત્રે કેટલાક ફકરાઓ દાખલ કરવામાં આવ્યા છે.

સ—તેમા કયામત માટે લખાણ છે, તેમજ હઝરતઅલીએ કીધેલાં વકફ માટે લખાણ છે ? જ-હા.

સ—એમાં બવીશના "મુતવલીઓ" કંઇ ઇમામ હોવા જોઇએ એવું નથી ? જ-નહી.

સ—આ 'વઝીઆ" કીતાબ શા બાબતની છે ? જ-આ કીતાબમાંથી મને સામી પક્ષ તરફથી કેટલી વાર પુછવામાં આવયું છે. એમાં એક ફકરો છે જેમાં જણાવયું છે કે દાઇએ કરકસરથી "એખતસાર" રેહવું જોઇએ છે.

અત્રે વધુ તપાસ ટીફીન માટે મુલતવી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછીની એડવોકેટ જેનરલની તપાસમાં સાક્ષીએ નીચે મુજબ વધુ જવાબો આપ્યા હતા.

સ—તમો આ " મોસમે—બહાર " કીતાબ જોઇ ? તે કયારે લખાઇ હતી ? જ–તે ૪૦ વરસ ઉપર લખાઈ હતી. તેના લેખક સનાદાર જેવા ગણાય છે.

સ—તેમાં જકાત મીલકત માટે ત્રસઠી નેમવાનું લખાણ તે-મજ આમીલોની ફરજ વીશે લખાણ છે ? જ–તેમાં ૪૩ મા દાઇ તરફથી તેણુવના એક આમીલના લખલુટ ખરચ બાબે લખાણ છે.

ઇમામોજ ફક્ત અચુક છે, દાઈ ભુલને પાત્ર છે.

સ—દાઇ અચુક છે કે નહી તેવા સવાલો તમોને પુછવામાં આવ્યા છે, જેમાં ઈમામો અચુક છે અને દાઇ ભુલને પાત્ર છે એવા તમે જવાબ આપ્યા હતા ? જ...હા.

સ—તમો દાઇએ ચુક કીધી હોય તેના દાખલા આપશો ?

મી૦ બીનીંગ...આગલ જ્યારે સાક્ષીને સવાલો પુછવામાં આવ્યા ત્યારે તેઓએ કહ્યું હતું કે તેઓ એકજ દાખલો જાણે છે, અને હાલમાં તેઓ વધુ કેમ જાણે ?

એડ__જેન...હું સાક્ષીને તવારીખી દાખલા બાબે સવાલ પુછું છું. તે વેળાએ એમના ખ્યાલમાં એવા દાખલા ન હોય.

સ—( સાક્ષીને )...પેહલા દાઇએ જે ચુક કીધી તેનો દાખલો આપો.

જ–"દાયમ...ઉલ...ઇસલામ" મા એક દાખલો છે, જાફર જેઓ ચોથા ઇમામ હતા તેઓના વખતમાં "મુગીરા" દાઇએ ભુલ કીધી હતી,જેથી ઇમામે તેમને લયાનત નાખીને નાંત બહાર કીધા હતા.

સ—બીજો દાખલો આપશો ? જ—હા. "અબુલ ખત્તાબ" નામના દાઇ ઉપર પાંચમાં ઇમામે તેની ભુલ માટે લયાનત નાખી હતી, જે પણ ઉપલી કીતાબમાં જણાવેલું છે.

સ—કોઇ વધુ દાખલો આપશો ? જ...દાઇ " કઇયાલ " નો દાખલો આપીશ.

## મુલ્લાંજી ખુદા કે ઇમામ હોવાનો દાવો કરતા નથી.

મી૦ બીનીંગ...અમે અતરે જણાવીશું કે મુલ્લાંજી ખુદા કે ઇમામ હોવાનો દાવો કરતા નથી, પણ ખુદાના પ્રતીનીધી હોવાનો દાવો કરે છે કેમકે એમ કહેવું ઇસ્લામી ધરમથી તમામ ઉલટું છે.

એડ—જેન....(સાક્ષીને) ૮ મા ઇમામ જેઓ ગાયબ હતા તેના વખતમાં એ દાઇ હતા. અને ઇમામે તેમની ઉપર લયાનત કીધી હતી ? જ...હા.

સ—આ ૮ મા ઇમામ ગાયબ હતા તો તેઓ લયાનત કેવી રીતે નાખી શકે ? જ...તેઓએ પોતાના શાગીરદોને ફરમાવ્યું હતું કે આ દાઇનું સાંભલવું નહિ.

સ—દાઇ "ફીરોજ" વીશે તમો જાણો છો ? જ...હા, તેઓ ઇમામ મેહદી-બીલ્લાહના વખતના દાઇ હતા.

સ—૧૧ માં ઇમામ ગાયબ હતા કે ? જ જે ઇમામો તે વેળાએ જાહેર થયા તેમાંના એઓ પેહલા હતા.

સ૦—" ઉયુન-ઉલ અખબાર " માં એ વીશે લખાણ છે ? જ—હા, તેમાં એવું છે કે ફીરોજ હુજતના દરજ્જાના હતા.

સ૦—" અલી બીન ફઝલ " દાઇ વીશે તમો જાણો છો ? જ—હા.

સ૦—" મુગીર " હુજ્જત હતા ? જ—હા.

સ૦-" ન્યાલ " દાઇ હતા. અબુલ ખતાબ " અને " ફીરોઝ" ફુજ્જત હતા ? જ-હા.

સ૦-તમો હવે ઇમામો ચુક નક્કી કરે તે બતાવી આપશો ?

જ-હા-" આસીમતુ નકુસીલ-મોહતદીન " કેતાબમાં તેમ છે. તેમાં એવું છે કે ઇમામ અચુક રહેવાં જોઇએ એ જરૂરનું છે.

સ૦—આ ફકરામાં એવું છે કે ઇમામોને અચુક રહેવાની જરૂર છે પણ દાઇ ચુક કરી શકે એવું તેમાં છે ? જ—તેમાં એવું લખાણુ છે કે, " જો બીજાઓ કહે કે ઇમામો અચુક છે તો અમે કહીશું કે હા તેઓ અચુક છે.

સ-મીશાકને લગતા સવાલો તમોને પુછવામાં આવ્યા છે ? તે " મીશાક " ને માટે કોણુને ભરોસો આપો છો ? જ—ઇમામને માટે, પણ મુલ્લાજીની મારફત છે.

સ-" તોહફતુલ-કુલુબ કીતાબ " તમે જોઇ ?

જ-હા-તેમાં દાઇનું કામ અને ફરજો દરશાવી છે, તે સતાવાર કીતાબ છે, અને હાલના મુલ્લાંજીએ પોતાની લખેલી એક કીતાબમાં તેની તારીફ કીધી છે.

સ—એ ફકરામાં " વશી " શબ્દ આવે છે તે કોણુ માટે છે ? જ—હજરત નબીના વારસ તરીકે તે ગણાય.

સ—" મીશાક " હજરત ઇમામના વખતથી હાલ સુધી લેવાય છે ! જ—હા.

સ—ઉપલી કીતાબમાં મીશાકનું વર્ણન છે ? જ—હા.

સ-આ " ઝુઉ—નુરૂલ—હકુલ—મુબીન કીતાબ " હાલના સાહેબની લખેલી છે ? જ—હા.

**કોઈ પણ માણસ કોઇનીબી રજા લીધા વગર મસજીદ**

બાંધી શકે.

સ—મસજીદની ઇમારત વગેરે બાટે આ " મસા ઇલ શમુન " માં લખાણુ છે, અને તેમાં ૧૭ માં દાઇને સવાલો કરવામાં આવ્યા છે જેના જવાબ છે. આ કીતાબ ૪૦૦ વરસ થયા લખાઇ છે અને તે સતાવાર છે ? જ—હા.

સ—આ ફકરામાં એક માણુસ જુમા મસીદ બાંધવા ધારે છે, તે જાહેર મસજીદ મોટી કહેવાયની ? જ—હા.

સ—આ ફકરામાં વાલી શબ્દનો અર્થ શો !

જ—દાઈ અથવા આમીલ.

સ—આ ફકરામાં એક માણુસ જુમા મસજીદ બાંધવા ધારે છે, તે જાહેર મસજીદ છેની ? જુમા મસજીદ મોટી કહેવાયની ? જ–હા.

સ—આ ફકરા ઉપરથી એવું જણાય છેની કે કોઇ પણ માણુસ કોઇનીબી રજા લીધા વગર એક મસજીદ બાંધી શકે ? જ–હા.

સ—મુલ્લાંજીની રજા સાથે ઘણા ગલ્લા રાખવામાં આવ્યા છે એવું તમો જાણો છો ?

જ—હા.

સ—કરાંચીના " ફઈઝે-હુસેની " ધરમ ખાતા બાબત તમો જાણો છો ?

મી૦ બીનીંગ—મેં સાક્ષીને કદીબી એ બાબતમાં ઉલટ પાલટ સવાલ પુછયો નથી તો આ બાબત અત્રે લાવવાની શું જરૂર છે ?

એડ-જેન-એ બાબતમાં હું ધારૂં છું કે સવાલ કરવામાં આવ્યો છે.

સ—" ફઇઝે હુસેની " મુલ્લાંજીની રજા સાથે કરાંચીમાં સ્થાપવામાં આવી છેની ?

## ' ગાડી ઘોડાના માલેકોને ખુશ ખબર '

અમારે ત્યાં હાલના જમાનાને અનુસરતા નવી ફેશનના રબર ટાયરના ચાક તથા રબર ધરી, કમાન, પોલ, ધમણની લાકડી, તરેહવાર જાતના ફાનસો, ગાડીની ઘંટી, હોરન, મોરકકોના ચામડાં ધમણના તથા સુપડી પંખાના ચામડાં, બનાત, ફીત, ગાલીચો, મોરકકોના કલોથ, લેધર કલોથ તેમજ જોડીના તથા સીંગલના ઉંચી કવોલીટીના હારનેસ, સ્વારીના જીન, ચાબુક, લગામ વગેરે ગાડી અને ઘોડાને લગતો તમામ સામાન મળશે.

મોટર બ્રાંડના ગાડીના રબરટાયર ઘણી ઉંચી કવોલીટીના, સ્પેશીઅલ જાડાઇના ખાસ જોઈ જવાની ભલામણ કરીએ છીએ.

મોટરના ફાનસ, વોટર પ્રુફ હુડ કલોથ પ્રેસ બટન તથા ટર્ન બટન વગેરે સર્વે સામાન જથ્થાબંધ તથા છુટક ભાવે મળશે.

બહારગામના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપી. વી. પી. મોકલવામાં આવશે.

**મહમદઅલી અબદુલઅલી રાજકોટવાળા.**

ગાડી અને ઘોડાને લગતો સર્વે સામાન વેચનાર.

મી૦ બીનીંગ-હું આ સવાલ સામે વાંધો લઉં છું.

**મુલ્લાંજીની રજા વગર નેમાયલા ધરમ ખાતાના ત્રસ્ટીઓ.**

એડ—જેન-( સાક્ષીને ) મુંબઈમાં કોઇ વોહરા ધરમખાતાના ત્રસ્ટીઓ મુલ્લાંજીની રજા વગર નેમવામાં આવ્યા છે ? જ-હા.

જ—નારીએલવાડીના કબ્રસ્તાન માટે હું તેવો એક ત્રસ્ટી હજુ સુધી છું.

એડ—જેન—આ ત્રસ્ટ ૧૯૦૩ ના સાલથી ચાલે છે ?

સ—આશરે ૫૦ આગેવાન દાઉદી વોહરાઓની મળેલી એક સભામાં તમો એ માટે ચુંટી કઢાયા હતા, અને મુલ્લાંજી સાહેબ બાબત કઇબી વાત એ સભામાં નીકલી હતી નહી ? જ—હા.

સ—આ માટેના દીદમાં જણાવ્યા મુજબ આ નેમણુંક થઇ હતી, અને મુલ્લાંજીને એ માટે કંઇ પણ કહેવામાં આવ્યું ન હતું ?

જ—હા.

સ—હાલના મુલ્લાંજીના મુરીદો તેનો લાભ લે છે ની ? જ—હા, ખુદ મુલ્લાંજી ત્યાં કેટલીક વેળાએ ગયા છે.

સ—આ નારીએલવાડીનું કબ્રસ્તાન મુંબઇના દાઉદી વોહરાઓનું મુખ્ય કબ્રસ્તાન છે ?

જ—હા.

સ—બીજા કંઇ કબ્રસ્તાન મુંબઇમાં છે ?

જ—ચરનીરોડ સ્ટેશન તરફ બીજા બે કબ્રસ્તાન છે, પણ તે લગભગ ભરાઇ ગયલા હોવાથી જવલેજ વપરાય છે.

સ—તમારા ધરમ પ્રમાણે શાદી કરતી વેળાએ મુલ્લાંજીની રજા લેવી જોઇએ છે કે ?

જ—કંઇ જરૂર નથી.

સ—દાઉદી વોહરાઓના નીકા કોઇ બીજાએ પઢયા તેનો દાખલો ાપો. જ—મુંબઇના કાજીએ એવા નીકા પઢયા છે અને તે બાબત ીમી વાંધો ઉઠાવવામાં આવ્યો નથી. ઉપલા કાજી સુન્ની મુસલમા- છે.

સ—એવા નીકા કોણુના થયા તેના નામ આપી શકશો ?

જ—હું તેમ નામ આપી શકતો નથી, પણુ મારી તપાસમાં આ ાત ખરી છે.

સ—તમારા કુટુંબમાં નેકા વેળાએ મુલ્લાંજીની રજા લેવામ આવી ા કે ?

જ—કુદરતી રીતે તેઓ અમારા કુટુંબના છે, તેથી શાદી ળાએ તેમને નોતરૂં કરવામાં આવે અને નકા પઢવાનું પણ તેમને હેવામાં આવે એટલે રજા જેવુંજ ગણાય.

## ચાંદાભાઇ માટે સઇફા કીતાબમાં શું લખાણ છે ?

સ—આ "સઇફા" કીતાબમાં એવું જણાવયું છે કે મુલ્લાંજી બુર- ાનુદીનના હોકમથી તે પ્રગટ કરવામાં આવી છે. જ—હા, એઓ ાલના મુલ્લાંજીના બાવાજી હતા.

સ—તેમા "વલી ઉલ્લા" ખેતાબ સઇયદી અબદુલઅલી અને મબદુલ કાદર માટે જણાવ્યો છેની ? જ—હા અબદુલઅલી એક ેખ હતા.

નામદાર. જજ—"વલી—ઉલ્લા" નો અરથ શું થાય ?

જ—ખોદાના વલી.

સ—ચાંદાભાઇ માટે તેમાં શું લખાણ છે ? જ—તેમને સયદી જણાવ્યા છે.

સ—તેમાં જે મન્નત માટે લખાણ છે તે કોણુ માટે છે ? જ—જે

પાક માણસ માટે મન્નત લીધી હોય તે માટે છે, એમ તેનો અરથ થાય છે.

સ–"ઈખ્વાનુસ–સફા" કિતાબ તમો જાણો છો ? તે ૯ મા ઈમામની લખેલી છેની ? અને ઘણી સતાવાર કેતાબ છે ? જ–હા.

સ–તેને માટે દાઉદી વોહરાઓ કેવો ઇતબાર ધરાવે છે ? જ–આ કેતાબ પાક કોરાન પછી અમારામાં ૪ ધરમની કિતાબ ગણાય છે.

સ—ઓલીયાનો અર્થ એ ફકરામાં શું થાય છે ?

જ–ખુદાના પ્યારા.

સ—આ "મસાઇલે સઇયદી અમીન બિન જલાલ" કિતાબ જાઇ છે ? જ—હા, તે સઇયદી અમીન બિન જલાલે ૩૫૦ વર્ષ પહેલા લખી છે.

સ–તેમાં કબર ઉપર આપવામાં આવતી ભેટ માટે લખાણ છે ? જ–હા, એ લખાણ મુલ્લાજી અને એ કેતાબના કરતા વચ્ચે સવાલ જવાબ થયા છે, તે બાબતનું છે, જેમા એ ભેટ સખાવતી જણાવી છે.

સ–તેમાં મીયાખાન નામના સખસ વીશે જણાવ્યું છે તેઓ કોણ હતાં ? જ–તેઓ એક સાધારણ પુરૂષ હતા.

---

તા. ૨૦–૯–૨૦

શરૂઆતમાં નામદાર જજે જણાવ્યું હતું કે, આ મુકદમામાં જે સખાવતો છે તેને આ દેશમાં થતી સખાવતોની સપાટીએ લઇને પછી તે માટે તપાસ થવી જોઈએ છે.

એડ. જેન–હા, નામદાર મને તે સામે વાંધો નથી. અમે એટલું દેખાડવા માગ્યે છીએ કે આ સખાવત ઉપર કાયદાનો અંકોશ હોય

કે નહી ? કાયદામાં વરણુવેલી સાખવતો કાં નહી ધરમ સંબંધી હોય?

અમે " સઇફા " નામની કેતાબમાંથી વધુ ફકરા ટાંકી બતાવનાર છીએ. જેમાં આશરે ૨૫૦ વરસ આગલના મુલ્લાંજી પ્રગટ કરનારને ફરમાસ કરે છે કે જે વલીઓના વસીલા લેવામાં આવતા હોય તેની વધુ ગીપ મેળવવી. વળી એક ફકરો આતમાના અમર પણા માટે છે, જેમાં કેટલાક પીરો હમેશા અમર હોય છે અને વસીલો આપે છે એવી માન્યતા તેમાં દરશાવવામાં આવી છે, અને કબરો ઉપર જે ભેટ ધરવામાં આવે તે સખાંવતમાં વપરાવી જોઇએ એવો પણ ફકરો છે.

## શેખ ફઇજુલાભાઇની વધુ તપાસ

શેખ ફઇજુલાભાઇએ એડ. જેનરલની વધુ તપાસમાં નીચે મુજબ જવાબો આપ્યા હતા. સ–મી બીનીંગે તમોને સવાલ પુછયા હતા તેમાં સદર કલાની બંદગીમાં ' અલાહ તેની સ્વર્ગમાં પંકતી વધારે ' વાકય આવે છે તે બાબે સવાલ પુછયો હતો તે બાબે તમારે શું ખુલાસો કરવો છે ? જ—એનો અર્થ એવો થાય કે " અલ્લાહ તેમને સ્વર્ગની પંકતિ આપે. "

સ–જો ' અલ્લાહ તેમની પંકતી વધારે' એમ હોય તો તે કોઇ સાધારણ આદમી માટે નહીં હોય ? જ–નહી.

સ–જન્નતમાં દરજ્જો હોય એટલે શું ? જન્નતનાં જુદા જુદા દરજ્જા માટે તેછે. એક માણુસે સવાબના કામો કીધાં હોય તેનો દરજ્જો વધુ હોય.

સ–સુરતની મદરેસા કોઇ જાણીતી મકતબ છે કે ? જ–હાલમાં તે લેખાતી નથી. જો કે ૫૩ વર્ષ આગમજ તેમ તે ગણાતી હતી.

સ—૫૦ વર્ષની વાત ઉપર તે કેવી મહત્તાની ગણાતી હતી ?

નામદાર જજ—સાક્ષીએ જણાવ્યું છે કે આગલ તે મહત્વની ગણાતી હતી તેજ પુરતું છે,

સ—આ 'વઝીઆ' કીતાબમાં દાઇ માટે લખાણ છે, તે બાબે તમે જણાવ્યું છે કે ઇમામો અચુક છે, અને દાઇ તેવા નથી. આ બાબતની એક ' રીસાલતે હજુમીયા ' નામે કેતાબ તમે જોઇ છે ?

જ—હા.

સ—આ કીતાબ કોણે અને કયારે લખાઇ છે ?

જ—આશરે ૧૫૦ વરસ ઉપર અને તેના લેખક મોટા ધર્માભ્યાસી ગણાતા હતા.

સ—દાઇની તાબેદારી બાબત શું લખાણ તેમાં છે ?

જ—કાઝી—અલ—નોમાન જે કીતાબમાં લખાણ કરે છે તે 'દાયમ—ઉલ—ઇસલામ કીતાબના લેખક છે.

સ—'દાયમ ઉલ ઇસલામ ' ના લેખક દાઇ—ઉલ બલાગ હતાની ? જ—હા.

નામદાર જજ—આ કીતાબના લેખક પોતાના વખતનો એહવાલ લખે છે કે ઇમામના અમલના વખતનો એહવાલ લખે છે ?

જ—આ લખાણ ઉપરથી એવું માલમ પડે છે કે તેઓ પોતાના વખતનો એહવાલ લખે છે.

અડ—જેન—( નામદાર જજને ) હું એ બાબતના કારાને શરીફના લખાણ હવે પછી દાખલ કરીશ.

સ—ઉપર જે તાબેદારી આપણે જણાવી છે તે વાજબી હોવી ન જોઇએ તેના કોઈ ફકરા ઉપલી કેતાબમાં તમે દેખાડશો ? જ—હા, એક વાકય એવો છે કે કોઇબી ઇનસાન તરફ એવી તાબેદારી દેખાડવી

ન જોઇએ કે જેથી પાક ખોદાતાલા તરફ ગુનેહગાર થવાના સંભવ હોય.

સ—ઉપલા ફકરામાં દાઇની રેહવાની રાહ રીતી, તેમના ખર્ચ વગેરેના ધ્યાન ઉપરાંત કંઇ વધુ તમો જોઇ શકો છો કે ? જ–હા.

સ-' બરાહીન ' કીતાબમાં જે ' કર ' બાબે લખાણ છે તે ' સલામ ' બાબે છેની ? જ–હા.

સ—' નઝર ' નો અર્થ શો થાય છે ? જ-નઝરનો અર્થ ખાનગી ભેટ થાય છે. આ વાકયમાં જે શબ્દ વપરાય છે તેનો અર્થ અંગત ભેટ થાય છે.

સ–આ ' મોસમે-બહાર ' કીતાબમાં દાઇ તરફથી પોત્તાના જાયનશીન નેમવા બાબત લખાણ છે તે કેટલા વરસનું છે ? જ–તે ૫૦ વરસ જેટલી મુદતનું છે અને નેમણુકનો વખત આશરે ૨૫૦ વરસનો જુનો છે.

સ–" તે સઘલી ધાર્મીક બાબતમાં મારાથી ઉતરતા છે હું દરેક હયાત ચીજનો ધણી છું" વગેરે તેનો અર્થ શો છે ? જ–આનો અર્થ એવો થાય છે, કે ' દાવતના ' જે કોઇ ફંડો હોય તે ઉપર તેમનો હક છે. હું તે સઘલા મોટા અને નાનાનો વહીવટ સોપું છું.

નામદાર જજ—આ છેલા વાકયનો અર્થ શો થાય છે ?

જ-તે ધાર્મીક બાબત માટે છે.

સ-આમાં લખાણ છેની કે તે એક કામ કરી શકે ?

જ—તે ફક્ત ધારમીક બાબત માટેજ કેહવાય.

સ–આ " રીસાલતે—સાઝાનીઆ " માં નઝર માટે લખાણ છે તે શું ? જ—તે કોઈ શેખ, દાઈ, વલી, કે મોટા પુરૂષને ઇમામને માટે અપાય છે તે. જો કોઇ મનત હોય તો ' નઝર ' કહેવાય અને હદીઓ હોય તો નઝરાણું કેહવાય.

સ—' આ મુખતેસર ઉલ-આસાર કીતાબમાં હજરત નબી ' સદકા ભેગી કરે છે તે માટે લખાણ છે. આ સદકાનો અરથ શો ?

જ—તે ઝકાત થાય છે.

સ—આ કેતાબમાં તીજોરી માટે લખાણ છે, તો હું તમોને પુછીશ કે મુલાંજીની તીજોરી કયાં છે ?

જ—સુરતમાં છે.

સ—ગલા ફંડ તીજોરીમાં જાય છે ? જ—હા.

સ—ત્યારે કયાં ફંડ તેમાં જમા કરવામાં આવે છે ? જ-જકાત ' ફીત્ર, સીલા અને ખુમુસના ' કરો. સ-આ કીતાબ કયારે લખાઇ છે ? જ-તે હું કહી શકતો નથી, પણ કદાચ ૬૦ વરસ ઉંપરની હોય.

સ—તેમા જે ધરમના અગ્રેસરો માટે લખાણ છે તે 'માઝુન ' અથવા એવા ધરમગુરૂ માટે પણ લેખાય કેની ? જ—હા.

સ—આ ફકરા ઉપરથી એવું જણાય છેની કે તેઓએ પોતાના જાયનશીન નેમવાની કોશેસ કીધી હતી, પણ તેમ કરી શકયા ન હતા ? જ-હા.

## મરહુમ મુલ્લાંજી નજમુદીન સાહેબની નેમણુક થવાનું તવારીખી લખાણ નથી.

સ—સમજો કે ૪૬ માં દાઇ બદરૂદીન સાહેબે ૪૭ માં દાઇ નજમુદીન સાહેબની નેમણુક કરવા માગું છું એમ કહયું હોય તો તે ધરમની રૂએ ગણાય કે ? જ—નહી.

સ—ત્યારે નજમુદીન સાહેબની સતાવાર નેમણુક થયાનું તારીખી લખાણ કાંઇ નથી ?

જ—નહી કંઇ નથી.

અત્રે મી૦ બીનીગે જણાવ્યું કે આ બાબત અમારા મુદ્દામાં

સમાવવામાં આવી નથી. દાઉદી વાહરાઓ મુલ્લાંજીને દાઇ ગણે છે કે નહીં તેજ જોવાનું છે.

નામદાર જજ—હું જે બાબત સાથે આ મુકદમાને લાગેવલગે નહી તે ઉપર તકરાર ચલાવવા દઇશ નહી.

મી. બીનીંગ—મારા ભણેલા મીત્ર અતરે એક્ઝીબીટ તરીકે એક ફોટો રજુ કરનાર છે. જે મુલ્લાંજી બુરહાનુદીન સાહેબના એ કરારનો તે છે એવું તેઓ જાહેર કરનાર છે. હાલના મુલ્લાંજી કાયદાસર નેમાયલા ૫૧ મા દાઇ નથી એમ દેખાડવાની કોઇબી જુબાની અતરે રજુ થાય તે સામે હું વાંધો લઉં છું.

એડ.-જેનરલ-જ્યારે આ મુકદમો મેં પહેલાં જોયો ત્યારે મેં શરૂઆતમાં કહ્યું હતું કે તેઓ "દાઇ ઉલ મુતલક" ન હતા. દાઇ ઉલ મુતલક છેલ્લા મુલ્લાંજી હતા કે જેમના જાયનસીન શરીયત પ્રમાણે નેમાયા હતા. ૪૬ મા દાઇએ પોતાના જાયનશીનની નેમણુંક કીધી ન હતી.

મી૦ બીનીંગ-હું જણાવીશ કે 'દાઈ'નો દરજ્જો જો તે શરીયત મુજબ નેમાયા ન હોય તો કંઇ મહત્વનો ગણાય નહી તેમ જો મુલ્લાંજી શરીયત મુજબ નેમાયા ન હોય તો પછી તેઓ એક સાધારણ મુલ્લાં કરતાં ચઢીયાતા ગણાય નહી.

એડ-જેન-સામી પક્ષ જણાવે છે કે તેઓ દાઇ ઉલમુતલક છે તેથી તેમના દરજ્જા પ્રમાણે તેઓ ત્રસ્ટ કરી શકે નહી. હું કહીશ કે તેઓ દાઇ કે દાઇ ઉલ મુતલક હોય પણ મને તેઓ પાસે હીસાબ માંગવાનો હક છે. તેઓ દાઇ ઉલ મુતલક છે એમ જણાવવા સામે હું વાંધો ઉઠાવું છું. તેઓ જો તેમ શરીયત પ્રમાણે નેમાયા હોય તો મને વાંધો નથી, પણ તેમ પુરવાર થતા સુધીમાં હાલના

મુલ્લાંજી સાહેબ દાઇ ઉલ મુતલક નથી એવો મુદ્દો હું ઉભો કરીશ.

ફરીયાદનામાંમાં પ્રતીવાદી મુલ્લાંજીએ શું જણાવ્યું છે. તેઓ ત્રસ્ટ માટે ઇનકાર કરે છે જે ફંડ ૫૦ વર્ષ સુધી બરાબર રખાયું હતું. તેના નાણાને બીજી રીતે વાપરવાને તેમને કંઇ પણ હક ન હતો હું એમ કહીશ નહીં કે તેઓએ ખોટી રીતે નાણાં વાપરયા છે. પણ સવાલ એ નાણાના વકફનાં છે કે નહી તેનો રહ્યો છે. હું ધરમના બાબત કે એખલાસની લાગણીને કઇ પણ દુખવવા માંગતો નથી. ધરમની સાહદતો સીવાય કોઇ બીજી સાહદતો ઉપર તકરાર કરવાને તઇયાર હું. પણ દાઇ કે દાઇ ઉલ મુતલક પુરવાર કરવાની સઘલી સાહદતો ધારમીક છે. તેથી તેમ કરવાની મને ફરજ પડે છે.

## નામદાર જજે ઉપલા મુદ્દા સામે આપેલો ચુકાદો.

નામદાર જજે મી૦ બીનીંગે ઉભા કીધેલા સવાલ બાબે લંબાણ ચુકાદો આપતાં અત્રે જણાવ્યું હતું કે હું અત્રે એટલું ખુલ્લું જણાવીશ કે હું તકરારી મીલકત વકફની કહેવાય કે નહીં તે બાબતમાંજ મારો ચુકાદો આપીશ. એ બાદ ઉપલા ચુકાદામાં મી૦ બીનીંગનો વાધો રદ કીધો હતો.

એડ—જેનરલે એ બાદ સાક્ષાની વધુ તપાસ લેતાં નીચે મુજબ સવાલો પુછયા હતા.

સ—તમો હાલના મુલ્લાજીના બાવાજી બુરહાનુદીન સાહેબના હાથ દસ્કતથી સારી રીતે વાકેફ—છો ? જ—હા.

સ—બુરહાનપોરવાલા મકદમામાં તમે કમીશનથી જુબાની આપી હતી ? જ—હા.

સ—જે કરારનામુ બુહરાનુદીન સાહેબે પોતાના હાથ દસ્કતે લખી આપેલું તેનો એક ફોટો તમોને દેખાડવામાં આવ્યો હતો ?

જ—હા.

સ—આ ફોટો ઉપરથી તમો ઉપલો હાથ દસકત ઓલખશો?
જ—હા, તે બુરહાનુદીન સાહેબના હરફ છે.

મી૦ બીનીંગ-મને આ બાબતમાં કાંઇ ઉલટપાલટ તપાસ કરવાની જરૂર છે જે કોરટ મને કરવા દેશે.

એડ—જેન-અમારા એક બીજા સાક્ષી પણ છે, પણ તેઓ અત્રે હાલમાં હાજર રહી શકયા નથી.

એડ-જેન-( સાક્ષીને ) ઉપર ચાલેલી તકરાર જોતાં ૩ જા પ્રતીવાદી દાઈ—ઉલ મુતલક છે કે ? જ—સહેજબી નહીં

સ—તેમનાથી કંઇ ધરમ ખાતા સીવાય ત્યારે ઉપલાં નાણાં બીજી રીતે વાપરી શકાય ?

જ—દાઉદી વોહરાઓના ધરમખાતાં સીવાય તેઓથી ઉપલા નાણાં બીજી રીતે વાપરી શકાય નહી.

સ—એવી કંઇબી અગમચેતી ધરમની કેતાબમાં થઇ છે ?
જ—નહી.

અત્રે વધુ તપાસ ટીફીન પછી મુલતવી રહી હતી.

બપોર પછીની તપાસ,

સ—સઇયદના કાજી નોમાન નામના કોઇ દાઇ હતા. તેમની "તાવીલુદ-દાયમ" નામની કેતાબ છે, તે ૯૦૦ વરસ જેટલી જુની છે ? જ—હા.

સ-"અસર" તે બપોર પછીની નીમાજ કેહવાય છે ? જ—હા.

સ-આમાં દાવત અને દાઇ માટે લખાણુ છે ? જ—હા, દાવત કોઇ વળાએ ઉઠી જાય અને દાઇ બંધ થાય, એવું લખાણુ છે.

સ—સઇયદના હાતીમ ૩ જા દાઇ હતા ?

જ—હા.

સ–મજાલીસ–સઇયદના–હાતીમ કેતાબ એમની લખેલી છે? જ—હા.

સ–" તોહફતુલ—કુલૂબ " કેતાબમાં આ લખાણ જોયું? જ—હા.

સ–તેમાં હજરત પેગમબર પછી દીન ઉઠી જશે અને કંઇ પણ નીશાની રહેશે નહી એવી ખબર આપી હતી તેનું લખાણ છેની? જ–હા.

સ—તે ત્રીજા દાઇએ લખી હતી અને તે ઘણી જાણીતી કેતાબ ગણાય છેની? જ—હા.

સ–" તાવી–લુસ–સરીયત " કેતાબ ૧૪ માં દાઇએ લખી છે અને તે મોતેબર કેતાબ ગણાય છે? જ—હા.

સ–એક વખત એવો આવશે કે જ્યારે કોઇ દાઈ રહેશે નહી, અને તે વખતે જે મોમીન, જેને શીખવવાની સત્તા નથી, છતાં તેની પાસે જઇને શીખજો અને તેને વલગી રેહજો, એવું લખાણ છેની? જ–હા.

સ–" બાલેગીન " નો અરથ આ ફકરામાં શું થાય છે? જ–ઉમરે પુગલો.

સ–કોઇ ત્રસટી નેમવાની બાબતની સતાવાર કેતાબ તમો રજુ કરશો? જ–હા, 'હવાશી " કેતાબમાં તેમ લખાણ છે. આ કેતાબ ૩૦૦ વરસની જુની છે તેનાં હાશીઆમાં " કયમ " શબ્દ છે તે ત્રસ્ટી જેવો છે, અથવા થોડા વખત માટેનો અમલ ચલાવનાર થાય છે.

સ૦—તમો ૪૭માં દાઇના હાથ દસકત જાણો છો? જ–હા, મેં તેમના કેટલાક કાગળ પત્રો જોયા છે. ( લખાણ દેખાડીને ) આ હાથ દસકત ૪૭ મા દાઇના છે.

નામદાર જજ–( સાક્ષીને )–કાઇબી પેગમબર ખુદાઇ દરજાના નથી એમ તમો કેહશો? તેમજ તેમના ઇમામ કે દાઇ એવો દાવો કરી શકે નહી એમ પણ તમો જણાવશો? જ–હા.

## શેખ અલીભાઇ હુમદાનીની જુબાની

એડ-જેનરલની તપાસમાં મીઆં સાહેબ અલીભાઇ હમદાનીએ જણાવ્યું કે, હું દાઉદી વોહરો છું, મારી ઉમર ૬૦ વરસની છે, મીઆા સાહેબનો ખેતાબ મુલ્લાજી સાહેબ તરફથી કોઇ જાણીતા કે વીદવાન માણુસને આપવામાં આવે છે, અને નજમુદીન મુલ્લાજી સાહેબ તરફથી ૪૦ વરસની વાત ઉપર મને મલ્યો હતો.

સ—૧૯૦૩ ના સાલના મોહમેદન એજ્યુકેશન કોનફ્રન્સના તમો સેક્રેટરી હતા?

જ–હા, હું હજુ પણ તેમ છું.

સ—આ કોનફ્રન્સ દર વરસે ભરવામાં આવે છે, અને તેમાં હીંદના સઘલા ઇસલામીઓ પણ સામેલ થાય છે? જ—હા.

સ—ઓલ ઇંડીઆ ટીચરસ કોનફ્રનસ પણ તેવી દર વરસે ભરાય છે? જ—નહીં તે છેલા ૧૯૦૮ માં ભરાઇ હતી.

સ—તેમાં તમો ગયા હતા, તથા બીજા ઘણા માણસો ગયા હતા? જ—હા તેમાં ઘણા શીક્ષકો ગયા હતા.

સ—બોમ્બે પ્રેસીડેનસી મોહમેદન એજ્યુ કેશનલ કોનફ્રનસમાં ૧૯૧૭ માં તમો ગયા હતા? જ—હા.

સ—તમો પેહલા આમીલ કયારે થયા હતા?

જ–આશરે ૩૫ વરસ થયા. આ નેમણુંક બેથી ચાર વરસ માટે થાય છે, અને મારી નેમણુંક વખતો વખત થઇ હતી.

સ—સુરતમાં તમારૂં વતન છે? જ–હા.

સ–તમો આગલા મુલ્લાંજીના ખાનગી સેક્રેટરી હતા ? જ–હા ચારેક વરસ સુધી હતો.

સ—તમે બુરહાનપોર કેસ માટે મુંબઇમાં કમીશનથી જુબાની આપી હતી ?

જ—હા, અને તે કારણે મારી "સલામ" બંધ કરવામાં આવી છે, જે હજુ ચાલુ કરવામાં આવી નથી.

સ—તમે ઉપલા કેસમાં જુબાની આપી તેમાં આ ફોટોગ્રાફ (દેખાડીને) તમે પોતે રજુ કીધો હતો કે ? જ—હા.

સ—ઉપલો ફોટોગ્રાફ પુરાવા તરીકે કોર્ટમાં રાખ્યો હતો ? જ—હા.

સ—ઉપલા ફોટોગ્રાફમાં કોણના હરફ દેખાડવામાં આવ્યા હતા ?

જ—સઇયદના મહંમદ બુરહાનુદીન, જેઓ ગણત્રી મુજબ ૪૯ માં દાઇ હતા.

સ—આ ફોટોગ્રાફની તવારીખ જણાવો.

જ—સઈયદના હીસામુદીન ગુજરી ગયા, જે વેળાએ હું સુરત હતો બુરહાનુદીન સાહેબ ગાદી ઉપર આવ્યા અને પોતાના ભાઇ અબદુલાભાઇ સાહેબ હકીમુદીનને કહ્યું કે, તમોએ આપણા બાવાજીના વખતમાં "વજીર" તરીકે કામ બજાવ્યું છે, તે પ્રમાણે તમે મને પણ મદદ કરો. આ વાત મારી હાજરીમાં કહી હતી. હું અબદુલાભાઇનો સાલો થતો હોયાથી હું તેઓ સાથે બેસાતો હતો. ૪૭ માં અને ૪૮ માં દાઇ બંને ભાઇ હતા. અને ૪૯ માં દાઈ ૪૮ મા દાઇના બેટા હતા. હકીમુદીને કહ્યું કે હું ખુશી સાથે તેમ કરીશ. પણ એક શરતે કે તમારો "અકીદો" શું છે તે

જાહેર કરો. બુરહાનુદીન સાહેબ બોલ્યા કે અસલવારેથી આપણામાં જે " અકીદો " છે તેજ હમણા મારો છે, ત્યારે હઈમુદીને કહ્યું કે તે લખીને મને જાહેર કરો કે આપણો કેવો " અકીદો " છે, જે ઉપરથી મારી હાજરીમાં બુરહાનુદીન સાહબે તે લખી આપ્યો જેનો આ ફોટોગ્રાફ છે.

સ—આ વખતે બીજા કોઇ હાજર હતા ?

જ—હા, ખા. બા. દાઉદભાઇ ઈબ્રાહીમ આશરે ૧૬ વરસ થયાં ગુજર પામ્યા છે.

સ—મી૦ સાલેભાઇ એમના ભાઇ કોમમાં જાણીતા છેની ?

જ—હા, દાઉદભાઇ પણ પોતાના વખતમાં મુખ્ય શેઠયા હતા.

સ—પછી શું થયું ? જ—અબદુલાભાઇ સાહેબે પોતાના ભાઇને કહેયું કે જો આપની રજા હોય તો હું આ લેખનો ફોટોગ્રાફ ઉતરાવું. કારણ તેથી આપણે તે આપણા આલીમોમાં વેહેંચીને આપણો " અકીદો " શું છે તે જાહેર કરી શકીશું. અબદુલાભાઇએ મને કહ્યું કે આની ૧૦૦ નકલ કરાવો અને મેં તેમ કીધી મેં મારા માટે ફકત એક નકલ રાખીને બધી તેમને આપી દીધી હતી. આ મારી નકલ મેં ઉપલા બરહાનપુર કેસમાં રજુ કીધી હતી. અસલ સાથ દસકતની નકલ મેં અબદુલભાઇ સાહેબને પાછી આપી.

સ—તમે કમીસનથી જુબાની આપી તે વેળાએ આ નકલ વીશે કંઇ તપાસ કીધી હતી કે ? જ—અબદુલાભાઇના ગુજર પામવા પછી મેં ( આશરે ૮ વરસની વાત ઉપર ) તેમના વારેસોને પુછયું હતું કે ઉપલી નકલ કોણ પાસે છે. તોઓએ મને કહ્યું કે અમોને કંઇ ખબર નથી.

મી. બીનીંગ–અસલ નકલ માટે કોરટ ઉપલા વારસોને પુછી શકે ?

નામદાર જજ—સાક્ષીને કહ્યું કે તેઓને પુછતાં તેઓએ જે જવાબ આપ્યો કે અમે જાણતા નથી તે ખોલાસો કોરટ પુરતો ગણે છે.

## કોરટમાં રજુ કરવામાં આવેલો મુલ્લાંજી બુરહાનુદીન સાહેબનો "અકીદો"

ઉપરો "અકીદો" એડવોકેટ જેનરલે વાંચીને કોરટમાં રજુ કીધો હતો, જેની મતલબ નીચે મુજબ થતી.

આ અહદનામાને મોહંમદ બુરહાનુદદીને પોતાના બુઝુરગ ભાઈ ભાઇસાહેબ અબદુલાભાઈ હકીમુદદીનને નીચે મુજબ લખી આપ્યું છે:—

" નેકીની મને ખુદા તોફીક આપજે અને અહદનામા(ઇકરાર-નામાં) પુરા કરવા ઉપર મને યારી (મદદ) દેજે. બીસમીલ્લા હીરરેહમાનુ નીરરહીમ. હવે ખુદાના વખાણ અને એની નેઅમતની શુકર અને મોહંમદ અને આલે મોહંમદ ઉપર સલવાતનાં બાદ ખુદાનો કમતરીન બંદો મહંમદ બુરહાનુદદીન બિનિદદાઇલ અજલલીલ મુકદદસ મોલાના નજમુદદીન સાહેબ કહે છે કે દાવતના અમરની (કામ) તકલીદ (ગળામાં લેવું) અને દાવતના અમરની (કામ) તવલીની (ધણી બનવું) બાબતમાં જે કોઇ સુરત (સમજ) મેં લીધી છે તે ખાસ આગળના આલીમોની તસાવુર (સમજુતી) લીધેલી સુરત છે અને તે એ છે કે સઇયદના બદરૂદીનના બાદ જે કોઇ પણ દાવતના અમરને દાવતની નઝામ (કામ) સંભાલવા વાસ્તે લઇ ઉઠે એટલાજ વાસ્તે કે જમાતમા અમર (કામ) ચું-

થાઇ ન જાય નહી કે દીનના મરાતીબમાંથી ( રૂતબાઓ ) દાખલ મુતલકના ( કુલ સત્તાવાળા ) રૂતબા યા, એના નીચેના રૂતબાના દાવા કરવાની બાબાના ( મતલબ ) ઉપર અને હમારા વાલેદ ( બાપ ) મોકદ્દસ ( મોલાના નજમુદ્દીન ) દાવતના અમરને (ફા-મને) લઇ ઉઠા તો એ બાબતમાં એની પણ ખાસ એજ તસવ્વુર ( સમજ ) હતી અને હવે મેં મારા મોકીમ (મને મુકરર કરનાર) સઇયદના હીસામુદીનના અમરને ( હુકમને ) કબુલ કીધો. એના મકામમાં કાયમ ( એની જગામાં મુકરર થવાની બાબત ) થાવાની બાબતમાં મારી કાંઇ સાબત અને ખાહીશ નહોતી, બલકે મારૂં એ બાબતનું કબુલ કરવું એટલાજ વાસ્તે છે કે એમ રસમ અને આ-દત છે કે લોકો કોઇ એકના અમરને તસલીમ ( કબુલ ) નથી કરતા. મગર એના પહેલાના હુકમના સબબ અને એ સઘળી બા-બતની મતલબ અને ગરઝ અમારી આબરૂનો બચાવ અને અમારા ઘરની ઇઝ્ઝત અને અમારા અમરનું ( હુકમનું ) લોકમાં ચાલું રાખવું છે અને જો તે બાબત ન હોત તો હું એના ( હીસામુદીન ) અમરને ( હુકમને ) માનવાને ઘણોજ સખત નાપસંદ કરત. કેમ કે હું એનો ખસલતો ( ચાલચલણો ) થી ખુબ જાણીતો હતો તે પછી હું ખુદાને આ વાત પર શાહીદ રાખું છું કે હું મારા માન વંતા ભઇ ભાઇસાહેબ અબદુલાભાઇ હકીમુદીનના સાથ અહદ ( ઇકાર ) અને વચન એમ કરૂં છું અને એમ ઠગાવ ટરૂં છું કે મારો અમર એના અમરના તાબે એના અમર ( હુકમ ) પ્રમાણે મારે અમલ ( કામ કરવું ) વાસ્તે મારા મજકુર ભાઇની વગર રાયે અને સલાહે કોઇ અમર અને વીચારમાં હું આગલ પાછલ કરી શકું નહી. એ અમર અને વીચાર જે બાબતનો હોય. દુની-

-ચાનો હોય યા દીનનો હોય, ખાસ મારી જાતનો હોય યા પબ્લીકનો હોય, કોઇને ઉંચો કરવો, કોઇને નીચો કરવો, આપવું ન આપવું આમીલોને અમાલત આપવી, બદલી કરવી, કોઇને નઝદીક કરવું કોઇને દુર કરવું જે બાબતને મેં ઉપર ઝીકર (વર્ણન કરવું) કીધી યા જે ચીઝને મેં ઝીકર (વર્ણન કરવું) ન કીધી એટલે મજકુર અને હજી ગેરમજકુર બાબતોમાં હું એની રાયે અને ખુશી વગર કતઇ (છેવટનો) ફેંસલો નહી આપું અને હું એવું કામ નહી કરૂં કે એને ખાસ નાપસંદ ગુજરે યા એના ગયરને (બીજાને) નાખુશ કરે અગર મારાથી મારા વગર ધારે એવો અમર બની જાય કે જે એને નાપસંદ હોય તો મારા ઉપર વાજીમ (ફરજ) છે કે હું એવા અમરની તરફ વલી જાઉં કે જે અમર (બાબત) મને પસંદ હોય અને એને ખુશ કરે, અને જે કાંઇ મારા વાસ્તે કોઇ બાબતનો એક કાનુન મોકરર કરી દેશે યા એ ચીઝનો મને હુકમ કરશે તો હું એ અમરમાં એના ખીલાફ (વીરૂધ) કામ નહીં કરૂં અને હું મારા જાતથી મારા મોસુશ્ભાઇ (સદરહુ) ઉપર કોઇ રીતની ઉંચાઇનો વીચાર અને ખ્યાલ રાખનો નથી બલકે મારૂં અંતઃકરણ એમજ કહે છે કે આ મારી રીસાયતના મુખ્ય કારણ નજ છે અને આ કાગલમાં પેહેલે અને છેલ્લે હું જે લખી ગયો છું તેના વફા કરવાનું મેં મારા જાન ઉપર અહદ (વચન) કીધો છે અને આ કાગલમાં મેં જે કાંઇ લખ્યું તેનું કારણ એજ છે કે જે કાંઇ મારી નીયતમાં છે. તેને જાહેર કરૂં છું અને જે દીલમાં ધાર્યું હતું તેને મજબુત કરૂં અને મારા મવસુફ (મજકુર) ભાઇના જાનને ધીરજ અને સંતોશ આપુ અને મારા અહદના વફા (વચનના પુરા કરવામા) મજકુર ભાઇને જે કઇં શક પેદા થાય તેને દુર કરૂં તાકે

મજકુર ભાઇની ખાસ મોહબત અને મહેરબાની અને એહસાન મારા વાસ્તે સાફ થાય અને નજદીક અને દુર અને જાહેર અને બાતીનમાં (છુપું) મજકુર ભાઇની મદદ મને પહોંચતી રહે અને મારા બાજુ અને પોચાને ફરી (શકતીવાન) અને મજબુત કરે. અને મેં ખુદાના તમામ નામો, અને અરશ, અને કુરસી, અને તમામ ફીરીસતા અને તમામ કીતાબો અને સઘલા નબીઓ અને સઘલા વસીયો અને સઘલા ઇમામોના કસમ ખાઇને એમ કહું છું કે આ કાગલમાં લખેલી તમામ શરતોને મજકુર ભાઇના વાસ્તે હું વફા ન કરૂં તો ખુદા અને રસુલ ઉમ્મતના સરદારો એટલે તમામ ઇમામોથી હું બરી છું (બેજાર છુ) દુર છું અને હું એ લોકના જુમલામાંથી (ટોળા માંથી) ગીનાઉં કે જે લોકોએ ખુદાની નેમતોને (મહેરબાનીનો) ઇનકાર (રદ) કીધો અને સઆદતના તમામ ઓમુર (સુખની તમામ વસ્તુઓ) મારા ઉપર હરામ થઇ જાય અને અમીરીલ મોમેનીનની વલાયત (મોહોબત) કે જે પાક પેદાઇશથી સહી થાય છે અને વલાયતમાં મારો કાંઇ પણ હીસ્સો ન હોજો અને મને ખુદાતઆલા સખત ગીરફતાર કરજો, અને નાફરમાનોને જે ખુદાએ જે અઝાબની ધમકી આપી ડરાયા છે તે અઝાબમાં મને દાખલ કરજો.

મને ખુદા એ લોકના જુમલામાંથા (ટોળામાંથી) કરજો કે જે લોકોએ એહદને (ઇકરારનામાને) વફા કરી નેકબખતી (નામવરી) મેલવી એ દીનમાં કે જે દીનમાં ખુદા લોકને એકઠા કરશે પછી કોઇ તો નેક બખત હશે અને કોઈ તો બદબખત હશે. આ કાગલ હીજરી સને ૧૩૦૯ ના સફર મહીનાની તારીખ ૮ આઠમાને જુમાના દીને લખવામાં આવ્યો છે મેં ખુદાના બંદાઓનો

-મતરીન મોહંમદ બુરહાનુદીન બીનીદદાઇલ અજલ મક્લાના ન-જમુદદીન સાહેબ મારા જાતની ખુશી અને મારા દીલની સફાઇથી અકલ હુશીઆરીના સાથ મારા હાથના અક્ષરે આ કાગળને લખી આપ્યો છે.

એડ-જેન-( સાક્ષીને ) તમો ખુદા હજુર જે સરવેથી મોતબર કસમ લેઓ છો તે કયું ? જ—"વરાઅત" નામે તે કહેવાયછે.

સ—આ ફોટોવાલા હાથ દસકતમાં ઉપલા કસમ લઇને લખાણુ કીધું છે ? જ-હા.

સ—ત્યાર પછી બુરહાનુદીન સાહેબને તમે દાઇ-ફેલ-મુતલક ગણ્યા છે કે ? જ—હા.

સ-આ લખાણુ આગળ પણુ તમો તેમને તેમ ગણુતા કે ? જ-હા, કારણુ આ લખાણુ કરવા આગમજ મને ઇંદોરમાં જે ખબર મલી હતી તે ઉપરથી તેમને તેમ ગણુતો ન હતો. મને હીસામુદીન સાહેબે તે બાબતમાં કહ્યું હતું. હું નજમુદીન સાહેબ સાથે ત્યાં મુસાફરીએ ગયો હતો. અને ઇંદોરમા હીસામુદીન સાહેબ જોડે વાત થઇ હતી જે વેળાએ હીસામુદીન સાહેબે મને કહ્યું કે સઇયદના બદરૂદીન સાહેબે નજમુદીન સાહેબપર " નસ " કીંધી નથી, હીસામુદીન સાહેબને મેં કહ્યું કે આ વાત મારા ધ્યાનમા ઉતરતી નથી. હીસામુદીન સાહેબે આ ઉપરથી મને કહ્યું કે તમારે જો વધુ વાત જાણવી હોય તો નજમુદીન સાહેબને પુછો, મેં તેમ પુછતાં તેઓએ મને કહ્યુ કે મારા ભાઈ જે કહે છે તે ખરૂં છે.

નામદાર જજ-તમે ઇંદોર ગયા તે વખતે તમારો દરજ્જો શું હતો ? જ-જ્યારે દાઇ કોઇ મુસાફરીએ જાય ત્યારે પોતાના રસાલા-

માં બે ત્રણ સાહેબોને રાખે છે. તેમ હું બી મીયાસાહેબ જોડે તેમ ગયો હતો.

સ–તમો નજમુદીન સાહેબના હાથ દસ્કત જાણો છો કે ? જ–હા, તેમ જોવાની મને ઘણી તક મલી હતી.

સ–( દેખાડીને ) આ હરફ કોણના છે ? જ–નજમુદીન સાહેબના.

સ–તમે બુરહાનપુર કેસમાં જુબાની આપી તે વેળાએ મુલ્લાંજી સાથે તમોને કંઇ અદાવત હતી ? જ–નહી.

સ–હાલના મુલ્લાંજી તમારા શું સગા થાય ?
જ–મારા કાકાના દીકરાની છોકરી સાથે મુલ્લાંજીએ હાલમાં શાદી કીધી છે. વળી મારા કુટુંબ અને મુલ્લાંજીના કુટુંબ વચે અરસ પરસ લગન થયા છે.

મી૦ બીનીંગની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જણાવ્યું હતું:—

સ–તમારા કાકાનું નામ શું ? જ–આ. સા. મીઆં સાહેબ હીપતુલાભાઇ તેઓ ગુજર પામ્યા છે.
સ–તેમના દીકરા હુસેનભાઇ છે ? જ–હા, અને તેઓ જીવતા છે.

સ–તમો ઉપલા મુલ્લાંજીના હાથ દસ્કત બાબે તમારા કાકા અને પીત્રાઇ આગલ કંઇ વાત કીધી હતી. જ–મારા કાકા આગલ વાત કીધી હતી પણ પીત્રાઇ આગલ કીધી નથી. મારા કાકા ગુજર પામ્યા છે.

સ–તમે નજમુદીન સાહેબવાલી ઉપલી વાત કોઇને કહી હતી ? જ–મને તેવું કંઇ યાદ નથી કારણ તેને ઘણાં વરસ થયાં છે.

સ–અબદુલભાઇના વારેસો જીવતા છેની ? જ—હા, ફજલભાઇ અને એહમદભાઇને મેં તે પુછયું હતું.

સ—તમે એ બાબતમાં બીજે કેડે ખબર કહાડી હતી? જ-નહી.

સ—અબદુલાભાઇ સાહેબ ગુજર પામ્યા તે વેળાએ ઉપલા છોકરાઓની ઉમર શું હતી ? જ—ફ્જલભાઇ ૨૫ વરસના અને એહમદભાઇ ૨૦ વરસના છે.

## અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

તા૦ ૨૧—૯—૨૦

શરૂઆતમાં એડવોકેટ જેનરલે જણાવ્યું કે અમોને મસજીદને લગતી ૪ થી મીલકતની ખત પત્રની નકલ રજીસ્ટ્રાર તરફથી મલી છે. એ બાબત મીયાં સાહેબ અલીભાઇની વધુ તપાસ નીચે મુજબ શરૂ થઇ હતી.

## શેઠ અલીભાઈ સઇયદી મહમદઅલી હમદાનીની વધુ ઉલટપાલટ તપાસ.

મી૦ બીનીંગની વધુ ઉલટપાલટ તપાસમાં શેખ અલીભાઇ હમદાનીએ નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ—આ ફોટોગ્રાફ ૪૯ માં દાઇના વખતમાં લેવામાં આવ્યો હતો ? જ—હા.

સ—આ ૫૦ માં દાઇના વખતમાં તે લેવામાં આવ્યો ન હતો ? જ—નહી.

સ—૪૮ માં દાઇ હીસામુદીન હતા, તેઓ સુરત ખાતે ગુજરી ગયા ? જ-તેઓ અમદાવાદમાં ગુજર પામ્યા હતા.

સ—તમો પોતે પેલું મુલ્લાંજીનું એ કરારનામું લઇને છબી પાડનારને ત્યાં ગયા હતા ? જ—હા.

સ—તે ઘણો અગત્યનો દસ્તાવેજ હતો એમ તમે જાણુતા હતાની ? જ—હા.

સ—એ છબી પાડનાર કોણુ હતો ? જ—લાંબો વખત થયો

તેથી તેનું નામ જાણતો નથી.

સ—તે ક્યાં ધંધો કરતો હતો ? જ-સુરત કણપીઠમાં.

સ—તમો સુરતમાં રહો છોની ? જ—હા.

સ—તમો છેલ્લા કણપીઠ ક્યારે ગયા હતા ? જ—એક વરસ થયું.

સ—આ છબી પાડનારનું ઘર હમણાં છે કે ?

જ—હું તે જાણતો નથી.

સ—તમો તે વેળાએ કેમ જાણ્યું હતું કે અહીં એક છબી પાડનાર છે ? જ-તેનું કંઈ પાટીયું હશે પણ હું તે જાણતો નથી.

સ—તે જાતનો કોણ હતો ? જ-તે પારસી જેવો લાગતો હતો.

સ—પારસી લેબાસ તે પેહેરતો હતો ? જ-દગલો અને પાટલુન પેહરતો હતો.

સ—જે વખતે છબી કાહાડી તે વેળાએ તેનું નામ તમે જાણતા હશો. જ-જેવી તેણે સબી કાહાડી લીધી કે હું આ દસ્તાવેજ લઇ પાછો ફરયો હતો, તેથી હું જાણતો નથી.

સ—તમોને એના પુરૂફ ક્યારે બતાવ્યા ? જ—બીજે દીવસે.

સ—એને માટે કેટલા કાચ લીધા હતા ? જ—બે.

સ—તમે એ પુરૂફ પસંદ કરીને તેની ૧૦૦ નકલ બનાવવાની ચરદી આપી ? જ—હા

સ—તે બનાવતાં કેટલો વખત લાગ્યો હતો ?

જ—ચાર પાંચ દિવસ થયા હશે.

સ—તમે પોતે એ ૧૦૦ નકલ લેવા ગયા હતા ?

જ—હા, હું પોતે ગયો હતો.

સ—તમે તેની સાથે કાચ પણ લીધો હતો ?

જ—હા મેં એ કાચ પણ લઇ લીધા હતા.

સ—શું આ છબી પાડનારે કોઇ બીજાને એ નકલ નહીં આપી હશે ? જ-કદાચ આપી હશે.

સ—તેની કીંમત તમે શું આપી હશે ?

જ—હું ચોકસ કહી શકતો નથી, પણ રૂ. ૧૦૦ ની ઉપર હશે.

સ—પગાર કોણે પૈસા કીધા હતા ? જ—મેં પોતે પઇસા પગાર કીધા હતા, જે અબદુલા ભાઇ સાહેબે આપ્યા હતા.

સ—આ રૂપીઆની કંઇ રીસીટ તમે લીધી હશેની ? જ—નહી.

સ—તે બાબત કંઇ બીજું લખાણુ તમારી પાસે હશેની ? જ—નહી.

સ—આ ફોટોની નકલ આલીમો વચે વેંહચી હતી , તે કોણુ કોણુને આપી તે તમો જાણો છો ? જ—નહી.

સ—આ કોપી વેંહચવાનું તમોને કેહવામાં આવ્યું ન હતું ? જ—નહી.

## મુંબઈના આમીલ પાસે જોવામાં આવેલી "અકીદા" ની નકલ.

સ—છેલાં ૧૦ વરસ થયાં, જેઓ પાસે આ ફોટોની નકલ હોય એવાં તમો કોઇ જાણો છો, અને તેમના નામ દેશો? જ—હા. શેખઉલ મશાયખ નોમાનભાઈ સાહેબ, જેઓ મુંબઇના આમીલ છે. તેઓ મ.રા માસીના દીકરા થાય છે.

સ—એ ફોટો તમે કેટલાક વખત ઉપર તેમની પાસ અને ક્યાં જોયો હતો ? જ—આશરે પાંચ વરસની વાત ઉપર, બદરી મહાલની પાસેના તેમના મકાનમાં મેં જોયો હતો.

સ—તમે કેમ જાણ્યું કે એઓ પાસે એક નકલ છે ? જ—એ બાબતની વાત થતા તેઓ બોલ્યા કે મારી પાસે એક નકલ છે અને તે મને બતાવી.

સ—બીજા કોઇ પાસ એની નકલ જોઇ છે ? જ—હા, ખા. બા. દાઉદભાઇ ઇબ્રાહીમ પાસે પણ મેં જોઈ હતી. તેઓ હાલમાં મરણ પામ્યા છે.

સ—એઓ કંઇ ભણેલા નહી હતા, તેઓ ખાલી શેઠીયા હતા? જ—તેઓ શેઠીયા હતા તે સાથે ઘણું ભણેલા પણ હતા તેઓ મારા બાવાજીના એક ચેલા હતા.

સ—ઉપલો ફોટો આ નકલ જેવોજ હતો કે ? જ—(જોઇને) નોમનભાઇવાલી નકલ આના કરતાં મોટી હતી.

સ—વોહરા કોમમાં ધર્મ સંબંધી ફીતનો થાય એવું જાણીને તમે આ સબીની વાત કોઇને કહી ન હતી ? જ—નહી.

સ—તમે કમીશનમાં જુબાની આપી હતી ત્યારે તમોને મુલ્લાંજી સાથે સારો એખલાસ હતો ? જ—હા.

સ—ત્યારે તમે સબી શા માટે કોરટને દેખાડી? જ—મને કોરટ તરફથી તેમ કરવાનો હુકમ થયો હતો તે લોકો જાણતા હશે કે મારી પાસે તેની એક નકલ છે.

સ-ઈંદોર ખાતે નજમુદીન સાથે મુલાકાત થઇ તે વેળાએ તમારી ઉમર કેટલી હશે ?

જ—૨૦ થી ૨૩ વરસ.

સ—હીસામુદીન તે વખતે કેવા દરજ્જા ઉપર હતા ? જ—તેઓ એક માઝુમ હતા.

સ—તેમની આગલના દાઇઓ દાઇ-ઉલ-મુતલક હતા તે તમે કેમ જાણયું હતું ? જ-મેં સુરતમાં તે બાબે વાત સમજી હતી.

સ-તમોને નોમનભાઇએ ઉપલા ફોટાની નકલ દેખાડી ત્યારે તેઓ કયાંથી લાવ્યા હતા એમ તમોને કંઇ તેઓએ જણાવ્યું હતું કે ? જ—નહી.

સ-તમે એકવાર ઉદેપુરમાં અમીલ હતા? જ—હા,

સ—બુરહાનુદીન સાહેબના વખતમાં બદરૂદીન સાહેબના વખતમાં પણ તમે આમીલ હતા ની ?

જ–મને ઇલાકાના સાહેબ અબ્દુલાભાઇએ આમીલ નેમ્યો હતો,

સ—પણ તે બદરૂદીન સાહેબના હુકમથી ? જ–અબ્દુલાભાઇએ મને નેમ્યા અને બદરૂદીન સાહેબે તે મંજુર કીધા બુરહાનુદીન સાહેબની મંજુરીની કંઇ જરૂર ન હતી.

સ...જો બુરહાનુદીન સાહેબ ચાહતે તો તમોને બરતરફ કરી શકતે નહી ?

સ—અબદુલાભાઇ નજમુદદીનના વજીર હતાની ? જ—તેઓ તેમના બેટા હતા અને વજીર પણ હતા.

સ–જાફરભાઇ નજમુદદીનના વજીર હતા ? જ–હા.

સ–પછી તેઓ તે કામ કરવાથી બંધ પડયા હતા ? જ–હોયબી.

સ–૪૮ મા દાઇના વખતમાં જાફરભાઇ વજીર તરીકે ચાલુ રહયાં હતાની ? જ–હા.

સ–અબદુલાભાઇ કોઇ વખતે વજીર થયા હતાની ? જ—નહી.

સ.—તમોને આમીલ; તરીકે, મીશાકની, નેકા પઢવાની, મરણ કીયા કરવાની તેમજ કોઇની સલામ બંધ કરવાની સતા હતી કે ? જ—હા.

સ—તે સતા ભોગવતી વખતે મુલાંજીની મંજુરી જોઈતી હતીની ? જ—હા.

સ—આ કેતાબ મીશાકને લગતી છેની. જ—હા.

સ—તેની છેવટે ૪૫ માં દાઇના વખતમાં જે મીશાક લેવાતી તેનું બયાન છેની ? જ—૪૫ મા દાઇના વખતમાં આં કિતાબ લ-

આાઇ છે, અને તેમાં મીશાકનું વરણુન છે. કદાચ તે તેમના વખતમાં વપરાયો હોય.

સ—તેમાં ઇમામ અને દાઇને પણ માનો એમ લખાણુ છેની? જ—તેમાં તમો કહો છો તેવુંજ કંઇ લખાણુ નથી ફેરફાર આવે છે.

નામદાર જજ—તમો તરજુમા બરાબર કરાવીને કેમ નહી રજુ કરતા ?

સાક્ષી—એવો કંઇ મીશાક મેં કદી વાપરયો નથી. આ જાતનું લખાણુ મેં મીશાક માટે જોયું નથી

**મીશાકનામામાં દાઇનો બોલ આવતો નથી.**

સ—મીશાકનામું ત્યારે કેવું હોય છે ? જ—મીશાકનામામાં દાઇનો બોલ આવતો નથી.

સ—૧૯૧૭ મા હાલના મુલ્લાંજી પાસે તમો મીશાક માટે ગયા હતા કે ? જ—હા હું, ગયો હતો પણુ મારા દીકરાઓને મીશાક આપવા હું ગયો હતો.

સ—મુલ્લાંજી મીશાક પઢયા ત્યારે દાઇનો શબ્દ તમે સાંભળ્યો હશેની ? જ—તેની મને યાદ નથી. મુલ્લાંજી મીશાકમાં પઢયા હતા કે જેમ તમો ઇમામોને માનો છો તેમ મને માનો ઇમામને બદલે તેમને તાબે થવાના શબ્દો તેઓ કદાચ બોલ્યા હશે.

સ—તમે મહંમદભાઇ સાહેબની હાજરીમાં ઉપલો મીશાક લીધો હતો કે ? જ—તેઓ હાજર હતા. પણુ મેં તે વેળાએ મીશાક લીધો ન હતો.

સ—તમો આમીલ હતા ત્યારે તમે અકબરઅલી મુલ્લાં રજબઅલીની સલામ બંધ કીધીની ? જ—હા.

સ—તેનો અર્થ નાત બહાર મુકવા જેવો થાય છે ? એડ—જેના

હું નાત બહારનો સવાલ અત્રે લાવવા માટે વાંધો લઉં છું.

મી૦ બીનીંગ–હું મુલ્લાંજીની સત્તા કેટલી છે તે દેખાડવા માટે આ સવાલ પુછું છું.

સ–સલામ બંધ કરવાનો અર્થ કેવો થાય છે? જ–તેઓ અમારો હાથ ચુમવા આવે તો અમે તે આપીયે નહી.

સ–અકબરઅલી સીવાય બીજા વોહરાની સલામ બંધ કરી હતી? જ–હા તેમની સલામ બંધ કીધી હતી. પણ તેમનું નામ હું જાણુતો નથી.

## નાતબહાર કહાડવાની કોઈને સતા નથી.

જમાત બહાર કહાડવો તે શું કહેવાય? જ–અમારી કોમમાં તેવું કંઇ થઇ શકે નહી. અમોને તેમ કરવાની સતા નથી.

સ—તેવા માણસને તમો મસીદમાં આવતો અટકાવી શકોની? જ—તેમ કરવાની અમોને સત્તા નથી.

સ—તમોને બદરૂદીને કદી તમારા સેક્રેટરીના ઓધા ઉપરથી રૂખસદ આપી હતી કે? જ–નહી, મને જાહેર કામકાજે સુરતમાં પુનામાં વગેરે બજાવવાના હોવાથી મેં પોતે તેમનું કામ કરવાને ના પાડી હતી.

સ–તમોને રૂખસદ આપવાનું કારણ એવું છે કે તમો જ્યાં જાઓ ત્યાં તમારો રોબ દેખાડતા હતા તે હતું? જ–નહી

સ–હાલના મુલ્લાજી આગલ તમોને કંઇ ઓધો આપવાની તમે અરજ કીધી હતી કે? જ–એવો કાયદોજ છે, તે પ્રમાણે મેં એવી અરજ કીધી હતી. આમીલના ઓધા માટે મેં અરજ કીધી ન હતી. બદરૂદીન સાહેબની આગલના મુલ્લાંજીએ મને તેવો ઓધો આપવાની ગોઠવણ કીધી હતી, અને થોડા વખત માટે દખણના આમીલો

ઉપર દેખરેખ રાખવાનો ઓધો મને મલ્યો હતો.

સ—મુલ્લાંજી સાહેબ તે વેળાએ તમોને કંઇ નાણાં આપ્યાં હતાં કે? જ—હા, તે અમારા હકની રૂએ આપ્યા હતા, અમે આમીલ નહી હોઇએ તે વેળાએ પણ મુલ્લાંજી અમોને નીભાવવાને બંધાયલા છે.

સ—આ છેલી થોડા વખતની નેમણુક કેટલો વખત થયો ખતમ થઇ છે.? જ—૪ કે ૫ વરસ થયાં હશે.

સ—ત્યાર પછી કંઇ બીજો ઓધો તમે ધરાવ્યો નથી? જ—નહી.

સ—તમે એ માટે ઘણી અરજ કીધી હતી કે? જ—તેમ કીધી પણ હોય.

સ—તમારા માયજીને મુલ્લાજી ઉપર લાગવગ ચલાવવા મોકલ્યાં હતાં? જ—નહી.

સ—તમારા બાવાજીએ પોતાના મરણ પછીથી સુરતની મદરેસાનો અખત્યાર તમારા નાના ભાઇને આપ્યો હતો? જ—નહી

સ—તમારા એ ભાઇ સાથે કંઇ પંચાતી થતી તેનો મુકદમો બદરૂદીન સાહેબ આગલ તમે લઇ ગયા હતાની? જ—હા.

## મી૦ મીરઝાએ સાક્ષીની લીધેલી ઉલટ પાલટ તપાસ.

અત્રે મી૦ મીરઝાએ સાક્ષીની ઉલટ પાલટ તપાસ નીચે મુજબ લીધી હતી:—

સ—સઇયદનાનો ઇલકાબ દાઇ ઊલ મુતલક માટેજ વપરાય છેની? જ—સઇયદનાના શબ્દ કોઇબી દાઇ માટે વપરાય છે.

સ—૪૬ મા દાઇ સુધી સઇયદના સાહેબ સીવાય કોઈ બીજો ઇલકાબ વાપરવામાં આવતો હતો કે? જ—તેઓને માટે પણ સઇ-યદના શબ્દ વપરાયો હતો.

સ-૪૬ માં દાઇ પછીથી તમે જ્યારે જાણ્યું હતું કે નાઝીમ દામે અને દાઇફિલ મુતલક જેવો ફરક પડી ગયો છે ત્યારે તમે કાંઇ પત્રો લખ્યા હતા? (પત્ર દેખાડીને) નવેમ્બર ૧૯૦૭ માં તમે આ પત્ર લખયા હતા? જ-મારી સહી છે.

સ—આ પત્રોમાં મુલ્લાંજીને તમે "મારા માલીક" તરીકે કબુલ કીધા છે કે? જ—હા.

સ—આ "તમારા ગોલામ" શબ્દ છે કે? સ—હા તે મારે માટે વપરાયે છે.

સ-તેમાં બદરૂદીન સાહેબ તમારા માલેક હજુર તમે કઇ ફરીયાદ રજુ કીધી છે કે? જ—કંઇ ફરીયાદ જેવું મેં લખ્યું નથી.

સ—એમાં કંઇ તારીખ છે! જ—૧૯૦૮ નો અમલ.

સ—(દેખાડીને) આ પત્ર ૧૯૧૭ માં તમે હાલના મુલ્લાંજી ઉપર લખ્યો હતો? જ-આ દસ્કત મારા નથી.

સ-આવુ કંઇ પત્ર તમે લખ્યું નથી?

જ—નહીં.

સ—એ વખતે તમોને મુલ્લાંજી સાથ કઇં અદાવત થઇ હતી? જ—નહી

સ—તમોને ઉદેપુરના આમાલના ઓધા ઉપરથી પાછા બોલાવી લેવાનું કારણ ત્યાંના કોઇ દાઉદી વોહરાએ ફરીયાદ કરવાનું હતું?

જ—એવી ફરીયાદ થઇ હતી પણ મને પાછા બોલાવી લેવામાં આવ્યો ન હતો.

સ—તમારા બાવાજી ૪૬ માં દાઇના વખતમાં હતા? જ-હા.

એડ—જેન—મી૦ મીરઝા આવો સવાલ લાવી લાંબી તકરારો શા માટે લાવે છે તે હું સમજી શકતો નથી. બન્ને કાઉંનસીલો

સાક્ષીની ઉલટ પાલટ તપાસ ચલાવીને તેમને ફોકટની મહેનત આપે છે.

મી૦ મીરઝા—(સાક્ષીને) તેઓએ ૪૮ મા દાઈ માટે એક કસીદો લખ્યો હતોની ?

જ—હું જાણું છું તેમ કોઇ કીતાબ તેઓએ લખી નથી. તે વખતે એવો કોઇ કસીદો મારા બાવાજીએ લખ્યો નથી.

સ-તમારા ભાઇ શેખ ઇબ્રાહીમ હતા ?

જ—હા, તેઓ ૩૫ વરસ ઉપર ગુજર પામ્યા છે.

સ—(દેખાડીને) આ હરફ તમારા ભાઇના છે ? જ—હું મારા ભાઇના હાથ દસ્કત જાણતો નથી.

સ-આવો તમારા બાવાજીનો લખેલો કસીદો તમે આગલ જોયો છે કે ? જ-નહી. કદી નહી.

સ-શેખ અબદુલાભાઇ તમારા બાવાજીના સગા હતાની ? જ-હા, પણ તેમના વખતમાં હું જન્મયો ન હતો.

નામદાર જજ-આવા સવાલ સાથે અતરે શું લાગેવલગે છે ?

સ-આવો કસીદો ૪૭ મા દાઇ માટે વપરાયોજ ન હતો એમ તમે કેહશો ? જ-હા.

સ-( દેખાડીને ) કસીદો તમે આગળ જોયો છે કે !

જ—હા—નહી.

સ—અબદુલા હકીમુદીનના હરફ તમો ઓલખો છો? જ-હા, આવાજ હરફ છે.

અત્રે કોરટ ટીફીન માટે ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

સ—અબદુલા ઇમામુદીન કોઈ વીદવાન પુરૂષ હતા ? જ-હા.

સ—નજમુદીન સાહેબ ગાદીએ આવ્યા તે વેળાએ ઉપલા

મુરૂષે લખેલો આ કસીદો છે.

જ—હોય બી હું તે જાણુતો નથી.

સ—નજમુદીન સાહેબને " દાઇ ઉલ મુતલક ' તરીકે જાહેર કરનારા ઘણા કસીદા તમારી કોમ તરફથી લખાયા છે તે તમો જાણો છો કે ? જ—હા.

સ—તે કસીદા તમે વાંચ્યા છે ? જ—નહીં. એડ–જેન–અબદુલાભાઈ કંઈ જાણીતા માણસ નહી હતા એવું કહેવામાં આવ્યુ છે, બયાન કરો. જ–નજમુદીન સાહેબે આઠ કે નવ જીલ્લાઓની હકુમત એકેક અમલદારોને વેંહચી આપી હતી એજ રીતે અબદુલાભાઇ સાહેબને પણ એવા એક સાહેબે—ઇલાકા નેમવામાં આવ્યા હતા, નજમુદીન સાહેબના વખતમાં પોતાના મરણ સુધી તેઓ હકુમત ચલાવતા હતા.

સ—કયા દાઇના વખતમાં અબદુલાભાઇ મરણ પામ્યા હતા ? જ—પ૧ માં દાઇના.

સ—બુરહાનુદદીન સાહેબના આ હરફ ઓલખો છો ? જ–હા.

## મુલ્લાંજીએ સર આદમજી પીરભાઇ ઉપર મોકલેલો પત્ર.

એડ—જેન–આ પત્ર ૧૯૦૨ ના સાલમાં સર આદમજી પીરભાઇ ઉપર લખેલું છે, જેમાં જણાવવામાં આવ્યું છે કે, ભાઇ સાહેબ હકીમુદીન તમોને મળવા આવશે તે વેળાએ તેમને સલાહ વગેરે આપશો.

સ—તમો જે મીશાક લીધો તેનું નામું તમારી પાસે છે કે ? જ–હા, પણ તે હાલમાં મારી પાસે નથી.

સ—તે ઉપર દસ્કત કોણના છે ? જ—એક દાઉદભાઇ સાહેબ શાહબુદીનના દસ્કત ધરાવે છે, તેઓ ૫૦ મા દાઇ બદરૂદીનના

" માઝુમ " હતા, અને પોતાના મરણ સુધી એ ઓધો ધરાવતા હતા. હાલના મુલ્લાંજીના પણ તેઓ માઝુમ હતા.

સ–ફપર સઇયદના સયફુદીન સાહેબ જેઓ ૪૪ માં દાઇ હતા તેમના હરફ છે ? જ—હા, તે હાથ દસ્કતથી લખાયલું છે છપાવેલું નથી.

તમે જણાવ્યું કે છબી પાડનારે બે કાચ લીધા હતા તે કેમ બન્યું ? જ–ઉપલું કરારનામું બંને બાજુએ લખાયલું હોવાથી તેની દરેક બાજુ માટે એકેક કાચ વાપરવામાં આવ્યો હતો.

સ–પ્રુફ તમે જણાવ્યા છે તે કેમ બન્યા ?

જ—આખા પત્રનો એક ફોટો હતો, જે રીતે બે ફોટો હતા તે મેં કબુલ રાખ્યા અને તે ઉપરથી ૧૦૦ નકલો બનાવી, અને કાચ પણ મેં લઇ લીધા હતા, અસલ પત્ર એક તખતા ઉપર પીન કીધો હતો.

મી૦ બીનીંગે અત્રે જણાવ્યું, કે અમારો મુદો એવો છે કે આ ફોટો એક બનાવટી દસ્તાવેજનો છે.

## બુરહાનુદીન સાહેબના " અકીદા " ની નકલના વધુ પુરાવા.

સ–(દેખાડીને) તમે અબદુલાભાઇના આ હરફ પીછાણો છો ? જ—હા, ફોટોવાલા દસ્તાવેજની આ નકલો છે, અને તેની પાછળ એવું લખેલું છે કે, " આ નકલ એકરારનામાની છે. " અને તે ઉપર અબદુલાભાઇએ પોતાની સહી મુકી છે.

સ–(દેખાડીને) આ હરફ કોણના છે ?

જ–મારા ભાઇ તાહેરભાઇ હમદાનીના એ લાગે છે. તેઓ હયાત છે અને મુલ્લાંજી સાહેબને તે માનનારા છે.

મી૦ બીનીંગ—(સાક્ષીને) આ નકલ કીધી ત્યારે તમે હાજર હતા કે ? જ—હા.

સ–તમે આ દસ્તાવેજ આજેજ અતરે જોયો કે ? જ—નહી, કોઇ વેળાએ પણ નહીં.

સ—તમે અબદુલાભાઇ તાહેરભાઇના હરફ પારખ્યા પણ તમારા ભાઇ ઇબ્રાહીમના હરફ કેમ નથી પીછાણતા ? જ—અબદુલાભાઇના લખાણ વારંવાર મારા જોવામાં આવે છે.

**શેખ ફૈઈજુલા ભાઈની ફરી ઉલટ પાલટ તપાસ.**

શેખ ફઇજુલાભાઇએ એડવોકેટ જેનરલની વધુ તપાસમાં નીચે મુજબ જવાબ આપ્યા હતા

સ–આ દસ્કત (દેખાડીને) કોણના છે ? જ–મુલ્લાંજી નજમુદીન સાહેબના.

મી. બીનીંગ—ઉપરનો પત્ર આવ્યો તેવા તમોએ કેટલાક દસ્તાવેજો શોધી કહાડયા હતા ? જ–મેં શોધી કહાડયા નથી, સોલીસીટરોએ તે શોધી કહાડીને મને દેખાડયા હતા.

સ—પાક કોરાનનું આ લખાણ (દેખાડીને) બરાબર છે ? જ–હા.

સ—તેમાં હઝરત નબી પાસે આરબે આવીને મદદ માગવાનું લખાણ છે ? જ—હા.

સ–ટ્રસ્ટની મીલકત માટે લખાણ છે તેનો અર્થ તમે શું કરો છો. જ–ટ્રસ્ટ માટે અત્રે " અમાનત " શબ્દ વપરાયો છે.

અત્રે કોરટમાં ગરમી લાગવાથી નામદાર જજે હાજર રહેલા વોહરાઓને પલેટફોરમ ઉપરથી ઉતરી જવાનો હુકમ કીધો હતો.

સ–દાઈ અને આમીલ વચ્ચેનો જે દરજ્જો છે તે ઉપરથી મવલાના ઇમામ અને હુજ્જત વચેનો છે. જ–હા.

સ—આ લખાણમાં તે (દેખાડીને) ૬ ઠા દાઇના વખતમાં નાણું ઉચાપત કરવાનો છે. જ–હા.

## ઇમામ જાહેર થાય તો તે વેળાના દાઇ દાઇઉલ-મુતલક કહેવાય નહી ?

સ—જો ઇમામ ૪૬ મા દાઇના વખતમાં જાહેર થયા હોય તો તે દાઇ " દાઇ-ઉલ-મુતલક " તરીકે નહી ઓળખાય એમ છેની ? જ—હા.

સ—મજીલાના અલીએ પોતાની અંગત મીલકત વકફમાં આપી હતીની ? જ—હા.

સ—" દાઇ અલ ઇસલાલ " કિતાબમા આ ફકરો છે તેમાં દાઇ " દાઇ ઉલ મુતલક " ગણાય કે ? જ—નહી તેઓ "હુજ્જત" હોવાથી તેથી વધારે દરજ્જાના છે. જો કે તેમાં એમ હુજ્જત તરીકે શબ્દ નથી પણ જયારે આ કિતાબ હું ભણ્યો હતો ત્યારે મારા ઉસતાદે એમ કહ્યું હતું. મેં કેટલીકવાર આ કિતાબ ફરી ફરીને વાંચી છે.

સ—મજીલાના ઇમામના વખતમાં ઘણા દાઇ હતા ? જ—હા.

સ—મુલ્લાંજીને બાદ કરતાં તમારી કોમમાં કોઇ બીજા દાઇ છે કે ? જ—નહી.

સ—૮મા ૯મા અને ૧૦મા ઇમામ હાલના ઇમામ મુજબ ગાયબ હતાની ? જ—હા.

સ—તેની તવારીખ તમો જાણો છો ?

જ—હા, તે વેળાના ખલીફા ઘણા સતાદાર હતા, અને ઇમામોના કટ્ટા દુશમનો હતા, અને ખરી વીગત તો એ છે કે મજકુર ઇમામો ખલીફના ડરથી આ દુનીઆમાં ભરાતા ફરતા હતા. કેટલાક અમલદારો આ ઇમામો કયાં હતા તે જાણતા હતા.

સ—ઇમામો જાહેર હોય કે ગાયબ હોય પણ " દાઇ ઉલ

બલાગ " ઇમામો જ્યાં હોય ત્યાં તેમની સાથે હોય ? જ—જો ઇમામો ગાયબ હોય તો દાઇ ઉલ બલાગ તો આ દુનીઆમાંજ રહેવા જોઇએ.

સ—આ " તોફતુલ-કુલુબ " માં મીશાક માટે લખાણ છે ? જ-મીશાક પ્રમાણે મારેથી તેની વીગતો જાહેર થાય નહી.

સ—મીશાક ધરમની " તાઅવીલ " જેવો છે ? જ—હા.

સ—મીશાકનામાં કેટલી જાતના છે ?

જ—તે એકજ છે. મેં એકજ જોયું છે.

સ-(દેખાડીને) આ લખાણ તમે જોયું ?

જ—હા, તે ૪૫માં દાઇના વખતના મીશાકનો ગુજરાતી તરજુમો છે, તે અરબી હરફમાં છે.

સ—આ કિતાબ તમે જોઇ છે ? અને તે લખાણ બરાબર છે ? તમો તે ધીરજથી વાચો. જ-હું તે અત્રે કેમ વાચું ! તેના કેટલા બધા સફા છે.

નામદાર. જજ—ગુરૂવારે સવારે એઓ આ કિતાબ વાંચીને પોતાનો અભિપ્રાય આપી શકશે.

## મુલ્લાંજીની રજા વગર કોઇબી માણસ મસ્જીદ બાંધી શકે, તેમજ વાપરી શકે એવી કીતાબની સાહેદત.

સ—આ ' મસાએલે-શમુન ' કીતાબમાં મસજીદને માટે ફકરો જોયો ? જ—તેમાં એવું લખાણ છે કે કોઇબી માણસ કોઇનીબી રજા વગર મસજીદ બાંધી શકે. તેવી કોઇબી મસજીદ દાઇની રજા વગર કોઇબી દાઉદી વોહરો વાપરી શકે.

સ-વેહવારૂ રીતે જોતાં હાલના મુલ્લાંજી દાઇ કહેવાયની ? જ-તેઓ કોમના વડા છે બીજા કોઇ એવા નથી.

સ-દાઉદી વોહરામાં દાઇનો દરજ્જો બીજો કોઇ ભોગવી શકે ? જ—દાઇની ગેરહાજરીમાં તેમ ભોગવી શકે.

સ—મુલ્લાજીની રજા વગર કોઇબી મસજીદ વાપરી શકાયની ? જ-હા.

સ—આ ' સઇફા ' કિતાબમાં ૪૯ માં દાઇને દાઇઉલ મુતલક જણાવ્યા છેની ? જ—હા પણ તે લખાણ સાથે હું મલતો થતો નથી.

સ—કેટલાક પ્રકરાઓ વીશે તમે એડવોકેટ જેનરલને જણાવ્યું હતુંની કે તે ધરમની ' તાઅવીલ ' ને લગતા છે ? જ—હા.

સ—આ ધારમીક સવાલો વીશે ખોલાસો કરવાને મુલ્લાંજી તરફથી ચોકસ સખસોને સતા આવે છેને ? જ—હાલના મુલ્લાંજીના વખતમાં તેમ કરવામાં આવતું નથી.

સ—આ "તાઅવીલ" ની બાબત વીશે ખોલાશો કરવાની શું તમારી દાઉદી વોહરા તરીકેની ફરજ છેની ? જ—જો કોઇ ચોકસ બાબત વીશે ખોલાસો ચાહો તો હું આપું પણ તમામ બાબત સમજાવું નહી.

નામદાર જજે અતરે એડવોકેટ જેનરલને જણાવ્યું કે ગુરૂવારે તમો મસજીદ અને ગલ્લાની મીલકત ત્રસ્ટ છે કે નહી તે ઉપર મોહમેદન કાયદાઓના આધારે તકરાર ચલાવજો.

એડવોકેટ જેનરલ—અમે તેવા કાયદાઓની સાહદતો અને ચુકદાઓ રજુ કરીને દેખાડી આપીશું.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.



## શેખ અલીભાઇ હમદાનીની વધુ ઉલટપાલટ તપાસ.

શરૂઆતમાં નામદાર જજે ૧૧-૧૫ કલાકે મુકદમો હાથ ધરતા

શેખ અલીભાઇની વધુ તપાસ માટે રજુ થતાં એડવોકેટ જેનરલે જણાવ્યું કે સાક્ષી પાસે એક મીશાકનામું એક માઝુમના હાથનું લખેલું અને બીજું છાપેલું છે ઉપલા મીશાકમાં એકેક પછી રાતી અને કાળી શાહીએ લખાણુ છે, રાતી સાહીનું લખાણુ સ્ત્રીઓ માટે છે જ્યારે કાલી સાહીનું લખાણ મરદો માટે છે. કાળી સાહીના લખાણમાં દાઇ શબ્દ કોઇપણ વાર જણાતો નથી. જ્યારે બીજા રાતી સાહીના લખાણમાં દાઇ શબ્દ ફકત એકજવાર વપરાયેલો જણાયો છે.

સ—તમે તે દીવસે કહ્યું હતું કે મારી પાસે બે જાતના મીશાકનામા છે ? જ—હા.

સ—એક માઝુમના હાથનું લખાયલું છે તે તમો સાથે લાવયા છો. ? જ—હા.

સ—બીજું મીશાકનામું કયાં છે ? જ—સુરતમાં છે.

સ—તે કાલી અને રાતી પછી કાળી અને રાતી સહીમાં એમ લખેલું છે ? જ—કાલી લીટીના હરફો મરદો માટે છે જ્યારે રાતી લીટીના હરફો સ્ત્રી માટે છે.

સ—ખરી રીતે ત્યારે આ અમરમાં બે મીશાકનામા છે ? જ—હા.

## દાઇ માટે મીશાકમાં લખાણુ છે નહી.

સ—કાલીમાં કંઈ દાઇ માટે લખાણુ છે ? જ—કાંઇપણુ નહી.

સ—રાતીમાં કંઇ આવે છે ? જ—હા, એકજવાર તે આવે છે, તેનો અર્થ એવો થાય છે કે આ જે નામુ છે તે ખુદાને વાસ્તે છે તેના ઇમામ તઇયબ અને તેમના દાઇને વાસ્તે છે.

સ—દાઇને માટે ત્યારે ફકત આ એકજ લખાણુ છે ? જ—હા.

સ—તમુને આ નામુ એક માઝુમે કયારે આપ્યું હતું ? જ—આશરે ૩૦ વરસ ઉપર.

સ—તેઓ તે વેળાએ માઝુમ હતા ? જ—નહીં પણ છેલા મુલ્લાંજીના વખતમાં તેઓ તેમ હતા. તેમનું નામ દાઉદભાઇ સાહેબ શાહબુદીન હતું તેઓ મારા બનેવી હતા.

સ—તમોને આ મીશાક આપ્યું, ત્યારે માઝુમ કોણ હતા ? જ—દાઉદભાઇ સાહેબના બાવાજી માઝુમ હતા.

સ—તમોને તે શા કારણે આપવામાં આવ્યું હતું ? જ—મેં તેવું એક નામુ લખી આપવાની ફરમાસ કીધી હતી, જેથી પહેલાં તેઓએ કાળા અક્ષરવાલું લખી આપ્યું જ્યારે બીજું માગ્યું ત્યારે તેઓએ કહ્યું કે મને એ પાછું આપો હું એની ઉપરજ લખી આપું છું, જેમ તેઓએ તે લખીને મને આપ્યું હતું.

સ—આ નામું કોઇ વેળાએ તમે વાપર્યું હતું ? જ—હા, હું એજ વાપરૂં છું.

સ—ત્યારે બીજુ નામું જે સુરતમાં છે તે કાં નહી વાપરતા ? જ—બીજું મારા બાવાજીના સુરતના કિતાબખાનામાં છે તે આ મલવાની પહેલાં હું વાપરતો હતો, આ મલવા પછી સુરતવાલું હું વાપરતો નથી.

નામદાર જજ—તમો કહો છો કે વાપરતા હતા તે કેવી રીતે વાપરતા હતા ? જ—જ્યારે કોઇ જગ્યાએ આમીલ તરીકે હું કામ બજાવતો, ત્યારે લોકો ત્યાં મીશાક લેવા આવતા તો હું આ નામા-માંથી વાંચી સંભળાવતો હતો.

મી૦ બીનીંગની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ—ઉપલા મીશાકનામામાં કાળી શાહીનું નામુ રાતી શાહીના નામાં કરતાં લખાણના બાબતમાં વધુ આગલા કાળનું છેની ? જ—નહીં તેવું તે જુનું નથી.

સ—રાતા અક્ષરના નામામાં દાઇ માટે લખાણ છે અને કાળા અક્ષરના નામામાં તેમ કાંઇ નથી તેનો તમો ખોલાસો આપશો ? જ—કાળા અક્ષરના નામામાં ઇમામના વખતમાં લખાયલી કિતાબોમાંથી લખાયલું છે અને સઇયદના હાતીમ ૩ જા દાઇના વખતમાં લખાયલી કિતાબોનું તે લખાણુ છે રાતા અક્ષર નામામાં દાઇનું નામ કાં છે તે બાબે મેં તેમને પુછ્યું ત્યારે તેઓએ મને કહ્યું હતું કે બઇરાઓને વધુ ઇમાન હોય છે તેથી તેઓએ દાઇ હરફ ઉમેર્યો છે.

સ—તેમ ખરેખર તમોને તેઓએ કહ્યું હતું ? જ—હા. કહ્યું હતું.

સ—આ કાળી સાહીથી લખાયલું નામું "તોહફતુલ કુલૂબ" કિતાબમાંથી લીધું છેની ? જ—હા.

સ—લાલ સાહીના લખેલા નામામાંજ દાઇ હરફ તમે જોયો છે? બીજા કોઇ મીશાકનામામાં તમે એ હરફ જોયો નથી ? જ—હા.

સ—આ કોરટમાં રજુ કીધેલો "અકીદા" નો ફોટો જે નકલનો છે તે નકલ કાગળની બન્ને બાજુએ લખેલી હતીની ? જ—હા.

સાક્ષીએ અત્રે એક નોટપેપર લઇને દેખાડયું હતું કે તે અકીદો કેવી રીતે લખાયલો હતો.

### શેખ ફઇજુલાભાઇની વધુ ઉલટપાલટ તપાસ

અત્રે શેખ ફઇજુલાભાઇએ મી૦ બીનીંગની તપાસમાં નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ—આ "તોહફતુલ કુલુબ"માં ઈમામના પ્રતીનીધી દુનીયામાં રેહશે નહી " એવું લખાણુ છે, તેનો અરથ ઇમામના પ્રતીનીધીઓ દુનીઆમાં રેહશે નહી તો એક મુસ્લીમ ઇમામને પીછાણી શકશે નહીં એમ થાય છેની ? જ–હા.

સ—બીજા વાકયમાં તે વેળાના ઇમામને પીછાણવાની જરૂર છે એમ લખયું છે તેનો અરથ શું ? જ–હાલના વખતમાં ઇમામને પીછાણવાની જરૂર છે એવો થાય.

## ૪૬ મા દાઈ પછી ઈમામના પ્રતીનીધી નથી.

સ–૪૬ મા દાઇ પછી ઇમામના પ્રતીનીધી તયારે નથી ? જ—નહી.

સ—તયારે શું એવો અરથ થાય છે કે ૪૬ માં દાઇ પછી ઇમામો નહી હોયતો દાઉદી વોહરાઓ ધરમ જાણ્યા વગર મરણ પામ્યા હતા ? જ—હા.

સ—તયારે તેઓ "નજાત" મેલવવા વગર મરણ પામ્યા હતા? જ–તેઓને પોતાના કર્મ પ્રમાણે "નજાત" મલે, હઝરત નબીની આગલના વખતમાં ઇમામો જણાયલા ન હતા. અને તે વેળાના લોકો મુરતી પુજક હોવાથી તેઓને "નજાત" મલતી ન હતી હાલના વખતના ગાયબ રહેલા ઈમામો આપણને જાણીતા નથી. પણ " દાવત " ૨૧ મા ઇમામ તરીકે આપણને જણાયલા છે, જે વીગતજ આપણને માટે પુરતી છે, અને આપણો આપણી કરણી પ્રમાણે ઇનસાફ થશે.

સ–આ " સયરી " કિતાબમાં જે બંદગી છે તેજ મુજબ પઢવામાં આવે છેની ? જ–હા.

સ—સઇયદના મઉલાના અબદેઅલી સઇફુદીન અને બીજા

સઇયદના મઉલાના ઇઝુદદીનનાં નામ તેમાં આવે છેની? જ–હા.

સ—સઇફુદીન ૪૩ મા ઇઝુદદીન ૪૪ મા, ઝૈનુદીન ૪૫ મા, બદરૂદીન ૪૬ મા અને મુલાજી નજમુદીન ૪૭ મા હીસામુદીન ૪૮ મા, અને બુરહાનુદીન ૪૯ મા હતા? જ–હા.

સ—આ ફકરામા ૪૭ મા દાઇ અને તેમના જાયનશીનો "દાઇ ઉલ મુતલક' હોય એમ જણાવયું છે ની ? જ–હા.

સ—તમો કોઇને એમ કહ્યું છે કે ૪૭ મા દાઇ આ લીસ્ટમાં સમાતા નથી ? જ—હા, મેં કેટલાકોને કહ્યું છે, શેખ ઇસુફભાઇને જેઓ મરણ પામ્યા બીજા ઇબ્રાહીમ ભાઇસાહેબ સઇફુદ્દીન હતા. બીજાબી કોઇ હશે પણ તેઓ મરણ પામ્યા છે.

સ—આ તાહેફતુલ કુલુબ' માં જે દરજજાવાલા આસામી માટે લખાણ છે તેનો અરથ દાઇ છેની ? જ–નહી તેમ તેનો અર્થ થતો નથી.

સ—આ ફકરામાં "ખુદાના પ્રતીનીધી" છે તે ત્યારે કોણ હોય ? જ–હાલના વખતમાં તેવા કોઇ ખુદાના પ્રતીનીધી નથી.

આ ફકરામાં બીજે ઠેકાણે જણાવ્યું છે તેનો અર્થ એવો થતો પણ હોય ફકત ૮ મા, ૯ મા અને ૧૦ મા દાઇના વખતમાં તેમ બન્યું હતું.

અત્રે ટીફીન માટે કોરટ ઉઠી હતી.

## બપોર પછીની તપાસ.

બપોરે ટીફીન પછીની તપાસમાં શેખ ફઇજુલાભાઇએ નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ–"વઝીઆ" કિતાબ કયારે લખાઇ હતી ?

જ–૩૯ મા દાઇના વખતમાં હમીદુદદીને તે લખી હતી, તે

જાણીતી કિતાબ છે.

સ-રીસાલતે હજુમીઆ કેતાબમાં દાઇ ઉલ મુતલક વીશે લખાણ છે તે સાથે તમો મલતા થાઓ છો ? જ-હા.

સ—તેમાં દાઇઉલ મુતલક અચુક છે એવું લખાણ છે તે સાથે પણ તમો મલતા થાઓ છો ? જ-તમામ નહી પણ થોડેક ભાગે હું તેમાં મલતો થાઉછું.

નામદાર જજ—( મી૦ બીનીંગને ) તમો તમારા વંધાના વાકયો સમજી શકાય એવી ભાષામાં મુકો.

મી૦ બીનીંગ ( સાક્ષીને ) આમાં immaculate શબ્દ છે તેનો અર્થ અચુક થાયની ! જ-હા.

સ-તોહફ્તુલ-કુલૂબ કિતાબ માટે તેમાં ઈસારા છે તે બરાબર છે ? જ-હા.

સ—જાહેર થયલાં ઇમામોના વખતના દાઇ અને ગાયબ થયલા ઇમામોના વખતના દાઈ વચે ફરક છેની ! જ-હા.

સ-ઉપલી કેતાબમાં જણાવવા મુજબ સઇયદના હાતીમ ઇમામ જેવા અચુક હતા ? જ-થોડે ભાગે તેમ હતા એમ લખાણ છે.

સ-હજુમીઆ કેતાબમાં જે દાઇ ઉલ મુતલક માટે લખાણ છે તે બરાબર છે ? જ-હા.

## ૪૭ મા દાઇની નેમણુંક બાબતમાં લખાણ વિષે શાક્ષીનો શક.

સ-આ મોસમે-બહાર કેતાબમાં ૪૫ મા દાઈ મઉલાના ઝઇનુદીન ૪૮ મા અને દાઇ તરીકે સઇયદના નજમુદીનની નેમણુંક થઇ હતી તેનું બ્યાન છે તે બરાબર છે કે ? જ-હું તે બરાબર લખાણ છે કે નહી તે કહી શકતો નથી મેં એવી વાત સમજી નથી

આ લખાણ ૪૩ મા દાઇના જાયનશીનો માટે છે આ કિતાબ હાલના વખતની છે.

સ–તેમાં નસ કરવા વીશેનું કંઇ લખાણ છે કે ? જ–તેમાં ૪૬ મા દાઇ બદરૂદીને પોતાના જાયનશીન માટે નસ કીધી એવું લખાણ છે પણ તે બાબત હું ખોલાસો આપવા માગું છું તેઓએ નેમણુંક કરવાવાલાઓ પોતાની પછી નેમનારા માટે લખાણ કરે એવું લખાણ છે.

સ–આ બાબતમાં તમારી સાથે કોઇ તે વખતના આલીમો સાથે વાત થઇ હશેની ? જ–તેને ૮૦ વરસ થઇ ગયા છે માટે તે વખતના આલીમો સાથે કેમ વાત થાય? મેં શેખ ઇસુફભાઇ જેઓ હાલમા ગુજર પામ્યા છે તેઓ સાથે એ બાબતમાં વાત કરી હતી.

સ—આ કેતાબમાં નજમુદીન ૪૭ મા દાઇ જણાવ્યા છે ? જ—હા.

સ—દાઇઓ માટે આમાં શું લખાણ છે ? જ–દાઇઓ ખુદાના વલી છે અને જેઓ દાઇકેલ મુતલક નહીં હોય તે માટે તે વપરાય નહીં આ કેતાબ કંઇ મોટા મહત્વની નથી.

સ—આ કેતાબ હાલમાં મુલ્લાંજીએ પોતે રચી છે ( દેખાડીને ) ? જ–હા.

સ—તેઓ કંઇ કેતાબમાંથી ઉતારા કરવાનું જણાવે છે ? જ–મુન–બે–હતુલ–અસનાન કેતાબ છે જે વીશે હું જાણતો નથી.

સ—યમની દાવતનો અરથ દાઇનો સીલસીલો થાય છેની ? આ ૪કરા સાથે તમો એક મલતા થાઓ છો ? જ–હું તે બાબત મલતો થતો નથી.

## હજરત નબીએ નીમાજ પઢતા ભુલ કીધી હતી કે નહી?

સ—દાયમ-ઉલ-ઇસલામ કેતાબમાં હઝરત નબીએ નીમાજ પઢતા ભુલ કીધી છે એવું જણાવ્યું છે અને નીમાજ પાછી વાળી હતી એમ લખાણ છે કે? તેમજ હઝરત નબીના સખુનો ફોકટ ગયા હતા એમ લખાણ છે કે? જ-હા, પણ બીજા ફકરાઓ વાંચવાથી ઉપલા ફકરાનો અરથ તેમ થઇ શકતો નથી.

સ—આ કિતાબમાં ઇમામ અને દાઇ વીશે લખાણ છે. એમાં દાઇઓને ઇમામના પ્રતીનીધીઓ અને વહીવટ કરનારા જણાવ્યા છે તે બરાબર છે કે? જ—હા.

સ—આ ઉયુનુલ—અખબાર કેતાબમાં ૪૫ માં દાઇ વીશે અને ૨૧ મા ઇમામ વીશે લખાણ છે? જ—હા.

સ—તમો ૪૩ મા દાઇ સઇફુદીન સાહેબના હાથ દસકત જાણો છો કે? જ-હા, પણ દરેક દાઇ પોતાની જુદી જુદી મોહોર રાખે છે, જે તેઓ પોતાના લખાણ ઉપર મારે છે.

સ—આ હાથ દસકત ( દેખાડીને ) કોણના છે? જ—સઇફુદીન સાહેબના.

મી૦ બીનીંગ—( કોરટને ) હું આ હાથ દસકત બીજી રીતે પુરવાર કરીશ કે તે સઇફુદીન સાહેબના છે.

સ—આ 'સઇફિ' કેતાબમા "ફાતેહા" ની બંદગી છે તે માટે તમારો શું અભીપ્રાય છે? જ—તે સાધારણ બંદગી છે અને કોઇને માટે પણ વપરાય છે? તેમાં જીનનત માટે જે લખાણ છે તે ૪૭ માં દાઇ માટે છે. આ બંદગી જે દીઆચો છે તે "ફાતેહા" જેવો છે. આ લખાણનો અરથ દાઇ—ઉલ—મુતલકના અરથ જેવો

થાય છે. " સઇયદના " અને " મકુલાના :' શબ્દનો અરથ એકજ થાય છે ?

નામદાર જજ—( મી૦ બીનીંગને ) તમો કેટલી કેતાબોમાંથી હજુ સવાલ પુછવા માંગો છો ?

મી૦ બીનીંગ—થોડીક બાકી રહી છે.

એડ—જેનરલ—મારા વીદ્વાન મીત્ર આ'ી કેતાબોની ટીપ અમોને પુરી પાડશે એવી આશા છે.

અત્રે વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રહી હતી.

---

તા૦ ૨૫—૯—૧૦

મુકદમાની ૨૪—૯—૨૦ તપાસ શરૂ થતાં નામદાર જજે જણાવ્યુ કે નીચલા મુકદમા જે મારા જાણવામાં આવ્યા છે તે ઉપર કાયદા સંબંધી વાદવીવાદ ચલાવવામાં આવશે તો આપણું કામ સરળ થશે.

નામદાર જજે એ પછી ઉપલા મુકદમાં ટાંકતાં મોરીસ વિરૂધ બીશપ ઓફ ડરહેમ થેક વેલનો જાણીતો મુકદમો તેમજ એટરના જેનરલ વીરૂધ બેઝેનકેટના મુકદમા જણાવ્યા હતા.

એડ જેન—નામદાર કોરટે ટાંકેલો બીજો મુકદમો અત્રે ચાલી શકે એમ નથી તોપણ ચેનસરીના મુકદમા અત્રે રજુ કરીશું. અમારો મુદો એવો છે કે કાયદાની નજરે જોતાં ચાંદાભાઇનો ગલ્લો એક ટ્રસ્ટ છે જ્યારે સામા પક્ષ જણાવે છે કે તે ખુદાની નજરમાંજ ટ્રસ્ટ છે જો તમો નામદાર કેન વિરૂધ કેસગ્રેવનો મુકદમો ૧૮૭૬ ના સાલના આઇરીશ રીપોર્ટમાં જોશો તો જણાશે કે ચાંદાભાઇનો ગલ્લો આ કોરટની હકુમતમાં આવી શકે. મેં કેટલાક

મુકદમાનો અભ્યાસ કીધો છે તેમાં મેં એવું જોયું નથી કે કોઇ પક્ષ તરફથી આવી જાતનો દાવો કરવામાં આવ્યો હોય.

**શેખ ફઇજુલાભાઇની વધુ ઉલટ પાલટ તપાસ.**

મી૦ બીનીંગની વધુ ઉલટ પાલટ તપાસમાં શેખ ફઇજુલાભાઇએ નીચે મુજબ જવાબ આપ્યા હતા.

સ—આ બંદગી ( દેખાડીને ) એક દાઇના મરણ વખતે પઢવામાં આવે છે ? જ—હા. પણ તે સાધારણ રીતે એ બંદગી પછી પઢવામાં આવે છે તે મસીદમાં દરરોજ પણ પઢવામાં આવે છે, અને દાઇના નામ પ્રમાણે તેમાં ફેરફાર કરવામાં આવે છે.

સ—આ બંદગી ( દેખાડીને ) પણ એવી રીતે પઢવામાં આવે છે ? જ—હા.

સ—આમાં જે દાઇઓ અચુક છે એમ લખાણ છે તે તમો કબુલ કરો છો કે ? જ—નહી.

સ—આમાં એવું લખાણ છે ની કે દાઇઓ ઇમામોના વારસો છે અને તેઓ અચુક છે ? જ—આ લખાણ ઉપરથી એવું કંઇ ઠરતું નથી.

સ—અચુક શબ્દ (immaculate) માટે અરબી શબ્દ એમાં શું છે ? જ—" માસુમ "

સ—" સલામતુલ ઇમામ " નો અર્થ શું થાય ? જ—" ઇમામની સલામતી " થાય.

સ—" તાહેરીનનો અર્થ શું થાય છે ? જ—તેનો અર્થ પાક થાય છે. " આલ " નો અર્થ અત્રે ઓલાદ થાય છે.

સ—આ નજમુસસાકીબ કેતાબમાંના ઉતારામાં જે લખાણ

છે તે દાઇને માટે છે ? જ—હા.

સ—તેમાં હાલના ઇમામ માટે જે લખાણ છે તેનો અર્થ હાલના ગાયબ રહેલા ઇમામનો થાય છે ની ? જ—એનો અર્થ એવો થાય છે કે, તે માણસને જવાબ આપવામાં આવ્યો કે, નબીનાં વારેસ ઇમામ, અથવા પોતાના વખતના દાઇ કંઇ ભુલ કરે તો તેને સજા કરવામાં આવશે.

સ—તે શબ્દો દાઇને પણ લાગુ પડે છે ? જ—હા ?

સ—આ ફકરો દાઇ હોય તે વખતને લાગુ પડે છેની ? જ—તેમ દાઇ નહી હોય તે વખતને લાગુ પડતો નથી.

સ—તે ૪૭ માં દાઇના વખતને પણ લાગુ પડે છેની ? જ—તે તે વખતથી હાલના વખત સુધીના કાળને લાગુ પડે છે. એ ૪૭ મા દાઇના વખતમાંજ લખાઇ છે.

સ—આ " આસેમતુ-તુકુ-સીલ-મોહતદીન " કિતાબના જે ફકરા તરજુમા થયા છે તે (દેખાડીને) બરાબર છે કે ?

નામદાર જજ—( મી૦ બીનીંગને ) આવી જાતના તમો કેટલા ફકરા સાક્ષીને દેખાડવા માગો છો ?

એડ-જેન—અમે આ તરજુમા બરાબર સહી કરાવ્યા છે.

સ—૩૩ મા દાઇએ કેવી સ્થિતિ વચ્ચે ૩૪ મા દાઇની નેમણુંક કીધી હતી તે તમો જાણો છો કે ? જ—તે હું જાણતો નથી.

સ—" રીસાલતે તઝકેરા " કેતાબ તમે જોઇ છે કે ? જ—હા.

સ—આ કિતાબમાં પહેલા દાઇ માટે લખાણ છે ? જ—હા.

અત્રે મી૦ બીનીંગ સાક્ષી પાસેથી અસલ કિતાબ વાંચી તર-

જુમો જાણવા માગતાં કોરટ માટે થએલા તરજુમાની નકલમાં ફેર પડવાથી નામદાર જજે આ ફકરા ફરીથી તરજુમા કરવાનો હુકમ દીધો હતો.

એડ-જેન—અમે જે કિતાબો રજુ કરનાર છીએ તેના સઘળા ફકરાઓની એક ટીપ અમે સામી પક્ષને પુરી પાડીશું.

સ—" ગદીરે ખુમ " શબ્દ શા માટે વપરાય છે. જ—આ શબ્દ મકિાના અલી ઉપર હઝરત મહંમદે નસ ઉતારી તે બાબે વપરાયો છે.

સ-મુલ્લાંજી સાહેબ આ તહેવાર ઉપર ગાદીએ બેસે છે અને તે માટેના કસીદા ગાવામાં આવે છે ? જ-હું તે જાણતો નથી.

સ—તો આ " તાવીલ-ડિદદાયમ " કિતાબ તમે જોઇ તેમાં આ ફકરો છે ( દેખાડીને ) તે બરાબર છે ?

સાક્ષીએ અત્રે તે ફકરો તેમને જડતો નથી અને પોતાને ભલતોજ ફકરો વાંચવા આપ્યો છે એમ જણાવવાથી બએ વાર સામી પક્ષના ઓલમાઓએ એ ફકરા માટે શોધ કરીને છેવટે દેખાડ્યો હતો જે પછી શાક્ષીએ તે માટે જણાવ્યું કે તે ફકરો બરાબર છે.

સ-ઉપલી કેતાબમાં લખ્યું છે કે મસજીદ નથી તો અમે ક્યાં નીમાજ પઢીયે ? તેનો અર્થ શું થાય છે ? જ—" તાઅવીલ" પ્રમાણે એનો અર્થ એવો થાય છે કે " દાઇ નથી તો અમે ક્યાં નીમાજ પઢીયે " મસજીદ શબ્દ અત્રે દાઈ માટે વાપર્યો છે.

સ-શેખ યુસુફભાઈનો આ કસીદો છે ? જ-હા.

સ-આ કાગળો શેખ યુસુફભાઇના લખેલાં છે ? જ—હા.

સ-તમો ઘણા વરસો સુધી શેખ હમદાની સાથે રહેતા હતા ?

જ...હા.

સ—તમો પત્રવહેવાર ઝાઝો ચલાવતા હતા ? જ–તેમ હું કહી શકતો નથી.

સ–તમો તેમના હરફો અને સહી જાણો છો કે ? જ—નહી.

એડ—જેન—(સાક્ષીને) "તોહફ્તુલ કુલુબ" આ કેતાબમાં જે ખુદાના પ્રતીનીધી માટે લખાણ છે તેવું કાંઇ લખાણ તમો બીજી કેતાબમાં દેખાડશો ? જ—હા "અસાસુત-તાવીલ" કેતાબમાંથી હું બતાવી શકીશ. આ કેતાબ ૮૦૦ વરસ જેટલી જુની અને સત્તાવાર ગણાય છે.

સ-"રેસાલતે હજુમીયા' માં આ ફકરો (દેખાડીને) આવેલો છે જેમાં એક મુલ્લાં અને એક મુમીન વચ્ચે તકરાર છે. એ બાબે તમો કંઇ ખોલાસો કરશો ? જ–હું તે હવે પછી બીજી કેતાબો સાથે સરખાવીને વાંચું તો તે બાબે કંઇ ખોલાસો દરૂં, હાલ તેમ કંઈ કરી શકતો નથી.

સ–આ મોસમે–બહાર કેતાબ જોઇ ? જ—હા, શેખ મોહંમદઅલીની તે લખેલી છે. તેમાં ૪૬ મા દાઇની નેમણુંક ૪૫ મા દાઇએ કીધી તે બાબે તેમાં લખાણ છે. એ કેતાબ આગળ વાંચી નથી. આ લેખક ૪૭ મા દાઈના વખતના હતા.

સ—૪૬ મા દાઇએ નસ ઉતારી તે બાબત તે વેળાના ઓલમાઓમાં તમે તકરાર ચલાવી હતી ? જ–હા શેખ ઇસુફભાઈ અને ઇબ્રાહીમભાઇ, સફીઉદીન અને ઇસમાઇલભાઇ બદરૂદીન શેખ મહમદઅલી ( જેઓ 'મોસમેબહારના લેખક છે ) વગેરે સાથે મને તકરાર થઇ હતી.

સ—આ હરફ કોણના છે ( દેખાડીને ) ? જ—તે શેખ

તાહેરભાઇ હમદાનીના છે. એ હરફ મુલ્લાંજી બુરહાનુદીનના છે. "અકીદા" ની નકલના છે તેઓ હાલના મુલ્લાંજીના મુરીદ છે અને હઇયાત છે.

અત્રે શેખ ફઈજુલ્લાભાઇની જુબાની ખતમ થયેલી જાહેર કરવામાં આવી હતી. શેખ સાહેબ અત્રે જ્યારે સાક્ષીના પીંજરામાં થી નીકળવા જતા હતા તે વેળાએ નામદાર જજે તેમને જણાવ્યું કે તમોએ સાક્ષીના પીંજરામાં આવી લગભગ સાત દીવસ ઉપર જબાની આપી છે અને તેથી તમોને ઘણી જેહમત ખેંચવી પડી હશે પણ અમોને તમારી વાદૃતાનો મદદ મળી છે.

શેખ ફઇજુલ્લાભાઇએ નામદાર કોર્ટનો વળતો ઉપકાર માન્યા બાદ તેઓએ સાક્ષીના પીંજરામાંથી રૂખસદ લીધી હતી.

## મી૦ તઇયબભાઇ ઇસાભાઈ થાણાવાળાની જુબાની.

મી૦ તઇયબભાઇ ઇસાભાઈ થાણાવાલાએ એડ...જેન—ની તપાસમાં નીચે મુજબ જુબાની આપી હતી. હું દાઉદી વોહરો છું મારી ઉમર ૩૮ વરસની છે, મુંબઇ અને સુરતમાં મારી મીલકતો છે, જેથી ભાડું મહીને રૂ. ૮૦૦ થી ૯૦૦ આવે છે.

સ—તમે એક ફોટોગ્રાફ અત્રે લાવ્યા છો? જ—હા, (દેખાડીને) તે આ રહયો.

સ-તમોને એ કોણ પાસેથી મલ્યો હતો? જ-સુરતમાં મામદભાઇ પાસેથી તે મને ૧૯૧૪ માં મલ્યો હતો.

સ-મામદભાઇ જીવતા છે કે? જ-નહી તેઓ ગુજરી ગયા છે.

સ-તેમના બાપનું નામ શું? જ-જનાબ તાહેરભાઇ સાહેબ હમદાની.

સ—તમો તાહેરભાઈના હરફ પીછાણો છો? જ—હા.

સ—આ હરફ ( દેખાડીને ) તેમના છે કે ? જ—હા.

સ—તમને મામદભાઇ પાસથી આ ફોટો કેવી રીતે મલ્યો હતો ?

જ–મેં તે તેમની પાસેથી મેળવવાની કોશિષ કીધી હતી. કારણ મેં જણાવ્યું કે સઇયદના બુરહાનુદ્દીને અબ્દુલ્લાભાઇને એક "અકીદો" લખી આપ્યો હતો. બુરહાનુદીન સાહેબ એક દાઈ હતા, અને અબદુલાભાઇ ભાઇ હતા.

સ–તમે કેમ જાણ્યું હતું કે આ અકીદાનો ફોટો લેવામાં આવ્યો હતો ? જ—હેંડબીલોમાં એવું જાહેર કરીને તે જણાવવામાં આવ્યું તેથી મેં જાણ્યું હતું હું સુરતમાં ભણતો હતો, ત્યારે હેબતુલાભાઇ સાહેબ જેઓ અબદુલ તઈયબ ભાઇસાહેબના જમાઇ થાય છે. વળી અબદુલ તઇયબભાઈ સાહેબ મુલ્લાંજી બુરહાનુદીનના જમાઇ થાય છે. હેબતુલાભાઇએ મને જણાવ્યું હતું કે નજમુદીન સાહેબ ઉપર નસ થઇ ન હતી. હું ઘણો નાની ઉમરનો હતો તેથી મેં દરકાર કીધી ન હતી, પણ ઉપલા હેંડબીલ ઉપરથી મેં જ્યારે જાણ્યું છે કે ફોટો લેવામાં આવ્યો છે ત્યારે મેં તે માગ્યો. આ હેંડબીલ આશરે ૧૭ વરસ ઉપર મેં જોયા હતાં, તેની કોઇ નકલ મારી પાસે નથી.

નામદાર જજ–હેબતુલાભાઇ સાથની વાત ચીત હેંડબીલ જોવાની કેટલો વખત આગમજ હશે ? જ—તે વાતચીત હેંડબીલ જોવાની આગમજ હતી, તે વેળાએ મારી ઉમર ૧૪ વરસની હશે.

સ—મામદભાઇ પાસે ફોટાની નકલ છે એમ તમે શા ઉપરથી જાણ્યું હતું ? જ—અબદુલાભાઇ હકીમુદીન મામદભાઇના ફુવા થતા હતા. તે ઉપરથી મેં મામદભાઇને પુછ્યું હતું.

સ—૧૯૧૪ માં મામદભાઇએ તમોને આ ફોટો આપ્યો? જ—હા.

સ—તે ફોટો લીધા પછી તમે શું કીધું ? જ–હું મુંબઇ આવ્યો અને સઇયદના બદરૂદીન સાહેબ ઉપર મેં જુન ૧૯૧૪ માં રેજીસ્ટર્ડ પોસ્ટથી એક કાગળ મોકલ્યું હતું. ઉપલા કાગળની પ્રેસ કોપી મારી પાસે છે, તે આ રહી (દેખાડીને) મેં વળી જે કાગળ ઉપર એ પત્ર લખ્યું હતું તેની એક નકલ પણ રાખી છે, તેમજ પોસ્ટ ઓફીસની અને મુલ્લાંજીની રીસીટ પણ મારી પાસે છે તે આ રહી.

સ—આ રીસીટ ઉપર કોણની સહી છે ? જ—શેખ અલીમામદ જેઓ મુલ્લાંજીના વડા સેક્રેટરી ગણાય છે.

એડ-જેન—( ઇનટરપ્રેટરને ) આ રીસીટ ઉપર કોણની સહી છે ?

ઇનટરપ્રેટર-સઇયદના મઉલાના અબદુલા બદરૂદીન સાહેબ નામ જણાવેલું છે.

મી૦ બીનીંગ–હું એવું માનતો હતો કે એડ–જેન–એવું બોલ્યા હતા કે છેલ્લા સાક્ષી પછી બીજા વધુ સાક્ષી આવનાર નથી પણ વળી નવા સાક્ષી આવ્યા છે તેનું કારણ હું સમજી શકતો નથી.

સાક્ષીએ મુલ્લાંજી સાહેબ ઉપર લખેલું ઉપલુ પત્ર કોરટમાં એકઝીબીટ તરીકે રજુ કરવાની નામદાર જજે રજા આપી હતી જે ઉપરથી એડ-જેનરલે તે વાંચી સંભળાવ્યું હતું.

## મી૦ તઇયબભાઇ ઈસાભાઇ થાણાવાળાએ માજી મુલ્લાંજી સાહેબ સઇયદના અબદુલ્લા બદરૂદ્દીન ઉપર લખેલો પત્ર.

સઇયદના અબદુલ્લા બદરૂદીનને મુંબઇથી તારીખ ૨૨ રજબુલ મુરજ્જબ સને ૧૩૩૨.

ખુદાએ હાદીયો મોકલીને અમને હીદાયત દીધી તે વાત ઉપર એ ખુદાના વખાણુ તે પછી ખુદા પોતાના રસુલ મોહંમદ અને એ રસુલના આલએ રસુલની ઝુરરીયતથી કે જે સઘળા સરદારો ઇમામો છે તેઓની ઉપર સલવાત પઢજો.

અમ્માબાદ નેક નામ સદા મહેરબાન જનાબ સઇયદના વ મોલાના અબદુલ્લા બદરૂદીન હાફેઝે નીઝામુદ દાઅવતે વદદીન (દાઅવત અને દીનની નીઝામના સંભાળનાર) ની જનાબમાં અરજ એ૦ છે કે મમલુક પાસે એક સઇયદના બુરહાનુદીનના કાગળની ખરી નકલની ફોટોની કોપી છે કે જેને હું મારા એતેકાદપર દલીલ માનું છું અને એમાં મને જરાકબી શક નથી. આ વખતમાં હું આપનેબી હાદીજ માનું છું અને ઇનદલ્લા દોઆ કરૂં છું કે અલ્લાહ તઆલા પરામીલે તેમજ માનવાના સાથ આપની કદર આંખની કીકીમાં રાખું છું.

સબબ પાની વગર તયમમુમ કરવું ઝુરૂર છે. તેમ એનાથી આપની કદર ઝયાદા રાખું છું.

અગર આમાં મારી ભુલ હોય તો આપ આપના રૂબરૂ અને આનગીમાં બોલાવી ખટકા દુર કરવા કરમ કરશો અને હીદાયત દેશો અને આપના સીજ કેટલીક ઇરાદો છે જે દુર કરશો અને

મને મારા જાતની તશફ્ફી બરાબર થાશે તો ઇનશાઅલ્લાહ મેં આપનો એહસાન મંદર હીરા આપને ગને કીંમત દેવી ફરજ છે. અને કેટલીક ઇરાદો દુર કરી તશફ્ફી આપવી જરૂર છે.

આપના નઝદીક મમલુક સીવા કોઇ ન હોય સબબ ઇરાદા કરવામાં મને અડચણ થાશે તેમજ આપને શાયદ ગુસ્સો ન આવે યા આપ આપની શાનની તરફ જોઇ મને હકીર સમજો યા કોઇ એવી બાબત બને કે તેથી મારા જાનને તશફ્ફી ન થાય અને મેં મારી આબરૂ બચાવવા કહું કે સમઅ વતાઅતન આપનું કહેવું સઘળું ખરૂં છે એમ ન થાય.

મેં ઘણો કલકમાં છું આપ મને તશફ્ફી સાથ શીફા આપો નહી તો આપપર મારી હુજ્જત રહેશે.

હું શખ્સ અદના છું આપ આલી છો તેથી આપને બનદાની પર શફ્કત કરવી જોઇએ આપ જારે લીખી જાસો તારે મલુક હાઝીર થઇશ.

સઘલા હાઝેરીનને સલામ ફાખરેતહીયત ઝાકેરિતતફઝ્ઝુલ ફરમાવીએ.

અલઅફલ તઇયબનો કદમબોસ કબુલ ફરમાવીએ.

આ રજીસ્ટર કીધું છે કે આપના હાથમાં રહે.

એડ—જેન—(સાક્ષીને) તમારા કાગળ ઉપર જે તારીખ છે તે વોહરાઓની ગણત્રી પ્રમાણે છે કે? જ—હા, મુસલમાનોની ગણત્રી કરતાં એમાં એકાદ દિવસનો ફરક આવે છે.

અત્રે ટીફીન માટે તપાસ મુલતવી રહી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછીની વધુ તપાસમાં સાક્ષી તઇયબઅલી ઇસાભાઇ

થાણુવાલાએ એડવોકેટ જેનરલના સવાલોના નીચે મુજબ જવાબો આપયાં હતાઃ--

સ-તમો શેખ ફઇજુલાભાઇના કોઇ સગા થાઓ છો? જ-હા મારી બેનની એમના દીકરા સાથે થોડા દીવસ થયા શાદી થઇ છે.

મી૦ બીનીંગની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપયા હતાઃ--

સ-ઉપલી શાદી આશરે ૧૫ દીવસ થયા સુરતમાં મુલ્લાજીના આમીલે કરી આપી હતી ની? જ-હા.

સ-તમારો વખત કામ ધંધામાં જાય છેની? જ-હા. આગલ હું ઝવેરાત અને ફરનીચરનો ધંધો કરતો ફરનીચર વેચાતું લઇને ભાડે આપતો હતો.

સ-તમે તયબભાઇ ઇસાભાઇના નામે મુંબઇમાં ધંધો ચલાવતા હતા? જ—હા.

સ-કયાં ધંધો ચલાવતા હતા? જ-મીરઝા સ્ટ્રીટમાં.

સ-આ ધંધો હમણા બંધ થયો છેની? જ-હા છ સાત વરસ થયા બંધ છે.

સ-તમારી પાસે હાલમાં પણ તમારા ધંધાના વખતના કંઇ કાગલ છે? જ-નહી.

સ-તમો અત્રે જુબાની આપવા આવનાર છો તેની તમોને કયારે ખબર પડી હતી? જ-મને મુંબઇમાં તે માટે ગઇ કાલે સમનસ મલ્યો હતો જે એક પારસીએ મને પોહોચાંડયો હતો.

સ-ગુરૂવારે તમે કયાં હતા. જ-હું મુંબઇમાં હતો.

સ-તમો મુંબઇમાં કયારથી રહેલા છો? જ-આશરે ૧૫ દીવસ થયા.

સ—તમોને કોઇ બીજા મુદ્દામાં આ ફાટો બાબત જુબાની આપવા કેહવામાં નહીં આવયું હતું ? જ—નહી.

સ–તમોને સમન મળ્યા પછી ઉપલો કોરો કાગલ ક્યારે મલ્યો હતો ? જ—મેં બીજા કાગલની ખોળ કરતાં તે નીકલી આવયો.

સ–એ કોરૂં કાગલ ત્યારે ઉપલો પત્ર લખ્યા પછી તે બંડલમાં રહેલો હતો ? જ–હા.

સ—તેમ કીધાને છ વરસ થયા હશે ? જ—હા.

સ—પણ કોરો કાગલ શા માટે રાખ્યો હતો ? જ—પ્રેસકોપીનું કાગલ પાતલું હોવાથી તેને ટેકો આપવા મેં રાખ્યું હતું.

## સાક્ષીએ કીધેલો ધરમનો અભ્યાસ.

સ—તમારા ધરમનું તમોને થોડુંજ ગ્નાન હશે. જ–હા. ચાર પાંચ વરસ સુધી તે શીખેલો છું.

સ–તે અભ્યાસ ક્યારે કીધો હતો ? જ—મુંબઇમાં ધંધો કરતો હતો તે વેળાએ મીઆં સાહેબ અકબરઅલી પાસેથી હું તે શીખ્યો હતો તેઓ લુનાવાડાના હાલના આમીલ છે.

સ–તમે ઉપલું પત્ર ૧૯૧૪ માં મેલ્યું ત્યારે તમે એવું કંઇ સાંભળ્યું હતું કે મુલ્લાંજી ઉપર કોઇએ રેજીસ્ટરડ કાગલ મોકલ્યું હતું. ?

જ—નહી. પણ મેં મારી મરજીથી તેમ રજીસ્ટરડ મોકલ્યું હતું તે માટે કોઇએ મને સુચવ્યું નહતું.

સ—તમો એમ ધારતા હતા કે મુલ્લાંજી સાહેબ તેનો ઇનકાર કરશે ? જ–કોઇ બીજાના હાથમાં તે ન જાય અને, તેનો ગેરઉપયોગ ન થાય એમ જાણીને મેં તે મુલ્લાંજીને પોતાને મલે માટેજ રજીસ્ટર

કરી મોકલ્યું હતું.

સ–તેની પ્રેસ કોપી કહાડીને રાખવાની ત્યારે શું મતલબ હતી? જ–મેં શું લખ્યું છે તેની યાદી રાખવા તેમ કીધું હતું.

સ—તમે એ કાગલ મોકલ્યા પછી તમોને કંઇ જવાબ મલ્યો નહીં તે નાટે તમો ત્યારે કંઇ પણ પગલા ભરયા નહતા. જ—હા. મેં કંઇ પગલા ભરયા નહી.

સ—તમે આ બાબતમાં ગઇ કાલ સુધી કોઈ આગલ વાત કીધી હતી નહી? જ–નહી, તેમ કોઇ આગલ વાત કીધી હતી નહી.

## મુલ્લાંજી પાસેથી સાક્ષીએ માગેલો ખોલાસો.

સ–તમે આ કાગલ મોકલ્યા ત્યારે તમોને કંઇ ધરમની બાબતમાં ગુચવડો લાગો હતો? જ–આ ફોટો જોઇને તેનો ખોલાસો મેળવવા માટેજ અને ખરી વીગત જાણવા માટેજ મેં મુલ્લાંજી સાહેબ પાસેથી ખોલાસો માગયો હતો.

સ–તમો તેનો ખોલાસો લેવા સુરતના આમીલ કે મુંબઇના આમીલ આગલ કાં નહી ગયા? જ–આ ખોલાસો મોટા માણસ પાસે મેલવવો મેં દુરૂસ્ત ધાર્યો હતો, કારણ કદાચ આમીલો તરફથી એ બાબતમાં બીન જરૂરી તકરાર ચલાવવામાં આવે.

સ–ઉપલા પત્રમાં તમારા પોતાના હરફ છે કે? જ–હા.

સ—તમે સુરતના રહીશ હતા તો મુલ્લાંજીને પોતાનેજ કાં નહીં મળ્યા? જ–હું તે વેળાએ મુંબઇમાં હતો, અને મુલ્લાંજી સુરતમાં હતા. મને તેમ લખવાનું વધુ ઠીક લાગુ જો મુલ્લાંજી સાહેબ કાગળ લખ્યા પછી મને બોલાવતે તો હું જરૂર તેમને મલતે.

સ–જ્યારે તમોને જવાબ નહી મલ્યો ત્યારે તમે તેનો ખો-

લાસો એમની પાસે માગ્યો કાં નહી ? જ—થોડાજ વખતમાં ગ મુલ્લાંજી સાહેબ મરણ પામ્યા હતા. અને હાલના મુલ્લાંજી સાહે પણ આ કાગળ મલવાની વાત જાણતા હતા, તેઓ મારા આ કાગળની વાત જાણતા હતા તે છતાં એઓએ મનેજ કંઇ પુછ ન હતું હું આજ સુધી આ કાગળ બાબતનો તેમનો અભીપ્રા જાણતો નથી.

સ—તમે હાલના મુલ્લાંજી પાસે કે તેમના આનીલો પાસેથી મીશાક લીધો છે ? જ—નહી.

સ—તેમની આગલના મુલ્લાંજી સાહેબ પાસેથી મીશાક લીધે હતો ? જ—મને તેની ખબર નથી.

સ—આ કાગળ લખવા જેટલી તમારામાં હોશીઆરી જણાત નથી તો તે કોણે લખાવ્યો હતો ? જ—મને કોઇએ લખાવ્યો નથી મારામાં એ લખવાની હોશીઆરી છે. મેં એ કાગલ પોતેજ ઘડ કાહાડયો છે.

સ—તમે ધરમની બાબત ઉપર મુલ્લાંજી સીવાય કોઇ બીજ ઉપર આવો કાગલ લખ્યો હતો ? જ—નહી.

સ—તમે ઉપલો કાગળ લખયો હતો અને તેની કોપી કીધી ત્યાં કોઇ હાજર ન હતું ?

જ—નહી મેં મુંબઇમાં મારા ઘરમાં તે લખયો હતો અને મા હાથે તેની કોપી કહાડી હતી તે વેળાએ કોઇ હાજર ન હતું.

સ—તમે આ માફક બીજા પત્રોની કોપી ઉતાર છે. જ—હા.

સ—તમે તમારા શીક્ષક મીઆં સાહેબ અકબરઅલી આગલ આ બાબતમાં વાત કીધી હતી ? જ—નહી.

( એડવોકેટ જેનરલના પુછવાથી ) મીઆં સાહેબ અકબરઅલીએ પોતે મારી આગલ વાત કીધી હતી કે મુલ્લાંજી સાહેબે તેઓ આગલ એ પત્ર બાબત પુછપરછ કીધી હતી.

નામદાર જજ—આ કાગળ તમો કાંથી લાવ્યા હતા ? જ—મારી પ્રેસ કોપી બુકમાંથી મેં તે ફાડયું હતું. કયારે ફાડયું તે હું કહી શકતો નથી.

નામદાર જજ—તે કોપી બુક કયાં છે અને તે શા માટે તમે વાપરતા હતા, અને કયાં રાખતાં હતા ? જ—હું તે મારા ઘેરમાં રાખતો હતો અને તે બુક બાબત મેં તપાસ કીધી નથી, હું તેમ તપાસ કરૂં તો મને માલમ પડે.

નામદાર જજ—ઉપલી બુક તમારા ખાનગી અને ધંધાના કામ માટે તમો વાપરતા હતા ? જ—બંને કામ માટે હું વાપરતો હતો.

નામદાર જજ—જે વખતે તમારો ધંધો ચાલતો હતો. તે વખતે કોઇ ભાગીઓ કે મદદનીશ હશેની ? જ—મારો એક બંગાલી બાબુ મદદનીશ હતો જે તેને પોતાને કામકાજનાજ કાગળો જોતો હતો મારો કોઇ ભાગ્યો હતો નહી, એ બાબુ અરબી ભાષા જાણતો ન હતો ને ફકત ઈંગ્રેજીમાં કાગળ પત્ર કરતો હતો.

સ—તે ચોપડીમાં આવા કેટલા પાના હતા ? જ—આશરે ૫૦૦ હશે. જેમાં થોડાક કોરા હતા તેમાંથી મેં આ ફાડી લીધું હતું.

સ—( એડવોકેટ જેનરલ ) તમે એ બુક કોરટમાં રજુ કરી શકશો ? જ—હા.

## સાક્ષી મી૦ પાથરીયાએ વોહરાઓ સામે કોરટનું માગેલું રક્ષણ અને નામદાર જજે તે બાબે કીધેલી ટીકા.

અત્રે બીજા સાક્ષી તરીકે મી૦ મહમદભાઇ મુલ્લાં અબદુલઅલી પાથરીયા સાક્ષી તરીકે સાક્ષીના પાંજરામાં દાખલ થતાં તેઓએ પોતાની જુબાની લેવાનું શરૂ કરવામાં આવે તે અગાઉ કોરટને જણાવ્યું કે હું અત્રે મારી જુબાની આપું તે અગાઉ હું નામદાર કોરટ કનેથી રક્ષણ ચાહું છું.

નામદાર જજ—( સાક્ષીને ) તમો શું બાબતમાં કોરટનું રક્ષણ ચાહો છો ?

સાક્ષી—મારી ઉપર કોઇ ગાળ ગલોચનો વરસાદ ન વરસાવે. ધમકી નહી આપે તથા મને કોઇ રીતે હેરાન કરવામાં નહી આવે તે સામે હું કોરટનું રક્ષણ ચાહું છું.

નામદાર જજ–આવી રીતે કોણ તમોને હેરાન કરે એમ તમો ધાસ્તી રાખો છો ?

સાક્ષી—ખાસ કરીને પ્રતીવાદીઓ તથા સામાન્ય કરીને વોહરા કોમ તરફથી એવી રીતે હું ધાસ્તી રાખું છું.

નામદાર જજે આ ઉપરથી જણાવ્યું કે સામાનય રીતે બોલતાં હું જણાવીશ કે આ કોરટમાં જે કોઇ શખશ જુબાની આપવાને આવે છે તે ખરી રીતે જોતાં કોરટના રક્ષણમાંજ છે કોરટમાં આવતા તેમજ બાહાર જતાં આવી રીતે રક્ષણ મેળવવાને સાક્ષી હક ધરાવે છે. હું વધુ જણાવીશ કે સામન્ય રીતે બોલતા કોઇ પણ શખશ જો એક સાક્ષીના કામની વચે પડશે યા તો તેણે આપેલી જુબાનીના પરીણામમાં એવા કોઇ જાતના પગલા ભરશે તો તે કોરટના તીરસ્કારને પાત્ર થશે અને કોરટ તેની સખત ખબર લીધા

ચીના રેહશે નહીં. હું અત્રે આ બીના ખુલ્લી કરવા માગું છું કે જો કોઇ પણ શખસ સાક્ષીના કામની વચ્ચે ખલલ કરશે તો તે પોતાને તુરંગમાં મોકલવાનો જોખમ હોરી લેશે.

નામદાર જજે એ પછી એડવોકેટ જેનરલને જણાવ્યું કે આ બાબતના સંબંધમાં સામાન્ય રીતે બોલતાં જે સ્થીતી એખતયાર કરવામાં આવી છે તે ખરી દીશામાં છે કે કેમ ?

એડવોકેટ જેનરલ—તમો નામદારે જે રીતે જણાવ્યું તેજ રીતે હું પણ કાયદાનો અરથ ઉઠાવું છું.

નામદાર જજ—( સાક્ષીને ) તમો કોરટના રક્ષણ હેઠળ છો.

સાક્ષી મી૦ પાથરીયાએ નામદાર કોરટનો તે માટે ઉપકાર માન્યો હતો.

એ પછી નામદાર જજે સાક્ષીને ખુરસી આપવાનો હુકમ કરયો હતો જેમ કરતાં તેઓ બોલ્યા કે હું હંમેશ એવું ધારૂં કે ૬૦ વરસની ઉપરની ઉમરના સાક્ષીને સાક્ષીના પીંજરામાં જુબાની આપતાં ખુરશી આપવી જોઇયે.

આ સાક્ષીએ એ પછી જુબાની આપતા જણાવ્યું કે હું દાઉદી વોહરો છું અને જાણીતા ખાનદાની કુટુંબનો છું મારી ઉમર ૬૭ વરસની છે.

સ—તમારા વડીલો મુલ્લાંજીના વજીરો હતાની અને ૪૭ મા દાઇના વખતમા તમારા બપાવા મુખ્ય શેઠીયા હતા ? જ—હા.

સ—તમારૂ વતન સુરતમાં છે ? જ—હા,

સ—તમે મુંબઇમાં ૧૮૮૭ ના સાલથી ધંધો ચલાવો છો અને તે એક્ષપોરટ અને ઇમપોરટના મોટા પાયા ઉપર ચાલે છે ? જ—હા.

સ—ચાંદાભાઇના ગલ્લાની વાત તમે જાણો છો ? જ—હા હું વારે ઘડીએ એ કબર આગળ બંદગી કરવા જાઉં છું અને ભેટ ધરૂં છું.

સ—તેમને તમો કેવા ગણો છો ? જ-તેઓ વસીલો આપે છે એવું અમે માનતા હોવાથી તેમને હું એક પીર જેવા ગણું છું.

સ—આ મુકદમો શરૂ થવા આગમજ તમે જાણતા હતા કે મુલ્લાંજી સાહેબથી કોઇ બીજી રીતે એ ગલ્લાના નાણાં વાપરી શકાય નહીં ? જે-અમારી શરીઅત પ્રમાણે તેઓ ચાંદાભાઇ પીરના નામેજ સખાવત કરી શકે.

સ—ખા. બા. દાઇદભાઇ ઇબ્રાહીમને તમે ઓળખો છો ? જ—હા, તેઓ પોતાના વખતમાં એક મોટા શેઠીઆ હતા.

સ-તમારા અને એમના ધણીઆણી બેહનો થાય ? જ-હા.

સ—તેમના પછી તેમના ભાઇ સાલેભાઇ શેઠીઆ ગણાય છેની ? જ-હા.

સ—ઇબ્રાહીમભાઇ દાઉદભાઇના દીકરા થાય ની ? જ—હા.

સ—આ ફોટો જેવો કદી તમે જોયો છે ?

જ-હા. મેં તે આશરે ૨૦ થી ૨૫ વરસ ઉપર જોયો હશે તેના હરફ કોણના છે તે હું કહી શકતો નથી. આ ફોટાની નકલનો મારા ઉસ્તાદ શેખ બદરૂદીન શેખ શમસુદીને મને તરજુમો સમજાવ્યો હતો તેઓ આશરે ૨૦ વરસ ઉપર ગુજર પામ્યા છે તેઓએ પોતાના હરફે ઉતારેલી આ ફોટોના લખાણની નકલ મને દેખાડી હતી અને હું તેમની પાસે અરેબી ભાષા ભણતો હોવાથી તેઓએ મને તેની સમજ ન આપી હતી તે વાતચીત આ ફોટો મેં જોયા પછી થઇ હતી.

**૪૯ મા દાઇના અકીદાની વાત છુપી નહીં હતી.**

સ—આ ફોટો એ ખોટો દસ્તાવેજ છે એવું કહેવામાં આવે છે જેથી હું તમારી પાસે એવું જાણવા માગું છું કે ૪૯ મા દાઇ આવું એક પત્ર લખે તે બીના કોમના આસામીઓ જાણતા હતા કે ? જ-હા, એ બીના અમારી કોમના આલીમો અને આગેવાન પુરૂષો વચે છુપી નહીં હતી.

સ—આસરે ૫૦, ૬૦ તેવા આગેવાનો હશે ? જ—હા, તેટલા હશે.

સ-એ બાબત તમે કોઇ સામે વાત કીધી હતી ? જ-હા, આ૦ બા૦ દાઇદભાઇ ઇબ્રાહીમ તેમના ભાઈ તઇયબજી અને મોહસીન ભાઇસાહેબ, જેઓ મુલ્લાંજી નજમુદીન સાહેબના નબીરા હતા તેઓ સાથે મેં વાતચીત કરી હતી બીજાઓ સાથે કીધી છે પણ તેઓના નામો અત્રે હું યાદ કરી શકતો નથી.

સ—દાઉદભાઇ સાથે શું વાત કીધી હતી ? જ-ગાદી ઉપર આવતાં બુરહાનુદીન સાહેબે પોતાના ભાઇ અબદુલા હશામુદીનને પોતાનો " અકીદો " જાહેર કર્યો હતો.

મી૦ બીનીંગ—આ સવાલ વળી પાછો લાવવાની જરૂર શું છે ?

એડ—જેન-આ ફોટોગ્રાફની વાત ૨૦૦ વરસની વાત ઉપર પણ જણાયલી હતી તે પુરવાર કરવા હું આ સવાલ લાવ્યો છું.

નામદાર જજ—( એડવોકેટ. જેનરલને ) તમોને બારીકીમાં ઉતરવાની જરૂર નથી.

એડ—જેન—( સાક્ષીને ) આ વાતચીત શું થઇ હતી તે તમો અતરે જણાવો. જ—હું બરાબર જે બોલાયું તે કહી શકતો

નથી પણ એવું બોલાયું હતું કે એ બાબતના હાથ દસ્કત કરી આપવામાં આવ્યા હતા.

મી૦ બીનીગ—હું મારી તરફની કાયદાની તકરારો ઉભી કરૂં તે આગમજ ચોકસ સાક્ષીઓની તપાસ પુરી થવાની જરૂર છે તેથી આ સાક્ષીને હું સોમવારે ઉલટ પાલટ સવાલ પુછીશ સોમવારે એમને બીજી રોકાણ છે તો ૩॥ કલાકે તેઓ આવી શકશે.

## ઇસમાઇલજી શેખ લુકમાનજીની જુબાની.

એડવોકેટ જેનરલની તપાસમાં સાક્ષીએ જણાવયું કે હું દાઉદી વોહરો છું મારી ઊમર ૩૫ વરસની છે અને હું સુરતમાં રહું છું. મારી એક બેનની શાદી હાલના મુલ્લાંજી સાથે થઇ હતી તે બેહેન આસરે છ માસ થયાં ગુજર પામ્યા છે મારા એક બીજા બેહેન હાલના મુલ્લાંજીની આગળના મુલ્લાંજી સાથે પરણ્યા હતા. મારા બાવાજી એક શેખ હતા અને તેઓ આશરે બે વરસ ઉપર ગુજર પામ્યા છે.

સ—તમો તમારી સાથે જે ફોટો લાવ્યા છો તે અત્રે દેખાડો અને તેની વાતો કહો.

જ—આ ફોટો મારા બાવાજીના કાગલ્યાં સાથ તેમના ગુજરી જવા પછી મને મલ્યો હતો તે આશરે ૨૦ વરસ થયા જંગબારમાં તે પેહેલાં જાગે હતો મારા બાવાજીએ મને મારી ૧૫ વરસની ઉમરે "મીશાક" આપ્યો હતો તે વેળાએ એ ફોટોગ્રાફ મુજબ પત્ર લખ્યો હતો.

સ—તમારા બાવાજી તે વેળાએ જંગબારમાં શું કામ ધંધો કરતા હતા? જ—તેઓ રીટાયર્ડ થયલા હતા તે પહેલાં તેઓ મુલ્લાંજીના એક આમીલ હતા.

સ–તમારા માતાજીના બાવાજી કોણ હતા ? જ—શેખ બદરૂદી-ન મુલ્લાં શમસુદીન હતા તેઓ ૧૭ વરસ ઉપર ગુજર પામ્યા છે.

સ–તેમના હરફ તમે પીછાણો છો ?

જ—હા, ( હરફ જોઇને ) આ કેતાબ તેમના હરફની છે મારા બાવાજીના કેતાબખાનામાંથી તે મને મલી હતી.

સ—તમારા મામાના હાથ દસકત આ કેતાબમાંથી નામદાર કોરટને બતાવશો ?

જ—હા, ( સાક્ષીએ તે અત્રે બતાવ્યા હતા. )

નામદાર જજ—મારા એ કેતાબ જાવાથી કોઇની લાગણી તો નહીં દુખાય ?

એડવોકેટ જનરલ—નહી. નામદાર તમે સુખેથી તે તપાશો.

સ—તમારા મામાના હાથ દસકત સામી પક્ષવાલા ઘણાં સજાણુ-ના હશે ? જ—હું તે કહી શકતો નથી.

એડ–જેન—આ સાક્ષી તરફનું એક પત્ર હું અત્રે રજુ કરવા માગું છું જેમાં હાલના મુલ્લાંજી ૫૧ મા દાઇ છે એવું લખાણ એમની પાસેથી જબરીથી લખાવી લેવામાં આવ્યું છે. આ પત્રમાં લખાયલો કેટલોક ભાગ પાછળથી છેકી નાખવામાં આવ્યો છે અને એ વેળાએ મી૦ સાલેભાઇ બરોડાવાલા હાજર હતા એમ હું દેખા-ડી આપીશ.

અત્રે વધુ તપાસ સોમવારે સવાર ઉપર મુલતવી રહી હતી.

શરૂઆતમાં મી૦ કોલટમેને જણાવ્યું કે અમે જે ફકરાઓ અત્રે રજુ કરનાર છીએ તેની તફસીલ સામી પક્ષને પુરી પાડી છે, અને તેઓ તેની નોંધ લઇ શકશે તેમજ કામ પડવે તેઓ પોતાની

તરફથી એ કેતાબો તપાસશે. હવે તેઓ કયા કયા મુદ્દાઓ ધરમની કેતાબોમાંથી રજુ કરનાર છે તેની ટીપ અમોને મલી નથી.

મી૦ બીનીંગે અત્રે એવું જણાવ્યું કે એડવોકેટ જેનરલ એવું માનતા જણાય કે મેં એવું જણાવ્યું છે કે ઉપલા ફોટાની બાબતનો દસ્તાવેજ ખોટો ઉભો કીધેલો છે અને તેમ હાલમાં કરવામાં આવ્યું છે. હું એવું જાહેર કરવા માગું છું કે આ દસ્તાવેજ ખોટો ઉભો કીધેલો છે તે અમે કહિ શકતા નથી.

## મી૦ ઇસમાઇલભાઈ શેખ લુકમાનજીની વધુ જુબાની

મી૦ ઇસમાઇલભાઇ શેખ લુકમાનજીએ મી૦ કોલટમેનની વધુ તપાસમાં નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ–( દેખાડીને ) આ હાથ દસ્કત તમારા છે કે ? જ–હા.

તમોને મુલ્લાંજી સાહેબ તરફથી સુરતમાં બોલાવ્યા હતા કે ?

જ—દાઉદભાઇ સાહેબ જેઓ માઝુમ હતા તેઓએ આશરે ૩ વરસ ઉપર દાઉદી વોહરાઓની એક સભા બોલાવીને મને તથા બીજા બે શખશોને સુરત બોલાવ્યા હતા. હું તેમાં ગયો હતો નહી. બીજા શેખ ઇશાકઅલી શેખ સુલેમાનજી અને મુલ્લા મહંમદભાઇ ઈસમાલજી બાથરી હતા.

સ–ઉપલા માઝુન જીવતા છે કે ? જ–નહેી

સ–માઝુને તમોને એ સભા શા માટે છે એમ કહયું હતું કે ? જ—નહી.

સ—તમોને ત્યારે કોણે બોલાવ્યા ? જ–સુરતમાં ૧૬, ૨૦ માણુસો મારા ઘેર આગળ ફરતા હતા, જેઓએ મને કહયું કે તમો એ સભામાં ચાલો હું જાણતો હતો કે એ સભા દાઉદભાઇ સાહેબે બોલાવી છે. હું તે સભામાં ગયો હતો નહી.

સ–આ સભા બાબતનો એહવાલ જણાવો. જ–મને તે પછીથી મુલ્લાંજીને મલવા જવા માટે બપોરે ૪ વાગે એક માણસ બોલવા આવ્યો હતો, છતાં હું ગયો હતો નહી. આ બોલાવવા આવનાર મી૦ ઇસમાલજી અલીભાઇ તાજભાઇ હતાં. ત્યાર પછીથી મુલ્લાંજી સાહેબ તરફથી આગલા મુલ્લાંજી સાહેબના દીકરા ફાજલભાઇ મુંબઈથી ખાસ સુરતમાં મને બોલાવવા આવ્યા હતા. તે પેલી સુરતની સભા પછી ૫) કે ૭) દીવસે હશે.

નામદાર જજ–પહેલી સભા વેળાએ મુલ્લાંજી સાહેબ મુંબઇમાં હતા કે ? જ—હા.

સ–તમે પાછા મુંબઇ આવ્યા હતા ?

જ–હા. હું મુંબઇમાં આવ્યા પછી સવારના ૧૧ કલાકે મુલ્લાંજી સાહેબને બદરી મહાલમાં મલવા ગયો હતો.

## સાક્ષી પાસેથી લખાવી લેવામાં આવેલો એકરાર.

સ–ત્યાં શું થયું તે કોરટને તમે સમજાવો. જ–મને ત્યાં એક ખાનગી ઓરડામાં બે વાગાસુધી એકલો બેસાડી રાખવામાં આવ્યો હતો જે પછી મારી આગળ એક ડેપ્યુટેશન ૫૭) માણસનું મુલ્લાંજી સાહેબ તરફથી આવ્યું હતું એ માણસોએ મને કહયું કે મુલ્લાંજી સાહેબ આગળ જઇને તમે જે કંઇ બન્યું અને જે કંઇ ચુક કીધી છે તે માટે તમે માફી માગો. મેં કહયું કે મારેથી કંઇ ગુનાહ થયો નથી માટે હું એવી માફી માગતો નથી. પછી મુલ્લાંજીએ પોતે મને બોલાવ્યો અને હું તેમને મલ્યો, જે વેળાએ સેંકડો માણસો હાજર હતા. મને એ સભામાં એક કેતાબ આપીને તે ઉપર તેઓએ સહી કરવા મને કહયું. આ કેતાબનું લખાણ વાંચીને મેં તે માટે વાંધો ઉઠાવ્યો હતો. આ લખાણમાં એવું હતું કે મેં જાહેર છાપામાં જે

લખાણ છપાવ્યું હતું તે માટે થયલી મારી ભુલ માટે હું માફી માગું છું. મેં એવું કોઇ લખાણ છાપામાં મોકલ્યું હતું નહી તેથી એ માફી માગવાને મેં વાંધો ઉઠાવ્યો હતો એ બાબે મુલ્લાંજી સાહેબ અને બીજાઓ સાથે મને મોટી તકરાર ચાલી હતી પણ તેનું છેવટ એ આવ્યું કે તેઓએ મારી ઉપર ઘણું દબાણ કીધું હતું કે તમારે સહી કરવીજ પડશે.

સ—આ દબાણ તમોને કોણે કીધું હતું ? જ-મુલ્લાંજી સાહેબ, મી. સાલેભાઇ બરોડાવાલા અને મી. ઇસાજી તાજભાઇએ દબાણ કીધું હતું.

સ-ત્યાર પછી કોઇ દસ્તાવેજ ઉપર તમારી સહી લીધી હતી કે ? જ—આ કેતાબ ઉપર મેં સહી કરવા ના પાડવા પછી શેખ તઇયબભાઇ કોટબે મને ઘણું દબાણ કીધું કે તમે એવું લખી આપો કે હાલના મુલ્લાંજી પર મા દાઇ છે. આ સભા સેંકડો માણસોની હતી તેથી હું ગભરાઇ ગયો હતો. અને મેં કહયું કે મારી સહીથી મુલ્લાંજી સાહેબને કંઇ એક દસ્તાવેજ જેની ઉપર પહેલાં કંઇ લખાણ હતું તે ઉંપર સહીના છેકા મુંકવામાં આવ્યા હતા અને બીજુ નવું લખાણ તેની નીચે ઉમેરવામાં આવ્યું હતું. જે ઉપર સહી આપી હતી. ( કોરટને દેખાડીને ) આ નકલ ઉપર મારી સહી છે. પણ છેકેલો ભાગ જોવામાં આવતો નથી આ દસ્તાવેજ મેં સહી કીધેલો હતો તેજ છે.

સ–આ નકલ ઉપર છેકી નાખવામાં આવેલું લખાણ છે. કે ? જ–હા. પણ તેમાં ઉપર કંઇ બીજું લખાણ લાઇનોની વચે લખેલું છે.

નામદાર જજ–છેકી નાખવામાં આવેલા ભાગ શું છે? જ—પહેલાં એમ લખેલું હતું કે "આ મારી ભુલ થઇ છે, તેમાં એવો

સુધારો કરવામાં આવ્યો હતો કે "અગરજો મારી કંઇ ભુલ થઇ હોય તો" અસલ લાઇન મેં ખુલેખુલી જોઇ મારા બાવાજી બાબત કેટલાક વીસેશણમાં પણ ફેરફાર થયો છે. અસલ લખાણ ઉપર લાઇન મારીને છેકી નાખવામાં આવ્યું હતું તે બાબત મારી ખાલી છે. (નામદાર જજને દેખાડીને) આ ભાગ ઉપર લાઈન મારીને તે છેકી નાખવામાં આવ્યો હતો તે ઉપર હાલમાં હું એ લાઈનો સાહીથી કીધેલી હતી.

મી. બીનીંગ—આવા લખાણો મુલ્લાંજી પાસેથી વારે ઘડીએ લખાવી લેવામાં આવે છે, તે ઉપર હું નામદાર કોરટનું ધ્યાન ખેંચુ છું.

એકઝીબીટ તરીકે રજુ કરૂં છું ઉપલું લખાણ ગુજરાતી ભાષામાં પણ અરબી હરફે લખાયલું છે.

## ગભરાઇ જવાથી સાક્ષીએ કીધેલી સહી.

સ–તમે શા માટે એ ઉપર સહી કરતી વખતે ગભરાઇ ગયા હતા ? જ—હું સહી કરવાને રાજી ન હતો, પણ સહી કરવા વગર મારેથી સભામાથી બહાર જઇ શકાય એવું નહીં હતું. ઘણા માણસોએ સભામાં મારી ઉપર ખફગી બતાવી, જેથી તેઓ કદાચ મને મારે એવી મને ધાસ્તી હતી.

સ–તમે તાહેરભાઇ હમદાનીના હરફ જાણો છો કે ? જ—(જોઇને) હા.

સ–તેઓ જીવતા છે કે અને મુલ્લાંજીના મુરીદ છે કે ? જ–હા.

સ–તેઓ અલીભાઇ જેઓ અત્રે જુબાની આપી ગયા તેમના ભાઇ થાય ની ? જ–હા. અને અબદુલ્લાભાઈ હકીમુદીનના સાલા થાય છે.

સ—આ કિતાબ તમારા મામાના હાથ દસકતની છે કે ?
જ—હા, મારા માંમાવાના પણ અક્ષર તે ઉપર છે.

સ-તમારા મામાનું નામ શું ? જ—શેખ તુરાબભાઈ શેખ બદરૂદીન, તેઓ જીવતા છે, અને હાલના મુલ્લાંજીના કોઠારના તેઓ ૧૭ વરસ થયા સેક્રેટરી છે.

સ-તમારા મમાવા કોણ હતા ? જ-તેઓ બુરહાનુદીન સાહેબના વખતમાં રામપુરાના આમીલ હતા.

## મી૦ બીનીંગે કરેલી ઉલટ પાલટ તપાસ.

મી૦ બીનીંગની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપયા હતા.

સ-( દેખાડીને ) આ લખાણના ભાગ ઉપર કેવી રીતે લાઇન દોરી હતી ? જ-આખી લાઇન દોરી નહતી, પણ દરેક લીટીને છેડે નાની ઉભી લાઇનો દોરવામાં આવી હતી.

સ—તે દીવસ તમે જે લખાણ જોયું તે એજ છે કેની ? જ—હા.

સ-તમે તમારા સોલીસીટરોને એમ કહયું હતું કે આ દસ્તાવેજ ઉપરની લાઇનો છેકી નાખવામાં આવી છે. જ-નહી, મેં એવું કહ્યું નથી.

સ—તમે તમારા લખાણમાં "નો" શબ્દ છેકી નાખવા વીષે કહયું છે ની ? જ—હા.

સ—ત્યારે એ ઉપરનો ભાગ છેકી નાખવાનો હતો તો ફેરફાર કરવાની જરૂર શું એ લોકોને પડી ? જ-તે હું કહી શકતો નથી.

સ—તમે ઉપલી સહી કરતી વખતે ઘણા ગભરાયા હતા ? જ-હા.

સ—જો તેમ હોય તો એ લખાણ તમે છેકાવી નાખી કાં નહી શકયા ? જ—એ છેકી નાખવા પછી મારી ઉપર પાછું દબાણ કરવામાં આવ્યું હતું.

સ–તમારા ધરમમાં શરાબ પીવો હરામ છે ? જ–હા.

સ—તમે દારૂ પીતા હતા એ વાત ખરી છે કે ? જ–તદન જુદી વાત છે.

સ—( દેખાડીને ) આ હેંડબીલમાં જણાવેલું છે કે તમો સુરતમાં દારૂ પીને ધાંધલ કીધી હતી. આ હેંડબીલ તમે કદી જોયું છે કે ? જ–કદી નહી.

મી૦ કોલટમેન–હું આ હેંડબીલ ઓલખાવવા સામે વાંધો લઉં છું.

સ—તમોને ૧૯૧૬ માં દારૂ પીવા માટે મુલ્લાંજીએ પોતે ૫) રૂપીઆ દંડ કીધો હતો, અને એ રૂપીઆ તમે ભરયા હતા એ વાત ખરી છે કે ? જ–નહી.

સ–તમારા બાવા કપડવંજના આમીલ હતા ? જ–હા.

સ—ત્યાં તમારા બાવાએ તમોને નીમાજ પઢાવાનું કામ સોંપ્યું હતું કે ? જ—હા.

સ—તમારી ચાલને લીધે તયાંના વોહરાઓ નીમાજ પઢવા આવવાને ના પાડતા હતાની ? જ—નહી, એવું કદી બન્યું નથી.

સ—અને એ કારણે તમોને કપડવંજ છોડી જવું પડયું હતું ? જ—નહી.

સ–શેખ લુકમાનજી તમારા બાવા હતાની ? જ–હા.

સ—મુલ્લાંજીના બાબમાં જે કંઇ બન્યું તેથી તેમને વાકેફ

કીધા હતા કે ? જ—હા.

સ—તમે જે ફોટો રજુ કીધો તે તમારા બાવાને તમે બતાવ્યો હતો કે ? જ—મારા બાવાજીએ ઉલટો તે મને બતાવ્યો હતો.

## મુલ્લાંજીના દાઇ–ઉલ–મુતલક–હોવાના દાવા વીશે સાક્ષીની માન્યતા.

સ—( પત્ર દેખાડીને ) આ હરફ તમારા બાવાના છે કે ? જ—હા.

સ—આ પત્ર મુલ્લાંજી તાહેર સઇફુદીન ઉપર ૧૯૧૭ નાં સાલમાં લખેલું છે. એ ઉપરથી તમારા બાવા મુલ્લાંજી સાહેબને દાઇઉલ—મુતલક છે એમ માનતા હતા એમ જણાય છેની ? જ—નહી.

સ—આ હરફ તમારા બાવાના છે કે ? જ—હા.

સ—આ પત્ર ૧૯૧૬ ની સાલમાં મુલ્લાંજી સાહેબ ઉપર લખાયલું છે. તમારા બાવા પ્રમાણીક હતાની ? જ—હા.

સ—અંદરખાનેથી તેઓ ગમે એવા વીચારો મુલ્લાંજીના દરજ્જા માટે ધરાવતા હોય, પણ જાહેરમાં તો તેઓ મુલ્લાજીના વખાણનાર હતાની ? જ—નહી.

સ—જાહેરમાં એઓને કદી મુલ્લાંજીની વીરૂદ્ધ બોલતાં તમે સાંભલ્યા હતા કે ? જ—નહી.

સ—આ દસ્કત ( દેખાડીને ) તમારા બાવાના કાકાના છે કે ? જ—હું બરોબર તે ઓલખી શકતો નથી.

સ—આ બીજું કાગલ પણ એમના દસ્કતનું છે કે ? જ—હા.

સ—આ પત્ર કોણુ ઉપર લખ્યો છે ? જ–તે એમાં જણાવ્યું નથી, અબદુલકાદર નજમુદીન ઉપર તે લખેલો નથી.

નામદાર જજ—( મી૦ બીનીંગને ) આ પત્ર અત્રે લાવવાની જરૂર શું છે ? તે તમે પુરવાર કરો.

સ—તમે જણાવ્યું છે કે આ ફોટાની નકલ મામદભાઇ પાસેથી મને મલી હતી ? જ—હું તે જાણતો નથી.

સ— મામદભાઇ હમદાનીના હરફ તમો પાછાનો છો ? જ—નહી.

તેમનાં બાવા તાહેરભાઇના હાથ દસ્કત તમે જાણો છો ? જ—હા.

સ—આ લખાણુ વીશે તમો જાણો છો ? જ—નહી.

નામદાર જજ–( ઇનટર પ્રેટરને દેખાડીને ) આ કિતાબ ઉપર લખાણુ કેવી રીતે લખાયલું છે ?

ઇનટર પ્રેટર–આ કિતાબમાં એક વેળાએ ૮૫ મા પાના ઉપર એકવાર લખાણુ લખાય પછી બીજીવાર બીજા પાના ઉપર કિતાબ ફેરવીને લખવામાં આવયું છે.

સ—આ લખાણુ કેવી રીતે લખાયલું છે તેની કંઇ બીના તમો જાણો છો ? જ—નહી.

સ—આ કિતાબ તમારા મમાવાની છે તો તે તમારા હાથમાં કેમ આવી ? તે તો તમારા મામાના હાથમાં જવી જોઇએ. જ—મારા બાવાના વખતમાં ઘણી કિતાબો એમને આપ લે કરવામાં આવતી હતી, તેથી આ કિતાબ મારા બાવાના હાથમા આવી જે પછી તે મારા હાથમાં આવી હતી.

સ આ કિતાબ ' તાવીજ ' વીશે છે ? જ—હા.

સ—તમે તે આગલ કદી જોઇ હતી ! જ-મને તે યાદ નથી, ૩ કે ૪ વરસ ઉપર હશે.

સ—આગલ તમે જોયા વગર તમારા હાથમાં આવી ગઇ ? જ-મારા બાવાજીએ તે મને બતાવી હતી.

સ—આ કિતાબ અતરે લાવવા તમોને કોણે કહયું ? જ-મારા સમનસમાં જણાવ્યું હતું કે આ કેસ માટેના દસ્તાવેજો અને કાગલ્યા લાવવા. હું આ મુકદમા બાબત જાણુતો હતો તેથી હું એ લાવયો હતો.

સ—આ બુક, તમારી પાસે છે એમ તમે કોઇને કહ્યું હતું ? જ-હા, મેં ઘણાઓને કહ્યું હશે.

સ—આ કિતાબ તમારા બાવાના હાથમાં ૧૭ વરસ ઉપર આવી હશે ? જ-મને તે ખબર નથી.

સ—તમે જંગબારમાં તમારા બાવાજી પાસે મીશાક લીધો ત્યારે ત્યાંના આમીલ કોણ હતા ? જ-શેખ આદમ.

સ—મીશાક લેતી વેળાએ તેઓ હાજર હતા કે ? જ-નહી.

સ-તમારા બાવા કપડવંજના આમીલ હતા, ત્યારથી તેમને મીશાક આપવાનો અધીકાર હતોની ? જ-હા હંમેશ માટે.

સ—જંગબારમાં એ સત્તા એમને કોણે આપી હતી ? જ-જ્યારે એઓ શેખ થયા કે તે સતા મલી હતી, કોણે સતા આપી તે મને ખબર નથી.

સ—મુલ્લાંજી સાહેબ સીવાય બીજા કોણ એ સતા આપે ? જ—જેઓ દાઇ ઉલ-મુતલક હોય તેઓ એ સતા આપે.

સ—કયા દાઇના વખતમાં તમારા બાવા શેખ થયા હતા ? જ-તે મને ખબર નથી.

સ—તમારા બાવા ત્રણ વરસ થયા કઇ ઉમરે ગુજરી ગયા હતા ? જ—૬૪ વરસની ઉમરે.

સ—તમોને સર આદમજી પીરભાઇના બેટા સાથે ઘણો સારો સંબંધ છેની ? જ—મને ફકત એઓ સાથે ઓળખાણ છે વધુ નથી.

સ—મી૦ એ૦ એમ૦ જીવનજી સાથનો સંબંધ પણ તેવોજ છે ? જ—તેઓ સાથે સહેજ વધારે પીછાણ છે.

સ—અત્રેના બોખાં બજારમાં તમારી લોખંડ કામની દુકાન હતી કે ? જ—હા.

સ—એ દુકાન સંબંધી તમોને સર આદમજી પીરભાઇ અને મી૦ જીવનજી નાણાં સબંધી મદદ આપતા હતા કે ? જ—નહીં મારા બાવાએ નાણા આપ્યાં હતાં.

સ—તમારા બાવાને કાં નહીં એઓએ નાણાં આપ્યાં હોય ? જ—નહી તેમ બન્યું નથી.

સ—એ દુકાન હાલમાં નથી ને ? જ—નહી.

સ—ત્યારે તમારૂ ગુજરાન કેમ થાય છે ?

જ—જંગબારમાં મારા ઘરો છે તેનું મહીને દહાડે રૂ. ૨૦૦) જેટલું ભાડું આવે છે એ બાબતના મારી પાસે લખાણો છે. મારા પાસે તેનાં ખતો છે.

સ—ખત પત્રો કોના નામના છે ? જ—મારા બાવાના નામના છે.

સ—તમારૂં ઘર સુરતમાં છે કે ? જ—હા.

અતરે વધુ તપાસ ટીફીન માટે મુલતવી રહી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછીની તપાસમાં સાક્ષીએ મી૰ બીનીંગના સવાલના નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ-તમારી મીલકતનું મહીને રૂ. ૨૦૦ ભાડું ઉપજે છેની ? જ—હા.

સ—તે ઉપર ઇનકમટેક્ષ ભરો છો કે ? જ—નહી.

સ—કેમ નહી ?

નામદાર જજે અતરે એ સવાલ પુછવા દીધો ન હતો.

સ—તમે ગયા શુક્રવારે રાતરે મુંબઇમાં મી૰ મહમદભાઇ પાથરીઆ સાથે આવ્યા હતા ? જ-તેઓ ટ્રેનમાં હતા.

સ—મી૰ કરીમભાઇ આદમજી પણ તમારી સાથે સુરત આવ્યા હતા ? જ-તેઓ પણ ટ્રેનમાં સાથે હતા.

સ—શેખ હમદાની પણ તમારી સાથે હતા કે ? જ—હા.

સ-તમે શેખ ફઇઝુલાભાઇના જમાઇ છોની ? જ—હા.

સ—તમો મી૰ અલીભાઇ હમદાનીના દસ્કત પીછાણો છો ? જ—હા.

સ—તમે તેમના ભાઇ તાહેરભાઇના હરફ ત્યારે જાણો છો ? જ—હા.

મી૰ કોલટમેનની તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપ્યા હતા:—

સ—તમારા બાવાજી કપડવંજમાં આમીલ હતા ત્યારે મુલ્લાંજી સાહેબ ત્યાં આવયા હતા કે ? જ—હા. તેઓ આવયા હતા. અને આશરે ૧॥ મહીનો રહયા હશે.

સ—મુલાંજી સાહેબે તમોને ઓળખ્યા હતા કે ? જ—જ્યારે

તેઓ કપડવંજ હતા, ત્યારે મુલ્લાંજી સાહેબે મને કપડવંજ બોલાવ્યો હતો, કારણ મારા બાવાની જરૂરીના સબબે તેઓનું કામકાજ હું બજાવતો હતો. અને એ વેળાએ મુલ્લાજી સાહેબ સાથે જ હું ફરતો હતો.

સ—તમારા મમાવાના કેતાબખાનામાંની કોઇ બીજી કેતાબો તમારા બાવા ગુજર્યા પછી તમોને મલી હતી ? જ—હા. પાંચ છ મલી હતી, પણ બેના નામ મને ખબર છે. " "તાજ–ઉલ–હકાયત " અને " મજમુઉંસ સીતા—રસાઇલ" નામની તે છે.

## મી૦ મહંમદભાઇ મુલ્લાં અબ્દુલઅલી પાથરીઆની વધુ જુબાની.

મી૦ મહંમદભાઇ પાથરીઆએ મી૦ બીનીંગની ઉલટ પાલટ તપાસમાં નીચે મુજબ જવાબો આપ્યા હતાઃ—

સ—તમો ૨૮ મી જુલાઈ ૧૯૧૭ ને દીને બદરી મહાલમાં ભરાયેલી સભામાં હાજર હતા કે ? જ—હા, પણ હું તે તારીખ કહી શકતો નથી.

સ—સર આદમજી પીરભાઇના બોટાઓના સંબંધમાં શું પગલાં ભરવાં તે બાબેની સભામાં તમો હાજર હતા કે ? જ—હું તેવી કોઈ સભામાં હાજર ન હતો.

સ—ત્યારે કઇ સભામાં હાજર હતા?

જ–લડાઇ દરમયાન સરકારને મદદ કરવાને ફંડ ભેગું કરવાની સભામાં હું હાજર હતો.

સ—આશરે ૩ વરસની વાત ઉપર આ મુકદમા માટે વીચાર ચલાવવાને વોહરાઓની સભા મળી હતી તે તમો જાણો છો કે ? જ—હું જાણું છું, પણ હું તેમાં હાજર ન હતો.

સ—આ મુકદમાથી કોમમાં ઘણી ધીક્કારની લાગણી ઉત્પન્ન થઇ છે ની ? જ—હા, એવું કંઇ છે.

સ—તે બાદ કોમની કોઇ બીજી જાહેર સભામાં તમે ગયા નથી ? જ-નહી.

મુલ્લાંજી સાહેબ દાઇ—ઉલ—મુતલક છે કે ?

સ—તમો હજુર સુધી ચાંદાભાઇની સમજીદમાં જાઓ છો કે ? જ—હા.

સ—મુલ્લાંજી સાહેબ દાઇ—ઉલ—મુતલક છે એમ તમે માનો છો કે ? જ-તેઓ અલબતા અમારી કોમના ધાર્મીક વડા છે એમ હું માનું છું.

સ—તેઓ કોમના દાઇ ઉલ—મુતલક છે એમ તમે માનો છો કે ? જ—દાઇ-ઉલ-મુતલક શબ્દ છેલ્લા ત્રણ વરસ થયા બોલાય છે. મારી આખી જીંદગી દરમ્યાન હાલના " દાઇ" તરીકે માનતા હતા.

સ—હાલના મુલ્લાંજીનો દરજ્જો ૨૩ માયા ૨૨ મા દાઇના જેવો તમો ગણો છો કે ? જ-હું ધર્મ સંબંધી જાણતો નથી.

સ-તેઓ ઇમામના પ્રતીનીધી છે કે ?

જ—હું તેમને ' દાઇ ' તરીકેજ ઓળખું છું.

સ—તેઓ સીલસીલાબંધ ઉતરી આવેલા પ૧ મા દાઇ છે કે ? જ—મેં દાઇની ગણતરી કદી કીધી નથી.

સ—તમો કોઇ કબર ઉપર ભેટ ધરો ત્યારે પીરનો વસીલો લેવા માટે ધરોછો ની ? જ—હા તેમજ છે.

સ—એવી ભેટ તમે મુકો છો ત્યારે તમો જાણો છો કે તે ઉપર મુલ્લાંજીનો અખત્યાર રહેશે ? જ—અમે જયારે ભેટ ધરીએ

છીએ ત્યારે એમ માન્યે છીએ કે મુલ્લાંજી તે ખરચી શકશે.

સ—મુલ્લાંજી તેમ ખરચશે તે માટે તમો સંતોષ માનો છોની?

જ—મને મુલ્લાંજી માટે ઘણું માન છે.

સ—મુલ્લાંજી તમારા ધરમના સીધાંતો વીરૂધ તે ખરચશે એમ તમો માનતા નથી? જ—બચીત નહીં.

ગલ્લાના નાણાં ત્રસ્ટીઓ હજુર રહેવા જોઇએ.

સ—તમારો પોતાનો શું એવો અભીપ્રાય છે કે મુલ્લાંજી પાસેથી તેનો અખત્યાર લઇ લેવો જોઇએ? ચાંદાભાઇના ગલ્લા માટેનાં નાણાં મુલ્લાંજી પાસે રહે તે બાબે તમો શું ધારો છો?

જ—ચાંદાભાઇના ગલ્લાના નાણાં મુલ્લાંજીની દેખરેખ હેઠળ ત્રસ્ટીઓ હસ્તક રહેવાં જોઇએ એમ હું માનું છું તેઓ સઘળું કંઇ કામ કરી શકે નહીં.

સ—ત્યારે આ ત્રસ્ટીઓને કોઇ અગત્યના સવાલ વેળાએ મુલ્લાંજીની મરજી પ્રમાણે ચાલવું જોઇએની? જ—શરીઅત પ્રમાણે તેમ ત્રસ્ટીઓએ કરવું જાઇએ.

સ—તમે પોતે મુલ્લાંજીનો અખત્યાર આ ફંડના બરાબર વહીવટ થવા માટે કબુલ કરશોની? જ—હા જેમ અમોને શીખવવામાં આવ્યું છે તેમ અમે કબુલ કરીયે. મને પોતાને કાંઇ એ બાબતની તપાસ કરવાની તક મલી નથી.

નામદાર જજ—તમે કહેશો કે આ દુનીયામાં ત્યારે ગલ્લા ઉપર કોણનો અખત્યાર રહેવો જોઇએ? જ—મુલ્લાંજીનો.

સ—નાગપોરવાલા વોહરાઓ કોમમાંથી છુટા પડયાની વાત તમો જાણો છો? જ—નહીં. ઝાઝી નહી.

સ | અબદુલહુસેન નામના શખસે જાહેર કીધું હતું કે તે

ઈમામનો પ્રતીનીધી છે, અને તે વેળાના મુલ્લાંજી બુરહાનુદીન સાહેબ ' દાઇ નથી.

જ—મને તેની કંઇ બરાબર ખબર નથી.

મી૦ કોલટમેનની તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપ્યા હતા.

સ—એ નાણું ધરમને ખાતેજ ખરચવાં જોઇએની ? જ—શરીઅત પ્રમાણે મુલ્લાંજીને તે સખાવતમાંજ આપવાં જોઇએ.

સ—જો સખાવતમાં તે ખરચાય તો પછી તેનો હીસાબ આપવો જોઇએની ? જ—અમોને જે પ્રમાણે ધારમીક શીક્ષણ આપવામાં આવે છે તે જોતાં અમે તેની કાંઇ ઝાઝી દરકાર કરતા નથી.

મી૦ કોલટમેને અતરે પોતાનો મુકદમો પુરો થયલો જણાવ્યો પણ મુલ્લાંજી નજમુદીન સાહેબના પત્ર બાબે વધુ તપાસ કરવાની કોરટની રજા માગી હતી.

નામદાર જજે અતરે કાઉનસિલને પુછયું કે બદરી મહાલવાલી જુદી જુદી મીલકત બાબે તેઓ તકરાર ચલાવવા માગે છે કે ?

મી૦ કોલટમેન—મસજીદ ઉપરનો તેઓનો હક તેઓએ છોડી દેવાનું કબુલ કીધું છે. અમે એ સવાલ ઘણો અગત્યનો ગણતા હતા.

નામદાર જજ—એટરની જનરલ વીરૂધ બોઝેન કેટનો ઈંગ્લંડનો મુકદમો એવોજ છે, તેમાં સ્કુલની મીલકતને ટ્રસ્ટમાં ગણવી કે તે સવાલ હતો.

મી૦ કોલટમેન—પણ દાખલામાં પણ ધરમખાતુ હોવાની ના પાડવામાં આવે છે. વકફની મીલકત હોવાનો ઇનકાર કરવામાં આવે છે.

નામદાર જજ—કોરટ જો એવું માને કે તેને શા માટે આ મસજીદના બાબમાં વચે આવવું જોઇએ અને કંઇ નાણું ઉચાપત

કરવામાં આવ્યાં નથી આવી શક વગરની સાબેતી છે, તો તમે શું કહેશો ?

મી૦ કોલટમેન—આ બાબત હું અત્રે કંઈ બોલીને બંધાઈ જતો નથી. એડ જેનરલ તે બાબતમાં સઘળો ખોલાસો કરશે. આ સવાલ ઉપર વોહરાઓના ધરમખાતાના વહીવટનો આધાર રહેલો છે.

મી૦ બીનીંગ—એડ. જેનરલે પોતાનો મુકદમો ૩ મુદાઓ ઉપર પુરો કીધો છે.

આ મુકદમો સર આદમજી પીરભાઇના બેટાઓની સલામ બંધ કીધા પછી એક મહીનામાં ઉભો કરવામાં આવ્યો હતો ? તેમજ છેલા પોલીસ કોરટવાલા મુકદમા પછી તુરત તે હાથ ધરવામાં આવ્યો હતો.

મી૦ કોલટમેન—સર આદમજીના બેટાઓને પોલીસ કોરટવાલા મુકદમા સાથે કંઇ પણ લાગતું વલગતું હતું નહીં, સર આદમજીના બેટાઓની સલામ બંધ કીધા આગમજ જુલાઇ ૧૯૧૭ નો આ ગલ્લાનો હીસાબ દેખાડવામાં આવ્યો નથી. હાલના જેવો મુકદમો કદીબી નીકલ્યો નથી માટેજ મુસ્કેલી નડે છે.

## ભણેલા માણસો શું માગે છે ?

વોહરા કોમના ભણેલા માણસો ચાહે છે કે આ ફંડનો હીસાબ જાહેર થવો જાઇએ છે. ફકત મહીને રૂ. ૭૫ સીવાય બીજો હીસાબ જણાવવામાં આવતો નથી કંઇ પણ બંદોબસ્ત માટે કોમના ભણેલાઓ ઇંતેજાર છે.

મી૦ કોલટમેને અત્રે ખાહેસ દેખાડી કે આ મુકદમો એડવોકેટ જેનરલ પુનાની કાઉનસીલની બેઠકમાંથી પાછા ફરે ત્યાં સુધી મુલ-

તવી રાખવામાં આવે તો તેઓ વધુ સારી રીતે એ બાબતના ખોલાસા આપશે.

## મી૦ બીનીંગે શરૂ કીધેલો પોતાનો મુકદમો.

નામદાર જજે તેમ કરવાને ના પાડયા પછી મી૦ બીનીંગે પોતાની તરફનો મુકદમો શરૂ કરતાં જણાવ્યું હતું કે મી૦ કોલ્ટમેન એવું જણાવે છે કે, તેઓ એડવોકેટ જેનરલની ગેરહાજરીમાં કંઇ બોલી શકતા નથી તે અજાયબ જેવું છે. આ કેસ એડવોકેટ જેનરલ તરફથી કોમના લાભ માટે લાવવામાં આવ્યો છતાં તેઓ કોમની બેદરકારી માટે ફરીયાદ કરતા નથી. આ કેસમાં કંઇ ( Breach of trust ) વીશ્વાસઘાત જેવું નથી તેમજ કોઇ સામે કદીબી ફરીયાદ થઇ નથી. મી૦ પાથરીઆ જેવા એક આગેવાન પણ સંતોષ પામેલા જણાય છે. ફરીયાદ પક્ષનો મુકદમો શનીવારે પુરો થયો છે છતાં તેઓ વીશ્વાસઘાત બાબત પુરાવા લાગી શકયા નથી. અમે મુલાંજીને કેવી સતા છે તે સાક્ષી લાવીને પુરવાર કરીશું. હું એવું માગું છું કે આ મુકદમો કેટલાક નારાજ થયલા વોહરાઓ કોરટમાં લાવ્યા છે, પણ તેઓ પુરવાર કરી શકયા નથી કે એમાં કંઈ વિશ્વાસઘાત જેવું છે, યા તો કોઇએ કદી કંઇ ફરીયાદ કીધી હોય યા કોઇ ત્રસ્ટી નેમવાની માગણી કીધી હોય. આ કેસમાં જે સોલીસીટરો છે તેજ પોલીસ કોરટના તેમજ બીજા લાઇબલના મુકદમામાં હતા. મસજીદનો સવાલ પાછળથી ઉભો કરવામાં આવ્યો છે. કંઇબી ગેરવહીવટ થાય નહી ત્યાં સુધી એડવોકેટ જેનરલથી એ સવાલમાં વચ્ચે પડાય નહી. અમારી પક્ષ સામે છાપામાં ચાલુ હીલચાલ ચલાવવામાં આવી હતી જ્યારે ફરીયાદી મંડાઇ ત્યારે કંઇ ધરમખાતાનું નામ લાવવા માટે મસજીદ આગલ ધરવામાં આવી.

નામદાર જજ—મારે તમોને હવે પછી પુછવું છે કે મસજીદની આમમાં તમો કેવો બચાવ લાવનાર છો ?

મી૦ બીનીંગ—મસજીદ બાબે કંઈ ફરીયાદ થઇ નથી.

એ બાદ મી૦ બીનીગે ઓએ લો રીપોરટમાંથી એક મુકદમો ટાંકી બતાવ્યો હતો. અને ઉમેરયું કે આ મુકદમો વેહવારૂ રીતે તપાસવો જોઇએ. એમ સમજો કે અમારી વીરૂદ્ધ ચુકાદો આવે તો પછી ત્રસ્ટીઓ કોણને નેમવામાં આવશે ? દાઉદી વોહરાઓજ તેના ત્રસ્ટી થશે, અને સામી પક્ષવાલા કોઈ પણ વોહરા તે માટે બહાર પડશે નહી. તે વેળાએ આ ત્રસ્ટીઓને કોઇ અગતના સવાલ વેળાએ મુલ્લાંજીનો ચુકાદો માન્ય રાખવો પડશે. કોઇબી એમ કહેશે નહીં કે જવાબદારે કંઇ ઘોટાલો કીધો છે ફક્ત તેમના દરજાને ધક્કો પોંહચાડવા આ મુકદમો લાવવામાં આવ્યો છે.

મુલ્લાંજીનો કોમમાં કેવો દરજજો છે તે અમો બતાવી આપીશું.

કોઇબી કાયદો જો લાગુ પાડવામાં આવે તો ઇંગ્લંડના કાયદાઓજ ચોકસ ફેરફાર કરીને લાગુ પાડવામાં આવે છે.

નામદાર જજે એ બાદ ઇંગ્લંડના રાજા જયોરજ ૩ જાના વખતનાં એવા એક મુકદમાંની યાદ આપી હતી.

મી૦ બીનીંગ—એડ જેનરલ જે એવું જણાવે છે કે ત્રસ્ટ વગર એક ફંડ ચાલેજ નહી તો કોમના શું વીચાર છે. તે જોવા જોઇએ. કોઇ બીજાઓની નજરમાં તેમ લાગેબી પણ દાઉદી વોહરાઓ એ બાબત શું વીચાર અને અતેકાદ ધરાવે તે જોવાનું છે.

અત્રે વધુ તપાસ મુલતવી રહી હતી.

---

તા૦ ૨૮—૯—૧૯૨૦.

આજે મુકદમો શરૂ થતાં મી૦ બીનીંગે પોતાનું વધુ ભાષણ કરતાં જણાવ્યું કે, મુલ્લાંજી સાહેબની અરજ એવી છે કે તેઓ સીકલુઝનમાં રહેલા ઇમામના પ્રતીનીધી છે. દાઉદી વહોરાઓ એવું સમજે છે કે મુલ્લાંજી સાહેબ જે હુકમ કરે તે તેઓએ ધાર્મિક ફરજ તરીકે માન્ય રાખવો. 'દાવત'ના ફંડનો વહીવટ તેઓ 'દાવત'ની મરજી મુજબ કરે છે. અને કોમના તેમજ બીજા મુસલમાનોની માન્યતા મુજબ તેઓ 'મહમદ પેગંબર'ના પ્રતીનીધી છે, મારી તકરાર એવી છે કે અત્રે એક ચોકસ માન્યતા ધરાવનારી કોમ છે, દાઉદી વહોરાઓ મુલ્લાંજી સાહેબને કોર્ટમાં લાવી હીસાબ માંગે અને તેઓને ટ્રસ્ટી તરીકે બહાર કાઢવા માંગે તે આખી કોમના મનથી ઘણુંજ અપવીત્ર છે. હવે આ મુકદમાની આગળ શું બન્યું છે તે હું તમો નામદારને જણાવીશ. પેપરોમાં સામસામા લખાણો કયારે થયા તે હું જણાવીશ. 'પ્રજા મીત્ર'માં લંબાણ આર્ટીકલો શરૂ થયા.

અત્રે મી૦ કોલ્ટમેને આ બાબત રજુ કરવા સાફ વાંધો લેતાં મી૦ બીનીંગે એ પત્રનાં અધીપતીને શાક્ષીમાં લાવી તે બાબદ પર પુરવાર કરવા જણાવ્યું હતું. મી૦ બીનીંગે આગળ ચાલતાં જણાવ્યું કે આ મુકદમો સારી નીષ્ટાથી માંડવામાં આવ્યો નથી. મુલ્લાંજી સાહેબ સામે મોટી અદાવત ધરાવનારા કેટલાક આસામીઓ તરફથી તે માંડવામાં આવ્યો છે. તા. ૩ જી જુને એડવોકેટ જેનરલે પહેલા પ્રતીવાદી ઉપર એક પત્ર લખી સખાવતોની એક ટીપ પુરી પાડવાને જણાવ્યું હતું. વળી તેઓએ નાળીએરવાડીનાં કબ્રસ્તાનનાં મેનેજરોને પણ લખ્યું હતું. તા૦ ૪ થી જુલાઇએ અમો ઉપર એક પત્ર લખવામાં આવ્યું હતું જેનો તા૦ ૭ મી જુલાઇએ અમે જવાબ આપ્યો હતો. જેમાં અમોએ સંપુર્ણ કેસ રજુ કીધો હતો. આ પછી

પેપરોમાં બીજી ઘણીએક આર્ટીકલો આવી. તા૦ ૨૭ અને તા૦ ૨૮ મીએ મોટી સભાઓ મળી અને મુલ્લાંજી સાહેબને ચોક્સ આસામીઓ સાથ પોતાનો સંબધ છોડી દેવાની ફરજ પાડી. તા૦ ૩૦ મા જુલાઇએ અને તા૦ ૩૧ મી જુલાઇએ એડવોકેટ જેનરલ પર કાગળ લખી અમોએ સઘળી ખબર પુરી પાડી. આ પછી ઓગસ્ટમાં બીજી વધુ આર્ટીકલોએ પેપરમાં દેખાવ દીધો. તા૦ ૮ મી સપ્ટેમબરે સર આદમજી પીરભાઇના ત્રણ બેટાઓએ એડવોકેટ જેનરલ તરફથી એક એફીડેવીટ કીધી હતી જેમાં જણાવવામાં આવ્યું છે કે ગલ્લાના હીસાબના ચોપડાઓ સાથે ચેડાં કાઢવામાં આવે છે અને બીજા નવા ચોપડાઓ બનાવવામાં આવ્યા છે એવું ચોક્સ આસામીઓ તરફથી અમોને જણાવવામાં આવ્યું છે. માટે રીસીવર નેમવો. આ પછી તા૦ ૭ મી અકટોબરે કોમની એક મોટી સભા મળી હતી. અને ત્રણ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. ( આ ઠરાવો કોરટ સનમુખ મી૦ બાર્નીંગે વાંચી સંભળાવ્યા હતા. ) જેમાં જણાવવામાં આવ્યું હતું કે એડવોકેટ જેનરલે મુલ્લાંજી સામે અદાવત ધરાવનારા કેટલાક શેખસોની ઉશકેરણીથી મુલ્લાંજી સાહેબ કે જેઓ અમારા ધાર્મિક તથા સંસારીક વડા છે તેઓ સામે મુકદમો માંડયો છે તે માટે આ સભા અતીશય દીલગીરી જાહેર કરે છે.

આ પછી તા૦ ૯ મી અકટોબરે હીસાબની તપાસ કરવાને અરજ કરવામાં આવી અને પ્રજામીત્રમાં બીજી વધુ આર્ટીકલોએ દેખાવ દીધો. આ પછી શરફઅલી માસુજીએ મુંબઇના વડા આમીલ સામે મુકદમો માંડયો જેમાં ફરીયાદી તરફથી એડવોકેટ જેનરલ હાજર થયા હતા.

મી૦ બીનીંગે આગળ ચાલતાં જણાવ્યું કે ઇબરાહીમ આદમજી
ભાઇએ " મુરીદે રોજગાર " માં એક આરટીકલ લખી હતી.
૨૮ મી જુન ૧૯૧૮ ના દીવસે ઓફીશીઅલ એસાઇનીવાળો
લાવવામાં આવ્યો હતો. તા૦ ૨૭ મી જુલાઇએ મી૦ એ. એમ.
નજી તરફથી પેન કંપનીએ મારા કુળ સામે રૂ. ૧૫ લાખના
ક્ષીનો દાવો માંડયો હતો. આદમજી પીરભાઇના સઘળા બેટાઓએ
ર પ્રસંગે એડ. જન. ગુલાબચંદ વાહાડચા મારફતે બદનક્ષીનો દાવો
યો હતો. બદનક્ષીના સઘળા દાવાઓની રકમ રૂ. ૧ કરોડની થવા
છે. બાદ મુલ્લાંજી સાહેબના બેટા ફાઝલભાઈ સામે નાદારોએ
દીન સાહેબને આપેલા જણાવવામાં આવતા પૈસા માટે દાવો
યો હતો. રહેમતઅલીએ મુલ્લાંજી સાહેબ સામે પ્રગટ કીધેલાં હલકાં
ાન્યાં માટે નામદાર શહેનશાહ તરફથી તેની સામે મુકદમો માંડ-
ાં આવ્યો હતો. જુદા જુદા બનેલા બનાવોનો આ સાર છે.
જી સાહેબની સ્થિતિને નુકશાન પહોંચાડવા માટે વેરને ખાતર
ઃમજી પીરભાઈના બેટાઓએ આ મુકદમો માંડયો છે એવો અર્થ
છે, વાદી તરફથી આપવામાં આવેલી જુબાનીનું તોલ કરતાં આ
ઃમાના તળીયામાં છુપાયલી ધારણાઓ તમો નામદારે ધ્યાનમાં લેવી
એ. હવે હું ગેઝેટીઅરમાંના જે ચોકસ ફકરાઓ ઉપર આધાર
ં છું અને જે અમોને ટેકો આપે છે તે વીષે હું ઇસારો કરીશ.
તે પહેલાં હું ઇનામોની ટીપ તેઓને લગતાં ઇંગ્રેજી વરસો સાથે
કરીશ જે તમો નામદારને સગવડ ભરેલી થઇ પડશે. બોમ્બે
ટીઅરના ૯ મા વોલયુમ પર હવે હું તમો નામદારનું ધ્યાન
ીશ. દાઉદી વોહરાઓનો પોષાક અરબોને મળતો આવે છે. તેઓ
ાલ યમનથી આવ્યા હતા. હીંદના મેહેમેદનોના પોષાકને મળતો

આવતો નથી. તેઓ ઘણા ધર્મચુસ્ત મેહેમેદનો છે અને ધર્મની બાબતમાં પણ ચીવટ છે. એ પછી મી૦ બીનીંગે ગેઝેટીઅરમાંથી દાઉદી વોહરાઓનું વર્ણન વાંચી સંભળાવીને જણાવ્યું કે એવો કે એવો કોઇબી મેહેમેદન નથી કે જે કોઇબી કબરની તરફ વધતાં ઓછાં માનની નજરે જાતો નહીં હોય. આ વોલયુમના કર્તા સર જેમ્સ કેમપબેલ હીંદમાં ઘણા જાણીતા હતા. વોહરાઓ હીંદમાં કેમ આવ્યા તેને લગતી વીગતમાં ઉતરીને હું તમો નામદારને કંટાળો નહીં આપીશ. વોહરાઓમાં જાફરી અને સુલેમાની તથા નાગપોરીવાળાઓના પંથો છે. મરહુમ મી૦ જસ્ટીસ બદરૂદીન તઇબજી સુલેમાની વોહરા હતા, મરહુમ સર આદમજી પીરભાઇ એક અસાધારણ પ્રકારના વોહરા હતા. તેવણ મુલ્લાંજી સાહેબને ચુસ્ત રીતે માનતા હતા. અને મુલ્લાંજીનો તેવણ પર મોટો વીશ્વાસ હતો, સર આદમજી પીરભાઈ અને મુલ્લાંજી સાહેબ વચ્ચે કાંઇબી ભંગાણ પડયું હતું નહી. મુલ્લાંજી સાહેબે તેવણનાં મોતનાં બીછાણાં આગળ, પાયદસ્ત ક્રિયામાં, ત્રીજા દીવસની ક્રિયામાં અને ચાલીસમાં દીવસની ક્રિયામાં હાજરી આપી હતી. મરહુમ આદમજીએ મોતના બીછાણાં પર મુલ્લાંજી સાહેબ પાસે મીશાક લેવાની ઇચ્છા બતાવી હતી, અને મુલ્લાંજી સાહેબ હાજર થયા હતા, તેટલાં સર આદમજી બેભાન થઇ ગયા હતાં. એક વોહરો જો મુલ્લાંજી સાહેબને નહીં માને તો તેને કોમની બાહેર જવુંજ જોઇએ. કેટલીક વેળા લોકો કોમના વીચારોથી જુદા વીચારો બાંધે છે. તે વેળા તેઓની ફરજ કોમને પોતાના વીચાર તરફ દોરવવાની યા તેની બાહેર જવાની છે મુલ્લાંજી સાહેબ એક રીતે જોતાં ત્રસ્ટી છે. અદૃશ્ય અને એકાંતવાસ થયલા ઇમામને હીસાબ આપવાને તેવણ બંધાયલા છે. બીજા કોઇનેબી હીસાબ આપવાને તેવણ બંધાયલા નથી. આ

ફંડો મુલ્લાંજી સાહેબનો ઓધો જે ગ્રહસ્થ ભોગવતા હોય તેઓને તેમાં નાણું ભરનારાઓએ એવી સમજુતી સાથે સોંપેલાં છે કે તેના વહીવટ અને ભોગવટાની કોઈ આડે આવી શકે નહી, અને તેનો કોઇનેબી હીસાબ આપવાને તેવણ બંધાયલા નથી. અમારી પછીના મુલ્લાંજી સાહેબ હાલના મુલ્લાંજી સાહેબ વફાત પામે અને તેવણ પોતાની પછી આવનારા દાઇને પોતે નેમે ત્યાં સુધી ઓધા ઉપર આવી શકે નહી. એ કાંઈ તેવણની અંગત મીલકત નથી. એ કાંઇ તેવણના વારસોને મળવાની નથી. એ મીલકત તેવણની હઇયાતી સુધી તેવણના હવાલામાં છે, અને તે પછી તેવણની જગ્યાએ આવનારા દાઇને તેવણની જીંદગી સુધી હસ્તક થાય. ફરીયાદનામાના ૮ મા ફકરા ઉપરથી જણાય છે કે અમારો કેસ શું હતો તો વીશે વાદીને કાંઇબી શક હતો નહી. તમો નામદારે પ્રથમ ખરી હકીકત ધ્યાનમાં લઇને તે બાદ તેને કાયદો લાગુ પાડવાનો છે એમ હું કહેવા માગું છું. મારો પહેલો જવાબ એ છે કે ટ્રસ્ટનો કાંઇબી ભંગ કરવામાં આવ્યો નથી અને તેથી આ મુકદમો ટકી શકે નહી. મુલ્લાંજી સાહેબની એફીડેવીટમાં અમોએ ખુલાસો આપ્યો છે કે અમારાં દરજ્જા લીધે ફંડો ઉપરનો અમારો કાબુ બેતકરાર છે. એડવોકેટ જેનરલની દલીલ એવી છે કે ચાંદાભાઇ પીર હોવાથી ગલ્લાના પઇસા ૯૨ મી કલમને આધીન છે. તેવણ વળી એવી દલીલ લાવ્યા છે કે એ પઇસા હમેશાં સખાવતમાં વપરાયા છે અને દસ્તાવેજો બતાવે છે કે પહેલા અને બીજા પ્રતીવાદીઓ ટ્રસ્ટી છે અને ઇનિડેમનીટી બોંડ બતાવે છે કે મુલ્લાંજી સાહેબ પણ ટ્રસ્ટી છે. હું કહું છું કે બે અગત્યના મુદાઓ ઉભા થાય છે તેમાંનો પહેલો એ છે કે ટ્રસ્ટનો કાંઇબી ભંગ થયો છે કે? હું કહું છું કે ટ્રસ્ટનો કાંઇબી ભંગ થયો નથી. આ

મુકદમો એવું જાહેર કરાવવા માટે લાવવામાં આવ્યો છે કે મુલ્લાંજી સાહેબ એક ટ્રસ્ટી છે કે નથી. જો જરૂર પડે તો કોર્ટ પોતાનો કાબુ રાખી શકે. એ પછી મી૦ બીનીંગે કાયદાની સહાદત ટાંકીને જણાવ્યું કે એડવોકેટ જેનરલ મુલ્લાંજી સાહેબને કોર્ટના કાબુ હેઠળ ફંડોના ટ્રસ્ટી ઠરાવવા માગે છે. એડવોકેટ જેનરલ કહે છે કે ટ્રસ્ટની નેમ મસજીદ તથા ઓરસની મેજબાનીના નીભાવ માટેની છે, અથવા મસજીદ તથા ઓરસની મીજબાની યાને બીજાં કશાના નીભાવ માટેની છે, પણ તે બીજું કશું શું છે તે તેવણે જણાવ્યું નથી. મસજીદનો નીભાવ થાય છે તેમજ ઓરસની મેજબાની પણ થાય છે. ફાજલ નાણાં મીલકતોમાં રોકવામાં આવ્યાં છે. બદરી મહાલના નાણાંની રકમ દાવતની મીલકત તરીકે લેખવામાં આવે છે. અમારા એજંટોએ મુલ્લાંજી સાહેબનાં નામનું ખાતું ખોલ્યું છે. જે બતાવે છે કે એ દાવતની મીલકત છે. મુલાંજી સાહેબ ટ્રસ્ટનો ઇનકાર કરે છે તે સીવાય બીજી કોઇ પણ રીતે ટ્રસ્ટનો કોઇબી ભંગ કરવામાં આવયો નથી એમ કહું છું. તેવણ ઈમામ તરફથી કામ કરતા ટ્રસ્ટી છે'. એવી દલીલ લાવવામાં આવે છે કે એ પઇસા જાહેર ઉપયોગનાં સખાવતનાં તથા ધર્મનાં કામમાં વપરાવા જોઇએ. એ પછી એ દાખલાના સંબંધમાં કાયદાની સાહાદત ટાંકીને મી૦ બીનીંગ બોલ્યા કે મસજીદ ' એસ્ટેબલીસ્ડ ઇનસ્ટીટયુશન છે, પણ બીજા કશાને એસ્ટેબલીશડ ઇનસ્ટીટયુશન તરીકે લેખી શકાય નહી.

અસલ ભેટો કબરપર મુકવામાં આવતી હતી, પણ વખતના વેહેવા સાથે તે ભેટો વધવા લાગતાં તે માટે મુલ્લાંજી સાહેબની પરવાનગી વગર " બોક્ષ " મુકવાનું દુરસ્ત ધારવામાં આવ્યું હતું. મુલ્લાંજી સાહેબની પરવાનગી વગર " બોક્ષ " મુકી શકાય નહી.

નવી તીજોરી મુકવામાં આવી ત્યારે મુલ્લાંજી સાહેબની પરવાનગી લેવામાં આવી હતી ગલ્લામાં પઇસા નાખનારો દરેક વોહોરો એવી માન્યતાથી તેમાં પઇસા મુકે છે કે તે ઉપર મુલાંજી સાહેબનો સંપૂર્ણ કાબુ અને તેવણની કુલ મુખત્યારી છે તેથી વીરૂધ જો કાંઇ કહેવામાં આવે તો તે નાણાં ભરનારાઓની ઇચ્છાની વીરૂધ જવા બરાબર છે. અમારો ધર્મ શું છે. તે કોર્ટે જોવાનું છે. ધર્મની માન્યતા શું છે. ? તે એ છે કે મુલ્લાંજી સાહેબ કાંયબી ખોટું કરી શકે નહીં. આ કેસમાં ત્રસ્ટનો કાંઇબી ભંગ કરવામાં અવ્યો નથી અને યોજના ઘડવાની કંઇબી જરૂરત નથી એવું કોર્ટે ઠરાવવું જોઇએ એમ હું કહેવા માગું છું. ગલ્લાનું ફંડ કયારે શરૂ થયું તે કોઇ જાણતું નથી. પણ મુલ્લાંજી સાહેબ સીવાય બીજો કોઇબી તે ઉપર કાબુ રાખી શકે નહીં એવી માન્યતાથી તેમાં નાણાં ભરવામાં આવે છે. તેવણ એક રીતે ત્રસ્ટી છે, પણ તેવણ સાધારણ પ્રકારના ત્રસ્ટી નથી. તેવણ ઉપર જેઓ વીશ્વાસ મુકે છે કે તેઓની એવી ધાર્મીક માન્યતા છે, તેવણ કાંઇબા ખોટું કરી શકેજ નહીં. મુલ્લાંજી સાહેબ જે કાંઇ કરે તે સામે કાંઇબી શક લઇ જવાનું દરેક દાઉદી વોહોરો પોતાને માટે અશકય માને છે. જો એ ત્રસ્ટ હોય, તો ત્રસ્ટનો કાંઇબા ભંગ કરવામાં આવ્યો નથી, અને નવા ત્રસ્ટીઓની કાંઇબી જરૂર નથી. તેમજ યોજનાની કાંઇબી જરૂર નથી. અને યોજનાની કોઇબી માગણીબી કીધી નથી, આ કેસ અત્રે કોઇની મરજીના વીરૂધ લાવવામાં આવ્યો છે. કોમે નાણાં પુરા પાડયાં છે. કોમના " પીકયુલીઅર " સંજોગો આપણને ધ્યાનમાં લેવાના છે. એ લોકો મુલ્લાંજી સાહેબને પઇસા આપે છે. દાઉદી વોહરાઓ ગલ્લામાં પઇસા નાખે છે. ત્યારે તે મુલ્લાજી સાહેબના હાથમાં જાય છે. એમ તેઓ જાણે છે. એ કાંઇ ત્રસ્ટ નથી. તેઓના

મનમાં એવો કાંઇબી ખ્યાલ નથી.તેઓ કબરના ગલ્લામાં એવું ધારી-ને પઇસા નાખે છે કે તે મુલ્લાજી સાહેબ વાપરશે, અને તેઓ માને છે કે મુલ્લાંજી સાહેબ કાંઇબી ખોટું કરશે નહી. મુલ્લાંજી સાહેબને પઇસા હવાલે કરતી વેળા તેઓના મનમાં ત્રસ્ટનો કાંઇબી ખ્યાલ હોતો નથી. મુલ્લાંજી સાહેબ ઇમામના પ્રતીનીધી છે, અને તેવણને ઇમામાનેજ જવાબદાર માનવામાં આવે છે. દાઉદી વોહરાઓ એવું માનીને મુલ્લાંજીને પઇસા આપે છે કે મુલ્લાંજી તેનું જેબી કાંઈ કરે તે વાજબી હોવુંજ જોઇએ કોમની એ માન્યતા છે અને તેના ધર્મનો એ અગત્યનો ભાગ છે, જેને કોર્ટે વજન આપવુંજ જોઇએ. કોમની માન્યતા એવી છે કે એ પઇસાનું મુલ્લાંજી સાહેબ જે કાંઈ કામ કરે તે વાજબીજ હોઇ શકે. એ પછી પડેલી જુબાનીમાંના કેટલાક ફકરાઓ વાંચી સંભળાવીને મી૦ બીનીંગ બોલ્યા કે એ જુબાની ખુલ્લું બતાવે છે કે એ પઇસા પર કાબુ રાખનારા લાયક માણસ એકલા મુલ્લાંજી સાહેબ છે. ત્યાર બાદ શેખ સાહેબની જુબાનીમાંથી કેટલાક ફકરાઓ વાંચી સંભળાવીને મી૦ બીનીંગે કહયું કે પઇસા શું કામ માટે વપરાય છે તેની વોહરાઓને દરકાર નથી. તેઓને તો એટલી-જ દરકાર હોય છે કે તે મુલ્લાંજી સાહેબના હાથમાં જાય એ પછી કેટલીક વધુ જુબાની ટાંકીને મી૦ બીનીંગે જણાવ્યું કે મી૦ પાથરી-આએ જે કહયું છે તે પછી આ મુકદમો મુદલ ટકી શકે નહીં. એ કાંઇ સખાવત નથી, કારણ કે તે મુલ્લાંજી સાહેબને તેવણની કુલ મુનસફી મુજબ વાપરવાને આપવામાં આવે છે. પઇસાનું શું થશે તેના સંબંધમાં દરેક દાઉદી વોહોરાના મનમાં કાંઇબી શક નથી.

અત્રે કોર્ટ ટીફીન માટે ઉઠી હતી.

## ટીશીન પછીની તપાસ.

ટીશીન પછીની તકરારમાં મી૦ બીનીંગે ભાષણ કરતાં જણાવ્યું હતું કે મુલ્લાંજીનો નાણાં ખરચવાનો હક મી૦ પાથરીઆ જેવા સાક્ષી કબુલ કરે છે. દાઉદી વોહરાઓને લાગે વલગે છે ત્યાં સુધી તેઓ ધરમના સિદ્ધાંતો પ્રમાણે નાણાં ખરચે છે વળી દરેક વોહોરા એવું માને છે કે મુલ્લાંજીને ખુદાના પ્રતીનીધી તરીકે નાણાં ખરચવા દેવામાં આવે છે જ્યાં સુધી મુલ્લાંજી ખુદાના પ્રતીનીધી જેવા છે.

નામદાર જજ—કેથલીક ધરમના પીરો પણ એજ માફક માન પામેલા છે, છતાં તેની મીલકતો ટ્રસ્ટના કાયદામાં આવી શકે છે.

મી૦ બીનીંગે જણાવ્યું કે એવું કદીબી જાહેર કરવામાં આવ્યું નથી કે અમે નાણાં ઉપર સંપૂર્ણ કાબુ ધરાવતા નથી. દાવતના ફંડો છે તે ઉપર મુલ્લાંજીને પોતાની હયાતી સુધી અખત્યાર છે. મુલ્લાંજીને દાઇ—ઉલ–મુતલક કે દાઇ અથવા હઝરત ઇમામના પ્રતીનીધી કહો, પણ તેનો અરથ એકજ છે, દરેક શબ્દો સત્તા ધરાવે છે. સાક્ષીઓની તપાસમાં શેખ ફઇઝુલાભાઇ વકીલ કબુલ કરે છે કે, તેઓ પોતે જે વીચાર ધરાવે છે તે સઘળા દાઉદી વોહરાઓ ધરાવતા અને દાઇઉલ મુતલક તરીકે મુલ્લાંજીને ગણવા ના પાડવા છતાં ઇમામના પ્રતીનીધી તરીકે તેઓ તેમને ગણે છે, ઇમામના પ્રતીનીધી ન હોય તો કોમ આશા વગરની રહેવા પામે.

ગલ્લા માટે બોલતાં મી૦ બીનીંગે જણાવ્યું હતું કે, જો મુલ્લાંજીને તેઓ દાઈ તરીકે ગણતે નહી તો એ ગલ્લો ત્યાં રહેવા પામતેજ નહીં.

મુલ્લાંજીને એ ગલ્લાનો બીજી રીતે ઉપયોગ કરે નહી એવું કહેવામાં આવે છે, પણ કોઇબી વોહરો તેમ છડેચોક જાહેરમાં આવીને જણાવતો નથી.

મુલ્લાંજી બુરહાનુદીનના અકીદા બાબત બોલતાં મા૦ બીનીંગે જણાવ્યું કે શું એવું કોઇ માનશે કે કોમના વડા જેવા પોતાની સામે જાય એવી વાત ફેલાવા માગે અને તે લખી આપે ? અને વળી એ લખાણના ફોટો ઉતારવા તે પોતાના ભાઇને આપે ? હું ધારૂં છું કે મુલાંજીને દબરાવવા માટે આ સાધન ઉભું કરવામાં આવ્યું હતું. એક સાક્ષીએ અત્રે જણાવયું હતું કે કાગળની એક બાજુએ પહેલાં પાનાં ઉપર લખીને પછી બીજા પાનાને બદલે ત્રીજા પાના ઉપર લખવામાં આવ્યું હતું. ફોટામાં તો જાણે એકજ પાનું હોય તેમ જણાય છે. એક કાગળના તાવની વચ્ચે આ લીટી કેમ જણાય ? સાક્ષીએ એ કાગળ લખતાં કદી જોયુંજ નથી એમ તે સાબેત કરે છે.

નામદાર જજ—પહેલા પાના ઉપર આ કાળી લાઇન શાની છે ?

મી૦ બીનીંગ–તે આપણે કહી શકતા નથી. એવું માલમ પડે છે કે પહેલા એક પાના માટે અને પછી બીજા પાના માટે કાગળ વાપરવામાં આવ્યા છે. તેઓ એવું પુરવાર કરી શકયા નથી કે બુરહાનુદીને પોતેજ એ અકીદો લખ્યો હતો. આ અકીદાની તકરારમાં બુરહાનુદીન ૪૯ મા દાઈ નથી એમ જણાવી નાગરપારવાળા વોહરાઓ જુદા પડયા હતા.

નામદાર જજ—ત્યારે ૪૬ મા દાઇએ નસ કેમ ઉતારી ?

મી૦ બીનીંગ—૪૭ મા દાઈ વીશે ઘરમથી ઉલટા વીચારો ફેલાયા હતા, અને ઘણો વખત સુધી ગુંચવણો રહી હતી. ૮૨ વરસ સુધી કોઇબી શક વગર દાઇઓની નેમણુંક થઇ હતી. પણ

બુરહાનુદ્દીનના દાખલામાં ફક્ત શક રહયો. જો ફોટો ખરો હોય તો આ વાત ખોટી ઠરે છે એમ મારો મુદ્દો છે. ચાંદાભાઇ પીર છે કે નહી, તે બાબત હું હવે કહીશ. ચાંદાભાઈ પીર હોય કે નહી, પણ જે પઇસા ધરવામાં આવે છે તે ઉપકારની લાગણી તરીકે આપવામાં આવે છે. સામી પક્ષ જણાવે છે કે તેઓ પીર છે તેથી મુલ્લાંજીને વચ્ચે પડવાનો હક નથી. ભેટ કોણ ધરે છે ? મોટે ભાગે વેપારી વર્ગના લોકો જણાયા છે. પણ કોઈ વીદવાન માણસો જણાયા નથી. વળી આ કબર મસજીદની બહાર છે.

નામદાર જજ—પલાનમાં તે મસજીદમાં જણાવી છે.

મીં૦ બીંનીગ—મસજીદમાં કબર હોવાથી કુદરતી રીતે ત્યાં બંદગી કરવા આવનારાઓ જેઓને કોઇબી કબર માટે માન હોય છે તેઓ આ કબરની માનત લે છે. અને એક બે દાખલામાં સારૂ કામ થવાથી ઇમાન વધી ગયું. ચાંદાભાઇ એક સાધારણ પુરૂષ હતા અને તેમની અત્રેના બજારમાં લોખંડ કામની દુકાન હતી. ( અત્રે મીં૦ બીનીંગે બોંબે લો રીપોર્ટમાંથી કાયદાની સાહેદતો ટાંકવા માંડી )

નામદાર જજ—એક માણસ મરી ગયા વગર તેની કબર ઉભી થતી નથી અને જ્યારે મસીદમાં છે તો તે સાધારણ માણસ હતા એમ શા આધારે કહેશો ?

મીં૦ બીનીંગ—તે છતાં વારસીક ખાણું કરવામાં આવે છે, ફાતેહા પઢવામાં આવે છે, રોશની કરવામાં આવે છે વગરે ખરચ તો ચાલે છે. લોકો અજ્ઞાનપણે એમજ માને છે કે એક સખસ તેઓ તરફથી વસીલો આપી શકે, અને તેવો વસીલો આપનારનો જન્નતમાં મોટો દરજ્જો હોય છે. જો ચાંદાભાઇને પીર ગણવામાં આવે

તો પછી મીલકતને ધારમીક રૂપ આપવામાં આવે.

નામદાર જજે અત્રે જણાવયું કે મારી હજુર ચેમ્બરમાં કબુલ કરવામાં આંવયું હતું કે, ચાંદાભાઇ પીર છે કે નહી તે મુદા ઉપ-રજ આ મુકદમો રચાસે. તે વેળાએ કબુલ રાખવામાં આવ્યું હતું કે જો તેમ ચાંદાભાઇને ગણવામાં આવે તો તેમની કબર ઉપર ધરેલી ભેટ ધારમીક કાયદામાં આવી શકે.

મીં૦ બીનીંગ–હું ધાઇં છું કે આવી વીગત તે વેળાના મી૦ શેતલવડ જેઓ હાલમાં જજનો ઓધો ધરાવે છે તેઓએ જણાવી હતી અને તે ૧ લા અને ૨ જા પ્રતીવાદી માટે જણાવી હતી.

નામદાર જજ—આવા મુકદમામાં હું એક પ્રતીવાદીના કે બીજા પ્રતીવાદીના ધારાના હીમાયતી વચે તફાવત જાતો નથી. વળી મી૦ દાવર પણ ત્યાં હાજર હતા અને તેમનો પણ ખોલાસો પુરેપુરી જો-ખમદારી સમજીને કરવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ–હું નહી ધારતો કે હું એવા ખુલાસાને માન્ય રાખવાને બંધાયેલો છું.

નામદાર જજ—તમોને બદરી મહાલવાલા પ્રોસપેકટસ બાએ જોખમદાર ગણવામાં આવે છે. એ બાબતમાં હું જાણું છું ત્યાં ફરી યાદ પક્ષના સાક્ષીઓને તમોએ એકબી સવાલ પુછયો નથી. એ પ્રોસપેકટસ ઘણો જાણવાજોગ દસ્તાવેજ જણાય છે. વળી એ માટે એક સભા બોલાવીને એ બાબત ત્યાં ચરચવામાં આવી હતી એવું પણ જણાયું છે.

મી૦ બીનીંગ—મારા અંગત અભીપ્રાય મુજબ હું એ માટે ઘણી અગત આપતો નથી.

અત્રે વધુ તપાસ તા૦ ૩૦ મી ઉપર મુલતવી રહી હતી.

મી૦ બીનીંગે—અત્રે નામદાર જજને પુછ્યું કે તમો મસજીદ જેવા ક્યારે પધારનાર છો ?

નામદાર જજે કહ્યું કે ઘણુ કરીને આવતા બુધવારે.

તા૦ ૩૦—૯—૨૦

## એડવોકેટ જેનરલનો ખુલાસો.

શરૂઆતમાં એડ જેનરલે જણાવ્યું કે હું પુને ગયાથી એ દીવસ અતરે હાજર થઈ શક્યો નથી, તમો નામદારને મારી ગેરહાજરીમાં એવું સમજાવવામાં આવ્યું છે કે આ મુકદમો પોલીસ કોરટમાં ચાલેલા મુકદમા પછી એક મહીનામાં અતરે નોંધવામાં આવ્યો છે.

નામદાર જજ—મેં એવું બચાવની નકલમાં વાંચ્યું છે કે સલામ બંધ કીધા પછી એકાદ મહીનામાં આ મુકદમો લાવવામાં આવ્યો છે.

એડ—જેન—મને એ બાબત કંઇક ખુલાસો કરવાનો છે.

નામદાર જજ—તમો તે પાછળથી કરી શકશો.

મી૦ બીનીગ—મેં જે વીગતો આપી છે તે ચોક્કસ છે અને તારીખવાર સાથે છે.

એડ—જેન—મસજીદની બાબત ઘણી અગત્યની છે, અને એ બાબત જો સામી પક્ષ જાણવા માગતા હોય તોય તે હું હાલમાંજ ચર્ચાવવા માગું છું.

મી૦ બીનીંગ—મસજીદ ફક્ત એક વકફ મીલકત છે એવું સમજવું જોઇએ.

એડ. જેન—જો મસજીદ અને બીજી ઓફીસ વગેરે સાથની ઇમારતો વકફ મીલકત હોય તો પણ તે કાયદામાં આવી શકે.

નામદાર જજ—મસજીદ બાબત વક્ફ હોવાનું સામી પક્ષ તરફથી કબુલ કરવામાં આવ્યું છે.

મી૦ બીનીંગ—જો એવું કબુલ કરવામાં આવ્યું હોય તો તે ફક્ત મસજીદના ભાગ માટે જ છે. (actual Mosque) જો વક્ફ ગણવામાં આવે તો તે દાઉદી વોહરાઓ જે રીતે જાણે છે તે રીતે છે અને તે ઉપર મુલ્લાંજીનો આંકોશ છે.

એડ. જેન—જો તે વક્ફ હોય તો કોઇ મુતવલી હોવો જોઇએ, અને જે રીતે તેનો કારોબાર ચાલે છે તે જોતાં કોઇ મુતવલી છે એવું ના પાડવામાં આવે નહી.

મી૦ બીનીંગ—અમે એ મુદો કબુલ કરતા નથી.

એડ. જેન—શું ત્યારે મુલ્લાજી મસજીદ બંધ કરી શકે ? શું તેઓ વેચી શકશે એમ કેહશો ?

મી૦ બીનીંગ—નહી.

એડ. જેન—તો કાં નહી તે વક્ફ ગણાય ? અને તેમ જો હોય તો કાં નહી તેમ જાહેર કરવામાં આવવું ?

મી૦ બીનીંગ—જો વક્ફ કોરટના કે કોઇના પણ આંકોશ હેઠળ રાખવામાં આવે તો અમે તે વક્ફ નથી એમ ત્યારે કહીશું.

નામદાર જજ—ત્યારે આ મુદાની મતલબ શું ?

મી૦ બીનીંગ—અમે અમારી કોમ જે નજરે જોય છે તેજ આધારે કહીશું.

એડ. જેન—મસજીદ અને તેની ઇમારત વક્ફ છે. હું કહીશ. ૧૯૬ ચોરસવાર જમીન એ ઇમારતમાં ઉમેરવામાં આવી છે. એવું તેઓએ કબુલ કીધું છે જે જમીન નવાબ પાસેથી વેચાતી લેવામાં આવી હતી. આ માટેના નાણું ગલ્લામાંથી લેવામાં આવ્યા છે.

નામદાર જજ—મુલ્લાંજીના મુતવલીપણામાં કોઇનો કંઈ આંકોશ છે નહીં.

એડ—જેન—ગફલો કાંય નહીં ત્રસ્ટમાં ગણાય તે વીશે બોલતાં હું કહીશ કે તેમાંથી ખાણા, રોશની ઉરસ વગેરે ખરચ કરવામાં આવતો હતો તેમજ મસજીદ નીભાવવામાં આવતી હતી અને મદ-રેસા ચલાવવામાં આવતો હતો અને અસલ તેમજ કરવાની એ ધરમખાતાની નેમ હતી.

નામદાર જજ—અસલ તે નેમ કેવી રીતે અમલમાં આવતી હતી ? દાખલા તરીકે ૧૦ વરસ ઉપર કેવી રીતે ખરચાતી હતી ?

## એડવોકેટ જેનરલ શું માગે છે ?

એડ—જેન—રોશની અને ઉરસ પહેલાં થતા હતા, પછી મસજીદનો નીભાવ થતો હતો જે પછી મદરેસા ચાલતી હતી, અને તે ઇસલામી શરીઅત મુજબ થતું હતું. હાલમાં જે યોજના હું માગું છું તેમાં પણ એજ નેમ મેં માગી છે. મુલ્લાંજીને પોતાની મરજીમા આવે એવી ઇસલામી શરીઅત મુજબની સખાવત કરવાનું હું સોંપીશ મારી કંઇ મુલ્લાંજીના હાથમાંથી કારોબાર લઇ લેવાની મતલબ નથી, પણ હીસાબ દર વરસે બહાર પાડવામાં આવશે તેની ખાત્રી મલવી જોઇએ છે. કંઇ યોજના ઘડવા માટે કમીશનર ઉપર આ બાબત લઇ જવાની હું જરૂર જોતો નથી. મીલકતમાંથી કેટ-લીક થાપણ રોકવામાં આવી છે, એટલે નવા ડીડ કરવાની હું જરૂર જોતો નથી આ આવક મસજીદ ખાતે જવી જોઇએ બદરી મહાલ મુલાંજીના વપરાસમાં રહે તે બાબત ચોક્સ શરતે હું તે રાખવા માગું છું કે ઉપલા મજલા મુલાંજીના પોતાના વપરાસમાં રહે તેમાં અને નીચલા મજલાના ભાડામાં અમોને ખરચાયલાં નાણાં જેટલો

ચાલુ જમાનાની ઝગમગતી આંખને આંજી નાંખે તેવી મશીન પૉલીસ જોવી હોય તો એક વખતે આ ચાલુ જમાનામાં ઝવેરાતનો ધંધો બધા કરે છે પણ ગ્રાહકોમાં વિશ્વાસ બેસાડવામાં ફતેહમંદ નીવડેલા ઝવેરી તરીકે આ ટુંક વખતમાં પ્રખ્યાત થયેલી

# મહેતા હરિલાલ રામકૃષ્ણની કંપની.

ટેલીફોન નં.

અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ.

મુસલમાન હિંદુ, પારસી અને ખોજા કોમમાં જાણીતા થઇ વિશ્વાસ મેળવવામાં અમો ફતેહમંદ થયા છીએ સંતોષ અને પ્રમાણિકપણું અમારો મુદ્રા લેખ છે

હીસ્સો મલવો જોઇએ અને બદરી મહાલ પાછળ આજ સુધી જે નાણા વપરાયા હોય તેનો હીસાબ અમોને મલવો જોઇએ. ગલ્લા-માંથી જે ૩॥ લાખ રૂપીઆ જેટલા ખરચાયા છે તેનો હીસાબ રજુ કરવો એટલું જ નહી પણ હવે પછી તેનો એ બાબતનો હીસાબ રાખનો એમ જો કે કોઇ વેળાએ કોઇ કારણસર એ મીલકત વેચવી પડે તો તેની ઉપજના નાણામાં નાણા મલવા જોઇએ.

નામદાર જજ--આ ખુલાસાની હું કંઇ જરૂર જોતો નથી. બદરી મહાલના વકફ વીષે શું જણાવશો ?

એડ. જેન—જો આવી કબુલાત આપવામાં આવે તો પછી વકફનો સવાલ ઉભો થતો નથી.

નામદાર જજ—જો તમે ગલ્લાના નાણાં દાવત ફંડ છે એમ જણાવો તો શું એમ ઠરે છે કે સઘલી મીલકત દાવતની છે ?

એડ. જેન—જો ટ્રસ્ટ તરીકે એક ભાગ ગણવામાં આવે તો બાકીના ભાગ માટે કોર્ટ કાં નહી વચે આવે ? અમે એમજ માનતા હતા કે આ મીલકતની આવકનાં બાકી નાણાં મદરેસા પાછળ ખરચવાને ના પાડવામાં આવે નહી. આ ધરમ ગરીબો માટે છે તો શું તેમાંથી મુલાંજી માટેનું મકાન શા માટે ઉભું થવું જોઇએ ?

નામદાર—જજ-કાં નહી, તે ઇસલામી શરીઅત જેવું તેઓ ગણતા હોય ?

એડ. જેન—તો પછી ભવીશમાં પાછો એ સવાલ ઉભો થવા પામે, કંઇબી સખાવત આ ગલ્લામાંથી થાય તો તે ગરીબો માટેજ થવી જોઇએ; મુલાંજી સાહેબની આવકના ઘણાં સાધનો છે. અમે ફરીથી ભવીશમાં એવી રીતે ગરીબોને માટેનાં નણાં ખરચાય નહીં

તેની જામીનગીરી માગ્યે છીએ, મુલ્લાંજી મોટે ભાગે સુરત રહે છે, અને મુંબઇમાં જવલેજ આવે છે.

નામદાર જજ—જો વડા મુલ્લાંજી જેવા વડા ધરમગુરૂ મસજીદ જેવા મકાનમાં રહે અને પોતાના માટે લાયકનું મકાન વાપરે તો તેમાં શું ખોટું છે ?

એડ. જેન—મને તે સામે વાંધો નથી, પણ મદરેસા જેવી તેમનાં નાણા એ માટે ખરચાઇ ગયા છે તે સામેજ વાંધો છે. ધરમ ખાતામાં નાણાં વાપરવાને બદલે તેઓએ નાણાં ભેગા કર્યા કીધા અને આજની મીલકતોની કીંમત જોતાં તેમાંથી તેના પ્રમાણમાં ધરમ ખાતે નાણાં ખરચવામાં આવતા નથી.

નામદાર જજ—ધરમ ખાતાને લગતા કાયદા એક બાજુએ જેમ તપાસવાના છે તેમ બીજી બાજુએ એક ચોકસ કોમના ધારમીક વીચારો તપાસવાના છે.

એડ. જેન—હું તે બાબતની વચે આવવા માગતો નથી. હું કાંઇ મુલ્લાંજીને પોતાનો ખાનગી હીસાબ કરવા કહેતો નથી. ફક્ત પોતાની કોમને તેઓએ ધારમીક નેમથી આપેલા નાણાનો હીસાબ દેખાડવાની એક ધરમગુરૂ તરીકેની તેઓની ફરજ છે. જો અત્યાર સુધી હિસાબ નહી પણ રાખવામાં આવ્યા હોય તો હવે પછી તે કાંય નહી રાખવા તે તેમને કહેવામાં આવે ?

નામદાર જજ—મુલ્લાંજીને કાંય નહી જે હકો અત્યાર સુધી ભોગવયા હોય તે ભોગવવા દેવામાં આવે ? જો એક યોજના ઘડવાનું નકી પણ કરવામાં આવે ત્યારે પણ તેમના હકો તપાસવાના છે.

## પારસી પંચાયત કેસની શાહાદત.

એડ—જેન—પારસી પંચાયતના કેસમાં ત્રસ્ટીઓ પોતપોતા વચે જે ચુંટણી કરતા હતા. તે કોરટે રદ કરી કેટલાક શેઠીઆઓ હસ્તક એ યોજના કરવામાં આવી હતી. એ વેળાએ એજ સવાલ ઉભો થયો હતો અને કોરટે ૮૦ વરસનો રીવાજ તોડયો હતો. મુલ્લાંજીની સત્તા માટે આ મુકદમાનો ચુકાદો તપાસી જોવા જોગછે.

નામદાર જજ—(એડ-જેનરલને) તમે આ કેસ હાથ ધર્યો ત્યારે જે એમ કેહવામાં આવ્યું હતું કે તમે કેટલાકોની સલામ બંધ થયા પછી તુરત આ મુકદમો માંડયો છે. અને પોલીસ કોરટમાં જે એટરનીઓ કામ કરતા હતા તેઓજ આ કેસમાં પણ છે એટરની રોકવાના સંબંધમાં શું રવઇયા છે તે તમો જણાવશો ?

એડ—જેન—સાધારણ રીવાજ એ છે કે એડ. જેન. ના એટર્નીઓ લીટલ કંપની છે. જેઓ માત્ર સરકાર કે સરકારી અમલદારો માટેજ કામ બજાવે છે. પણ જ્યાં એક પક્ષ એડ-જેનરલને સુચના આપવા આવે તો તે પછી પોતાના એટરની મારફતેજ આપે અને તે દાખલામાં ખરચનો જુમો તેઓ ઉપરજ રહે છે.

મેસર્સ લીટલ કંપની હંમેશાં મારા સોલીસીટરો તરીકે કામ બજાવે છે. તેઓ પાસે ફરીયાદી પક્ષ તરફથી નાણાં ડીપોઝીટ કર વામાં આવેલાં નહીં હોવાથી તેઓએ ફરીયાદી પક્ષ તરફથી મુકદમો હાથ ધર્યો ન હતો એવો કંઇ કાયદો નથી કે તેઓએ સરકારી મુકદમાજ હમેશાં હાથ ધરવા જોઇએ.

નામદાર જજ—કાં નહીં તેઓએજ મુકદમો લીધો ?

એડ—જેન—કેમ કે તેઓને નાણાં ભરવામાં આવ્યા ન હતા. જસ્ટીસ મેકલાઉડ આગળ એવોજ એક કેસ આવ્યો હતો.

નામદાર જજ—તો ખરચના બાબમાં તમારો વિચાર શું છે તે આ તકે હું જાણવા માગું છું.

એડ—જેન—સમજો કે એક મુકદમો વિશ્વાસઘાત થયો છે એવી માન્યતાથી એડ–જેન. ચલાવે અને તેમાં વિશ્વાસઘાત નહીં પુરવાર થાય તો એડવોકેટ જેનરલને ખરચ મળે નહિં. આવી બાબત હું અતરે કોરટમાં ચલાવવાને રાજી નથી. કોઇબી દાખલામાં અલબત્તા તાજ (Crown) ખરચ ભોગવતી નથી.

## ઉરસ અને મસજીદ માટેના નાણાં.

આગળ ચાલતાં એડવોકેટ જેનરલ બોલ્યા કે આ દાખલામાં ધારમીક નેમથી નાણાં આપવામાં આવે છે અને કોઇના હસતક રહેશે એમ માનવામાં આવે છે તો તે કાં નહીં ત્રસ્ટમાં આવી શકે અને એ નાણાનાં મેનેજરો ત્રસ્ટી કહેવાય ? સામી પક્ષ કબુલ કરે છે કે ફક્ત ખુદાની નજરમાં મુલ્લાંજી એક ત્રસ્ટી છે. તો બોહલી નજરે તેઓ કાં નહીં નાણાં આપનારા ત્રસ્ટી કહેવાય ? મને કોઇ ચોકસ નાણાં આપે કે તેની મારે ગમે એવી સખાવત કરવી તો કાં નહી જેટલો વખત મારી પાસે એ નાણાં રહે તેટલો વખત હું ત્રસ્ટી કેહવાઉં ?

અત્રે ઉરસ અને મસજીદ માટે નાણાં આપવામાં આવે છે, અને તેનો વહીવટ મુલ્લાંજીના મેનેજરો કરે છે તો હવે એ ત્રસ્ટ કાં નહીં કહેવાય ? વળી જો કોઇ શખસ મને નાણાં આપે કે મારે તે સેંટ જોન હોસપીટલમાં આપવા અને તેટલો વખત તે મારી પાસેજ રાખ્યા તો તે કાં નહીં ત્રસ્ટ કહેવાય ? એજ પ્રમાણે કોઇ સાર્વજનીક સખાવત કે દુકાળ ફંડ માટે મને નાણાં રાખવા આપે તો હું અલબત્તા એ નાણાંનો ત્રસ્ટી કહેવાઉં મુલ્લાંજી પાસે જ્યારે મસ

જીદ વગેરેના ઉપયોગ માટે નાણાં રાખવામાં આવે છે તો કાં નહીં તેઓ તેના ટ્રસ્ટી કહેવાય ? આપણે હીંદુ મુકદમાના ચુકાદા જોઇ ગયા તેમાં એ પુરવાર કરવામાં આવયું છે.

નામદાર જજ—હીંદુ મુકદમામાં તો ફકત મુરતી માટેજ આપવામાં આવે છે.

એડ—જેન—એ મુરતી રાખવા અને મસજીદના નીભાવ વગેરેની નેમમાં ત્યારે શું ફેર છે ? જો આ કબર માટે Moral Obligation કબુલ કરવામાં આવે તો પછી Legal Obligation માં તે કાર્ય નહિ આવી શકે ?

## મી૦ બીનીંગનો ખુલાસો.

મી૦ બીનીંગે જણાવ્યું કે હું મારો મુદ્દો શું છે તે હવે કહીશ કાયદા મુજબ ટ્રસ્ટ છેજ નહિ. મુલ્લાંજીને તેઓની મરજી મુજબ ખરચવા નાણા આપવામાં આવે છે, અને તે તે કેવી રીતે ખરચવા છે તે જાણવા માગતા નથી, તેમજ તે માટે કોઇ સવાલ ઉઠાવી શકે નહી એમ શરીઅત પ્રમાણે માનવામાં આવે છે. જો એમ પણ સમજવામાં આવે કે તે દાવત માટે આપવામાં આવે છે તોપણ તે નાણાં ચેરીટેબલ ટ્રસ્ટના કાયદામાં આવતા નથી, કારણકે આ નાણા એક કોમના અંગત લાભ માટેજ વપરાય છે, જે વળી મુલ્લાંજીના એકલાના ચુકાદા મુજબ ખરચાય છે.

નામદાર જજ—અત્રે ચેનસરીનો તેમજ એક બીજો મુકદમો ટાંકી બતાવી જણાવયું હતું કે, તેમાં એવું ઠરાવવામાં આવયું હતું કે એક પાદરીને ધરમખાતા માટે આપવામાં આવેલા નાણાં સખાવતી છે. તેજ પ્રમાણે તેમાં મુલ્લાંજીનો દાવો રજુ કરો

છો કે ? જો એક દાખલામાં સખાવત કરવી એવી ખાહેશથી નાણું આપવામાં આવે તો અલબતાં તે ત્રસ્ટમાં આવે, જ્યારે જો મુલ્લાંજીની સત્તાનો વિચાર કરીને આપવામાં આવે તો તમારા કેહવા પ્રમાણે સખાવતમાં ગણાય નહીં.

મી૦ બીનીંગ—અત્રે મુલ્લાંજીને કેવી સત્તા છે તે જોવી છે. તેઓ હજરત ઇમામ જેવા ધરમના વડા જેવાના પ્રતીનીધી ગણાય છે તે જોવાનું છે.

નામદાર જજ—જો કોઇ એવી નેમથી ચાંદાભાઇના ગલ્લા માટે રૂપીઆ બે લાખ આપે કે તેનું વ્યાજ તેની નીભાવમાં ખરચવું તો તમે તેને કેમ ગણો ?

મી૦ બીનીંગ—આ દાખલો સખાવતનો છે, પણ આ ફંડ એક કોમનું છે, તેથી અને મુલ્લાંજીની સતા જોતાં તેમાં ફેર પડી જાય છે તે બાબતનો અને દાવતનો હું હવે પછી લંબાણ ખુલાસો આપનાર છું.

અત્રે ટીફીન માટે કોરટ મુલતવી રહી હતી.

## બપોર પછીની તપાસ.

મી૦ બીનીંગ—એડ. જેન. જે જણાવે છે કે નાણાં ધરમ કરવા માટેજ આપવા માટે છે, પણ તે દાઉદી વોહરાની નજરે જોવું જોઇએ. શું એડ-જેનરલ જણાવશે કે નાણાં આપનારાઓને આડે માર્ગે દોરવવામાં આવે છે ? તેવું તો કંઇ નથી.

અત્રે મી૦ બીનીંગે chancery નો એટરની જેનરલ વિરૂધ્ધ બોઝેનકેટવાલો મુકદમો ટાંકી બતાવ્યો હતો. મી૦ બીનીંગે એ બાદ જણાવ્યું કે એડ—જેનરલના વચ્ચે પડવાથી વોહરા કોમને સેહજ પણ લાભ થનાર નથી. જેથી કોરટે શા માટે વચ્ચે પડીને મુલ્લાં-

જીની લાગણી દુખવવી જોઇએ તે હું સમજી શકતો નથી.

**મુલ્લાંજી સામે ગેરવહીવટ કરવાનો દોશ મેલવામાં આવતો નથી.**

જો કોરટ મુલ્લાંજીની સત્તાની આડે આવશે તો આખી કોમમાં ખલભલાટ થશે, અને દરેક માણસ પોતાની લાગણી દુઃખાઇ છે એવું માની લેશે. સામી તરફથી કોમનું ભલું કરવાની નેમ રખાઇ પણ હોય તોપણ કોમનું મત શું છે તે જોવું જોઇએ છે. હું ઉપલા મુદ્દા ઉપર મોટો આધાર રાખું છું. મુલ્લાંજી સામે કંઈ પણ ગેરવહીવટ કરવાનો દોષ નાખવામાં આવ્યો નથી, તેમજ કોઇએ વિશ્વાસઘાત જેવો ઇસારો પણ કીધો નથી. મુલ્લાંજીનું રેહવાનું મકાન કંઇ તેમનું અંગત ગણાય નહીં તે ગાદીને લગતું છે. અને તેવા ધરમના મકાન માટે નાણું કાંય નહીં ખરચાય?

એડ. જેન-જો મી૦ બીનીંગ એવું જાહેર કરે કે એ ધરમખાતું છે. તો આ મુકદમો અત્રેજ ખતમ થયલો હું જાહેર કરૂં.

**કોરટ કેવી રીતે આ મુકદમો તપાસવા માગે છે?**

નામદાર જજ—જો તમો કહો કે એ ધરમ ખાતાનું ટ્રસ્ટ કરવાની જરૂર છે કે નહીં? અને આ ધરમ ખાતાને એ કાનુન લાગુ પડે નહીં તે ઉપર તમો તકરાર રજુ કરો. આ કોરટ એજ રીતે આ મુકદમો તપાસશે. પહેલાં હું જોઇશ કે આ ખાતા ધરમ ખાતાની વ્યાખ્યામાં આવ્યા છે કે? અને પછી હું તપાસીશ કે તેને ધરમખાતાના ટ્રસ્ટના કાયદા લાગુ પડે છે કે નહીં.

મી૦ બીનીંગ—આ મુકદમો ધરમખાતાને લગતા ૯૨ મા કાયદામાં આવી શકતો નથી એવું મેં આગળ પણ જણાવ્યું છે. હું માનું છું કે કોઈબી હિંદી કાયદાના ટેકા વગર એડ—જેન—આવો મુકદમો લાવી શકે નહીં.

નામદાર જજ—અત્રે એવા મુકદમા નીકળેલા નહીં હોવાથી આપણને ઇંગ્રેજી કાયદાનોજ આધાર લેવો પડે છે.

મી૦ બીનીંગે અત્રે મોરીસ વિરૂધ બીશપ ઓફ ડરહામનો કેસ ટાંકી બતાવ્યો હતો.

નામદાર જજ—તમો એ કેસમાં જે અગતનો ભાગ આ મુકદમાને લાગેવલગે છે તે તપાસો. આ કેસમાં એક ધરમ ખાતું ત્રસ્ટ છે કે નહીં તે સવાલ ઉભો થયો હતો, અને તેનો ચુકાદો જાણુવા જોગ છે.

મી૦ બીનીંગ—સામી પક્ષ તરફથી જણાવવામાં આવે છે કે, ખાણું, ઉરસ અને બીજા એવા ધરમ માટે ગલ્લામાં નાણાં નાખવામાં આવે છે હું કહીશ કે તેની નેમ તેવી નથી તેઓ મુલ્લાંજીને દાઇઉલ મુતલક જેવા ગણીને તેમને હસતક એ નાણાં જશે એવું જાણીને તેમાં નાંખે છે. જેમ સામી પક્ષ તરફથી ત્રસ્ટ ગણવામાં આવે છે તેમ અમે તેને ત્રસ્ટ જેવું માનતા નથી. આ મુકદમામાં જેબી મુદ્દો હોય તો તે દાઉદી વોહરાના ધરમખાતાનો અને મુલ્લાંજી માટેની માન્યતાનોજ છે.

નામદાર જજ—આ માટે જેઓ નાણાં નાંખે છે તેઓ તેનો સદઉપયોગ થશે એવું જાણીનેજ નાંખે છેની ?

મી૦ બીનીંગ—હા, પણ તે છતાં તે મુલ્લાંજીના આંકોશમાંજ અને તેમના ચુકાદાને આધીન રહેશે એવું તેઓ માને છે.

નામદાર જજ—જો એ મીલકત ત્રસ્ટના કાયદામાં આવે તો પછી (benificiery) બેનીફીશીઅરી કાં નહીં નેમવામાં આવે ? ઓમે લો રીપોરટસમાં તે બાબતના મુકદમા મળી આવે છે.

## કેવી માન્યતાથી ગલ્લામાં નાણાં નાખવામાં આવે છે ?

મી૦ બીનીંગ—ગલ્લામાં નાણાં કેવી માન્યતાથી નાખવામાં આવે છે તેજ જોવાનું છે. લોકો જનનતના તરેહવાર તબક્કા માને છે એમ દેખાડવા છતાં આ માન્યતામાં શું ફેર પડે છે તે બતાવવામાં આવ્યું નથી. શેખ ફઇજુલાભાઇ પોતાની જુઆનીમાં ખુદાને ખેરાત આપવામાં આવી છે એમ કબુલ કરતા જણાવે છે કે તેનો વહીવટ મુલ્લાંજીને હસ્તક છે.

નામદાર જજ—તેઓએ જણાવ્યું છે કે એ ખેરાત ખુદાને નામે આપવામાં આવે છે અને તેનો વહીવટ મુલ્લાંજીને હસ્તક રહેશે અને ખેરાત માટેજ ઉપયોગ થશે એવું માનીને આપવામાં આવે છે.

અત્રે મી૦ બીનીંગે પેગમબરો હઝરત મહંમદ અને હઝરત ઇસા માટે તેઓની કોમમાં કેવી માન્યતા છે તેનો ઇસારો કરીને જણાવ્યું કે જે નજરે એક ખ્રાસ્તી કોઇ ધરમ ખાતું જુવે તે નજરે નહીં જોતાં દાઉદી વોહરાના નજરે આ મુકદમો તપાસવો જોઇએ છે. એ બાદ મદરાસનો એક મુકદમો ટાંકીને તેઓએ જણાવ્યું કે અમારી કોમમાં કેટલીક માન્યતા વહેમ ભરેલી છે એમ હું કહીશ પણ ગમે તેવીબી તે હોય તોપણ તે ધારમીક નેમથી બજાવવામાં આવે છે.

## શેખ મેમનની દરગાહની શાહેદત.

એ બાદ શેખ મેમન સ્ટ્રીટની સુન્ની જમાતની દરગાહવાલો મુકદમો ટાંકીને મી૦ બીનીંગે જણાવ્યું હતું કે તે વેળાના એડવોકેટ જેનરલ મી૦ જારડીને જે દાવો કીધો હતો તે ટ્રસ્ટના કાયદામાં આવી શકે નહીં એવો જવાબદારો તરફથી ઇનકાર કરવામાં આવ્યો હતો. આ મુકદમામાં જસટીસ મેક લાફ્ડે જે ચુકાદો આપ્યો હતો તે જસટીસ સ્કોટ અને હીટને અપીલમાં કબુલ રાખ્યો હતો આ

કબરવાલા શેખ મેમનને મોટા પીર તરીકે ગણવામાં આવે છે.

હવે હું દાવત શું છે તે અત્રે જણાવીશ. આવા ગલ્લાઓ આશરે ૭૦ છે અને મુલ્લાંજીની હકુમત સીંગાપોર અને જાપાન જેવા મુલકમાં છે. રંગુનમાં આવો એક ગલ્લો છે, જયારે કલકતા, મદરાસ અને હીંદના શહેરો ઉપરાંત જંગબાર, મેડેગાસકર વગેરે દેશમાં મુલ્લાંજી પોતાના આમીલો મારફત હકુમત ચલાવે છે આ આમીલો પાસે સ્થાનીક તીજોરી રહે છે જેમાં વખતો વખત અપાતા કરોમાંથી ખરચ બાદ કરીને બચતા નાણાં સુરતની મુખ્ય તીજોરી ઉપર મોકલી આપવામાં આવે છે.

## મુલ્લાંજીની હકુમત અને સત્તા.

દાવતના ફંડોમાંથી મુલ્લાંજી પોતાના રૂપીઆ પાંચ લાખ ઉપરનો ગાદીનો ખરચ દર વરસે કરે છે જે ઉપરાંત કોઇ વોહરાને ધંધા માટે જોઇતા નાણાં કે કોઈ દુઃખી પડેલા કુટુંબને નાણાં આપવામાં આવે છે, કોઇબી વેળાએ જો ઉછીતાં નાણાં અપાય છે તો તેનું વ્યાજ કદીબી લેવામાં આવતું નથી. મુલ્લાંજીને તેમની કોમ તરફથી પોતાના પીતા અથવા “બાવાજી સાહેબ” કેહવામાં આવે છે. આ ફંડમાંથી મદરેસાઓ ચલાવવામાં આવે છે. હાજીઓને ખાણાં આપવામાં આવે છે. તેમના આમીલોને ચોકસ સતા છે. જેવી કે નીકા કરી આપવા, મરણ ક્રિયા કરવી, કે ધરમખાતાઓનો વહીવટ કરવો વગેરે પણ કોઇની સલામ પાછી ચાલુ કરવાની કે કોઇ નવી જાતનું ધરમ ખાતું ખોલવાની તેઓને સતા નથી. તે માટે મુલ્લાંજીની મંજુરી મેળવવી પડે છે.

---

તા૦ ૧-૧૦-૨૦

## મી૦ બીનીંગનું વધુ ભાષણ.

મી૦ બીનીંગે પોતાની તરફની સાહદતો રજુ કરતાં ૪૭ મા દાઈના સંબંધમાં જણાવ્યું કે તે વખતે દાવતના ૮ ભાગો પાડવામાં આવ્યાં હતાં. અને દરેક ભાગ એક અમલદારના હાથમાં હતો આ દરેક ભાગ એ એમલદારોના મરણ પછી બદરૂદીન દાઇના વખતમાં એકત્ર થયા હતાં. પેશ ઇમામની નેમણુંક મુલ્લાંજી તરફથી થાય છે. મુલાંજીની સુરત, પુના ઉજ્જેન, અને બુરહાનપોરમાં હવેલી છે. પુનાની હવેલી ૧૦૦ વરસની જુની છે. સુરતમાં ગાદીના રહેઠાણ ઉપરાંત મુલાંજીનું ખાનગી કુટુંબી મકાન પણ છે. મસજીદો મુલાંજીના તાબામાં છે, પણ તે કોઇને વેચી કે આપી શકાતી નથી. સુરતમાં એક મસીદની ઇમારત તોડી પાડવી પડી હતી, પણ તેની જમીનનો ભાગ હજુ મુલાંજીના કબજામાં છે. ઇસલામી ધરમ પ્રમાણે કોઇનેબી મસજીદમાં દાટી શકાય નહી. આ મસજીદનો નીભાવ ગલ્લાના ફંડમાંથી થતો હતો એની કંઇ શાહદત નથી.

નામદાર જજ—ત્યારે દરવરસે મોટી જયાફત કયા ફંડમાંથી આપવામાં આવે છે ?

મી૦ બીનીંગ-હું તે વીશે હવે પછી બોલીશ એ બાદ મી૦ બીનીંગે ૧૮૯૬ ના સાલના એક મુકદમાની સાહદત ટાંકી હતી જે મી૦ જસટીસ તઇયબજીએ તે ધરમખાતાના પાદરીની તરફેણમાં ચુકવ્યો હતો એ બાદ વધુ સાહદનો ટાંકતાં મી૦ બીનીંગે જણાવ્યું હતું કે હું હવે શેખનો સવાલ હાથ ધરીશ. ચાંદાભાઇ કંઇ પીર હતા નહીં.

નામદાર જજ-જો તમો એક માણસની કબર ઉપર ભેટ ધરો

તો તેને બીજા સાધારણ માણસ કરતાં ચઢતોજ ગણીને ધરશોની ?

મી૦ બીનીંગ—અત્રે તેમને પીર ગણવામાં આવતા નથી જો ચાંદાભાઇને એક પીર તરીકે ગણવામાં આવે તો પછી તેમની કબરનાં નાણાં સખાવતમાં આવે કે નહીં તે જોવાનું છે, ઇસલામી શરીઅત પ્રમાણે કોઇપણ શખસ પીર ( Saint ) જેવો ગણાય નહીં.

નામદાર જજ—પણ તેમની કોમ તેમને ગણતી હોય તો ?

## પીર કોણને કેહવા ?

મી૦ બીનીંગ—ઇસલામી શરીઅત પ્રમાણે અને દાઉદી વોહરાના ધરમ પુસ્તકો પ્રમાણે ઇમામો સીવાય કોઇપણ પીર જેવા ગણાય નહિં. સર આદમજી પીરભાઇ કોમના આવા જાણીતા અને માનીતા સભાસદ અને અગ્રેસર હતા છતાં તેઓ કોઇબી પીર જેવા ગણાયા હતા નહીં.

નામદાર જજ—પણ ચાંદાભાઇના ગલ્લા ઉપર નાણાં રાખનારાઓનો એતેકાદ શું છે ? એક માણસ મરણ પામવા પછી તેની જીંદગીના કામનું પાછળથી તોલ કરીને પછી લોકો તેને પીર જેવા પરહેજગાર કેમ ગણે નહીં ?

મી૦ બીનીંગ—ખ્રીસ્તી ધરમમાં પીર ( Saint ) નો દરજ્જો જેઓને આપવામાં આવે છે તેઓ કંઇ નહીં તો પોતાની જીંદગી વેળાએ પાક ધારમીક જીંદગી ગુજારતા હતા તેની ખાત્રી કરવામાં આવે છે, તેમ આ દાખલામાં ચાંદાભાઇ પાક માણસ હતા એવી કંઇ શાહદત નથી. ઇસ્લામી ધરમ પ્રમાણે ઇમામો સીવાય કોઇને વલી કેહવામાં આવે નહીં. ચાંદાભાઇની કબર ઉપરના લેખ ઉપરથી પણ કંઇ જણાતું નથી, અને શેખ ફઇજુલાભાઇએ પણ કંઇ કહયું નથી.

એડ—જેન–તે બાબતમાં ઉલટપાલટ તપાસ ચલાવવામાં આ-વીજ નથી, તેથી મારી પક્ષને ગેરઈન્સાફ થાય છે.

મી૦ બીનીંગ—આ લેખની નકલ અત્રે રજુ કરતાં કોરટની ખાત્રી થશે કે એ લેખથી આ સવાલ ઉપર કંઇ પણ અજવાળું પડી શકશે નહીં.

નામદાર જજ–એક માણસ વસીલો આપી શકશે એવી લોકોની માન્યતા હોય તો તેઓ તેવા માણસને પીર તરીકે કાં નહીં ગણે ?

મી૦ બીનીંગ–હું એમ કહીશ કે પીર (Saint) તરીકે ગણાવાની લાયકાત માટે એક માણસની જીંદગીના કામો જોવા જોઇએ છે તે માટે ઘણી પાક જીંદગી અને ધારમીક કામો નોંધાવા જોઇએ છે.

નામદાર જજ–કોઇ જાણીતા મહાન માણસનો દાખલો લ્યો, તેમના વખાણનારા તેમને પીર જેવા ગણે અને તેમને માટેની એવી માન્યતાની વચે શા માટે તમારે આવવું જોઇએ ?

મી૦ બીનીંગ—એઓ ગમે એવા જાણીતા હોય પણ ધરમની નજરે એઓ કોઇ તેવા પાક પરહેઝગાર નહીં હોય, વળી ધરમગુરૂ વરગના નહીં હોય એવાઓ કદીબી પીર તરીકે ગણાવાને યોગ્ય માનવામાં આવ્યા નથી.

નામદાર જજ–શેખ મેમનનો જે તમે મુકદમો દરશાવી ગયા છો તે બાબે તમે શું કેહશો ?

મી૦ બીનીંગ–એ શેખને એક પીર તરીકે પુરવાર કરવામાં આવ્યા નથી, અને તેમની કબર ઉપર મહીને રૂ. ૫૦, જેટલી રોકડ ભેટ ધરવામાં આવે છે તે બાબત આ મુકદમાનો મુદો હતો.

નામદાર જજ—પણ આ કબરનો ખરચ વગેરે થયા પછી તેની બચેલી રકમનું શું થાય છે ?

મી૦ બીનીંગ—તે ધરમમાં આપવામાં આવે છે એમ કેહવામાં આવે છે. પણ મારા મુકદમા માટે હું કહીશ કે ચાંદાભાઇ કંઇ પીર ગણાય નહીં. વળી જેબી ભેટ ધરવામાં આવે છે તે મુલ્લાંજી સાહેબનેજ માટે કોમના વડા ધરમગુરૂ તરીકે તેમને ગણીને ધરવામાં આવે છે. તેમને સઇયદ તરીકે ગણવામાં આવે છે, જે શબ્દ પ્રમાણે તો ફકત ધરમનો બોધ આપનાર ગણાય કંઇ ધરમગુરૂ ગણાય નહીં અલબતા ધરમનો બોધ આપનાર માણસ કોઈ સાધારણ માણસ હોય નહીં તેથી તેમને માટે લોકોને મોટું માન રહે. જો ચાંદાભાઇને પીર તરીકે કબુલ કરવામાં આવે તો પણ મારા મુકદમામાં ફેર પડતો નથી.

નામદાર જજ—જો કોઈ માણસ પોતાની પછીના વારસોને કહી જાય કે મારી કબર ઉપર મોટા ખરચ કરીને ધામધુમો કરવી, જે મુજબ લોકો જો એવી ધામધુમો કરતા તેની ઉપર એતેકાદ વધારતા જાય તો, ઘણાક વરસો બાદ લોકો કેમ જાણે કે આ કબરવાળો માણસ પાક હતો કે નહીં ?

મી૦ બીનીંગ—એ સવાલ ઉપર આવા વકફના મુકદમાઓ તપાસવાથી અજવાળું પડશે. મી૦ જસ્ટીસ તઇયબજીએ એક પીરની વ્યાખ્યા આપી છે તે મુજબ તો શેખ મેમનને એક પીર ગણવામાં આવ્યા છે.

ચાંદાભાઇને માટે ખા. બા. મંહમદઅલી જુબાની આપી ગયા છે કે હું ચાંદાભાઇને પીર તરીકે તેમજ વલી તરીકે ગણું છું. મી૦ મીરાજુદીન જણાવે છે કે વલી તરીકે હું જે વસીલો આપે તેને ગણું છું.

"ઇખવાનુસ—સફામાં" પીરો અને વલીઓની જે વ્યાખ્યા આપવામાં આવી છે, તે ઉપરથી સામી પક્ષ એમ માને છે કે ચાંદાભાઇ પીર ગણાય પણ ઇસ્લામી નજરે ઓહલી રીતે જોતાં ચાંદાભાઈ પીર ગણાય નહીં મુલ્લાંજી હસતક ૭૦ ઉપર કબરો છે, અને ત્યાં ભેટો ધરવામાં આવતી હોવાથી ગલ્લા રાખવામાં આવે છે તો તે સઘળા ૭૦ માણસો પીર ગણાય કે ? ચાંદાભાઇની કબર એક મસજીદમાં આવેલી હોવાથી અને તેઓ પોતાના વખતના જાણીતા માણસ હોવાથી પીર થઇ જતા નથી.

નામદાર જજ—તમો શાહદતો કાં નહી ટાંકતા ?

મી૦ બીનીંગ—કોરટમાં ઘણી એકઝીબીટો રજુ કીધી છે તે ઉપરથી જણાય છે.

નામદાર જજ—એ બધી એકઝીબીટો વારેઘડીએ તપાસવામાં કોરટ પોતાનો વખત ગુમાવનાર નથી.

મી૦ બીનીંગે અત્રે મદરાસવાળો એક મુકદમો તે ઉપરથી ટાંકી બતાવતા જણાવ્યું કે ફાતેહાની બંદગી જે કબરો ઉપર પઢવામાં આવે છે તે વેહેમ ભરેલી રસમ છે કે નહીં તે સવાલ ઉપર એ મુકદમો ઉભો કરવામાં આવ્યો હતો. આ મુકદમા ઉપરથી વલતું જમાડવાની કંઇ જરૂર નથી. સામા પક્ષ તરફથી ચાંદાભાઇની કબર ઉપર ઉરસને દીને ગરીબોને જમાડવામાં આવે છે તેને મોટી અગત આપવામાં આવે છે.

એડ. જેન—મને મદરાસના હાલમાંજ જસટીસ અબદુલ રહીમે ચુકવેલા એક કેસની વીગત મલી છે જે હું હવે પછી રજુ કરીશ.

મી૦ બીનીંગ—શેડ શબ્દ ચાંદાભાઇના બાબમાં વાપરવામાં આવ્યો છે તે શબ્દ ઉપર કંઇ મોટી અગત્ય આપી શકાય નહીં,

શેખ ફઇજીુલાભાઇએ મરસીયાના બાબમાં પણ કંઇ ખુલાસો કીધો નથી. સામી પક્ષની બાબતની તકરાર ઘણી નબળી છે. આ મરસીઆ જોડનારા હાલમાં હયાત છે. તેઓ એ બાબતમાં જુબાની આપશે ત્યારે કોરટની ખાત્રી થશે કે ચાંદાભાઇને મોટી અગત્ય આપવામાં આવી છે.

## ચાંદાભાઈ માટે રચવામાં આવેલા મરસીઆ.

અત્રે મી૰ બીનીંગે ફરીયાદી પક્ષના સાક્ષીઓએ મરસીઆની બાબતની જે જુબાની આપી હતી તેનો ભાગ કોરટની વાકેફી માટે ફરીથી વાંચી સંભળાવ્યો હતો, જેમાં ચાંદાભાઈ માટે ઘણી અલંકારીક ભાષામાં તેમને એક મહાન પુરૂષ અને પરહેજગાર શખસ જણાવવામાં આવ્યા હતા. તેઓએ અત્રે જણાવ્યું કે એજ જુબાનીમાં વલી ચાંદાભાઇને સાધારણ માણસ જેવા જણાવ્યા છે.

નામદાર જજ—આ સાક્ષીઓના મરસીઆ બાબેના બીજા વીચારો કાં નહીં વાંચતા ?

મી. બીનીંગે તે વાંચી સંભલાવ્યા હતાં જેમાં ઉપલાજ માફક અલંકારીક ભાષા વધુ અને વધુ જણાતી હતી. અને ચાંદાભાઇ વસીલો આપે છે અને મોજેઝા દેખાડે છે એમ જણાવ્યું હતું.

નામદાર જજ–તમો શું એમ કહો છો કે ચાંદાભાઈ જો પીર તરીકે નહીં ગણાય તો પછી સઘલી ભેટ સખાવત ગણાય નહી ?

મી. બીનીંગ—હા, નામદાર.

નામદાર જજ–અને જો સખાવત તરીકે નહિં ગણાય તો પછી ત્રસટના કાયદામાં આવી શકે નહીં ?

મી. બીનીંગ–હા, નામદાર.

નામદાર જજ—આ જુબાનીમાં જે મોજેઝા જણાવ્યા છે,

તેવાં જો લોકોના જાણવામાં આવે તો ચાંદાભાઇમાટે કેવો એતેકાદ રહે?

મી૦ બીનીંગ–પણ આ ભાશા ઘણી અલંકારિક અને સરાહ-આતી છે. ઉપલા મરસીઆમાં રોશની માટેના ફકરા વાંચતાં જણાવ્યું હતું કે દાવતના નાણાં કેવી રીતે વાપરવામાં આવે છે તેનો એક જાણીતો દાખલો આપીશ. નામદાર શેહેનશાહ મુંબઇ આવ્યા હતા ત્યારે આ ફંડમાંથી બદરી મહાલની જગ્યા ઉપર વાવટા તો-રણોનો શણગાર કરી રોશની કરવામાં આવી હતી.

નામદાર જજ–આવા મરસીઆ ત્યારે પઢવા શું કરવા દેવામાં આવે છે?

મી. બીનીંગ–મુલ્લાં બદરૂદીન સાહેબના વખતથી આજે પાંચ વરસ થયા આ મરસીઆ પઢાવવામાં આવતા નથી આગલા મુલ્લાં-જીના વખતમાં પણ તેઓની તે પઢવા માટે રજા માગવામાં આવી હોય યાતો પઢવામાં આવ્યા હોય તે અમે માનતા નથી.

નામદાર જજ—ત્યારે આ મરસીઆ છપાવા કેમ પામ્યા?

મી૦ બીનીંગ—આ કવીઓ પેટને ખાતર એવા મરસીઆ જોડીને ઉરસને દહાડે તેની નકલો વેચતા હોય. આ કવીઓ આમીલોની મરસીઆ પઢવાને રજા મેળવતા હતા એવી જે વાત સામી પક્ષ તરફથી જણાવવામાં આવી છે તેમ કંઇ બનતુંજ નથી. અમે એ કવીઓને હવે પછી સાક્ષી તરીકે રજુ કરનાર છીયે.

નામદાર જજ—ખાણુંને ત્યારે શા માટે અગત આપવામ ંઆવે છે? ખાણું આપવાના કામને મહત્વની સખાવત ગણવામાં આવે છે કે?

મી૦ બીનીંગ—ઉરસ ભરાય છે ત્યારે લોકો ભેગા મલે છે. તેઓને જમાડવાની તેની નેમ છે. એમાં સખાવત જેવું અમે જોતા

નથી. જેમ ઇંગ્લંડમાં રોબર્ટ બર્ન્સ (Robert Burns) જેવા કવી કે કોઇ જાણીતા માણસોની યાદગીરીના દીવસે ખાણાના મેલાવડા કરવામાં આવે છે અને તેમાં કંઇબી ધારમીક નેમ નથી તેમ ચાંદાભાઇના ઉરસને દીવસ પણ ખાણું આપવામાં આવે છે. કહેવામાં આવે છે કે દરેક જણ ફાતેહા પઢે છે, સાધારણ રીતે દરેક ઇસલામી કોઇબી કબર આગળ ઉભો રહીને થોડીક મીનીટ કંઈ પઢે છે.

નામદાર જજ—દાઉદી વોહરાઓ માટે ખાણું આપવામાં આવે તો તે સખાવતમાં કાં નહી ગણવામાં આવે ?

મી૦ બીનીંગ—એવું કોઇબી મુકદમામાં પુરવાર થયલું કોઇ દેખાડી શકશે નહી.

નામદાર જજ—ઇંગલંડમાં એક દાખલામાં એક શહેરના શેરીઓના લાભ માટે માછલી પકડવાના ઉદયોગ (fisheries) ને ત્રસ્ટ ઠરાવવા માગી હતી તો જો આ દાખલામાં ધરમખાતુ પુરવાર થાય તો કાં નહીં તે ત્રસ્ટમાં આવે ? જો એક માણસ આખી વોહરા કોમને ખાણું આપવા માટે નાણાં આપી જાય તો તેને તમે ધરમખાતુ કહો કે નહી ?

મી૦ બીનીંગ—આખી કોમ માટે એવા કોઇ ખાણા આપવાનું જાણમાં આવ્યું નથી, ફક્ત હઝરત ઇમામોની યાદમાં ખાણા આપવામાં આવે છે. એવું કોઇ ખાણું પણ મુલ્લાંજીની રજા વગર આપી શકાય નહી.

નામદાર જજ—જો કોઇ શખસ પરહેજગાર હતો એવું જાણવામાં આવે તો તેના માનમાં કાં નહી ખાણું આપવામાં આવે ? ચાંદાભાઇને માટે જે સીફતો જાહેર કરવામાં આવી છે અને મોજેઝા

જણાવવામાં આવ્યા છે તે જોતાં તેઓને કોઇ સાધારણ માણસ તરીકે તો લેખેજ નહીં.

મી૦ બીનીંગ—જો તેમ ગણવામાં આવે તો પણ અમારો ધરમ શું જણાવે છે તે જોવાનું છે.

નામદાર જજ—૧૯૦૯ ના બોમ્બે લો રીપોર્ટમાં એક મુકદમો જમાતની જમીન માટે ટાંકવામાં આવ્યો છે.

મી૦ બીનીંગે એ પછી પોતાની તરફની શાહદતો ટાંકી બતાવતાં નામદાર જજે અત્રે પુછ્યું કે "બદરી ફંડ" તે કયું ફંડ છે? તે ખાસ સખાવતી નેમ માટે છે એમ જસ્ટીસ મેકલાઉડે ૧૯૦૯ માં ચુકવેલા એક મુકદમામાં સાફ જણાવ્યું છે.

મી૦ બીનીંગ—આ " સાથે હાલના મુલ્લાંજીને કંઇ પણ લાગતું વળગતું નથી તેમજ બદરી મહાલ સાથે પણ તેને સંબંધ નથી, તે આગલા ૪૬ મા દાઇના વખતમાં સ્થાપવામાં આવ્યું હતું. બોંબે લો રીપોર્ટમાં ટાંકેલો ઉપલો મુકદમો મારી સાહદતોની વીરૂધ જાય છે એમ હું જણાવીશ.

અત્રે ટીફીન માટે તપાસ મુલવતી રહી હતી.

## બપોર પછીની તપાસ.

મી૦ બીનીંગ—સામી પક્ષ તરફથી જણાવવામાં આવ છે કે કોમની ઇચ્છા એક મદરેસા ચલાવવાની છે પણ બદરી મહાલ મસજીદમાં એક મદરેસા ચલાવવામાં આવે છે બદરી મહાલ માટે શેરો ફહાડવાની જે મદેહનજર વીશે સામી પક્ષ તરફથી જે કહેવામાં આવ્યું છે તે બાબત હું કહીશ કે મસજીદ બાંધવા આગમજ તે માટે નાણાં ઉભાં કરવાનો વીચાર રાખવામાં આવ્યો હતો અને તે નાણાં પાછાં આપવાનો વીચાર રાખવામાં

આવ્યો હતો મુલ્લાંજીને એ બાબતની ખબર પડતાં એ યોજના પડતી નાખવામાં આવી હતી આથી પેલી મહેઝરમાં જણાવવા મુજબ કંઈ બન્યું નથી મુલ્લાંજીની સત્તા આ મહેઝરમાં પુરી સ્વીકારવામાં આવી છે.

નામદાર જજ—તેમાં જણાવવા મુજબ મદરેસા ઉભી કરવામાં આવી નથી.

મી૦ બીનીંગ—મદરેસા ચાલતી હતી તેથી તે બાબતમાં નાણાંની જરૂર નહીં હતી પણ બદરી મહાલ બાંધવા માટે નાણાં જોઈતાં હતાં.

નામદાર જજ—મસજીદ માટે નાણાં જોઇએ છે એમ પણ તેમાં જણાવ્યું છે.

મી૦ બીનીંગ—હા, નામદાર આ ફંડ માટે નાણાં આપનારને જન્નત મલશે એમ જણાવ્યું છે. હું ટુંકમાં એટલુંજ જણાવીશ કે આ યોજના કેટલાક આગેવાન વોહરાઓએ ઉભી કીધી હતી અને મુલ્લાંજીને તે સાથે સંબંધ ન હતો.

નામદાર જજ-આ સભાનું પ્રમુખસ્થાન એક આમીલે લીધું હતું.

## મસજીદ ઉપરનો મુલ્લાંજીનો કાબુ.

મી૦ બીનીંગ—મસજીદના બાબમાં હું જણાવીશ કે કોમમાં વકફ જેવું ગણવામાં આવતું નથી અને દાઇનેજ વકફ ગણવામાં આવે છે અને એક મીલકતને મુલ્લાંજીના નામ ઉપરજ ચઢાવી આપવામાં આવતી નથી પણ તેઓ પછીના મુલ્લાંજી તેનો અખત્યાર ચલાવશે એમ પણ માનવામાં આવે છે મસજીદને બંધ કરી શકાય નહીં એમ કબુલ કરતાં હું જણાવીશ કે મુલ્લાંજીને મસજીદના માલેક તરીકે માનવામાં આવે છે અને તેઓ ધરમથી ઉલટું કંઇ કામ કરશે નહીં એમ માનવામાં આવે છે.

નામદાર જજ—એક ચોકસ નેમથી વકફ કરવામાં આવે તો તે મુજબ કાં નહીં અમલ કરવામાં આવે ? ત્યારે વકફની વ્યાખ્યામાં એ આવે કે નહીં ? આખા હીંદના ઇસલામીઓમાં વકફ કાંઈ કબુલ કરવામાં આવે છે ?

મી૦ બીનીંગ—આ દાખલામાં ત્રસ્ટ જેવું નહીં હોવાથી વકફ હું ગણુતો નથી.

નામદાર જજ—જે ૧૯૬ ચોરસવાર જગ્યા મસજીદ માટે આપવામાં આવી તે વકફ જેવી હતી એ બાબતના દસ્તાવેજમાં તે માટે સાફ જણાવવામાં આવ્યું છે તમો જણાવો છો. તેમ જો હોય તો ત્રસ્ટ નકામું થઇ પડે.

મી૦ બીનીંગ—મુલાંજીની સત્તા જોતાં તે તેવી રીતે વકફ અમે ગણુતા નથી. વકફ ગણો કે બક્ષેશ ગણો પણ તે મુલ્લાંજીને અરપણ કરવામાં આવે છે, અને એકલા મુલ્લાંજીનેજ તેના ત્રસ્ટી જેવા ગણવામાં આવે છે.

ના૦ જજ—મુલ્લાંજી મસજીદના બાબમાં જે કહેવામાં છે તે સતા ભોગવે છે તે ત્યારે સખાવતમાં ગણાય કે ? આ મુદા માટે કંઇ પણ નીવેડા ઉપર તમો આવ્યા નથી.

## કામ પડે તો પ્રીવી કાઉન્સીલ સુધી કેસ લઈ જવાનો મુલ્લાંજીનો ઇરાદો.

મી૦ બીનીંગ—મેં ગઇ કાલે જણાવ્યું તેમ કંઈ વિશ્વાસઘાત કે ગેરવહીવટ પુરવાર કરવામાં આવ્યો નથી. એડ. જેન-મુલ્લાંજીને એક ત્રસટી ગણીને ફરીયાદ કરે તો તેનો ઇનકાર કરવામાં આવે લો છે. મુલ્લાંજીને જો ત્રસ્ટી ગણવામાં આવે તો પછી અમારી સત્તા

રહીજ નથી. અમો એજ બાબત ઉપર અત્રે લડયા છીએ અને કામ પડવે પ્રીવી કાઉન્સીલ સુધી લડીશું.

કોરટમાં રજુ થયલી એકઝીબીટો ઉપર મદેહનજરની બાબતમાં મી૦ બીનીંગ ખોલાસો આપતા હતા તે વેળાએ નામદાર જજે જણાવ્યું હતું કે, આ મદેહનજરમાં પણ ચાંદાભાઇના મોજેઝા વીશે ઇસારો કરવામાં આવ્યો હતો. એ બાબતમાં પ્રમુખસ્થાને બીરાજનાર આમીલે શું ભાગ ભજવ્યો હતો?

મી૦ બીનીંગ—કમનસીબે તે આમીલ હાલ મરણ પામ્યા છે.

મી૦ બીનીંગ–મસજીદની મીલકતની સર્વેની એકઝીબીટ બાબે હું જણાવીશ કે તેમાં મીલકતને ધરમખાતું જણાવ્યું છે, પણ તે ખરૂં નથી. મસજીદના બાબમાં હું કહીશ કે, વકફ નથી.

એડ. જેન – આ મીલકતો જો વાજબી રીતે ચલાવવામાં આવે તો અમોને વાંધો નથી. મી૦ બીનીંગે એવું કહયું છે. કે મસજીદ ટ્રસ્ટ જેવી છે તો પછી ગલ્લાને તેમ કેમ નહીં કબુલ કરવામાં આવે?

મી૦ બીનીંગ—તેમ મારી પક્ષ તરફથી કબુલ કરવામાં આવ્યું નથી. ૧ લા અને ૨ જા પ્રતીવાદીઓએ તેમ કીધું હોય. નામદાર જજ તે વકફ છે, એવું તમોએ તકરાર કરતાં કબુલ કીધું છે. તમારા કાગલ્યા તપાસો તે ઉપરથી માલમ પડશે.

મી૦ બીનીંગ (કાગલીયા જોઇને)–હા, નામદાર અમે તે કબુલ કીધું છે. જ્યાં વકફ બક્ષેસ તરીકે છે ત્યાં વોહરાની મસજીદ હોવાથી મુલ્લાંજીજ તેના ટ્રસ્ટી છે.

નામદાર જજ—જો મસજીદના વકફ માટેની તકરાર academic છે તો તે વકફ ગણાય કે નહીં તે સવાલ છે. ગલ્લાના બાબમાં પણ હું તેમજ માનું છું.

**ટ્રસ્ટ કબુલ કરવામાં આવે તો મુલ્લાંજીની સત્તા રહે નહી.**

મી૦ બીનીંગ—જો ટ્રસ્ટ કબુલ કરવામાં આવે તો પછી આ મુકદમામાં સામી તરફની જે મતલબ છે. તે પાર પડેલી કહેવાય અને મુલ્લાંજીની કંઇ સત્તા રહેજ નહીં. સામી પક્ષ એવું લખાવી લેવા માગે છે, કે મુલ્લાંજી પોતાની એ સતા છોડી દે અને તેઓ તે બાબત પછી અત્રેના વર્તમાનપત્રોમાં જાહેર કરે.

એડ. જેન—મુલ્લાંજીના તેમ કરવાથી તેમની સત્તાને કંઇ પણ ધોકો લાગવાનો નથી એમ હું જણાવીશ. જો મી૦ બીનીંગ કહે છે તેમ મુલ્લાંજી ગમે તેમ અખત્યાર ચલાવે તો પછી કાં નહિં વકફ કરીને તેને કાયદાના આંકોશ હેઠળ લાવવામાં આવવું જોઇએ? મુલ્લાંજી કંઇ અચુક તો કહેવાય નહીં. ભવિષ્યમાં શું બને છે તે કેમ કહી શકાય? મારી નેમ ફક્ત ધરમ ખાતાંઓને તેવા ધરમખાતા તરીકે સલામત રાખવાની છે. જો મસજીદ માટે ટ્રસ્ટ કબુલ કરવામાં આવે તો નાણાં માટે કાં નહીં તેમ થાય?

મી૦ બીનીંગ—આવી સત્તા જો છોડી દેવામાં આવે તો પછી મુલ્લાંજી દાઇ-ઉલ-મુતલક તરીકે કેમ લેખાય?

એડ. જેનરલ—મુલ્લાંજીના દરજ્જા કે સત્તાની આડે નહીં આવે એવી સુચના કરવા હું ખુશી છું.

**એકઝીબીટો માટે રજુ થયેલી તકરાર.**

મી૦ બીનીંગે વધુ એકઝીબીટો માટે તકરાર ચલાવતાં એક એકઝીબીટમાં એવો ઇસારો નામદાર જજે ટાંકી બતાવ્યો હતો કે તેમાં ચાંદાભાઇને નાણાં આપવામાં આવ્યા છે એમ જણાવ્યું છે.

મી૦ બીનીંગ—આ ઇસારો ચાંદાભાઈ માટે નથી, એવા ઇસારા એવી ઢબના લખાણમાં આવે છે.

ઇનડેમનીટી બોંડ વીશે બોલતાં મી૦ બીનીંગે જણાવ્યું કે હાલના મુલ્લાંજીને તે સાથે કશું લાગતુંવલગતું નથી. એક બુઝુર્ગ માણસ જેઓને ઇંગ્રેજી ભાષાનો એક શબ્દ પણ આવડતો ન હતો તેમની પાસેથી તે ઉપર સહી લેવામાં આવી છે. એમાં જે ટ્રસ્ટીઓ માટે જણાવ્યું છે તે મુલ્લાંજીએ નેમ્યા છે અને એ બોંડનું લખાણ ઘણું વીચાર વગરનું ( Loose ) લખાયું છે.

મી. બીનીંગ—હું એક મારા પોતાના કામને માટે ટ્રસ્ટી નેમવાનો વીચાર કરૂં પણ દાઉદી વોહરાઓ કદીબી તેવો વીચાર લાવતા નથી.

મી. બીનીંગ એક એટઝીબીટ ઉપર બોલતા હતા, ત્યારે નામદાર જજે જણાવ્યું હતું કે તમારી તકરાર જો ખરી હોય તો મુલ્લાંજીને પછી આ મુલ્લાંજીને એ પક્ષ બનાવવા જોઇતા હતા.

મી૦ બીનીંગ—મુલ્લાંજીને કોરટમાં ઘસડવાનો વીચારજ દાઉદી વોહરાઓની નજરમાં (Sacrilege) તેમને અભડાવા જેવો ગણાય.

નામદાર જજ—એક માણસ જો અમુક નેમથી નાણાં આપે અને તેનો તેની મરજી મુજબનો સદઉપયોગ નહીં થાય તો પછી મુલ્લાંજીને કોર્ટમાં કાં નહીં બોલાવવામાં આવે ?

મી૦ બીનીંગ...આ નાણાં આપનારાઓ એવું માને છે કે મુલ્લાંજીનેજ તેઓ નાણાં આપે છે.

## મસજીદને લગતાં ખતપત્રો.

મસજીદને લગતી જગ્યાના ખતપત્રોની બાબત ઉપર આવતાં મી૦ બીનીગે જણાવયું કે પક્ષકારોને એમાં મેનેજરો તરીકે ઓળખવામાં આવ્યા છે.

નામદાર જજ...આમાં ખુલ્લેખુલ્લું ટ્રસ્ટ જોવામાં આવે છે અને ધરમખાતાના નાણાંમાંથી મીલકતો ખરીદવામાં આવી છે એમ જણાવ્યું છે.

મી૦ બીનીંગ...ઓચરયાંઓ જોતાં હું તેમ કબુલ કરીશ. આ આસામીઓ મીલકતો મુલ્લાંજી તરફથી તેમના મેનેજરો તરીકે રાખતા હતા.

નામદાર જજ...પણ તેઓને મેનેજર અને ત્રસ્ટીઓ તરીકે જણાવ્યા છે.

મી૦ બીનીંગ...ફક્ત તેઓએ મેનેજરો તરીકે રીસીટ આપી છે.

નામદાર જજ...એ મીલકત મસજીદ માટે ત્રસ્ટ તરીકે અર્પણ કરવામાં આવી છે. એમ કેહવું કદાચ તમારા મુકદમા માટે વીરૂધ ગણાય.

ટાઇટલના ડીડોની (convenants) બાબત ઉપર મી૦ બીનીંગ તકરાર ચલાવતા હતા, તે વેળાએ નમદાર જજે જણાવ્યું કે, તેમાં મેનેજરો તરીકે રીસીટ આપી છે તે જુવો અને વેચાણ ખતોમાં conveyance માં તો પેહલાંથી છેલ્લાં સુધી તેમને મેનેજર તરીકે ઓળખાવ્યા છે.

મી૦ બીનીંગ...આ ખતપત્રો ઘણા બેદરકારીથી કરવામાં આવ્યા છે, તેમાં તેઓને મસીદ અને ગલ્લાના મેનેજર તરીકે ઓળખાવ્યા હતા.

તા૦ ૨-૧૦-૨૦

## બી૦ બીનીંગનું વધુ ભાષણ.

શરૂઆતમાં મી૦ બીનીંગે "Sacrilege" શબ્દ વીશે બોલતાં જણાવ્યું કે, એ બાબતમાં મુલ્લાંજીના બે દરજ્જા છે, એક તો ખાનગી અને બીજો મુલ્લાંજી તરીકેનો છે. તેમની સામે ફરીયાદ કરવી તે અને કોરટમાં બોલાવવા એ દાઉદી વોહરાઓની નજરે ઘણો ગંભીર સવાલ અને મુલ્લાંજીને અભડાવવા જેવું છે.

નામદાર જજ—કાયદાની નજરમાં મુલ્લાંજી સરખા છે, દાવતના

ફંડનો કારોબાર તેઓ ગમે એવી રીતે કરે એ માટે કાયદો કાં નહીં તેમને પુછે ? કોઇ માણસ ચોકસ નેમથી નાણાં આપે તેનો ઉપયોગ તો તેની મરજી મુજબ થવો જોઇએ.

મી૦ બીનીંગ—કોમની નજરે જોવું જોઇએ.

નામદાર જજ-Sacrilege અભડાવવાનો શબ્દ ઘણો સખત મને લાગે છે. તમો શાહદતો લાવો. સને ૧૯૧૯ ના વકફને કાયદાસર ઠરાવનારો એક્ટ જુવો.

મી૦ બીનીંગ—ગઇ કાલે તકરાર વેળાએ જણાવવામાં આવ્યું હતું કે મેનેજરો ત્રસ્ટી છે તે બાબતમાં હું બોલવા માગું છું.

નામદાર જજ-એ બાબતમાં ૧૯૨૦ નો ૧૪ મો કાયદો લાગુ પડે છે.

મી૦ બીનીંગ—કોમની લાગણી કેવી છે તે જોવું જોઇએ છે, વકફનો કાયદો આ ઇલાકાને લાગુ પડતો નથી. તે આખા હીંદ માટે છે તેની ૬૩ મી કલમ ખાસ કરીને હું કહું છું તે મુજબ લાગુ પડતી નથી.

નામદાર જજ-એ કલમ તદન જુદીજ છે એમ હું સમજું છું. પણ એ કાયદા આખા હીંદમાં લાગુ પડી શકે છે અને એની શાહદતો હીંદની દરેક કોરટમાં ટાંકવામાં આવે છે.

મી૦ બીનીંગ—વોહરાની મસજીદને એ કલમ લાગુ પડી શકે નહીં.

નામદાર જજ—ત્રસ્ટી અથવા મેનેજરની બાબત છે તો તે વોહરા કોમને કેમ નહીં લાગુ પડે તે હું જોઇ શકતો નથી. આ કાયદો જો અમલમાં નહીં મુકાય તો પછી મસજીદ જેવા ધરમ ખાતાને રક્ષણ કેમ મળે ?

મી૦ બીનીંગ—હું કહું છું કે મોહમેદન લૉ દાઉદી વોહરાને નથી લાગુ પડતો.

નામદાર જજ—એ કાઉન્સલો એવા Sweeping statement થી નહીં સમજ પડે એવો બચાવ લાવે તો કોરટમાં તે પુરવાર કરવા જોઇએ છે, અને હું તે માટેજ બેઠો છું.

મી૦ બીનીંગ-મુલ્લાંજીને કોમના આસામીઓ કેવી રીતે અને કેવી નજરે જુવે છે તે હું મોઢેથી કેહવા કરતાં સાક્ષીથી પુરવાર કરીશ. મને સામી પક્ષ તરફથી ધરમની કિતાબોની ફકરાની ટીપ હજુ મળી નથી.

નામદાર જજ—તમો એડ. જેનરલની પાસે મહીનો ઉપર થયા બેસો છો તો શું હજુ તમો એ બાબત જાણી શક્યા નથી ?

મી૦ બીનીંગ-કોમની લાગણી શું છે તે જોવાનું છે.

નામદાર જજ—એજ બાબત તમો વચે લાવયા કરો છો અને વારંવાર બોલ્યા કરો છો ? તમો કાયદાની શાહદતો રજુ કરતા નથી.

મી૦ બીનીંગ—ધરમની કિતાબોની શાહદતો વીશે હવે હું બોલીશ.

એડ-જેન—અમે એ બાબતમાં શું કરવું તે વિષે કંઇ પણ ઠરાવ ઉપર આવયા નથી.

મી૦ બીનીંગ—ગલ્લામાં નાણું જે લોકો નાંખે છે તે લોકોની માન્યતા જોવી જાઇએ છે. મુલ્લાંજી દરેક રકમ ગમે એવી રીતે ખરચવાનો અધિકાર ધરાવે છે. અત્રે મી૦ બીનીંગે halsbary રીપોરટમાંથી કાયદાની શાહદતો ટાંકી બતાવી હતી, જે બાદ બીજી

એક શાહદત ટાંકતાં નામદાર જજે જણાવ્યું કે અતરે ચોકસ રીતે નાણાં ખરચવાનું જણાવવામાં આવ્યું છે, તો તેને તમારા મુકદમા સાથે કેવી રીતે સરખાવશો ? હું કંઇબી મળતાપણું જોતો નથી.

મી૦ બીનીંગ—આ મુકદમામાં એવું દેખાડવામાં આવયું હતું કે એટરની જેનરલની સત્તામાં તે આવી શકે નહીં.

નામદાર—જજ—એટરની જેનરલ આ કેસમાં પોતાના હકો અને સત્તા ઘણી સારી રીતે દર્શાવે છે.

મી૦ બીનીંગ—હવે મઠના મુકદમા વીશે હું બોલીશ, મારા મુકદમા સાથે તે સરખાવી શકાયજ નહીં. આચાર્યની સ્થિતિ મારા કુલ કરતાં તદન જુદીજ છે. તેમજ આ મુકદમાની વીગતો તે મુકદમા કરતાં જુદીજ છે.

નામદાર જજ—પ્રીવી કાઉન્સીલના ચુકાદા મુજબ જો કે મઠની બાબતો ઈંગ્લંડના ધરમખાતા કરતાં જુદી છે, તો પણ તેમાં ઠરાવવામાં આવયું છે કે એક કોમના હીતને ખાતર ત્રસ્ટ થવું જોઇએ છે.

મી૦ બીનીંગ—આ કેસમાં જે ચુકાદો આવયો છે અને તેની તકરારો જો છુટીછુટી વાંચી જણાવીશ તો તમો નામદાર જોશો કે તે મારા મુકદમાને લાગુ પડી શકે નહીં. અત્રે મી૦ બીનીંગે ઉપલા મુકદમાની વીગતો વાંચી સંભળાવી હતી.

**ઇસ્લામી કોમના કાયદા દાઉદી વોહરાને લાગુ પડતા નથી.**

મી૦ બીનીંગે એ બાદ જણાવયું કે મોહમેદનના કાયદા દાઉદી વોહરાને લાગુ પડી શકતા નથી.

નામદાર જજ...ઈંગ્લંડમાં ધરમખાતાંના કાયદાઓ છતાં ત્યાં ઘણા ધરમખાતાંઓ એ કાયદામાંથી છટકી શકતાં નથી.

મી૦ બીનીંગ...હું ખુલ્લે ખુલ્લું કહીશ કે આ કાયદો અમોને લાગુ પડતો નથી. જો કે ધરમખાતાં એ મુકદમામાં જણાવ્યા જેવાં છે તે હું કબુલ કરૂં છું.

અત્રે આ કેસના સંબંધમાં ઉરસ અને ખાણાના ફંડ વીશે નામદાર જજે ખુલાસો પુછતાં મી૦ બીનીંગે જણાવ્યું હતું કે દાખલા તરીકે હું કોઇ ખાતાને સખાવત તરીકે નાણું આપું અને એમજ માનું કે તેનો આગલા કાળથી જેમ ઉપયોગ થતો આવેલો છે તેમ થશે પછી તે નાણાંનો મુલ્લાંજી વહીવટ કરે છે એમ સમજીને તેનો કેવો ઉપયોગ થાય છે તે જાણવાની હું દરકાર કરતો નથી.

નામદાર જજ..."સલામી" દાવતમાં ગણાય કે ?

મી૦ બીનીંગ...તે દાવતમાં ગણાતી નથી.

નામદાર જજ...કાં નહી, કોઇ માણસ મોટી રકમો આપતા હોય અને તે ત્યારે મુલ્લાંજીની ખાનગી રકમ થાય છે કે ?

મી૦ બીનીંગ...સલામી ઉપર ધારા સંબંધી કે બીજો કંઇબી અંકોશ નથી મુલ્લાંજી પોતાને ગમે એવી રીતે ધારમીક કે ખાનગી બાબતમાં ઉપયોગ કરે.

નામદાર જજ...ત્યારે પીરોને માટેનાં નાણું કેવી રીતે ખરચાય ?

મી બીનીંગ...તે આપનાર સખાવત સમજીને આપે છે પણ એમ માને છે કે આ નાણાંનો મુલ્લાંજી પોતે ગમે તેવી રીતે ઉપયોગ કરે. એમ સમજો કે ચાંદાભાઇને પીર ઠરાવવામાં પણ આવ્યા તો અમારી સ્થીતી બીજા મુકદમાથી જુદીજ છે. અતરે મુલ્લાંજીની કેવી સતા અને દરજ્જો છે તે જોવાનું છે.

**મસજીદ બાબત મુલ્લાજીની સત્તા.**

તે હું જણાવીશ.

મુલ્લાંજીની રજા વગર મસજીદ ખોલી શકાય નહીં.

મુલ્લાંજીના પ્રતીનીધી પઢાવે ત્યારેજ જાહેર નીમાજ ત્યાં થઈ શકે.

મુલ્લાંજી જો તેમને વાજબી લાગે ત્યારે મસજીદ વપરાતી બંધ કરે.

દાઉદી વોહરા માટેજ મસજીદનો ઉપયોગ થાય.

એ બાબતમાં હું કહીશ કે મસજીદનાં સઘળા અમલદારોને મુલ્લાંજીજ નેમી શકે છે. જો મસજીદના બાબમાં કોઇ યોજના ઉભી થાય તો એ મસજીદ મુલ્લાંજીની સત્તામાં કેવી રીતે રહી શકે ?

નામદાર જજ—એક સાધારણ મસજીદમાં કોઇબી નીમાજ કરવા જઇ શકે અને તે ધરમના કામ માટેજ વપરાય છે તે કોઇથી કદીબી બંધ રાખી શકાય છે કે ?

મી૦ બીનીંગ—આ મસજીદ ફક્ત દાઉદી વોહરા માટેજ છે, પણ જો મુલ્લાંજી સાહેબ ફક્ત એટલુંજ કહે કે અમુક મસજીદમાં નીમાજ કરવી નહીં તો કોઇબી ત્યાં નીમાજ કરવા જાય નહીં એવો વોહરાઓનો એતેકાદ છે. કોઇનેબી ત્યાં નીમાજ કરતા અટકાવવા કરતાં જો મુલ્લાંજી પોતાના આમીલને ત્યાં જતા અટકાવે તો કોઇબી નીમાજ ત્યાં થાયજ નહી.

ગલ્લાની ભેટ વીશે બોલતાં મી૦ બીનીંગે કહ્યું કે જો મુલ્લાંજીની સત્તા ગલ્લા ઉપર હોય નહીં તો દાઉદી વોહરાઓ કદી તેમાં પઇસા નાંખે નહીં.

ગલ્લાના ટ્રસ્ટની નેમ ખાણું આપવાની મસજીદ નીભાવવાની અને ઉરસ ભરવાની છે, અને મુલ્લાંજીને તે ઉપર કંઇબી અખત્યાર નથી, એમ સામી પક્ષ તરફથી જણાવવામાં આવ્યું છે અને પાછળથી ઉમેરવામાં આવ્યું છે કે, તે ઉપરાંત મુલ્લાંજી વાજબી ગણે એવું

શરીઅત પ્રમાણેનું ધરમખાતું સ્થાપે પણ વેહરાઓના મુલ્લાંજી તરફના એતેકાદ તરફ જોતાં તેમ બનશે નહીં.

બદરી મહાલ બાબતમાં તેના ભાડાં અને આવકમાંથી સામી પક્ષ તરફથી હીસ્સો માંગવામાં આવે છે, પણ હું અત્રે કહી શકતો નથી કે મુલ્લાંજીએ બદરીમહાલ પાછળ પોતાની ખાનગી પુંજીમાંથી કેટલાં નાણાં ખરચયાં છે.

મુલ્લાંજીએ હીસાબ આપવાની બાબત ઉપર બોલતાં મીં૦ બી-નીંગે જણાવ્યું હતું કે આ કેસમાં વીશ્વાસઘાત થયો નથી. કોઇ હીસાબની માગણી કીધી તથા કોઇ ધરમ ખાતાનો લાભ કે હીસ્સો મેલવવાની માગણી કીધી નથી.

ચાંદાભાઇને પીર તરીકે પુરવાર કરવામાં આવયા નથી, તેથી આ મુકદમાનો આધાર પડી ભાગે છે, કારણ કે આ ધરમખાતું ત્રસ્ટ છે એમ પુરવાર થતું નથી.

## કબર કોણની મિલકત ગણાય.

નામદાર જજ—કબરની મીલકતના હકદાર ત્યારે કોણ ?

મીં૦ બીનીંગ ઇસલામી શરીયત પ્રમાણે ખુદાની હકુમતમાં તે છે, અને તે રીતે જોતાં ઇમામોના પ્રતીનીધી તરીકે મુલ્લાંજી એ મીલકતના હકદાર છે. મુંબઇના કોઇબી ઘેરમાં દાઉદી વેહરાની કબર કરવા દેવામાં આવતી નથી અને અગર તેમ કરવા દેવામાં આવે તો પણ મુલ્લાંજીની તેની મંજુરી આપવાની અને તે ઉપર અખત્યાર ધરાવવાની સતા છે.

અત્રેના ચરનીરોડના કબ્રસ્તાન ઉપર પણ મુલ્લાંજી આંકોશ ધરાવે છે. સર આદમજી પીરભાઇનું નારીએલવાડીનું કબ્રસ્તાન મ્યુની-સીપાલીટી તરફથી ચરનીરોડ ઉપર ખોલવામાં આવ્યું છે, તેનો

વહીવટ એક કમીટી હસ્તક ચાલે છે તે છતાં મુલ્લાંજીને તેના વહીવટ ની વચ્ચે આવવાનો હક છે (આ બાબત એ કબ્રસ્તાનના કાયદા કાનુનો જોવાથી માલમ પડશે.)

## મુલ્લાંજી સખાવત માટે નાણાં લે પણ સખાવત તરીકે જોઇએ તો આપે નહીં.

ધરમખાતાની બાબત ઉપર તકરાર ચાલતાં મી૦ બીનીંગે જણાવ્યું કે વોહરા કોમ જો કે પોતાના ધરમના વડાને ખ્રીસ્તીઓના "પોપ" બરાબર ગણે છે, તો પણ હું કહીશ કે એ કોમના વીચારો હાલના જમાનાને અનુસરતા અને "પોપ" ને માનનારાઓના જેવા સુધરેલ નથી.

નામદાર જજ—પોપને જેમી કાંઇ નાણાં મળે છે. તે ધરમ ખાતા અને સખાવત માટેજ મલે છે. તો મુલ્લાંજી કાં નહીં તેમના જેવાજ જોખમદાર ગણાય ?

મી૦ બીનીંગ—મુલ્લાંજીની ત્યારે હું "પોપ" સાથે સરખામણી કરતો નથી. મુલ્લાંજી સખાવતની નેમના નાણા લઇ શકે પણ સખાવત તરીકેજ તેઓ ખરચવાને આપે નહીં.

## મી૦ તારાપોરવાળા તરફથી રજુ થયેલો બચાવ.

મી૦ તારાપોરવાળાએ બીજા પ્રતીવાદી તરફથી અત્રે જણાવ્યું કે હું મારા કુલ તરફથી બોલતાં જણાવીશ કે, મારા કુલ એક બેનીફી શીઅરી હોવાથી અમારી સ્થિતિ જુદી છે. મારા કુલ હાલના મુકદમાના કોઇ ત્રસ્ટી નથી.

નામદાર જજ—એ બાબતમાં છુટી છુટી તકરાર લાવવાની જરૂર શું છે. ?

મી૦ તારાપોરવાળા—કોમના એક પ્રતીનીધી તરીકે મને

બોલવાનો અને ખોલાસો કરવાનો હક છે. બીજા પ્રતીવાદી તરીકે હું અત્રે હાજર છું મેં પોતે મસજીદમાં મારો ખાનગી કબજો આપ્યો છે. મારે અતરે જણાવવું જોઇએ કે મુલ્લાંજીના હુકમ હેઠળ મેં સઘળો વહીવટ કીધો છે.

જ્યારે ખરચનો સવાલ આવે ત્યારે તમારે તે ધ્યાન ઉપર લેવાનું છે. અમે મુલ્લાંજીના હુકમ હેઠળ કામ કરતા હતા અને ખાલી ત્રસ્ટી ( trustee ) ગણાતા. મને ગલ્લાના નાણાં અને મસજીદનો અખત્યાર કંતાનવાળાના મરણ પછી ૧૯૦૧ માં મળ્યો હતો, તે વખતે એ મીલકત " દારૂલ ઇમારત " તરીકે ઓળખાતી હતી, અને તેના થોડા ભાગમાં એક મસજીદ હતી, જે મુલ્લાંજીના હુકમથી ખોલવામાં આવી હતી. અતરેના આમીલ આખી મુંબઇની સામાન્ય દાવતનો વહીવટ ચલાવતા હતા, મસજીદની ઇમારતમાં પાછળથી ફેરફાર કરવામાં આવ્યો હતો.

નામદાર જજ—બીજી જમીન તેમાં પાછળથી ઉમેરવામાં આવી હતી.

મી૦તારાપોરવાળા-હા, નામદાર ૧૯૬ ચોરસવાર જમીન તેમાં ઉમેરવામાં આવી હતી. એ જમીનનું વકફ આ મસજીદમાં વધારો કરવા નકી કરવામાં આવ્યું હતું.

નામદાર જજ—તમારી પાસે એનો પલાન છે કે ?

મી૦ તારાપોરવાલા—હું બપોરના તે રજુ કરી શકીશ, ઉરસ અને ખાણા વગેરેની દેખરેખ હું આમીલના હુકમ હેઠળ કરૂં છું. અને ખરચનો હીસાબ રાખું છું. આ મસીદની અસલ જમીન કેમ મેળવવામાં આવી તેની કંઇ સાહદત અમારી પાસે નથી પણ તેના નામ ઉપરથી તે મુલ્લાંજીની દેવડી તરીકે ઓળખાતી હતી.

ઇસલામી શરીઅત પ્રમાણે મસજીદની બંદગી પઢવાની જગ્યામાં કોઇ કબર રાખી શકાતી નથી કબર માટે એક ચોક છોડીને બીજી તરફ મસજીદ બાંધવી પડી હતી. ઇસલામી રીવાજ પ્રમાણે કોઇબી કબર ઉપર આડો મુકબેસે હોવો જોઇએ તે મુજબ અતરે પણ આ મુકબેસે પહેલો ઘણો આડો હતો પણ પાછળથી ૧૯૧૦ ના સાલમાં ત્યાં વધુ રચના કરવામાં આવી હતી. ચાંદાભાઇ કયા સાલમાં ગુજર પામ્યા તે કોઇ ચોકસ જાણતું નથી.

નામદાર જજ–કાં નહી ચાંદાભાઇ ગુજર પામ્યા તેની આગમજ ત્યાં મસજીદ વજુદ હોય અને એ મસજીદની ઇમારત કે તેને લગતા ઓટલા ઉપર ચાંદાભાઇની કબર કરવામાં આવી હોય ?

મી૦ તારાપોરવાળા–ચાંદાભાઈને કંઇ ખાનગી મકાનમાં દફનાવવામાં આવ્યા ન હોય એવું મનાય છે.

નામદાર જજ—જસટીસ મેકલાઉડ હજુર એક મુકદમામાં એવું દેખાડવામાં આવ્યું હતું કે એક માણસની કબર મુંબઇના એક ખાનગી ઘેરમાં બનાવવામાં આવી હતી. ( નામદાર જજે અતરે મુકદમો વાંચી સંભળાવ્યો હતો. )

## ચાંદાભાઇ માટે પાછળથી વધતું ગયેલું ઇમાન.

મી૦તારાપોરવાળા—મસજીદ પેહલી હતી કે કબર પેહલી હતી તે કહી શકાતું નથી. પણ દરેક વોહરાને દફનાવવા માટે જેમ મુલ્લાંજીની રજા જોઇએ છે તેમ ચાંદાભાઇને અત્રે દફનાવવા તે વેળાએ મુલ્લાંજીની રજા લીધેલી હોવી જોઇએ ૧૮૮૧ ના સાલથી અમે હીસાબો રાખતા હતા ગલ્લાનાં નણાં જે રીતે વધી ગયા તે જોતાં જણાય છે કે ચાંદાભાઇ માટે પાછળથી ઇમાન વધતુ ગયું હતું.

નામદાર જજ—તેમ જણાશે કે તે વેળાએ લોકો વધારે અભણ હતા. જેથી તેઓ કાં નહી વધારે એતેકાદ રાખતા હોય ? વળી તે વખતે હાલના જેવી નાણુંની રેલછેલ ન હતી તેથી ભેટ પણ ઘણી નજીવી ધરતા હોય ?

મી૦ તારાપોરવાળા—આગલા વખતમાં દાઉદી વોહરાઓની મોટી વસ્તી સુરતમાં હતી તેથી ચાંદાભાઇની કબર માટે લોકોમાં કંઇ ઝાઝી વીખ્યાતી ન હોય. ૧૮૭૧ અને તે આશરેના અમલ પછી એ વીખ્યાતી વધતી ગઇ છે. આગલા વખતમાં મુંબઇમાં કોકણી અને દખણી મુસલમાનો વધારે હતા, પણ તેઓ કંઇ ઝાઝા આબાદ ન હતા, છતાં કબર ઉપર માનતા લેવાનો તેઓમાં રીવાજ હતો, જે રીવાજની અત્રે વોહરાઓએ આવતાં તેની નકલ કરીને ચાંદાભાઇ માટે વસીલો લેવાનું સાધારણ થઇ પડયું હોય. એ બાદ મી૦ તારાપોરવાલાએ ગલ્લાના હીસાબમાંથી રકમ ટાંકીને તેમાં કેટલો વધારો થવા પામ્યો હતો તે દેખાડયું હતું.

ચાંદાભાઇને આ જગ્યા ઉપર દાટવામાં આવ્યા તેથી એઓ પાક હતા એમ અમે કેહતા નથી, પણ પાછળથી એ માન્યતા લોકોમાં ઉભી થવા પામી હતી. અસલમાં ઘણા નાના પાયા ઉપર ખાણું અને ઉરસ થતા હોય અને જે કોઇ થોડાં ત્યાં હાજર હોય તેઓ ખાણું વગેરેનો ખરચ ભોગવતા હોય. સંવત ૧૯૩૦ નો મસજીદ અને કબરનો હીસાબ જોતાં ઉરસ વગેરેના ફંડમાં ખરચ કરતાં કેટલીક ઘટ આવી હતી, જે ગલ્લામાંથી પુરવામાં આવી હતી એમ તેમાં જણાંવ્યું છે.

અત્રે ટીફીન માટે કોરટ મુલતવી રહી હતી.

## અપીર પછીની તપાસ.

મી૦ તારાપોરવાળાએ એ બાદ જણાવ્યું કે ઉરસ વીશે મેં જણાવ્યું છે તે બાબતની જુબાની હું અત્રે રજુ કરીશ. મસજીદના બાબમાં આમીલ વગેરેનો ખરચ, દાવત ફંડમાંથી અપાય છે. અત્રે મી૦ તારાપોરવાળાએ કોરટમાં રજુ કરવામાં આવેલી એકઝીબીટોમાંથી જુદા જુદા સાલનો હીસાબ રજુ કરીને આંકડા ટાંકી બતાવ્યા બાદ જણાવ્યું કે શરૂઆતમાં મસજીદનો ખરચ ગલ્લામાંથી થતો ન હતો. લોકો જેમ જેમ વસીલો લેવા લગ્યા તેમ તેમ તેમની માનત પાર પડવાથી તેની શુક્રગુજારીમાં ગલ્લામાં નાણાં નાંખવા લાગ્યા. હું કહીશ કે ચાંદાભાઈને માટે નાણાં આપવામાં આવતાં ન હતાં પણ લોકો તે ભેટ પોતાના આત્માના ફાયદા માટે છે એવું માનીને ભેટ ધરતા અને તે ભેટ કયા ધરમ ખાતામાં ખરચવી તેનો સહેજ પણ ખ્યાલ કરતા નહીં.

### "વકફ" અને "સદકા" વચ્ચે ફરક.

મોહમેદન લો પ્રમાણે અત્રે હું જે મુકદમો ટાંકું છું તે ઉપરથી "વકફ" અને "સદકા" વચ્ચેનો ફરક હું હવે કહીશ.

કોઈ જંગમ મીલકતનું વકફ થઇ શકે નહીં પણ તે સદકા તરીકે અપાય છે, અને તેમ થતાં તેવી મીલકતને ધારમીક રૂપ મલે છે જ્યારે આવી કોઈ કબરો ઉપર કંઇ ભેટ ધરવામાં આવે ત્યારે તે ધારમીક નેમની હોવાથી ભેટનો શું ઉપયોગ કરવામાં આવે તેની કોઇ દરકાર કરતાં નથી, અને મુલ્લાંજી તેનો કેવો ઉપયોગ કરે છે તે તેઓ જોવા માગતા નથી.

નામદાર જજ—આ ભેટ ધારમીક નેમથી અને સખાવતમાં

અપાતી હોવાથી તે "સદકા" માં ગણાય કે ? અને તેને ટ્રસ્ટ કાં નહીં ગણવામાં આવે ?

મી૦ તારાપોરવાળા—સદકામાં તે ગણાય એ ખરૂં પણ તે ટ્રસ્ટ ગણાય નહીં. અત્રે મી૦ તારાપોરવાળાએ મોહમેદન લોમાંથી સાહદત ટાંકીને જણાવ્યું કે, સદકાની બક્ષેસ ખુદાના નામ ઉપર હોવાથી તેનો ખુદા તરફના સીવાય બીજો કોઇ પણ રીતનો બદલો મેળવવાની આશા રાખવામાં આવતી નથી. એ જાતની બક્ષેસ ધરમ ખાતે જ આપી દેવાની નેમ છે. બીજામાં તે બક્ષેસ "વકફ" તરીકે ચોક્સ નેમ રાખીને આપવામાં આવે છે.

અત્રે રજુ થએલા સાક્ષીઓ ચાંદાભાઇની કબરની બાબતમાં ઘડીમાં જણાવે છે કે તે ભેટ કબર માટે છે, તો ઘડીમા જણાવે છે કે મસજીદ માટે છે. છતાં પણ દરેક જણ જાણે છે કે મુલાંજી એ ભેટ રાખી શકે છે, મી૦ જસ્ટીસ વુડરોફના કલકત્તાની હાઇ કોર્ટના એક ચુકાદામાં જણાવવામાં આવે છે કે, વકફને સદકામાં ફેરવી નાખી શકાય, પણ સદકાને વકફ તરીકે ગણાય નહીં. દાઉદી વોહરા સદકા તરીકે જે આપે છે તે ખુદાના નામે આપે છે પણ તેના ટ્રસ્ટની જરૂર નથી. હીંદુ મંદીરની ભેટ તેવી રીતે લેખાતી નથી.

નામદાર જજ—હીંદુ મંદિરમાં જે ભેટો મુરતીને અરપણ કરવામાં આવે છે તે ત્યારે કેવી કહેવાય ?

મી૦ તારાપોરવાલા—હીંદુ મુરતીને જે ભેટ અરપણ કરવામાં આવે છે તે સદકામાં આવી શકે નહી.

અત્રે મી૦ તારાપોરવાળાએ હીંદુ તેમજ બીજી કોમની એવી જાતની માન્યતાનાં મુકદમા ટાંકી બતાવ્યા હતા. હીંદુ ધરમ પ્રમાણે

એક વખતે મુરતી અપવીત્ર થાય, તો કદીએ વપરાતી નથી તેવા મં-દીરમાં પણ તેમજ બન્યું છે.

## પારસીઓ આતિશ પરસ્ત છે કે ?

ખુદ પારસી કોમમાં પણ કેટલાકો આતિશને ખુદા તરીકે પૂજે છે, જ્યારે કેટલાકો ખુદાના કેબલા તરીકે ફક્ત ગણે છે. આવા સવાલો ધરમ શાસ્ત્રોની બાબતના છે એટલે તે ઉપર અત્રે ઝાઝું બોલાતું નથી.

દાઉદી વોહરાની નજરે મુલ્લાંજી ઇમામના પ્રતીનીધી જેવા અને "દાઇ ઉલ મુતલક" છે અને કેટલાકો તો એવું માને છે કે મુલ્લાં-જી સાહેબની બરકતને સબબે હાલના વખતની આબાદી છે, તો તેવા વોહરાઓ ભેટ ધરે ત્યારે ફક્ત મુલ્લાંજીનો વીચાર કરીને તે આપે છે, અને જાણે છે કે મુલ્લાંજી તેનો ગમે એવો ઉપયોગ કરી શકશે. જેવી ભેટ ધરી કે તેનો બદલો મળેલો તેઓ સમજે છે, પછી તે ભેટ-નો ગમે એવો ઉપયોગ થાય તે તેઓ જોવા માગતા નથી.

નામદાર જજ—ખ્રીસ્તી ધરમ ખાતાંઓ જોતાં કોઇ પાદરીને કંઇ ભેટ ધરવામાં આવે છે ત્યારે તેનો જો ભેટ આપનારની નેમ મુજબ ઉપયોગ થતો નથી તો કાયદો તેમને પુછી શકે છે, તો કાં નહીં આ બાબત કાયદાના અમલમાં આવે?

મી૦ તારાપોરવાળા—જો તેવી રીતે આપવામાં આવે છે તો નાણું આપનારની ચોકસ નેમ હોય છે એ ખરૂં, પણ ચાંદાભાઇની કબરની ભેટ ધરનારા ફક્ત તેઓ ધરમ કરે છે એટલુંજ જાણીને ભેટ આપે છે, તેનો બદલો તેઓ પોતાના આત્માના બાબમાં મેળવશે એટલુંજ તેઓ જાણે છે, અને આ ભેટનું શું થશે તે જાણવાની તેઓ દરકાર કરતાં નથી.

## મુલ્લાંજીના "દાઈ" તરીકેના અમલથી ચાંદાભાઇને મળેલી "નજાત."

ખુદ મુલ્લાંજી દાઇ તરીકે જે અમલ ચલાવે છે તે કારણે ચાંદ ભાઇને "નજાત" મલી છે, એમ વોહરાઓ માને છે.

### શરીઅત પ્રમાણે વ્યાજ લેવાય કે?

મી૦ તારાપોરવાળાએ જણાવ્યું કે, કલકત્તાવાલો જસ્ટીસ વુ રોફ્વાલો છેલ્લો ચુકાદો જાણવાજોગ છે. ઉપલો ચુકાદો વંચાતાં મી તારાપોરવાળાએ જણાવ્યું હતું કે ઇસ્લામીઓથી વ્યાજ લેવાય નહી

નામદાર જજ–તમારા ખુદ મુલ્લાંજી સાબના હીસાબમાં વ્યા ઉધારવામાં આવ્યું છે.

મી૦ તારાપોરવાળા–અમે વ્યાજ લીધું છે એમ કબુલ કરીશૂ જો કે તે "બે–શરેઅ" છે, અને ધરમની રીતે ના–રવા છે તો પ અમે તે બાબતમાં વેપારી નજરે અને વહેવારૂ નજરે જોયું છે. ન કે છેવટના રૂ. ૭ાા લાખના હીસાબમાં અમે વ્યાજ ગણ્યું નથી. રિ વાજ પ્રમાણે હીંદમાં ઘણે ઠેકાણે વ્યાજ ગણવામાં આવે છે. અ વેપાર વેહવારમાં તે વસુલ પણ કરવામાં આવે છે, પણ શરીઅ પ્રમાણે તે ના–રવા છે.

એ બાદ મી૦ તારાપોરવાળાએ કલકત્તા અને મુંબઇના રિ રીપોર્ટમાંથી જુદી જુદી સાહદતો ટાંકતાં જણાવ્યું કે જો કે આ મુકદમા સુન્ની કોમને લગતા છે. તો પણ ઇસ્લામી કાયદા પ્રમાં શીઆ કોમને પણ તે લાગુ પડે છે.

નામદાર જજ—ખુદાના હાથમાં નાણાં કેમ અપાય? ખુદા તો મીલકત અરપણ કરી શકાય? છેલ્લા વકફ એકટ પ્રમાણે તે સમજી શકાતું નથી.

મી૦ તારાપોરવાળા—એ ખરૂં છે નામદાર,પણ કેટલીક બાબતો રીવાજ તરીકે માન્ય રાખવામાં આવે છે, જો કે ધરમ પ્રમાણે તે ચાલી શકે નહીં.

એ બાદ મી૦ તારાપોરવાળાએ ૧૯૦૦ ના સાલના અલાહાબાદ લૉ રીપોર્ટમાંથી સાહદત ટાંકી બતાવી હતી, જેમ કરતાં તેઓએ જણાવ્યું કે વકફનો કાયદો સઘળા પ્રાંતમાં લાગુ પડી શકતો નથી.

એડ—જેન—જો હીંદમાં કોઈ પ્રાંતમાં વકફનો ખાસ કાયદો નહીં હોય તો પછી તેને "વકફ એકટ" લાગુ પડે એમ પ્રીવી કાઉન્સીલના ચુકાદામાં પણ કબુલ કરવામાં આવ્યું છે.

મી૦ તારાપોરવાલા—હવે એ નાણાં ખરચનારના બાબતમાં હું કહીશ કે જ્યારે કોઇ સીધા પુરાવા દેખાડવામાં આવતા નથી ત્યારે એવું માની લેવામાં આવે છે કે અસલ નેમ મુજબ નાણાં ખરચવામાં આવતા નથી.

એ બાદ મી૦ તારાપોરવાળાએ એ બાબતનો ખોલાસો આપતાં કોરટનું કામ સોમવાર ઉપર મુલતવી રાખવામાં આવ્યું હતું.

---

તા૦ ૪—૧૦—૨૦

## મી૦ તારાપોરવાલા તરફની વધુ દલીલ.

મી૦ તારાપોરવાલાએ શરૂઆતમાં જણાવ્યું કે ૧૮૭૨ થી ૧૮૯૦ સુધીના કંતાનવાલાના હીસાબમાં ઉપલી મસજીદને ચાંદાભાઈની મસજીદ તરીકે કદીબી લખવામાં આવી નથી, તે વેળાએ તેને કોટની મસજીદ તરીકે જણાવવામાં આવી હતી. કંતાનવાલાએ એ પછી આમીલને હીસાબ આપ્યો હતો, જે પછી અમારા કુલના

હાથમાં તે આવ્યો હતો. મુલ્લાંજીની રજાથી તે કારોબાર આમીલના હાથમાં આવ્યો હતો.

નાંમદાર જજ—આ બધી તકરાર અત્રે લાવવાની જરૂર શું છે?

મી૦ તારાપોરવાલા—હું અત્રે એટલુંજ બતાવવા માગું છું કે અમારા કુલને એ હીસાબ મુલ્લાંજીના હુકમથી ચલાવા મલ્યો હતો. ડીડમાં જોતાં એ વીગતો માલમ પડશે. પહેલાં ડીડની વીગતો જોતાં હું અત્રે એટલું દેખાડવા માગું છું કે આ દાખલામાં ટ્રસ્ટ જેવું નથી અને અમારા કુલને તે કેટલું લાગુ પડે છે.

નામદાર જજ—ચાંદાભાઇની મસજીદના મેનેજરોને ડીડમાં ટ્રસ્ટી જણાવયા છે.

મી૦ તારાપોરવાલા—મેનેજરો ખરી રીતે તેઓ ગલ્લા ફંડના હતા, અને મસ્જીદ એ ફંડથી તદન અલગ હતી, તેઓ મસ્જીદના મેનેજરો નહીં હતા.

નામદાર જજ—તેઓને ખુલી રીતે ડીડમાં મસજીદના અને ગલ્લાના ટ્રસ્ટી તરીકે જણાવ્યા છે.

મી૦ તારાપોરવાલા મસ્જીદ માટે કંઇ પણ નીભાવ ફંડ ન હતું અને ડીડમાં આ શબ્દો મુલ્લાંજીના હુકમથી નાખવામાં આવયા ન હતા.

નામદાર જજ—આ ડીડમાં ત્યારે ટ્રસ્ટી શબ્દો જો નાખવામાં આવ્યા હોય તો તે ધરમખાતાંના ટ્રસ્ટી જેવા ગણાણુ?

મી૦ તારાપોરવાલા—તમો મારી દલીલો સાંભળશો તો હું ખાત્રી કરી આપીશ કે સઘળી વેળાએ ગલ્લાને બદલે મસજીદ મસજીદ શબ્દ વાપરવામાં આવ્યા છે. જો એજંટોએ એવી રીતે પોતાને ઓળખાવ્યા હોય તો તે એડ. જેનરલે પુરવાર કરવું જોઇએ

છે. મુલ્લાંજીના હુકમમાં તેઓ કામ બજાવતા હતા ડીડમાં જો ચોકસ શબ્દો નાખવામાં આવ્યા હોય તો તેનો અર્થ એવો થતો નથી કે ટ્રસ્ટ જવું તેમ જાહેર કરવામાં આવ્યું છે. આ શબ્દોની ખુલ્લે ખુલ્લી મતલબ એ થાય છે કે તેઓ બીજાના હુકમથી કામ કરે છે. હવે એ મીલકત કેવી રીતે હાથ કરવામાં આવી તે બાબત હું હવે બોલીશ.

નામદાર જજે અત્રે કેટલાક હીસાબ માટેની એકઝીબીટો માટે વધુ દલીલો સાંભળવાની ના પાડવાથી મી. તારાપોરવાલાને તે બાબત છોડી દેવી પડી હતી. એ બાદ ખત પત્રોની બાબત ઉપર આવતાં નવાબ તરફથી કરી આપવામાં આવેલા Conveyance બાબે મી૦ તારાપોરવાલાએ વીગતો રજુ કીધી હતી. એ બાદ મોટાભાઇ મુલ્લાં ઇસાભાઈ તરફથી મુલ્લાંજીના નામ ઉપર કરી આપવામાં આવેલું બીજું ખત મી. તારાપોરવાલાએ વાંચતાં તેમાં ખુલ્લે ખુલ્લો ટ્રસ્ટ (Trust) શબ્દ આવેલો હોવાથી નામદાર જજે જણાવયું કે હવે એ શબ્દની બાબત તમે શું કહેશો ?

મી૦ તારાપોરવાલાએ જણાવયું કે એડ. જેન. આ મુકદમામાં બદરી મહાલમાં પુરેપુરો હીસ્સો માગે છે, જ્યારે ઓફીશીઅલ એસાઇની જણાવે છે એ બાબત એક નામદારને લગતી હોવાથી વકફ થઇ શકે નહીં.

નામદાર જજ—એડ, જેનરેલ કોઇબી અભીપ્રાય ઉપર આવે તે સાથે આ કોરટને કામ નથી. આ કોરટ અત્રે રજુ કરવામાં આવેલી વીગતો ઉપર ધ્યાન પહોંચાડશે.

મી૦ તારાપોરવાળા—એડ. જેનરલ જે દાવો કરે છે તે જોતાં જો તેમાં કંઇ સુધારો કરે તો હું તેમને અરધે રસ્તે મળવા તઇયાર

છું તેમના ફર્યાદ નામામાં સાફ જણાવવામાં આવયું છે કે, નામદાને ઉપલા વકફ કરી આપનો કંઇ પણ હક ન હતો તે ઉપરથી જે મને ઉપલાં દીદની લંબાણુ તવારીખ સમજાવવાની ફરજ પડી છે, જે ધરમ ખાતાંના જેવું તમો નામદાર મારા મુકદમા માટે જુઓ તો પછી હું તે બાબતનો ખુલાસો કરીશ.

## બદરી મહાલની મીલકતની જગયા મેલવવાની રખાયલી કાળજી.

મુલ્લાંજી એકલા નહી પણુ આખી વોહરા કોમ એ મીલકત દાવત તરીકે મેળવવાને ખંતી હતી. અને આ મીલકત બીજાઓના હાથમાં જતી અટકાવવાને મારા કુળોએ તે ખરીદી લીધી હતી. અને તે મુલ્લાંજીને અરપણુ કરવાનાંજ ઇરાદાથી તે ખરીદી હતી. કોમનો વીચાર એવો હતો કે આ મસજીદના આજુબાજુની મીલકત કોઇ બીજી કોમના હાથમાં જવા દેવી નહી મસજીદ ફરીથી બાંધવાનો એ પછી ઇરાદો કરવામાં આવ્યો હતો અને છેવટે બદરી મહાલ બાંધવાનો એ પછી ઇરાદો કરવામાં આવ્યો હતો. અને છેવટે બદરી મહાલ બાંધવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મુલ્લાંજીએ એ ઇમારતો બાંધવા માટે ગલ્લાના ફંડમાંથી નાણુ લીધાં હતા. અમારા કુલોએ દાવત ફંડમાંથી નાણુા અપાવવાને બદલે દરેકે રૂ. ૫૦૦૦૦ એટલે રૂપીઆ ૧૦૦૦૦૦ નો ફાલો આપ્યો હતો. કારણુ તેઓ તેમાં સવાબનું કામ ગણુતા હતા, રૂ ૨૦૦૦૦ ની બીજી રકમ તેમના ચોપડામાં જણાવવા મુજબ ધરમાદા તરીકે આપવામાં આવી હતી તે પછી બીજા રૂ ૨૦૦૦૦) આપવામાં આવ્યા ( જે રકમ એડ૦ જેન. રૂ, ૩૦૦૦૦) ની છે એમ જણાવે છે. ) મારા કુલ તુરત

નાદારો થવાથી આ આખી યોજના પડી ભાગી હતી તેઓએ હુંડીઓ આપી હતી મુલ્લાંજીએ જો વક્ફને કબુલબી કીધું હોય તો તેમાં જણાવવામાં આવ્યા મુજબના નાણા આપનામાં આવ્યા ન હતા. વક્ફના બાબતમાં તેની સઘળી શરતો અનુસાર થવું જોઇએ છે.

નામદાર–જજ હાલમાં એ મીલકતના માલેક કોણ ગણાણ છે?

મી૦ તારાપોરવાલા–હાલમાં મુલ્લાંજી તેના માલેક છે. કારણ આ મીલકતો મુલ્લાંજીના નામ ઉપર કરી આપવામાં આવી હતી. તે વખતે મારા કુલાના નામ ઉપર ઇસાભાઇ મોટાભાઇ તરફથી વલટી લખત થવું જોઇતું હતું, કરણ તેઓએ નાણા ભરયા નથી.

નામદાર જજ–તમે હુંડીઓ ટીધી હતી કે ની ?

મી૦ તારાપોરવાલા—હા પણ તે ભરવાઇ થઇ ન હતી.

નામદાર જજ—તેની સરતો અમલમાં નહી આવેલી હોવાથી તમો વલતુ કનવેયનસ માગો છો ની ?

મી૦ તારાપોરવાલા—હા, નામદાર.

નામદાર જજ—તમોને મુલ્લાંજીએ પૂરેપુરાં નાણાં આપી દીધાની ?

મી૦ તારાપોરવાળા હા, નામદાર, અમારા અને મુલ્લાંજી વચ્ચે કંઇ પણ ખતપત્રો થયાં નથી.

મી૦ તારાપોરવાલાએ એ પછી જણાવ્યું કે ખર માલેક મુલ્લાંજી છે, કારણ બેમાંથી કોઇબી પક્ષ પણ આ મીલકત મુલ્લાંજીના નામ ઉપર ચઢાવવાને બંધાયલી હતી.

નામદાર જજ–મુલ્લાજી કંઇ સતાને આધારે તેમ કરે મુલ્લાંજીને આ મીલકતો વક્ફ તરીકે ચોક્સ સરતે આપવામાં આવી હતી.

મી૦ તારાપોરવાલા—વકફ તરીકે આપવામાં આવેલી મીલકત કંઇ જાહેર ધરમ ખતાની વ્યખ્યામાં આવતી નથી. વકફ એકટમાં charity શબ્દનો અર્થ અમે " ધરમ " કરશું. કેટલીક મીલકતોના બાબમાં " વકફ "ની વયાખયા જુદી જુદી કરવામાં આવેલી હોવાથી વકફ એકટ પસાર કરવો પડયો હતો મુલ્લાંજીને આ મીલકત ખાનગી વપરાસ માટે મળી હતી.

નામદાર જજ—ઈંગ્રેજી કાયદામાં એક પાદરીને એવી મીલકત મળી હતી, તે charity તરીકે ? રાખવામાં આવી હતી. હું અત્રે cancery નો એક મુકદમો ટાંકીશ.

## ખીસ્તીની પાદરીની સતા સાથે મુલ્લાંજીની જાતાની સરખામણી.

મી૦ તારાપોરવાલાએ ઉપલા મુકદમા સાથ પોતાની તરફથી દલીલો આપતાં જણકયું કે મુલ્લાંજીને એક ખ્રીસ્તી પાદરી ધરમ સંબંધી બાબત ઉપર સતા ભોગવે છે જ્યારે મુલ્લાંજી તે સંસારી અને બીજી બાબતો ઉપર સતા ધરાવે છે.

નામદાર જજ—એક ખ્રીસ્તી મઠ (convent) જો ધરમખાતું નહી ગણાય એમ કાયદો કહેતો હોય તો એ મઠમાં રહેવાવાલાઓ મઠના કામ ઉપરાંત સમજો કે હોસપીટલ કે બીજુ જાહેર પ્રજાને લાભનું કામ બજાવે તો અલબતાં ધરમખાતાની વયાખયામાં આવે.

મી૦ તારાપોરવાલાં—દાઉદી વોહરાઓ પોતાનાં ધરમગુરૂને ઇમામના પ્રતીનીધી ગણે છે તેથી તેઓ ગમે એવી નેમથી નાણા આપે છે, તેમાં મુલ્લાંજીની સતાનો તેઓ પહેલાં ખયાલ ધરાવે છે. હું અત્રે chancoryનો એક બીજો મુકદમો મારી સાહદતના ટેકમાં ટાંકીશ.

નામદાર જજ—એ મુલ્લાંજીનીજ હકુમત હેઠળ એક ધારમીક કે ભલું કામ કેથે પણ થતું હોય તો તેને તમો ત્રસ્ટની વયાખયામાં કાં નહીં લાવો ?

મી૰ તારાપોરવાલા—મુલ્લાંજીની સતા હેઠલ કોઈ પણ કઈ ધારમીક કે એવોં ખરચ થાય તે દાવત ફંડમાંથી આપવામાં આવે છે.

નામદાર જજ—ગલ્લા ફંડમાંથી કોઈ મુલ્લાંજી જીપસંદ કરે પસંદ કરે એવા બીજા ધરમ ખાતામાં નાણા ભરવામા આવ્યા છે કે ?

મી૰ તારાપોરવાલા—હા નામદાર દાખલા તરીકે હાલસુ પ્રાંતમાં કેટલાક વોહરા કેદીઓના લાભ માટે નાણા મોકલવામાં આવ્યા હતા, તેની નોંધ અમારી પાસે છે.

નામદાર જજ—આ રકમ શું કઈ લાંચ તરીકે આપવામાં આવી હતી.

મી૰ તારાપોરવાલા—તે અત્રે દરશાવવાત્રામાં આવ્યું નથી કંતાનવાલા તરફથી પણ રૂ. ૧૦૨સ ) ની રકમ એ માટે ભગવામાં આવી હતી એમ જણાય છે.

નામદાર જજ—આ રકમ લાંચ કે જામીનના માટે આપવામાં આવી હતી કે ?

મી૰ તારાપોરવાલા—તે આ કેસના ખરચ માટે આપી હતી એમ જણાય છે.

**એક મહેલ ધરમખાતુ ગણાશ કે ?**

એડ. જેન.—શું સામીપક્ષ એમ જણાવશે કે એક મહેલ જેવા મકાનનો કબજો ધરાવવો તે પણ ધરમ ખાતાંની વ્યાખ્યા હેઠળ

તેઓ ગણે છે કે? જો તેઓ એમ કહેતો પછી હું ગલ્લાના નાણાં માટે તકરાંર લાવીશ.

મી૦ તારાપોરવાલા–જો ગલાના નાંણાને ધારમીક વપરાસ માટે કાયદાપુર્વક ઠરાવવામા આવે તો પછી મુલ્લાંજીના વપરાસના મકાન માટે પણ ધારમીક કહેવાય.

એડ. જેન–બદરી મહાલને જો ધરમખાતુ ગણવામાં નહીં આવે તો હું મારા ગલ્લાના નાણાં માટે જુદોજ સવાલ ઉભો કરીશ.

મી૦ બીનીંગ—હું હવે પછી એ બાબત ઉપર તકરાર લાવીશ.

મી૦ તારાપોરવાલા—જો આ કેસથી મુલ્લાંજીની સતા કપાઇ જાય તો પછી દાઉદી વહોરાઓની લાગણીને મોટો ધેકો ( shock ) લાગે.

નામદાર જજ—દીદના બાબમાં જે બંદોબસ્ત કરવામાં આવ્યો ત્યારે તેઓની લાગણીને કેમ નહી ધોકો લાગ્યો ?

મી૦ તારાપોરવાળા—આ દીદના બાબમાં હું કહીશ કે આ દીદ જો સારી રીતે ઘડવામાં આવ્યો હતો તો તેમાં એવા શબ્દો મેલાવા પામતે નહી.

હીસાબના બાબમાં મી૦ તારાપોરવાલા દલીલો ચલાવતા હતા, તે વેળાએ એડ—જેનરલે જણાવ્યું કે બદરી મહાલના ભાડાના હીસાબમાંની કંઇબી રકમ ચાંદાભાઇના ગવાયે ખાતે ઉધારવામાં આવી નથી.

નામદાર જજ—( મી૦ તારાપોરવાલાને ) ગલ્લાના નાણામાંથી બદરી મહાલમાં વપરાયાં એ તમો ના પાડતા નથી ?

મી૦ તારાપોરવાલાં—રૂ. ૧૪૦૦૦૦ ની રકમ ગલ્લા ફંડમાંથી

બદરી મહાલમાં ઉધારવામાં આવી હતી એમ હું કબુલ કરૂં છું.

ચેમ્બર સમનસ વેળાએ જ્યારે આ મુકદમાની ચારવણી થઈ હતી ત્યારે કહેવાયું છે કે ચાંદાભાઇ જો પીર હોય તો આ ફંડ ધરમ ખાતું કહેવાય પણ અમારી દલીલ એવી હતી કે જો ચાંદાભાઇ પીર નહી હોય તો અમોને ચોપડા દેખાડવાની જરૂર નહી.

## ચાંદાભાઇ પીર હતા કે !

હાલમાં પણ હું કહીશ કે જો ચાંદાભાઇ ને પીર તરીકે લેખવામાં આવતા નહી હોય તો એમની કબર ઉપર બો'ા ચઢે નહી અને u:er નો સવાલ ઉભો થાય નહી. પીર શબ્દ જસટીસ તઈયિબજી એ ચુકવેલા મુકદમાંની વયાખયા મુજબ ગણુયે છીએ. અને ચાંદાભાઇની કબર અમે નીભાવયે છીએ. આ કબર માટે અસલ કઇ નીભાવ ફંડ ન હતું. પણ નાની નાની રકમો ભરાઇને તેથી નીભાવ થાય છે. ખુદ મસજીદ અને ઉરસનું નીભાવ ફંડ નથી. વળી મસજીદનો ખરચ દાવત ફંડમાંથી પણ ભરવામાં આવે છે તેમજ ઉરસનો સઘલો ખરચ ગલ્લાં ફંડમાંથી લેવામાં આવતો નથી. સંવત ૧૯૪૦ ની આગમજ ખાણા વેળાએ ફક્ત થોડા માણસો સામેલ થયા હતાં પણ તે પછી આખી જમાતને ખાણુ આપવામાં આવે છે. બદરી મહાલ બાંધવાની જરૂર જણાઇ ત્યારે ગલ્લામાંથી નાણાં ઉપડયાં હતા પણ તે ધારમીક નેમ માટે હતા.

આ સઘલું જોતાં એવું સાબેત થતું નથી કે ગલ્લાનાં નાણાં એક ચોકસ નેમ માટે આપવામાં આવયા હતા, તેમજ એક ચોકસ નેમ માટે વપરાયાં હતાં.

બીજી કોમવાળાઓ પણ એ કબર ઉપર ભેટ ધરે છે તો

તેઓની મતલબ ફક્ત ધારમીક નેમ છે, કેટલાક પારસીઓ તેમ કરે છે. નામદાર જજ-એવા થોડા હોય છે.

એક મુકદમામાં તો એવું સાબેત થયું હતું કે એક જાણીતાં હીંદુ મેજીસ્ટ્રેટે પાર બીસ મીલલાની જ્યારત કીધી હતી.

મી૦ બીનીંગે અત્રે જણાવ્યું કે સામી પક્ષ તરફથી ગલ્લાની નાણા બદલે મહાલમાં વાપરવાની દલીલના એડ જેનરેલ હમેશા એમ કહે છે કે, "અમારી દલીલોની વચે નહી આવે તો હું તકરાર ચલાવું" તેના સબંધમાં હું કહીશ કે એડ. જેન. એ દલીલ બાબતના શબ્દો ખેંચી લીએ તો હું મારી તરફથી દલીલો રજું કરીશ.

અત્રે ટીફીન માટે કોરટની તપાસ મુલતવી રહી હતી.

## બપોર પછીની તપાસ.

બપોર પછીની તપાસમાં મી૦ તારાપોર વાલાએ હીસાબોની એકઝીબીટોના બાબમાં બોલતા જણાવયું કે કેટલાક હીસાબના ચોપડાના કોઇક હીસાબના પાના બરાબર ટાંકયા નથી.

નામદાર જજ—આ હીસાબ જોતા નહી સમજ પડે એવી રીતે તેમ. ગુચવાડો ( muddle ) પણ જણાય છે.

મી૦ તારાપોરવાલા—આ હીસાબમાં મુલ્લાંજીને 'સરકાર' તરીકે જણાવયા છે અને તે શબ્દ વાપરીને કેટલીક નોધો કરવામાં આવી છે "સઈયદ નજમુદીન સાહેબ તરફનું જમન" એવી એક નોંધ તા૦ ૪-૭-૧૮૮૮ ને દીનની જોવામાં આવે છે મદેહનજરના ભાગમાં બોલતા મી૦ તારાપોરવાલાએ જણાવયું કે તે 'સીનોર' નામે જણાયલા વહોરાએ ઘડી હતી અને તેનીજ તે યોજના હતી.

એ વેળાએ મુલ્લાંજી સાહેબ બદરી મહાલ માટે નાણાં મેળવી શક્યા નહી. હોવાથી આ 'સીનોર' મુલ્લાંજી સાહેબને સુચના આપતા હોવાથી તેઓએ તે સુચના મુલ્લાંજી આગલ રજુ કીધી હતી. પહેલાં આમીલ હજુર લાવવામાં આવી હતી, આ બાબતની ઘટતી જુબાની હું હવે પછી રજુ કરનાર છું.

બદરી મહાલ ધરમખાતું ગણાય કે ?

મી૦ બીનીંગ બદરી મહાલના સંબંધમાં જણાવ્યું કે મુલ્લાંજીના દરજ્જા માટે ધારમીક નજરે એવા મકાનની જરૂર હતી અને સામી પક્ષ તરફથી જણાવવામાં આવે છે કે તે કાંઇ ધરમખાતાં માટે ખરચેલા કહેવાય નહી.

એડ, જેન.—જે નાણાં ખરચવાની નેમ હોય તેમાંથી બદરી મહાલ માટે વાપરવામાં આવે તે સામે હું વાંધો કહાડું છું, બદરી મહાલની જરૂર હતી કે નહો, પણ એ માટે નાણા ખરચવાનો તે ધરમની નેમ માટેના કહેવાઇ શકાય, નહી-

મી૦ બીનીગ—એડ જેનરલ જો " without prejudice " ની તકરાર લાવે છે તેનું ત્યારે શું કહેવાય ?

નામદાર જજ—એડ—જેનરલ એમ જણાવે છે કે ગરીબોને માટેના નાણામાંથી તે ખરચવામાં આવે તે સામે તેમનો વાંધો છે.

એડ. જેન—બચીતજ, મને મુલ્લાંજીનું મકાન ધરમ ખાતે બાંધવાની જરૂર હતી કે નહી તે સવાલ સાથે નીસબત નથી. મને ફક્ત બીજી ચોકસ નેમ માટેના ગરીબો માટેના ફંડતા નાણા એ માટે વપરાવા સામે વાંધો છે,

મી૦ તારાપોરવાલાએ મસજીદ અને ઈમારતો માટેના પલાન

બાબતની ઈજનેરની જુબાની લેવા માગતા એડ જેનરલે જણાવ્યું છે અમે એ પલાન જોયા નથી.

નામદાર જજ—તે માટે આ તબકકે જુબાની લેવામાં હું વાંધો જોતો નથી.

એડ. જેન—મુલ્લાંજીએ પોતે પોતાને એક પત્રમાં જણાવ્યું છે કે આ નાણાં ગરીબોના લાભ માટેના છે, તેથીજ હું ઉપર જણાવ્યા મુજબના મારા વાંધા ઉપર ભાર મેલું છું,

## બદરી મહાલ બાંધનાર આરકીટેકટની જુબાની

મી૦ પીરોશા અરદેસર ચીનાઇએ અત્રે મી૦ તારાપોરવાલા સવાલોના જવાબમાં જણાવ્યું હતું કે, હુ સીવીલ ઇજનેર છું, મે જુની વોહરા મસજીદ બીલડીંગના પલાનો આ મકાન તોડી પાડવા આગમજ બનાવ્યા હતા, ( જોઇને ) આ પલાન ભોંયતલીએના મજલાનો છે. આ ઇમારતમાં દાખલ થવાનો દરવાજો કબરની બાજુએ છે, જયા વોહરા મસજીદ લેનમાંથી જવાય છે. કબર દક્ષીણ-પૂર્વ ખુણામાં છે. આ પલાનમાં ત્રણ ઉપલા મજલા દેખાડવામાં આવ્યા છે, જે માકાનનો સઘળો ભાગ રોકે છે. ( જોઇને આ પલાન બદરી મહાલ અને મસજીદની ઇમારતનો છે. અને વળી લીટીએ " સેટબેક " માટેની છોડવામા આવેલી જગ્યા દર્શાવે છે. ઉતરની છેક છેડેથી લીટી કંપાઉંડની દીવાલ દેખાડે છે. તેમના દાદર માટેની જે જગ્યા છે તે મસજીદ તેમજ બદરી મહાલ બંને માટે વપરાય છે, ( પાલન જોઇને ) આ પલાનમાંની ભોંયતળીએ આ દીવાલ વચેની જગ્યા બંદગી કરવા માટે વપરાય છે કબરની જગ્યા આગલથી ઇમારતમાં દાખલ થવાય છે. કબરને મથાલે ગુંબજ આપે

મો છે બીજા મજલા ઉપર ગુંબજની ઉપર એક કાચનું છાપરૂ ઉભું છે. મે આ ઇમારત બંધાઇ તે ઉપર દેખરેખ રાખી હતી. ( બીજો પલાનમાં બદરી મહાલ અને મસજીદના ભાગ દર્શાવ્યા છે.

સ–તમે જ્યારે અસલ ઇમારત તોડી પાડી ત્યારે કબરની આસપાસના ભાગની જમી ન કેવી હતી? જ—હુ તે કહી શકતો નથી.

સ–તમે જ્યારે નવી ઇમારત બાંધી ત્યારે આ કબરની બાજુબાજુએ મારબલની લાદી જડી હતી કે? જ—હા.

સ–જુની ઈમારતમાં એવી કાંઇ ખાસ બંદી હતી કે? જ–તો હુ કહી શકતો નથી.

મી૦ તારાપોરવાલાએ અતરે ઇચ્છા દર્શાવી કે નામદાર જજે એ ઇમારત નજરે જોવી

એડ, જેનરલની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ નીચે મુજબ જવાબો આપ્યા હતાઃ—

સ—અસલ કબર મસજીદની અંદર હતી કે? જ—હા.

શ–અને નવી ઈમારત બાંધ્યા પછી પણ કબર મસજીદ અંદર રાખવામાં આવી હતી કે? જે–હા.

સ–આશરે ૧૯૬ ચોરસવાર વધુ જગ્યા અસલ મકાનની કરતા ઉમેરવામા આવી હતી એમ તમે જાણો છો કે જ–નહીં.

સ—મસજીદના વીસ્તારમાં એટલો બધો વધારો થયો છે એવું તમે જાણો છોની? જ—કંઇ વધારો થયો છે, પણ કેટલો હું જાણુતો નથી.

સ–આ મસજીદના પલાનમા આખા વીસ્તારની જગ્યા અસલ મસજીદ તરીકે વપરાતી હતીની? જ–હા.

સ—તમોને " આસ્ટીકેટ " તરીકે રોકવામાં આવ્યાં હતાની ? જ—હા.

સ—બીજા મજલાની ઉતરની અગાસી ઉપર વધારાના ઓરડાઓ ક્યારે બંધાયા પછી થોડો વખત રહીને.

સ—આ ઓરડાઓ જે જગ્યા પાછલથી ઉતર તરફ ઉમેરવામાં આવી તે તરફ લંબાયા હતાની ? જ—હા.

મી૦ તારાપોરવાલાની તપાસમા સાક્ષીએ ફરીથી નીચે મુજબ જવાબો આપ્યા હતાઃ

સ—આ ઇમારતનો કયો ભાગ મસજીદ તરીકે ઓલખાય છે તે તમો જાણો છો ? જ—નહી, હું તે જાણુતો નથી.

સ—ત્યારે તમે સા ઉપરથી કહયું કે તે મસજીદ તરીકે વપરાતો હતો ? જ—તે મસજીદની માંલકત વપરાતો હતો એમ મારી મતલબ હતી.

સ—ભોયતલીએ સંદાસ મોરી, ટાંકી વગેરે આવેલા છે તે મસજીદના ભાગ તરીકે જણાવવાની મારી મતલબ છે.

મી૦ તારાપોરવાલાએ કોરટ ઉઠતી વખતે નામદાર જજને અરજ કીધી હતી કે તેઓએ બદરી મહાલ અને મસજીદની ઇમારત નજરે જોવી,

નામદાર જજ—હું જયારે બદરી મહાલ જોવા જાઉં ત્યારે ત્યાં વોહરાઓએ મોટી સંખ્યામાં ભેગા થવું નહી, અને કંઇ પણ દેખાવ demonstration ત્યાં કરવો નહી.

મી૦ બીર્નીંગ—ખરૂં છે નામદાર એ માટે ત્યારે આપણે કોઇ વખતે ખાનગી મસલત ચલાવીશું અને તમો ક્યારે બદરી મહાલ

જોવા પધારશો, તે જાહેર કરવામાં નહી આવશે, કે જેથી ત્યા વોહરાઓ મોટી સંખ્યામાં ભેગા થાય નહી.

નામદાર જજ—આવતી કાલે સાડા અગીયાર કલાકે આપણે વખત નકી કરીશું.

---

## મી૦ ઈસુફઅલી ઈબ્રાહીમજી બંદુક વાલાની જુબાની.

શરૂઆતમાં મી૦ તારાપોરવાલાએ પોતાની પક્ષ તરફની જુબાની રજુ કરતાં પહેલા પ્રતીવાદી મી૦ ઇસુફઅલી ઇબ્રાહીમજી એ જુબાની આપતા નીચે મુજબ જવાબો આપ્યા હતા:-

મારી વય ૬૯ વરસની છે અને હું હથીઆરો વેચવાનો ધંધો મારા ભાગ્યા ભેગો કરૂં છું. મારી પેઢીનું નામ ઇસુફઅલી મહમદઅલીની કું૦ છે. મારી પેઢી આશરે ૪૦ વરસની જુની છે અને ઓહલો વેપાર ચલાવે છે.

સ—તમે ચાંદાભાઇના ગલ્લાને વહીવટ સંભાલી લીધો હતોની?

જ—હા.

સ-તમારા હાથમાં એ વહીવટ કેમ આવ્યો? જ-મુલ્લાંજી સાહેબે મને તે સોંપ્યો હતો.

સ-કયા મુલ્લાંજીના વખતમાં? જ—હાલના મુલ્લાંજીના બાવાજી બુરહાનુદીનના વખતમાં ૨૦ વરસની વાત ઉપર મને પોતાને સોંપવામાં આવ્યો હતો. અને મારા ભાગ્યા પણ તે વહીવટ ચલાવતા હતા તેથી તેનો હીસાબ અમારી પેઢીમાં લખાતો.

સ—તે વેળાએ કોણ કોણ ભાગ્યા તમારી પેઢીમાં હતા? જ-ફઇજુલાભાઇ, તઇયબઅલી મહમદઅલી, ફજલઅલી મહમદઅલી, શમશુદીન મહમદઅલી અને હું હતો.

સ-તઇયબઅલી ક્યારે ગુજર પામ્યા ? જ-આશરે ૧૦ વરસ થયા હશે. ફ્જલઅલી તેની આગમજ ગુજરયા હતા.

સ-મુલ્લાંજીએ તમોને વહીવટ કેમ સોંપ્યો હતો ? જ-મારી ઉપર એક કાગલ લખીને દારૂલ-ઇમારતમાં મને વહીવટ સોંપ્યો હતો.

સ—ચાંદાભાઇના ગલ્લા ઉપરાંત કંઇ બીજો વહીવટ સોંપ્યો હતો કે ? જ—મસજીદ ઉપર દેખરેખ રાખવા પણ મને કેહવામાં આવ્યું હતું.

સ—મેનેજર દાખલ તમોને શું શું કામ બજાવવાનું હતું ? જ-ગલ્લાના નાણાં આવે તે મારી પેઢીમાના તેના હીસાબમાં જમે દેખાડવાનું તથા આમીલોના હુકમ મુજબ નાણાં પગાર કરવાનું.

સ—ગલ્લાનો વહીવટ સોંપવા સાથે તમોને કંઇ રૂપીયા મલ્યા હતા કે ? જ-મને ગલ્લાની પેટી ખોલવા કહ્યું જેમાંથી રૂ. ૨૨૯૭-૮-૦ ની રકમ મલી તે મેં મારી પેઢીમાં જમે આપી.

સ-( દેખાડી ) આ હિસાબની ચોપડી કોણની છે ? જ-તે મારી છે ખાતાવહીમાંથી તેમાં ઉતારો કરવામાં આવ્યો છે.

સ—તમારા હાથમાં ગલ્લાનો વહીવટ સોંપવામાં આવ્યો તે આગમજ મસજીદ અને ગલ્લાનો—

નામદાર જજ—તમો એવા સવાલ પુછીને તમારા કેસને શું ફાયદો કરો છો તે હું સમજી શકતો નથી, તમો કોરટનો વખત ફોકટ ગુમાવો છો.

સ-અસલ મસજીદનું મકાન હતું તેને આગલ કેવી રીતે ઓ-લખવામાં આવતું હતું ? જ—દારૂલ-ઇમારત કેહવામાં આવતું જેનો અરથ મુલ્લાંજી અને આમીલોનું વસવાટનું સ્થાન થાય છે.

નામદાર જજ—(ઇનટરપ્રેટરને) આ શબ્દનો અરથ જણાવો.

જ–ઇમામનાં પ્રતીનીધીને માટેનું મકાન એવો થાય.

સ–તમે આ મકાનનો વહીવટ હાથ ધર્યો ત્યારે તે કેવી રીતે વપરાતું હતું ? જ–ભોંયતળીએ મસજીદ અને હોજ અને એક તરફ કબર આવેલી હતી.

સ–આ કબર નીમાજ પઢવાની જગયામાં ન હતી ? જ–નહી તે તેની બહાર હતી.

સ—એ કબર કોણની હતી ? જ—ચાંદાભાઇની.

સ—જે વખતે તમે વહીવટ લીધો તે વેળાએ આ કબર કેવી હતી ? જ—તે તે તે આરસપાહણ પથરની હતી, તેની આગમજ તે પથર અને ચુનાની હતી.

સ–તમે વહીવટ લીધો તે આગમજ તમો દારૂલ—ઇમારતમાં આગલ કેટલા વરસની વાત ઉપર ગયા હતા ? જ—૪૦ વરસ ઉપર હશે.

સ—તમો આખો વખત મુંબઇમાં રહો છો કે બીજે કેઠે જતા હતા ? જ—હું સીધપોર મારા વતનમાં જતો હતો.

નામદાર જજ—તમારો જન્મ ક્યાં થયો હતો ? જ–સીધપોરમાં

સ—તમો મુંબઇ કઇ ઊમરે આવ્યા હતા ? જ—આશરે ૧૫ વરસની ઉમરે.

સ—ત્યાર પછી તમે મુંબઇમાંજ રહ્યા હતા ? જ—હા.

સ–તમે પહેલાં જયારે આ કબર જોઇ ત્યારે તે કેવી હતી ? જ—ઇટ ચુનાની.

સ—આરસની ક્યારે બનાવી હતી તે તમોને ખબર છે ? જ—કનતાનવાલાના વહીવટમાં આવ્યા પછી તેમ થઇ હતી.

સ–તે તમો વહિવટ લીધો તે વેળાએ ઉપલાં મજલા કેવી રીતે

વપરાતા હતાં ? જ—ઉપલા મજલા ઉપર મુલ્લાંજી સાહેબ, અને તેમના આમીલો તથા તેમનાં કુટુંબો રહેતાં હતાં.

## બદરી મહાલ માટે ખરીદવામાં આવેલી મીલકતો.

સ—આએ વહિવટ તમારા હાથમાં આવ્યા પછી તમે એક મીલકત એ માટે ખરીદી હતી કે ? જ—હા.

સ—જીજભાઇ જીવનજી બાટલીવાલા પાસેથી પહેલું મકાન લીધું હતું ના ? જ—હા.

સ—તે તમે કાંય ખરીદ કર્યું ? જ—મુલ્લાંજી સાહેબના હુકમથી મેં ખરીદ્યું હતું એની કીંમતનાં નાણું અમારી પેઢીએ આપ્યાં હતાં જે અમે પાછળથી મુલ્લાંજી સાહેબના હુકમથી ગલ્લામાંથી લીધા હતાં.

સ—આ મીલકત ખરીદ કીધી તે પછી સોલીસીટરોને કોણે સુચના આપી હતી ? જ૦—અમે મુલાજીના હુકમથી કીધા હતી.

સ૦—તમારા નામ ઉપર મીલકત કર વાની સુચના મુલ્લાજીએ આપી હતી કે ? જ૦—હા.

સસ—આ સોલીસીટરો કોણ હતા ? જ૦—મી૦ હોરમસજી વકીલ, ઠાકોરદાસ કું. વાલા.

સ૦—તેઓ હયાત છે કે ? જ૦—મી૦ હોરમસજી હઇયાત નથી, અને તેમની પેઢી વીશે હું કઇ જાણતો નથી.

એડ-જેન—૧૯૧૨ માં આ પેઢી મેસરસ પેન કું. સાથે જોડાઇ હતી.

સ—તમારી પેઢીનું સઘળુ. કામકાજ એજ સોલીસીટર કરતા હતાની ? જ૦ હા.

સ૦ તમે ખત તઇયાર કરવા કહ્યું ત્યારે વકીલને કહ્યું

હતું'ની કે એ મીલકત કોણ ખરીદ કરે છે ? જ—મેં કહ્યું હતું કે મુલ્લાંજીના હુકમથી તે અમારા નામ ઉપર મીલકત રાખવા માગે છીએ.

સ—તમારો અને મુલ્લાંજી વચેનો સંબંધ તમે વકીલને જણાવ્યો હતો કે ? જ—મેં મી૦ હોરમસજીને કહ્યું હતું કે અમારા નામ ઉપર મીલકત રાખવી છે કે જેથી મ્યુનીસી પાલ કે એવા કામકાજ માટે અમોને વહીવટે ચલાવવાને સવલ પડે.

સ—શું વહીવટ તમોને મુલ્લાંજીએ સોંપ્યો તે તમે વકીલને કહયું હતું કે ? જ—ગલ્લાના વહીવટની વાત તેમજ મસજીદના વહીવટની વાત મેં તેમની આગળ કીધી હતી.

સ—તમે ઈંગ્રેજી જાણો છો કે ? જ—નહી.

સ—સોલેસીટરોએ તે પછી ખત તઇયાર કીધું હતું ? જ—હા.

સ—(દેખાડીને) તે આ છે કે ? જ—(પોતાની ગુજરાતી સહી જોઇને) હા.

સ—તમોને આએ ખતનો તરજુમો બોલેબોલ વાંચી સંભલાવ્યો હતો કે ? જ—નહી.

સ—મીલકત વેચનારે પણ આ ખત ઉપર સહી કીધી છે એમ તમોને કેહવામાં આવ્યું હશે ? જ—હા.

સ—મી૦ હોરમસજી ઉપર તમોને પુરો ભરસો હતોની ? જ—હા.

સ—આ ખતમાં તમારે વીશે અને તમારી પેઢી વીશે તમો કોણ છો તે લખ્યું છે તે તમો જાણો છો કે ? જ—હા.

સ—તમોને મુલ્લાંજીએ એમ કહ્યું હતું કે તમે ત્રસ્ટ દાખલ આ મીલકત ખરીદ કરીને રાખજો ? જ—મુલ્લાંજીએ ફક્ત તેમની વતી ખરીદ કરવા કહ્યું હતું.

સ–ગુલાબભાઇ ધીવાળા પાસેથી બીજી મીલકત તમે ખરીદી હતી-ની ? જ—હા, મેં મુલાંજીના હુકમથી ખરીદી હતી.

નામદાર જજ–ચારે મીલકત માટે તમો હવે એકી વેળાએ પુછો.

સ–પહેલી મીલકત જેવા સંજોગો વચ્ચે ખરીદી હતી, તેવાજ સંજોગો વચે બીજી ખરીદી હતીની ? જ–હા.

સ—તે વેળાએ પણ ખત વાંચી સંભળાવવામાં આવ્યું ન હતું ? જ–નહી.

સ–એ ઉપરાંત બીજી મીલકત કાવસજી ધીવાળા અને ધનજી-ભાઈ પેસતનજી મોદી પાસેથી લીધી, અને તે માટેના સંજોગો પણ ઉપલાંના જેવાજ હતા ? જ–હા.

## ગલ્લાના નાણાંનો કેવો ખરચ થયો હતો.

સ—ગલ્લાના હીસાબમાંથી દર વરસ શું ખરચ કરવામાં આવતો હતો ? જ જ્યાફત, રોશણી, ઉરસ મસજીદના નોકરોના પગાર, મરામત ખરચ વગેરે થતો હતો.

સ—આ જયાફત કયારે આપવામાં આવતી હતી. જ–ચાંદા-ભાઇના મરણના વારસીક દીવસે.

સ–આ જયાફત માટે ઇજન થતાં ? જ-હા. મુલ્લાંજીના હુકમથી થતાં હતા.

સ—જમન થતું હતું તેનો ખરચ કોણના હુકમથી થતો હતો ? જ–મુલાંજી અને તેમના આમીલના હુકમથી.

સ–બીજો કોઇ મોટો ખરચ તમો કરી શકતા હતા કે ? જ–મુલાંજીના હુકમ વગર કંઇપણ ખરચ અમારાથી થતો હતો નહી.

સ–આ ચોપડામાં (દેખાડીને) શરફઅલી મામુજીના ખાતામાં ચાંદાભાઇના ગલ્લાને ખાતે રૂ. ૧૦૨૦ ઉધારી શરફઅલીને જમે આ-

પ્યા તે કોણુના હુકમથી આપ્યા. જ—મેં પહેલાં મારા પોતાના રૂપીઆ આપ્યા.

સ—આ ખાતામાં ઉધાર ખાતામાં શરફઅલીને જુદી જુદી રકમ મલીને ૧૦૨૦ આપ્યા એમ દેખાડયું છે, તે કેવી રીતે આપ્યાં ? જ—શરફઅલીએ કોઇ વોહરાઓ મુશકેલીમાં આવી પડયા છે એમ કહીને પાગી પાસે માગ્યા હતા તે વોહરાઓ મોહરમનાં તોફાન કરવા માટે ફોજદારી કાયદાના સપાટામાં આવ્યા હતાં મેં તે નાણાં મારી પાસેથી પેહલાં આપ્યાં પછી આમીલ મારફતે મુલ્લાંજીની રજા મેલવીને તે ગલ્લામાંથી મેં આપ્યાં હતાં

એડ. જેન—જ્યાં સુધી આ મંજુરીના કાગલપત્રો રજુ કરવામાં આવે નહી ત્યાં સુધી આ જુબાની મારે કબુલ નથી.

મી બીનીંગ—તે વેળાએ મુલ્લાંજી સુરત હોવાથી ઘણું કરીને આ કાગલ સાચવવામાં આવ્યું ન હશે.

મી૦ તારાપોરવાલા (સાક્ષીને)—આ નાણાં સરફઅલીને આપ્યાં તે વેળાએ કંઇ એ બાબે વાત થઇ હશેની ? જ—મેં આમીલને એ બાબત કહી હતી ( આ આમીલ હાલમાં જીવતા નથી. )

સ—આ ગલ્લાના નાણાં એમ વાપરવા તમોને કોણે કહ્યું હતું ? જ—આમીલે મને કહ્યું હતું કે મુલ્લાંજી સાહેબની મંજુરી તેમને મલી છે, જે ઉપરથી મેં એ નાણાં એમ વાપરયાં હતાં.

સ—(દેખાડીને) આ ચોપડામાં ૯ માં પાનાના ચાંદાભાઇના ગલ્લાના ખાતામાં એ રૂપીયા ઉધારયા છે ની ? જ—હા,

સ—આ રૂપીયાની નોંધ રોજ મેલમાં પણ છે ? જ—હા.

સ—(દેખાડીને) ૧૯૧૨ ના આ ચોપડામાં રૂ. ૧૪૪૧ ની રકમ

દેખાડીને છે તે કોણ ના હુકમથી ખરચયા છે ? જ-મુલ્લાંજી-ના હુકમથી.

—તમે આગલ્લાનો વહીવટ લીધો તે આગમચ ચાંદા ભઈ ના ગલ્લામાં ભેટ નાખી હતી કે ? જ—હા

સ—તે શા પ્રસંગ માટે હતા ? જ-કોઇ માનત લીધી હોય ત્યારે તેમજ " દારૂલ ઈમારત " માં આવતાં તે નાખ્યા હોય.

—તમે ચાંદા ભાઈની કબર ઉપર શા માટે માનત લીધી હતી ? જ—મારી કોઇ ઉમેદ બર લાવવા મેં માનત લીધી હતી.

સ—તમારા હાથમાં વહીવટ આવ્યો તે આગમજ તમે જાણતા હતા કે માનત ની ભેટ કોણ લેતું હતું ? જ —પહેલા મુલ્લાંજી તે લેતા હતા એમ હું જાણતો હતો.

સ—આ ભેટ તમે પહેલાં ધરતાં ત્યારે ત્યાં ગલ્લો હતો કે ? જ-હા.

સ—તમે આ ભેટના નાણાં નાખ્યા ત્યારે તમે તે કોઈ ચોરસ ધારમીક નેમ માટે નાખો છો એમ માનતા હતાની ? જ-નહી મુલ્લાંજીનાં હાથમાં તે જશે એમ હું માનતો હતો.

સ—ગલ્લો કઢાડી નાખીને તીજોરી કયારે ત્યાં મુકવામાં આવી હતી ? જ-કંતાનવાલાના કારોબાર વખતે.

સ—આ ગલ્લાનો વહીવટ તમારા હાથમાં આવ્યો તે આગમજ તમે ચાંદાભાઇની ઉરસની જયાફતમાં ગયા હતા કે ? જ—મને કંઇ યાદ નથી, પણ મારા હાથમાં વહીવટ આવ્યા પછી હું હમેશ જતો હતો.

સ-ઉરસની આગલી રાતે જે મજલીસ થાય છે તે તમારા હાથમાં વહિવટ આવ્યો તે આગમજ થતી કે ? જ—મને તેની

કોઇ મજલીસની યાદ નથી પણ મારા હાથમાં વહીવટ આવ્યા પછી હું તેવી મજલીસ જાણું છું.

સ-આ ૨૦ વરસના તમારા વહીવટ દરમ્યાંન મુલ્લાંજી આ મજલીસમાં કેટલીવાર આવ્યા હશે ? જ—ચાર કે પાંચ વખત હશે.

નામદાર જજ-દરરોજ બારીક વીગતોમાં તમો ઉતરો છો તે હું સમજી શકતો નથી,

મી૦ તારાપોરવાલા-(સાક્ષીને) આ મીજ લસ શા માટે ભરાય છે ? જ—ચાંદાભાઇના મરણના વારસીક દીવસ માટે ભરાય છે.

સ-તમે બરાબર સાંભલી શકતા નથી, તેને કેટલો વખત થયો ? જ—૧૦ વરસ ઉપર થયા,

## મરસીઆ વીશે સાક્ષીનો અભીપ્રાય

સ—આ મીજલીસ આપણે કહી ત્યાં ચાંદાભાઇના માનમાં મરસીઆ પઢાતા હતાની ? જ-મરસીયા પઢાતા હતા , પણ તે ચાંદાભાઇના નામના મેં સાંભલ્યા હતા નહીઃ

સ—મજલીસમાં ત્યારે આ મરસીઆ કોણની સીફતના પઢાતા હતા ? જ-મઉલાના હુસેનની સીફતમાં તે પઢાતા હતા.

સ—ચાંદાભાઇનીજ સીફતના કંઇ મરસીઆ ત્યાં હતા ? જ-હું તે જાણતો નથી. પણ "સીપારા" પઢાતા હતા તે હું જાણું છું.

સ-જે જમીન ઉપર બદરી મહાલ બાંધ્યો તે જમન તમે કોણના હુકમથી ખરીદ કીધી હતી ? જ-મુલ્લાંજીના હુકમથી તે ખરીદી હતી. મને એ ખરીદી માટે હેદરાબાદ મોકલવામાં આવ્યો હતો,

સ–તમારી સાથે હેદરાબાદ કોણ આવ્યા હતા ? જ–અબદુલ હુશેન અબ્દુલઅલી સીનોર હતા, જેઓ દલાલો કરતા હતા.

સ—આ પત્ર (દેખાડીને) તમો હેદરાબાદ હતા ત્યારે તમોને ખરીદી કરવાની સતા આપવા બાબત મુલ્લાંજી તરફથી લખવામાં આવ્યું હતું ? જ–હા.

એડ જેન—હું આ સઘળા પત્રો તપાસવા દેવાને કંઇ પણ વાંધો નથી.

મી૦ તારાપોરવાલાએ ઉપલો પત્ર જે અલંકારી ભાશામાં લખાયલો હતો તે કોરટમાં વાંચતાં નામદાર જજે જણાવ્યું કે હું આ સલામ અકરામની લાંબી વીગત જાણવા માગતો નથી, તમો જરૂરી ભાગ જે હોય તેજ વાંચો.

સ ( સાક્ષીને ) આ પત્ર શા બાબતનો છે ? જ—નવાબ પાસેથી મીલકત ખરીદવાની હતી તે બાબતનો એ હતો. એ બાદ મેં નવાબ સાથે આ મીલકતના બાબમાં સોદો કીધો હતો.

સ–આ સાટાં માટેના બે આનાના નાણાં કોણે આપ્યાં ? જ—મેં જેબથી આપ્યાં હતાં.

સ—બાકીના નાણાં કોણે આપ્યાં હતાં ? જ–મુલ્લાંજીએ રૂ, ૫૦૦૦૦) નો ફાલો આપ્યો હતો.

નામદાર જજ–બધી મલીને બે લાખની રકમ હતી–ની ? જ–હા.

સ–મસજીદ માટે ખરી દકરવામાં આંવેલી જમીનના નાણાં કોણ આપનાર હતું ? જ—મુલ્લાંજી.

સ–બાકીની રકમ તમે મુલ્લાંજી પાસેથી માંગી હતી કે ? જ–હા.

સ–આ લખત થયું તેની આગમજ તમે મુલ્લાંજીને બાકી નાણાં આપવા કહ્યુ હતું ની ? જ–હા.

સ—પછી ખત તમે તમારા નામનું કરાવ્યું ? જ–હા.

સ—તે વેળાએ જુની જગ્યા ઉપર કોઈ ઇમારત હતી કે ? જ—હા.

સ–પછી તમારા ચોપડામાં તે માટે તમે હોરનબી રોડ બીલ્ડીંગનું ખ તું ખોલ્યું હતુંની ? જ–હા, અને તેનું ભાડું એમને ખાતે હું વસુલ કરતો હતો. અને આ ખાતામાં જમે આપતા હતા.

સ–તમે નવાબને આપેલાં અને આ ખાતામાં જમે કીધાની ? જ–હા.

સ–મુલ્લાંજીએ આ જગ્યા તમોને લેવા કહી તે મતલબ શું ? જ–આ મોલકતો મસજીદની નજદીક હોવાથી તે કોઇ પરજાતની હાથમાં જતી અટકાવવાને મુલ્લાંજીએ તે ખરીદી રાખવા અમોને કહયું હતું.

સ–તે ખરીદ કીધી ત્યારે તે બાબતમાં શું ઠરાવ કરવામાં આવ્યો હતો ? જ–નવી ઇમારત બાંધવા માટે નાણાં જમાં કરવાના છીએ તે વીચાર કરવામાં આવ્યો.

### "દારૂલ—ઇમારત"નું અસલ મકાન.

સ–"દારૂલ-ઇમારત"ની સ્થિતિ તે વેળાએ કેવી હતી ? જ–તે જુની અને બીસમાર હાલતમાં હતી. તે ૭૫ વરસ જેટલી જુની તે વેળાએ હશે.

સ–મુલ્લાંજીનો આ બાબતનાં શું ઇરાદો હતો ? જ–ત્યાં નવી ઇમારત બાંધવાનો ( નવી મસજીદ ) તેમનો ઇરાદો હતો.

સ–આ નવું મકાન બાંધતા પઇસા ભેગા કરવા ખાસ મેહનત કોણે કીધી હતી ? જ–મેં સીનોરે અને સમસુદીને અમે ત્રણે આમીલ આગળ ગયા હતા અને કહયું કે આ ઇમારતો નવી બાંધવાની

જરૂર છે, અને એ માટે કાંઇ ગોઠવણ થવી જોઇએ, આમીલે કહયું કે, તમે કોઇ યોજના માટે સુચના કરો અને તે ઉપર વીચાર ચલાવવામાં આવશે.

સ–તે આમીલ કોણ હતા ? જ–તઈયબ ભાઇ કોઠારી હતા, જેઓ હાલમાં ગુજર પામ્યા છે.

સ—પછી યોજના કોણે ઘડી હતી ? જ–અબદુલહુશેન સીનોરે ઘડી હતી, તેમાં મારો પણ હાથ હતો.

સ–આ યોજના શું હતી ? (મદેહનજર દેખાડીને) તે કયારે તઇયાર કરવામાં આવી હતી ? જ–આમીલ સાથે વાત કર્યા પછી

સ–આ લખાણ કોણે ઘડી કહાડયું હતું ? જ–સીનોરે તે ઘડી કાહાડયું હતું, જેમાં અમે બંને જણાએ તેને મદદ કીધી હતી.

સ–આ કલમાં ઘડવામાં તમે મદદ કીધી હતી કે ? જ–હા.

સ–પછી તમે તેનું શું કીધું ? જ–અમે એ પછી આમીલને મુલ્લાંજી સાહેબ હજુર તે રજુ કરી. :તેમની મંજુરી મેલવવા માટે આપ્યું.

સ–મુલ્લાંજીનો હુકમ પછી શું મલ્યો હતો ? જ—મુલ્લાંજી મુંબઇ આવવાના હતા તેટલો બખત થોભી જવાને અમોને કહેવામાં આવ્યું હતું.

સ—તે પછી તમે મુંબઇમાં મુલ્લાજીને મલ્યા કે ? જ-હા. સીનોર અને સમસુદીન મારી સાથે હતા. મુલ્લાંજીએ તે યોજના વીશે પાછલથી જણાવવા અમોને કહયું હતું, અને પાછળથી એ યોજના નામંજુર કીધી હતી.

સ–તમે શા ઉપર કહો છો કે તેમ મુલ્લાંજીએ કહયું ?

જ—અમીલો અમોને જ ખરડો પાછો આપ્યો અને જણાવ્યું કે મુલ્લાંજી મંજુરી આપતા નથી.

અત્રે ટીફીનનો વખત થવાથી વધુ તપાસ મુલતબી રાખવામાં આવી હતી.

## બપોર પછીની તપાસ.

બપોરે ૩।। કલાકે ટીફીન પછી કોરટનું કામકાજ ચાલતાં મી ઇસુંફઅલીની વધુ જુબાનીની જરૂર હોવાથી તેમનું નામ પોકારતાં તેઓ હાજર નહી હોવાથી નામદાર જજ કોરટનું કામકાજ તેટલો વખત મુલતવી રાખી પોતાની ચેમ્બરમાં ચાલી ગયા હતા.

સાક્ષીએ પછી હાજર થતાં નામદાર જજે સાક્ષી પાસે ખુલાસો માંગતા તેઓએ નીમાજ પઢવાથી ઢીલ થવાનો ખોલાસો આપ્યો હતો જે માન્ય રાખતાં નામદાર જજે તેમને સવારના ૧૧-૩૦ થી બપોરના ૨-૩૦ સુધી અને ૩-૩૦ થી ૫-૩૦ સુધી રોકવાની ફરજ પાડી હતી. અને એ ફરજમાં તેઓ ગફલતી કરશે તો કોરટનો તીરસ્કાર કરવાને પાત્ર તેઓ લેખાશે.

સાક્ષીએ એ ઉપરથી નામદાર કોરટની પોતાની આ ભુલને માટે દરગુજર ચાહી હતી.

જે પછી કોરટનું કામકાજ આગળ ચાલતાં મી૰ તારાપોરવાલાના સવાલના સાક્ષીએ નીચે મુજબ જવાબો આપ્યા હતાઃ—

સ—પેલી યોજના બાબત આમીલે મુલ્લાંજીની મંજુરી નથી મળતી એમ જણાવતાં તે પડી ભાગી હતીની ? જ—હા.

સ—આ મુદેહનજર-બાબત કંઇ વોહરાઓની સભા મળી હતી કે ? જ—હું તે જણુતો નથી.

સ—પછી આ બે મીલકત તોડી પાડીને નવું મકાન કઈ રીતે બાંધ્યું ? જ-મેં મુલ્લાંજી આગળ મસજીદને નવેસરથી બાંધવાની રજા માંગી હતી, તે વેળાએ શમશુદીન પણ મારી સાથે હતા. મુલ્લાંજી બદરૂદીન સાહેબ મુંબઈમાં તે વેળાએ હતા. તેઓએ જોઈતી રજા આપી હતી. મસજીદ પાછળ કેટલો ખર્ચ થશે તે બાબત મેં તેમને કહ્યું ન હતુ.

સ—એ પછી મસજીદ કેવી રીતે બંધાઈ ? જ—મેં મુલ્લાંજીને મસજીદ કયારે બાંધવાના છો એમ પુછયું તેજ દીને મુલ્લાંજીએ મને એ મકાન તોડી પાડવાનું શરૂ થયું હતુ એમ જણાવ્યું હતુ.

સ—કોઈ બીજાઓએ મસજીદ બાંધવાના ફંડના ફાળામાં નાણાં આપ્યાં હતાં કે ?

જ—ઈસાભાઈ મોટાભાઈએ અરધા નાણાં આપવાની ખાહેશ જણાવ્યાથી મુલ્લાંજીએ તેમ કરવા દેવાની રજા આપી હતી.

સ-તમને પેહલાં મસજીદ બાંધવાની રજા લીધી ત્યારે ખરચ માટે શું બંદોબસ્ત હતો ?

જ-પહેલાં અમને અમારા પૈસે બાંધવાનો ઈરાદો રાખ્યો હતો, જે માટે મુલ્લાંજીએ રજા આપી હતી.

સ-ઈસાભાઈને રૂ. ૫૦૦૦૦૦ નો ફાળો આપવાની મુલ્લાંજીએ રજા આપી હતી તે વખતે મસજીદ પાછળ કેટલો ખરચ થશે તે તમો જાણતા હતા કે ? જ-રૂ. ૫૦૦૦૦૦ ઉપર એ થશે એમ અમે માનતા હતા.

સ-ઈસાભાઈએ રૂ. ૫૦૦૦૦ આપવા કહ્યા હતા ત્યારે તમે કેટલા આપવા ધારતા હતા ? જ-અમે પણ રૂ. ૫૦૦૦૦ આપવા ધારતા હતા.

નામદાર જજ—જ્યારે આખી મસજીદનો કુલે ખરચ રૂ. ૫૦૦૦૦ ની ઉપર હતો, તો તમે તમારી તરફના રૂ.૫૦૦૦૦ કાં નહી આપ્યા? જ—પહેલાં તો અમારી ઓફર કરી હતી, પણ ઇસાભાઇ મોટાભાઇ તે પછી રૂ. ૫૦૦૦૦ ની રકમ સાથ આગળ પડયા એટલે અમે હઠી ગયા.

નામદાર જજ—મુલ્લાંજીએ તમોને કંઈ ખરચ માટે કહ્યું હશેની? જ—મુલ્લાંજીએ ખરચની કંઇ સરત કીધી ન હતી તેઓએ ફક્ત મસજીદ ફરીથી બાંધવાની રજા આપી હતી. મેં મુલ્લાંજીને કહ્યું હતું કે અમે રૂ. ૫૦૦૦૦ ખરચવા તૈયાર છીએ.

## જુની મસજીદને બદલે બાંધેલી નવી ઈમારત.

સ—જુની મસજીદ તોડી પાડવા બાબેની વાત થઇ ત્યારે તેની બાજુની નવાબવાલી જગ્યા તોડી પાડવા બાબત પણ કંઇ વાત થઇ હતી કે? જ—હા, તે ઇમારત પણ તોડી પાડવાની છે એવી વાત મુલ્લાંજી સાથે થઇ હતી, તે વેળાએ ઇસાજી તઇબભાઇ કોઠારી અને સમસુદીન પણ હાજર હતા 'સીનોર' હાજર નહી હતા.

સ—નવાબવાલી જગ્યા ઉપરની નવી ઇમારત બાંધવા શું વાત થઇ હતી? જ—મુલ્લાંજીએ કહ્યું કે એ જગ્યાએ જગ્યાએ મારે પૈસે મકાન બાંધવું, જેના નાણાં તે પછી તેઓ આપશે. આ સરત મેં કબુલ કીધી હતી.

સ—બે જુદી જુદી ઇમારતો ફરીથી બાંધવાની હતી તે બાબત શું વાત થઇ હતી? જ—પહેલાં મસજીદ બાંધીને, તે પછી નવાબ વાલી જગ્યામાં મુલ્લાંજીને રહેવાનું મકાન બાંધવાનો ઠરાવ તે વખતે કરવામાં આવ્યો હતો.

સ—આમીલને માટે અને તેમની કચેરીને માટે કયાં જગ્યા

રાખવામાં આવનાર હતી ? જ-મસજીદવાલી ઇમારતમાં ઉપલા મજલામાં

સ—મસજીદની ઇમારત તોડી પાડવાનું મુરત તે દીવસે કરવામાં આવ્યું હતું કે ? જ-હા, તેજ દીવશે.

સ—આ મુરત કેમ કરવામાં આવે છે ? જ—એક ખુણામાં ખાડો ખોદીને મુલ્લાંજી પોતાને હાથે તેમાં ઇટ ચુનો નાખે છે. એ ક્રિયા જુનું મકાન તોડી પાડયા આગમજ કરવામાં આવે છે આ ક્રિયા ફક્ત એક મસજીદ માટેજ કરવામાં આવે છે બીજાં કોઇ મકાન માટે તેમ કરવામાં આવતું નથી

સ—આ ચોપડો દેખાડી ને જોઇને તમે કહોં કે ઉપલાં મુરતની કીયા કયારે કરવામાં આવી હતી ? જ—આ તારીખ પ્રમાણે ૫ મી અકટોબર ૧૯૧૦ ને દીને હતી.

બરાબર દસ વરસ ઉપર થયલી કીયા.

સ—આજે ૫ મી અકટોબર હોવાથી બરાબર તેની વરસી થઇ છે ? જ—હા.

સ-મુરત કરવા પછી જુનું મકાન તોડી પાડવામાં આવ્યું હતું ? જ—હા.

સ—મસજીદ ખુલ્લી મેલવાની કીયા આ ચોપડામાં કયારે દેખાડી છે ? જ-તા૦ ૪ મી મે ૧૯૨૦.

સ—નવું મકાન ખુલ્લું મેલવાની ક્રિયા કોણે કીધી હતી ? જ— મુલ્લાંજી બદરૂદીન સાહેબે.

સ—મસજીદ ખુલ્લી મેલાઇ ત્યારે શું કરવામાં આવ્યું હતું ? જ-મુલ્લાંજીએ પોતાને હાથે તેનો દરવાજો ખુલ્લો મેલ્યો અને પછી હું અને સમસુદીન તથા ઇસાભાઇને ત્યાંના બે ભાઇઓએ ત્યાં ઉભા રહીને મુલ્લાંજીને કહ્યું કે આ મીલકત “ વકફ ” માં આપ્યે છીએ

અને તમો તેના માલેક છો. એ પછી ત્યાં નીમાજ પઢીને સઘલા જુદા પડયા હતા. આ નીમાજ મુલ્લાંજીએ પઢાવી હતી.

નામદાર જજ—તમે વકફની બાબત મુલ્લાંજીને કહી તે વેળાએ તેઓ કંઇ બોલ્યા હતા કે ? જ—તેઓ કાંઇ બોલ્યા નહીં પણ તેઓએ અમોને તે વેળાએ શાલો ઓઢાડી હતી.

સ—તમારી માન્યતા પ્રમાણે વોહરાઓની મસજીદ ઉપર કોણની અખતયારી હોય છે ? જ—મુલ્લાંજીની તેની વચે કોઇથી અવાય નહી.

સ—વોહરાઓની જાહેર નીમાજ કોણ પઢાવે છે ? જ—મુલ્લાંજી કે આમીલ અથવા મુલ્લાંજી તરફથી નેમાયલા અમલદાર.

સ—બીજું મકાન મસજીદ પછી ક્યારે તૈયાર થયું ? જ—એકાદ વરસ રહીને.

સ—બીજા મકાન માટેના પૈસા કોણે આપ્યા ? જ—અમે તે આપ્યા.

સ—આ બીજા મકાનના મુરતની કંઇ ક્રીયા થઇ હતી કે ? જ—હા તે પણ એજ મુલ્લાંજીએ કીધી હતી.

સ—આ મુરતની ક્રિયામાં શું થયું તે બધું તમે જણાવો. જ—હું બીજા પ્રતીવાદી અને શમસુદીન મુલ્લાંજીને સુરત બોલાવવા ગયા હતા મુલ્લાંજી અત્રે આવ્યા પછી નવી ઇમારતને ચોથે મજલે મેળાવડો કરવામાં આવ્યો હતો. આમીલે અમારી આગળ આવી રીતે કહયું કે મોટાભાઇ મુલ્લાં ઇસાભાઇવાળાઓ આ મકાનને વકફમાં આપવા માગે છે. મેં તે વેળા આમીલને મારા નાણાં માટે શું બંદોબસ્ત છે તે પુછ્યું જે વેળાએ મને કહેવામાં આવ્યું કે થોડા વખતમાં તમારા નાણાં મળી જશે. અમે તે કબુલ કીધું. તેજ દીવસે મને રૂ. ૫૪૦૦૦ નો એક એક મુલ્લાંજી તરફથી આપવામાં આવ્યો અો

એ પછી ઇસાભાઇ મોટાભાઇ વાલાઓએ સરવેને જણાવ્યું કે આ મકાન મુલ્લાંજીની ગાદીને વક્ફ તરીકે આપવામા આવ્યું છે અને એ મકાનને મુલ્લાંજીના સબકતા નામ ઉપરથી ઓળખવાની રજા માંગી. મુલ્લાંજીએ તે સુચના કબુલ રાખી, જે પછી મુલ્લાંજી તરફથી શાલે‌ા અર્પણ કરવામાં આવી હતી. મુલ્લાંજીએ એ વેળાએ એક ચાવી લઇને દરવાજો ખોલીને મેળાવડો ખુલ્લો મુકયો હતો.

સ-ઉપલી ક્રિયાને તમો ધારમીક ગણો છો કે ? જ—ધારમીક નહી પણ મકાનનું વાસ્તુ કરવાની ક્રિયા તે હતી.

સ—આ ચીઠી રૂ. ૫૪૦૦૦ ના ચેક સાથે તમોને તે વેળાએ મલી હતી ? જ—(જાઇને) હા.

સ—મુલ્લાંજીએ પોતાની સહી તે ઉપર મેલી હતી કે ? જ—તે હું જાણુતો નથી.

સ—આ ચેક કોણે લખ્યો હતો ? જ—તે સઘળું તમોને આ ચીઠી ઉપરથી જણાશે, તે ઇસાભાઈ તરફથી મુલ્લાંજીના નામનો હતો અને બદરી મહાલ ખુલ્લો મેલવાના દીવસેજ મને મળ્યો હતો.

## નવાં મકાન બાંધતાં ઘટેલાં નાણાં કેવી રીતે મલ્યાં ?

સ—તમારાં બાકીના નાણાંનું એ પછી શું થયું હતું ?જ—મુલ્લાંજીએ બાકીની રકમ આપવાનું માથે લીધું હતું.

સ—તે કયાંથી આપ્યાની વાત હતી ? જ—છેવટના હીસાબ થતાં એવું માલમ પડયું કે. અમારા રૂ. ૧૪૦૦૦ બાકી નીકળતા હતા, જે ઇસાભાઇએ આપવાના હતા, કારણ તેઓએ "વકફ" કીધું હતું. બદરી મહાલના વકફમાં અમે સામેલ થયા ન હતા. આ રકમના બાબમાં એક વેચાણનું દસ્તાવેજ ( sale deed )

આશરે એક વરેસ પછી કરવામાં આવ્યું હતું એ સેલ દીદ ઇસાભાઇ નામ ઉપર કરી આપવાનું મી૦ હોરમસજી વકીલે કહ્યું હતું. રૂ. ૬૫૦૦૦ ના મકાનના ખર્ચના બાકી રૂ. ૧૪૦૦૦૦ માટે ઇસાભાઇએ અમોને હુંડીઓ આપી હતી. વકફનો દસ્તાવેજ તેઓએ મુલ્લાંજીને કરી આપ્યો હતો જે સઘળું ત્યાં કહેવામાં આવ્યું હતું,

સ—આ હુંડીની જામીનગીરીનું પત્ર તમોને મુલ્લાંજીએ આપ્યું હતું ? જ—હા.

નામદાર જજ ( આ પત્ર જોઇને)—તે ઉપર સ્ટેંપ ક્યાં છે ? ( અત્રે કોરટે ઉપલા બનાવની નોંધ લીધી હતી ),

સ—બદરી મહાલના બાબમાં " સેલ—દીદ ઘડયું તે કોણે હતું ? જ—મી૦ હોરમસજીએ.

સ—એ ખતનો કાંઇ તરજુમો તમોને કરી સંભળાવ્યો હતો કે ? જ—નહી.

સ—ઇસાભાઇએ વકફનો ખરડો કીધો તે તમો જોયો હતો કે ? જ—મેં જોયો પણ વાંચ્યો ન હતો.

સ—ઉપલી જામીનગીરીની ગોઠવણ જે આગલા મુલ્લાંજીએ કીધી હતી તે હાલના મુલ્લાંજીએ આ દસ્તાવેજથી કબુલ રાખી હતી કે ? જ—(જોઇને)હા.

( આ જામીનગીરી પત્ર ઉપર પણ કાયદા મુજબનો સ્ટેમ્પ હતો નહી, તેની કોરટે અત્રે નોધ કીધી હતી.)

સ—આ હુંડીની રૂ. ૧૪૦૦૦૦ ના રકમ તમોને આખી ભરવામાં આવી હતી કે ?

જ—હા.

સ—હાલમાં બદરી મહાલનો વહીવટ કોણ ચલાવે છે? જ—મુલ્લાંજી સાહેબ ચલાવે છે પણ ભાડા વગેરેના હીસાબ હું રાખું છું.

## મીલકતને ટ્રસ્ટ તરીકે જાહેર કરવાનું કારણ.

સ—નવાબ પાસેથી મીલકત વેચાતી લીધી તેને પાચલથી તમે અને તમારા ભાઇએ તે ટ્રસ્ટમાં છે એમ જાહેર કીધી હતી કે?

જ—ટ્રસ્ટ શું છે તે બરાબર સમજાવો.

સ—તમે જે દસ્તાવેજ કરી આપ્યો તેને એક ટ્રસ્ટ લેખે જાહેર કીધો છેની? જ—હા. પણ તઇનબઅલી બીમાર હતા, અને જો કંઇ માઠો બનાવ બને તો તેમના સગીર ઉપરના તેમજ મોટી ઉંમરના બચા હોવાથી મીલકત ફરીથી નામ ઉપર ચઢાવી આપવામાં કંઇ ખટપટ થવા પામે નહી તેથીજ આવી (declaration) રીતે જાહેર કરવું પડયું હતું.

સ—ગલ્લાના વહીવટ માટે મુલ્લાંજી તરફથી આ કાગળ તમોને મલ્યો હતો કે? જ-(જોઇને) હા.

સ—તાજભાઇ ઠાવરભાઇ મીઠાઇવાલાનું નામ ઉપલા પત્રમાં છે તેઓ કોણ છે? જ—તેઓને મારી સાથે સંબંધ નહતો, તેઓ મરણ પામ્યા છે.

સ—અબદુલ હુશેન અબદુલઅલી નામ છે તે કોણ છે? જ—હું ઓલખતો નથી.

સ-ઇસુફઅલી બંદુકવાલા જણાવ્યા છે તે તમે કે? જ—હા.

સ—મહમદઅલી ઠાવરભાઇ કોણ છે? જ—તેઓ એક લોખંડ કામના વેપારી છે અને જીવતા છે.

સ—આ તાજભાઇ અને મહમદઅલી તમોને મદદ કરતા હતાની ? જ–તેઓ જયાફત વેળાએ મને મદદ કરતા હતા.

સ—જ્યારે મસજીદ નવી બાંધી ત્યારે નવાબવાલી ઇમારતનો થોડો ભાગ તેમાં ઉમેરવામાં આવ્યો હતો કે ? જ–હા.

સ—એ જમીન માટે એક દસ્તાવેજ કરવામાં આવ્યો હતોની ? જ–નહીં તેવું કરવામાં આવ્યું ન હતું.

સ—એ બનાવ પછી બે વરસ રહીને તેમ દસ્તાવેજ કરી આપવામાં આવ્યો હતો કે ? જ–નહીં, હું તે જાણતો નથી.

સ—ઇસાભાઇએ એવો કોઇ દસ્તાવેજ કીધો એવું તમે જાણો છો કે ? જ—નહી.

સ—આ મસજીદમાં જગ્યા ઉમેરવામાં આવી તો કંઇ દસ્તાવેજ થવો જોઇએની ? જ–તે કોઇ સોલીસીટરોને ત્યાં થયો હોય, પણ મને તેની ખબર નથી.

સ—(દેખાડીને) આ સહી તમારી છેની ? જ–હા.

હવે તમારી સહી જોઇને આ દસ્તાવેજ યાદ આવે છે ની ? જ—હા, હવે મને યાદ આવે છે તે બધું મી૦ હોરમજીને સોંપ્યું હતું અને તેઓએ મારી આ સહી લીધી હશે.

નામદાર જજ—આ તમારા દસ્તાવેજ સાથે ઇસાભાઇએ પોતાનો વકફનો દસ્તાવેજ કીધો તે તમે જાણો છો ની ? જ—હા.

અત્રે કોર્ટનું કામ ગુરૂવાર ગુરૂવાર તા૦ ૭ મીથી નામદાર જજને બંગલે વડા મુલ્લાજી સાહેબની જુબાની લેવાનું ચાલુ છે.

---

# મુલ્લાંજી સાહેબ સય્યદના તાહેર સઈફુદીન સાહેબની જબાની.

મુલ્લાંજી સાહેબ સય્યદના તાહેર સઈફુદીને મી૦ બીનીંગની તપાસમાં જણાવ્યું કે મરહુમ સય્યદના બુરહાનુદીનનો હું બેટો થાઉં છું. તેઓ ૪૯ મા દાઈ હતા. મરહુમ ૫૦ મા દાઈ સય્યદના અબ-દુલ્લા બદરૂદીને મારી નેમણુંક કરી હતી. મારી નેમણુંક ૧૩૩૩ હીજરી ( ૧૯૧૪ માં ) કરવામાં આવી હતી.

ઇમામ જેઓ ગાયેબ છે તેમના પ્રતીનીધી હોવાનો હું દાવો કરૂં છું. હું દાઈ ઉલ-મુતલક હોવાનો દાવો કરૂં છું.

સ—દાઈ-ઉલ-મુતલકનો અર્થ શું ?

જ—એટલે સંપુર્ણ અખત્યાર સાથના દાઈ.

કોર્ટ-સંપુર્ણ અખત્યાર સાથના દાઈ એટલે શું ?

સાક્ષી—તેનો અર્થ એ કે જેમને દાઉદી વોહરાઓની ધાર્મીક અને દુન્યવી બાબદોનો આંકુશ હોય.

મી૦ બીનીંગ—તમારી ઉમર શું છે.

જ—મારી ઉમર ૩૫ વરસની છે. મારો જન્મ સુરતમાં થયો હતો મારી નેમણુંક કરનારે અને તેમના વડા ભાઈ સાહેબ અમ-દેઅલીએ મને કેળવણી આપી હતી.

સ—સઘળી જાતનાં જ્ઞાન ને તમો કેટલા વરગોમાં વહેંચી નાખો છો ?

જ—તે ત્રણ વરગોમાં વેહેંચી નાંખવામાં આવ્યું છે, જેવા કે જાહેર, તાવીલ અને હકીકત જાહેર એટલે સામાન્ય જ્ઞાન, અને તેમાં ધારમીક ફરમાનો પણ સમાઈ જાય છે.

સ—ધારમીક ફરમાનો શું છે ?

જ—તે શીખ, હજત, અને અખબાર.

સ—એનો અર્થ શું ? આ શું ચહડતી પંકતીનું ધારમીક ગ્નાન છે કે ?

મી૦ સ્કેંગમેન—આ સવાલ સામે હું વાંધો લઉં છું.

મી૦ મીર્નીંગ—તમો એલીમેંટરી શીક્ષણ સામાન્ય ગ્નાનમાં સમાવો છો કે ? જ—હા.

સ—તાવીલ જે તમારો બીજો વરગ છે, તે ગુપ્ત ગ્નાન છે કે? એ શાખામાં કેટલા જણને શીક્ષણ આપવામાં આવે છે ?

જ—આશરે ૩૦૦ ને.

સ—હકીકત એ ચહડતા પ્રકારનું ગુપ્ત ગ્નાન છે કે ?

જ—હા. તેથી આશરે ૧૦૦ જણ માહીતગાર છે.

સ—તેમની આગળ ચોક્કસ ધાર્મીક આગ્નાઓ હોય છે જે ફક્ત થોડાજ લોકો જાણે છે કે ? જ—હા એમજ છે.

સ—અને તમે પોતે જે ગ્નાન ધરાવો છો તે આખી કોમમાંથી બીજા કોઇબી ધરાવતા નથી, એમજ કેની ?

જ—મારા ઉપરાંત બીજા ૩ અથવા ૪ શખસો તેથી માહીતગારછે. એ ગ્ના મનેમારી નેમણુંક કરનાર તરફથી મળયું હતું, અને જેનીહું હવેપછી નેમણુંક કરીશ તેને તે ગ્નાન આપીશ. રુકાયદના બદરુદીનને મને ૧૦ વરસ સુધી ધાર્મીક શિક્ષણ આપ્યું હતું. સુરત મદરેસામાં હું ભણ્યો હતો નહીં.

સ—તમારા દરજ્જાના માણસને સુરતની કે કોઇ બીજા મદરેસામાં જવાનો રીવાજ છે કે ?

જ—તેવો કાંઇ રેવાજ નથી, તેઓ પોતાની કેળવણી પોતાન

ઘરમાં લઇ શકે છે.

સ-તમારી અને તમારી કોમની માન્યતા મુજબ એક ઇમામ વગર બેટાએ મરણ પામે અને એક દાઇ પોતાને વારસ મળ્યા વગર મરણ પામે એ શું બનવા જોગ છે ?

જ-એ કદી બની શકે નહીં.

સ-તમો દાઇ થયા તે અગાઉ દાવતના વહીવટ બાબે તમોને કાંઇ સંબંધ હતો કે ?

જ-હા, મારા બાપની જીંદગીનાં એક ભાગમાં અને મારી નેમણુંક કરનારના આખા અમલ દરમ્યાન.

સ—તમારા બાવા બુરાહનુદીનનાં વખતમાં તમે શું કરતા હતા ?

જ—દાવતની બાબતમાં જે કાંઇ જરૂરનું હોય તો તે હું મારા બાવાને જણાવતો હતો. દાવતની બાબદોપર હું ધ્યાન આપતો હતો, અને જે કાંઇ તેમને જણાવવાની જરૂર હોય તે બાબેની ખબર હું તેમને આપતો હતો. મારા બાવા ૨૭ વરસની ઉમરે મરણ પામ્યા હતા.

સ-દાવતનો અર્થ શું ?

જ—દાઉદી વહોરાઓના અને તેમની સમાન્ય બાબદોનું ધાર્મિક રાજ્ય તે દાવત. હાલમાં દાવતનું વડું મથક સુરત ખાતે છે અને તેનો વડો હોવાનો હું દાવો કરૂં છું.

સ—તમે એ દાવત ખાતાનો વહીવટ જુદે જુદે ઠેકાણે આમીલો રાખીને ચલાવો છો કેની ?

જ—હા. જે જે જગ્યાઓ દાઉદી વહોરાકોમ વસ્તી હોય ત્યાં પુર્વમાં તે સીંગાપોર તુર્કીક છે અને પશ્ચીમ તરફ દક્ષીણ આફ્રીકા સુધી છે. વળી હીંદુસ્તાનનાં ઘણાં ખરાં અગતનાં શેહેરોમાથી મારા

આમીલો છે.

સ—આ આમીલો તમારી તરફથી શું સતા ચલાવે છે ?

જ—દાઉદી વોહરાઓની સઘળી ધાર્મીક અને દુન્યવી બાબદો-પર ધ્યાન આપવાની તેમને સતા છે, જેવી કે બંદગીની આગેવાની લેવી, લગનની ક્રીયા કરવી, ધાર્મીક અને મુલ્કી ઝઘડાઓની પતાવત કરવી. મીશાક આપવી અને લેવી. તેમને મારા આંકુશ હેઠળજ એ સત્તા છે.

સ-બીજી પણ સતા છે કે જે તમે આમીલોને આપી શકતા નથી ?

જ—હા, જેવીકે મસજીદના વડા તરીકે નેમવાની અને મીજ-લસોમાં પદવીઓની ગોઠવણ કરવાની. આમીલો મારી રજા વગર કોઇબી લોકોને કોમમાં દાખલ કરી શકે નહીં.

સ—આ મુકદમો લાવવામાં આવ્યો ત્યાંસુધી દાવત ફંડપરનાં તમારા કુલ અખતયાર સામે કોઇએબી વાંધો ઉઠાવેલો તમે સાંભળયો છે કે ? જ—નહીં.

સ-આ મુકદમો લાવવામાં આવ્યો ત્યાં સુધી કોઇએબી દાવતનાં ફંડનો હીસાબ કોમની અંદર કે કોમની બાહેર તમારી પાસે અગાઉ માંગ્યો હતો ? જ-નહીં. કદી નહીં.

સ-આ મુકદમો લાવવામાં આવ્યો ત્યાં સુધી કોઇએ એવો ઇસારો કર્યો છે કે તમે દાઇ-ઉલ-મુતલક નથી ?

જ-અલબતાં, આ મુકદમાની થોડોજ વખત અગાઉ તેમ બન્યું હતું.

સ—નાગપુરી વાંધા વીષે તમોને કાંઇ અંગત માહીતી છે ?

જ-મને અંગત ખબર નથી, પણ તે વીષે મેં સાંભળયું હતું.

સ—આ શું ખરી વાત છે કે નાગપુરના ચોકસ વોહરાઓ તમારી કોમથી છુટા પડયા હતા ? તે સાધારણ તવારીખની વાત છે.

મી૦ સ્ટ્રેંગમેન—હું એ સવાલ બાબે વાંધો લઉં છું. મારા મીત્ર કહે છે કે એ સાધારણ વાત છે. પણ હું કહું છું કે તે બાબે ઘટતી જબાની લાવવી.

કોર્ટ—તવારીખની વાત તરીકે તેઓ એમ કહી શકે કે ચોકસ લોકો છુટા પડયા હતા એ તો એમની જાણીતી વાત છે. તે વેળાએ તેઓ તે વીષે નહીંબી જાણે પણ તેઓ એમ તો કહી શકે કે તેઓએ તે વીશે સાંભળ્યું હતું.

મી૦ બીનીંગ—તે વેળાએ કોમથી કેટલાક છુટા પડયા હતા.

મી૦—સ્ટ્રેંગ—ત્યારે મને કાંઇબી વાંધો નથી.

સ—તે વખતે કોમમાંથી કેટલાક શખસો છુટા પડયા હતા તે તમે એક હકીકત તરીકે જાણો છો કે ?

જ—હા, તે ૨૯ કે ૩૦ વરસની વાતપર બન્યું હતું.

સ—કોમમાં આ વાત શું જાણીતી છે કે તે વેળાની ખટખટ વખતે દાઇનાં દરજ્જા સામે સવાલ ઉઠાવવામાં આવ્યો હતો ?

મી૦ સ્ટ્રેંગ—હું એ સામે વાંધો ઉઠાવું છું. અને તેનો સબબ આ છે. મારી ખબર એમ છે કે કોમથી છુટા પડનારે પોતે દાઇ-ઉલ- મુતલકથી ચહડતો હોવાનો હજતનો દાવો ઉભો કર્યો. તેણે એમ જણાવ્યું કે હું હજત છું, અને લોકોએ મારા કહ્યા મુજબ ચાલવું. આ બાબદ ખાલી અફવા જેવી છે અને તે બાબે જબાની રજુ કરવા સામે હું વાંધો લઉં છું.

મી૦ બીનીંગ એમ કહે છે કે દાઇના દરજ્જા સામે સવાલ

ઉઠાવવામાં આવ્યો હતો. પણ એવી મતલબનો સવાલ ઉઠાવવામાં આવ્યો હતો કે હું હજત છું અને તેથી તમારા કરતાં વધારે સારો છું. તેણે કાંઇ એમ નહીં કહ્યું કે હું દાઇ-ઉલ-મુતલકના તમારા દરજ્જા સામે સવાલ ઉઠાવું છું.

કોર્ટ—પણ ધારો કે મી૦ બીનીંગ તમે કહો છો તેવીજ રીતે કહે, તો પણ તમો તેથી અસલ ઝઘડાની જબાની બાકી રાખી શકો નહીં, કારણકે તે માણસ તે વખતે જનમ્યો હતો નહીં.

મી૦ બીનીંગ—આ ખબર તમોને કોની તરફથી મળી હતી ?

જ—મને તે સઇયદના બદરૂદીન અને ભાઈ સાહેબ અબદેઅલી તરફથી મળી હતી.

સ—એ બાબે કાંઇ લખાણ છે કે ?

જ—હા. એ બાબે લખાણો અને ચોપાન્યાં છે. મેં તે વાંચ્યાં છે.

સ—તમારી પાસ કાંઇ લખાણો છે કે ?

જ—હા, મારી પાસે મુંબઇમાં તેની છાપેલી નકલ છે.

મી૦ બીનીંગ—તમે તે કાલે લાવજો.

મી૦ બીનીંગ—હવે તમો તે છાપેલી નકલ લાવશો તેને આધીન રહીને હું તમોને પુછીશ કે વાંધો શું હતો ?

મી૦ ઈંગ—આ સવાલ સામે હું વાંધો લઉં છું.

અત્રે કોર્ટે એ વાંધો રદ કર્યો હતો.

સ—તમારી ખબર મુજબ વાંધો શું હતો ?

જ—મને એમ કેહેવામાં આવ્યું હતું કે લોકોએ એમ કહ્યું હતું કે ૪૯ મા દાઇ સઇયદના બુહરાનુદીન, ૪૭ માં દાઈ સઇયદના

નઝમુદીન, અને ૪૮ માં દાઇ સૈયદના હીશામુદીન દાઇ-ઉલ-મુતલક હતા નહી, અને જે માણસે પોતે દાઇ હોવાનો દાવો કર્યો તેણે જણાવ્યું કે મારા બાપે ઇમામને દીધા હતા અને ઇમામે મારા બાપને દાવતનો વહીવટ કરવાને જણાવ્યું હતું અને તેટલા માટે મારા બાપે મને દાઇ તરીકે તેમના મરણ વખતે નેમ્યો હતો.

સ—ત્યારે ઝઘડો એ હતો કે ?

જ—હા. તે માણસ પછી બીજા ઘણા દાવાદાર હતા.

કોર્ટ—તમો એમ કહેવા માંગો છો કે તેના અનુયાયીઓ ?

શાક્ષી—બીજા લોકોમી હતા અને તેઓએ એવો દાવો કર્યો કે અમે ઇમામના હજતો છીએ અને સાહેબે કયામતના હજતો છીએ.

કોર્ટ—અસલ દાવો કરનારના ઘણા અનુયાયીઓ હતા કે બીજા ઘણાં લોકો એમ કહેવા નીકળ્યા કે અમેબી હજતો છીએ ?

શાક્ષી-પેહેલા દાવાદાર પછી ઘણાં દાવો કરનારા નીકળ્યા હતા.

સ— પણ તેઓ તેના અનુયાયીઓમાંથી હતા કે ?

જ—હું જે કહેવા માગું છું તે આ છે હું એક દાવાદાર બાબે બોલતો હતો, પણ તેજ દાવાદારે બીજાબી ફતવાઓ વખતો વખત ઉભા કર્યા. ૮૦૦ વરસ દરમ્યાનમાં દાઇનો દાવો કરનારા ઘણા નીકળ્યા હતા અને હાજર દાઇના દરજ્જા સામે અવાજ ઉઠાવવામાં આવ્યો હતો અને વળી કેટલાકો એમ કહેવા નીકળ્યા હતા. કે ફલાના ફલાના દાઇ નામ વગરના દાઇ હતા. ખરી રીતે બોલતાં સાધારણ એવો દાવો ઉઠાવવામાં આવે છે કે જુદા જુદા દાઇઓને ઘટતી રીતે નેમવામાં આવ્યા હતા નહીં.

સ—હું ત્યારે એમ સમજું કેની કે આ દાવાદાર અને તેના અનુયાયીઓ કોમ છોડી ગયા ? જ—હા.

કોર્ટ—એ નાગપુરી ઝઘડાનો દાવાદાર કોની ?

મી૦ બીનીંગ—હા.

અત્રે એક ચોપાન્યુ દેખાડવામાં આવે છે.

સ—હમદાનીએ લખેલું ચોપાન્યું તમે જોયું છે કે ? જ—હા.

સ—તમે તે પહેલાં ક્યારે જોયું ? આ ચોપાન્યા વીશે તમોને પ્રથમ ખબર ક્યારે પડી ?

જ—આશરે પાંચ વરસની વાતપર મને તે કોણે દેખાડ્યું તેની મને યાદ નથી.

મી૦ બીનીંગ—હું તે રજુ કરૂં છું. અલબતાં હું કબુલ કરૂં છું કે તે સાક્ષી હમદાની આગળ મુકવું જોઇએ.

મી૦ સ્ટ્રેંગ—જો શાક્ષીના બોલવાની સામે થવાની તેની મતલબ હોય તો પછી તે ચોપાન્યું શાક્ષી આગળ મેલવું જોઇએ એ તદન ખુલ્લી બીના છે.

મી૦ બીનીંગ—તે મતલબ નથી.

કોર્ટ—હું તે જોવા માગું છું.

મી૦ બીનીંગ—હું તેનો તરજુમો તમો નામદારને આપું છું. ઝઘડો દેખાડવાના સંબંધમાં આપું છું. ઝઘડો દેખાડવાના સંબંધમાં તે છે. તે શાક્ષી હમદાની અને દાવાદાર તેમજ ૩ થી ૪ વીદ્વાન શખસો વચ્ચેની મુલાકાતનો અહેવાલ છે. તેઓએ તે દાવાદારને સવાલો પુછ્યા ને તેનો તે જવાબ આપી શકયો નહીં, અને કેટલીકવાર ખોટા જવાબ આપ્યા. જો હમદાનીને પાછો બોલાવવામાં આવશે તો હું ખુશી થઇશ.

કોર્ટ–હમદાની વિષે તમે આ બધાં ચોપાન્યાં શા માટે ચુંટી કહાડો છો ?

મી૦ બીનીંગ—એ ચીજો શોધી કાહાડવી કાંઇ સેહેલ નથી.

કોર્ટ—હું ધારૂં છું કે તમે હમદાનીને પાછા બોલાવો તો ઠીક.

મી૦ સ્ત્રેંગ–મે તે ચોપાન્યું દીઠું નથી. આજ આખું ચોપાન્યું છે કે બીજુ બી કાંઇ વધારે છે તે હું જાણતો નથી.

મી૦ બીનીંગ–એ આખો તરજુમો છે. હાલમાં એપર આધાર રાખી શકાશે.

કોર્ટ–હાલ તુરત તમે એ બાબદ રહેવા દો.

મી૦ બીનીંગ—હું જો તે વાચું તો તેમાં વાંધો હોય એમ હું ધારતો નથી.

મી૦ સ્ત્રેંગ—હું હમણા તપાસ આપી શકતો નથી. તરજુમો મને હમણાં આપવામાં આવે છે અને તે સારો તરજુમો નથી. તે સમજવો મુશકેલ પડે છે.

કોર્ટ—હું ધારૂં છું કે આ બાબદ હાલ પડતી મેલો, કારણ કે એડવોકેટ જનરલને તે તરજુમો તપાસવાની તક મળવી જોઇયે.

મી૦ બીનીંગ–મને તે સામે વાંધો નથી.

મી૦ બીનીંગ (શાક્ષ ને)—તમારા બાવા વીશે તમે કાંઇ એવી વાત કણુલેલી સાંભળી છે કે તેઓ ઘટતી રીતે નેમાયલા દાઈ હતા

જ—મેં એવી વાત કદીબી સાંભળી નથી.

સ—તમારા બાવા મરણ પામ્યા ત્યારે તમારી ઉપર ૧૪ વરસની હતી કે ?

જ—હા.

સ—તમારા બાવા ઘટતી રીતે નેમાયલા દાઇ નહીં હતા એમ કોઇ બીજાને બોલતાં તમે સાંભળ્યા હતા ?

જ—નહીં.

સ—તમારા બાવા સઇયદના બુહરાનુદીને સઇયદના બદરૂદીનને નામ આપ્યા ત્યારે તમે હાજર હતા કે ?

જ—હા હું હાજર હતો.

સ—સયદના બુહરાનુદીનનાં મરણ અગાઉ મેં જણાવેલું ચહડતામાં ચહડતું જ્ઞાન મેળવ્યું હતું.

સ—સઇયદના બુહરાનુદીનને તમે કોઇ વેળાએબી એમ કહેતા સાંભળ્યા હતા કે ૪૭ માં દાઇ સઇયદના નઝમુદીનને ઘટતી રીતે નેમવામાં આવેલા હતા નહીં ?

જ—નહીં, મેં એમ બોલાયલું કદીબી સાંભળ્યું હતું નહીં. તેથી ઉલટું, મેં તેમને એમ કહેતાં સાંભળ્યા હતા કે શરૂઆતથી તે છેવટ સુધી દાઇઓની નેમણુક ઘટતી રીતે થતી આવી છે.

સ—તમારાં કાકા સઇયદના બદરૂદીને તમોને નાગપુરી વોહોરા છુટા પડેલા વીશે કહ્યું ત્યારે દાઇઓ ઘટતી રીતે ગાદીએ આવવા બાબે તેઓ કાંઇ બોલ્યા હતા કે ? જ—હા.

સ—સર આદમજી પીરભાઇને તમે ઓળખો છો કે ?

જ—હા હું તેમને ઓળખતો હતો. અને સારી પેઠે ઓળખતો હતો અને વારંવાર તેમને મળ્યો હતો. મારા બાવા સઇયદના બુહરાનુદીન અને મારા કાકા સઇયદના બદરૂદીનને તેમની સાથે ઘણું સારૂં હતું. મેં સર આદમજી પીરભાઇ સાથે વારંવાર વાતો કરી હતી. મારા બાવા અને કાકા સાથે વાતો કરતાં મેં તેમને સાંભળ્યા

હતા. કોઇબી વખત મેં તેમને એમ કેહેતા તો નથી સાંભળ્યા કે મારા બાવા અને કાકા તેમજ ૪૭ મા દાઇની નેમણુંક ઘટતી રીતે કરવામાં આવી હતી નહીં. મારા બાવા અને કાકાના વખતમાં સર આદમજી પીરભાઇ પોતાની ધાર્મીક ફરજો હંમેશાં બજાવી લાવતા હતા.

સ—ચાંદાભાઇના અથવા કોટની મસજીદમાં તેઓ આવતા હતા કે?

જ—મેં તેમને ત્યાં પઢતા જોયા નથી.

સ—તેઓ ધાર્મીક આસ્તા ધરાવનારા હતા એમ તમે કેમ જાણ્યું ?

જ—હું કેટલીકવાર તેમના પહેરોણાં તરીકે હતો અને હું તેમને બંદગી કરતા જોતો હતો.

સ—તમારા બાવા અને તમારા કાકાને તેમનાપર ઘણો વીશ્વાસ હતો કે ? જ—હા.

સ—તમારા બાવાના યા તમારા કાકાના હાથથી તેઓએ મીશાક લીધી હતી તે તમે જાણો છો ?

જ—તે બાબેતું કાંઇબી અંગત જ્ઞાન મને નથી. તેમના મરણ તુલીક મારા બાવા યા કાકા સાથે તેમને કઇબી વાંધો પડયો હતો નહી.

સ—આ શું ખરી વાત છે કે તમારા બાવા અને તમારા કાકાએ તેમની આગળ એમ કબુલ્યું હતું કે તેઓ ઘટતી રીતે નેમાયલા દાઇઓ નહીં હતા અને તેઓએ કહ્યું કે હું તે વીશે જાણું છું.

જ—એ જરાકબી સાચી વાત નથી.

સ—સર આદમજી પીરભાઇની પાયદસ્ત વેળાએ તમે હાજર હતા કે ?

જ—નહીં, હું મુંબઇમા હતો નહીં, પણ તેમના ચોથા દીવસની ક્રીયા વેળાએ હું હાજર હતો. તે વેળાએ મારા કાકા પણ હાજર હતા.

સ—તમે કહી શકશો કે સર આદમજી કયારે મરણ પામ્યા ?

જ—આશરે ૭ વરસની વાતપર.

મી૦ બીનીંગ-બધા જાણે છે કે તેઓ તા૦ ૧૧ મી ઓગસ્ટ ૧૯૧૩ ના દીને મરણ પામ્યા.

મી૦—સ્ત્રેંગ-તેમજ છે.

અત્રે મી૦ સ્ત્રેંગમેને દાવતની એનત્રીઓ તપાસવા બાબેની માંગણી કરી હતી.

મી૦ બીનીંગ-હું તે એન્ત્રીઓ મારા વીદવાન મીત્રને સોમવારે તપાસવાને આપીશ.

મી૦ સ્ત્રેંગ-એ દાવતના ચોપડા શું છે તે હું જાણવા માંગું છું.

મી૦ બીનીંગ—હું જે કાંઇ કહેવા માંગું છું તે ખુલ્લી રીતે જણાવીશ. દાવતની બીજી એનત્રીઓ ઉઘાડી પાડવા વગર હું ફક્ત આટલીજ નોંધો દેખાડીશ.

કોર્ટ—પણ તમે એમ તો નહી કહી શકો કે હું ફક્ત થોડીજ એનત્રી તપાસીશ ?

મી૦ બીનીંગ-મુખ્ય તપાસમાં હું ચોક્કસ સવાલો પુછીશ અને બીજા ગલ્લાઓ વીશે એડવોકેટ જનરલ ઉલટપાલટ તપાસ કરી શકશે.

કોર્ટ—પણ તેઓ પેહેલાં જે માંગશે તે એજ કે તમે હીસાબ દેખાડો.

મી૦ બીનીંગ-હું ગલ્લાની બાબદમાં પ્રથમ રજુ કરીશ.

કોર્ટ—ફક્ત ચોપડામાં લખેલો ચાંદાભાઇના ગલ્લાના હીસાબ કે ?

મી૦ બીનીંગ-હા ચાંદાભાઇના ગલ્લામાંથી દાવત ખાતે કેટલી રકમ આપી છે તે બાબેની અનત્રીઓ હું રજુ કરીશ. સામાન્ય રીતે હું દાવતના ચોપડા રજુ કરીશ નહીં.

મી૦ સ્ટ્રેંગ-જો તે બાબેની તપાસ તેમને કરવા દેવામાં આ-વશે તો તે જાતના જવાબો સામે વાંધો ઉઠાવવાની મને ફરજ પડશે.

મી૦ બીનીંગ-તમોને ઉલટપાલટ તપાસ કરવાનો વખત મલશે.

કોર્ટ—મી૦ બીનીંગ, હું આ જબાની ઉતારી લઇશ અને સંમતી વગર તમો તે પાછી નોંધી લેશો નહીં.

મી૦ બીનીંગ-તે કહાડી નાખવીજ જોઇશે.

કોર્ટ—તમે કહો છો કે તમે ચોપડા નહીં રજુ કરશો.

મી૦ બીનીંગ-બીજા ગલ્લાના પઇસા પણ તીજોરીમાં ભરવામાં આવે છે. તે દેખાડવાને અત્રે થોડીક અનત્રી રજુ કરીશું અને અમે તે તપાસવા દઇશું.

મી૦ સ્ટ્રેંગ—જો તેઓ તેની પર આધાર રાખે તો તેઓએ ચોપડાઓ રજુ કરવા પડશે. કાંઇ ચોક્કસ પસંદ કરેલા ગલ્લાની બાબદમાંજ ચોપડાંઓ રાખવાના નથી પણ સઘળા ગલ્લાઓના.

મી૦ બીનીંગ-સેનત્રસ વેઝરીમાં ભરવામાં આવતા ગલ્લાના પઇસાને લગતી એનત્રીઓ અમે રજુ કરીશું.

કોર્ટ—હું સામાન્ય તપાસ માંગતો નથી.

મી૦ સ્ટ્રેંગ-મુશ્કેલી એ છે કે તેઓની પાસે સઘળી ખબરે છે જયારે માંરી પાસે નથી. ફક્ત એકજ ગલ્લો પસંદ કરવાનો તેમને હક નથી.

મી૦ બીનીંગ—અમારા ચોપડા રજુ કરવા સામે અમોને વાંધો છે. અમોને ચાંદાભાઇના ગલ્લા સાથેજ લાગે વળગે છે અને હું એમ દેખાડવા માંગું છું કે આ ગલ્લાના પઇસા દાવંત ફંડનો એક ભાગ છે, અને એવીજ રીતે બીજા ગલ્લાઓના ફંડનું કરવામાં આવે છે.

મી૦ સ્ટ્રેંગ—પણ હું શું કહેવા માંગું તે તમો નામદાર સમજી શકશો એવી મને ઉમેદ છે.

કોર્ટ—મને એમ લાગે છે કે આપણી પાસે ૬૯ ગલ્લા છે હુ સામાન્ય તપાસ લેવા માંગતો નથી. તમે જો એવા તકરાર લેવા માંગતો નથી. તમે જો એવી તકરાર લેવા માંગતા હોવો કે બીજા ગલ્લાના પઇસા સેનત્રલ ત્રેજરીમાં ભરવામાં આવે છે તો પછી સામા પક્ષને ચોપડા તપાસવાની તક આપવી એ તદન વાજબીજ છે. તમે એમ તો કહીજ નહીં શકો કે નંબર ૩ ને નંબર ૪૯ ની બાબદમાં ચોપડા રજુ કરો અને બાકીની બાબદમા નહીં.

મી૦—બીનીંગ—સઘળા ગલ્લાઓના નાણાં ત્રેઝરીમાં નાંખવામાં આવે છે એમ છે નહીં. હું જે કહેવા માંગું છું તે આ છે. સોમવારે જે જે જગ્યાએથી સેત્રલ ત્રેઝરીમાં નાણા ભરવામાં આવ્યાં તે જગાઓનાં હું નામ દઇશ. કેટલાક ગલ્લાઓમાથી તો કાંઇબી મોકલવામાં આવતું નથી. તેઓમાં કાંઇ ઝાઝુ પડતુ નથી અને વળી બીજાબી સબબો હોય છે હુ સોમવારે ખાસ સવાલ રજુ કરીશ, જો હું એમ નહીં કરૂં તો પછી આખો જવાબ દાખલ થઇ શકશે.

મી૦ સ્ટ્રેંગ—હું બરાબર સમજી શકતો નથી.

કોર્ટ—હું સમજુ છું ચોકકસ જગ્યાએથી નાણાં મોકલવામાં આવે છે તેમના નામ તેઓ દેશે. બાકીના નામો તેઓ દેશે કે નહી તે હું જાણતો નથી.

મી૦ સ્ટ્રેંગ—૬૯ માંથી ફકત એજ ચોકસ દાખલો થશે કે ?

કોર્ટ—તે આપણે જાણતા નથી, કારણ કે એવણ ફક્ત બેનાજ દાખલા આપે છે.

મી૦ સ્ટ્રેંગ—જો મી૦ બીનીંગ એમ કહે કે આજ ફકત બેજ દાખલા છે તો તેઓએ અમોને હીસાબ તપાસવા દેવો જોઇયે પણ જો બીજા દાખલાઓની હોય તો તેઓ એ સઘળાની તપાસ આપવી જોઇએ. ખચીતજ તપાસ કાંઇ ગેરવાજબી નથી.

મી૦ બીનીંગ-જો કેહેતા હોય : બે કે ત્રણજ દાખલા છે તો અમોને ત્રણની તપાસ જોઈએ છે.

મી૦ બીનીંગ—ચોપડાઓ રજુ કર્યા વગર કેહવાનો શાક્ષીને સંપુર્ણ હક છે. એવો કાંઇ કાયદો છેજ નહી કે ચોપડા દેખાડવાજ જોઇએ. મેં જે કહ્યું છે તે એમ છે કે હું ખાસ દાખલાઓની એનત્રીઓ રજુ કરવાને તઇયાર છું અને મારા વીદવાન મીત્ર તે એનત્રીઓ જોઈ શકશે.

કોર્ટ—૬૯ ગલ્લાઓ છે અને એડવોકેટ જનરલ જે કાંઇ કહે છે તે એ છે કે તમે ત્રણ દાખલામાંજ રજુ કરો છો કે જેમાંથી નાણાં મોકલવામાં આવે છે પણ ત્યારે બાકીના ગલ્લાઓનું શું ?

મી૦ બીનીંગ—તમો નામદાર એ બાબદ સોમવાર સુધી રેહેવા દેશો.

કોર્ટ-પણ એડવોકેટ-જનરલની મુશકેલી તમે જુવોનો.

મી૦ બીનીંગ—હું મારા ભાષણમાં એમ કહીશ કે ૬૯ ગલ્લાઓ છે અને તેમાથી ત્રણનાજ દાખલા આપવામાં આવ્યા છે.

કોર્ટ—પણ કોઇ પછી મને પુછશે કે તમે ૬૯ ગલ્લાઓ વીશે કાંઇ સવાલજ નહી કર્યો.

મી૦ બીનીંગ-શાક્ષીને ચોપડા રજુ કરવાની ફરજ પાડે એવો કોઈબી કાયદો નથી.

કોર્ટ-હુકમ મુજબ તેઓએ રજુ કરવાજ જોઇયે.

મી૦ બીનીંગ–મારા વીદવાન મીત્ર શાક્ષીને ચોપડા રજુ કરવાની ફરજ પાડી શકે નહીં.

કોર્ટ–તમે શું એમ કેહેવા માગો છો કે તમે ચોપડા રજુ કરી શકો નહીં ?

મી૦ બીનીંગ–ચોપડાઓની જબાની તદન જુદીજ વાત છે અને તે કાંઇ મુખ્ય નથી. જો હું એમ જાણું કે મારી બેંકમાં આટલા નાણાં ભરવામાં આવે છે તે ખરી વાત છે તો મુખ્ય જબાની મારી જબાની છે અને ચોપડા ઉપરની જબાની ઉતરતા છે.

કોર્ટ—પણ મુખ્ય જબાની તો બેંકજ કહેવાય.

મી૦ બીનીંગ–આ બાબદ સોમવાર સુધી રહે તો ઠીક અને મારા બોલવાપર હું વીચાર કરીશ.

કોર્ટ—એ તદન બીન અનુકુળ છે એમ હું કહી શકતો નથી.

મી૦ બીનીંગ–મારી ખાહેશ મારો કેસ સાબેત કરવાની છે. મારો કેસ એમ છે કે આ દાવત ફંડ છે અને અલબતાં જો તે દાવત ફંડ હોય તો પછી અનુકુળતા વીશે કાંઇબી શક હોય નહીં. એ બાબદમાં મેં જેવલણ લીધી છે તેપર હું વીચાર ચલાવીશ.

મી૦ સ્ત્રેંગ–ચાંદાભાઇના ગલ્લા બાબેની અનત્રીઓ તેઓ દેખાડશેની ?

મી૦ બીનીંગ—ચાંદાભાઇના ગલ્લા વીશેની અનત્રીઓ હું જે કેહેવા માગું છું તે તદન ખુલ્લું કરવા માગુ છું એનત્રીઆ સીવાય બીજી કોઇબી બાબદની હું તપાસ કરવા દઇશ નહી.

મી૦ બીનીંગ–મુલ્લાજી સાહેબની રજા વગર કબરની નજદીક અલ્લો મેલી શકાય કે ? જ–નહીં.

સ—જ્યારથી તમે મુલ્લાંજી સાહેબ થયા છો ત્યારથી તે હમણા સુધીમાં તમે કાંઇ ગલ્લાઓ મુકવાની રજા આપી છે કે ?

જ—હા. મે એક ગલ્લા બાબેની રજા આપી છે અને હું જ્યારથી મુલ્લાજી સાહેબ થયો ત્યારથી તે એકજ ગલ્લા બાબે રજા આપી હતી. તે સુરત ખાતે છે. તે દાઉદભાઇ સાહેબની કબર આગળ છે તે ગલ્લો ત્યાં મેલવામાં આવ્યો તે અગાઉ મારી રજા લેવામાં આવી હતી.

સ–એ દાઉદભાઇ સાહેબ કોણ હતા ? તેઓ કોઇ વીદ્વાન ગ્રહસ્થ હતા કે કોઇ મોટા વેપારી હતા ?

જ—તેઓ છેલ્લાં માઝુમ હતા. તેઓ ભારે વીદ્વતાવાળા ગ્રહસ્થ હતા.

સ—ચાંદાભાઇની કબર આગળ ગલ્લો કયારે મેલવામાં આવ્યો તે તમોને ખબર નથી.

જ–તે બાબેની મને કંઇ અંગત જાણથી. ચાંદાભાઇનો ગલ્લો કબરની નજદીક કયારે મેલવામાં આવ્યો હતો. તેની ખબર નથી. તીજોરી થોડાક વરસની વાતપર મુકવામાં આવી હતી. તે મરહુમ સઇયદના દાઉદદીનના વખતમાં મુકવામાં આવી હતી.

સ—કીયા સંજોગો વચ્ચે તીજોરી મુકવામાં આવી હતી તે તમે જાણો છો ?

જ–હું પોતે તે જાણુતો નથી.

સ—સઘળી કબરો તરફ મોહમેદનોની વલણ શું છે ?

જ–કબરોને તેઓ ભારે માનની નજરથી જુવે છે.

સ–દાઉદી વોહરાને દાટવામાં આવે તે અગાઉ કેટલી રજા આપવી પડે છે ?

મી૦ સ્ટ્રેંગ—ચોંદાભાઇના કેસમાં આપવામાં આવેલી રજા સાથે આપણને લાગતું વળગતું નથી કારણ કે તે ૧૦૦ વરસની વાતપર બન્યું હતું.

મી૦ બીનીંગ-અમારી રથીતી કેવી છે દેખાડવા માટે કેસનો એ સહુથી અગતનો ભાગ છે.

કોર્ટ—મરનારના હાથમાં જે રકકો મેલવામાં આવે છે તે વીશે હમણા સુધી આપે કાંઇબી સાંભલ્યું નથી.

મી૦ બીનીંગ—લાબા વખતની વાતપર એમ કહ્યું હતું કે એક વોહરાને દાટવા અગાઉ મુલ્લાંજી સાહેબ રજા આપે રકકો એ તદન જુદીજ વાત છે.

સ—મુલ્લાંજી સાહેબ અથવા તેમના આ મીસની રજા વગર તમારી કોમમાં એક માણસને દાટી શકાય? જ—નહીં.

સ—એક દાઉદી વોહરાને દાટવામાં અમને તે અગાઉ જરૂર જોગી રજા શું આપવામાં આવે છે તે અમોને કહો.

જ—મુલ્લાંજ સાહેબની રજા વગર એ દાઉદી વોહરાને દાટી શકાય નહીં.

કોર્ટ (શાક્ષીને)-તમારો જવાબ દાઉદી વોહરાના કબ્રસ્થાનને કે કાંઇ બીજે ઠેકાણેબી લાગુ પડે છે?

શાક્ષી-મારો જવાબ કોઇબી કબ્રસ્થાનોને લાગુ પડે છે.

કોર્ટ—ધારો કે દેશના દુરનાં ભાગમાં એક રેલવે અકસમાત બને જે જગ્યાએ દાઉદી વોહરાના આમીલ નજદીકમાં નહીં હોય અથવા તો તાર ઓફીસબી નહીં હોય.

શાક્ષી-તેવા કેસમાં લાશને કોઇબી શખ્સદાટી શકે છે.

કોર્ટ–તમે એટલો બોહળો અરથ ઉઠાવો છો તે મને ગમતું નથી.

મી૦ બીનીંગ–હું એમ પુછીશ. જ્યારેબી મુલ્લાંજી સાહેબ કે આમીલ હાજર હોય તો દાઉદી વોહરાઓને દાટવાનો સામાન્ય રેવાજ શું છે ?

શાક્ષી—હમેશાં રજા મેળવવામાં આવે છે.

સ—કોઇબી દાઉદી વોહરાને આમીલ મળી શકતા હોય તે છતાં રજા વગર દાટવામાં આવ્યો હોય એવો કોઇ દાખલો તમે જાણોછો ?

જ—એવો કોઇબી દાખલો હું જાણતો નથી.

સ—દાઉદી વોહરાઓ જેમને ન્યાત બહાર કાહડવામાં આવ્યા હોય તેમને વગર રજાએ દાટેલા હોય એવા દાખલા તમે કાંઇ જાણો છો ?

મી૦ સ્ત્રેંગ—હું એ સવાલ બાબે વાંધો ઉઠાવું છું.

સ—ચાંદાભાઇ વીષે કાંઇ લેખીત નોંધ છે કે ?

જ—કાંઇબી નોંધ નથી.

સ—ચાંદાભાઇ તરીકેના એલકાબ ઉપરથી તમે એમ કહી શકો કે તેઓ ધારમીક બાબદોમાં વીદવાન હશે ?

જ–તે નામપરથી હું જે કાંઇ અનુમાન કરી શકું તે એજ છે કે તેઓ એક વેપારી હતા.

સ—તમારી કોમમાં કોઇ ધારમીક યા વીદવાન શખસ "શેક" તરીકે ઓળખાય કે ? જ—નહીં.

સ—તેને ત્યારે કીયો એલકાબ આપી શકાય ? અને તે માણસ વીદવાન છે તે કેમ જાણી શકાય ?

જ—જે એલકાબ દાઇ તેને બક્ષે તે ઉપરથી.

સ—એક ધારમીક અને વીદવાન શખસને કીયો એલકાબ આપવામાં આવે છે ?

જ–શેખ અથવા મુલ્લાંનો એલકાબ ધારમીક બાબદોમાં શેખ વીદવાન શખસ ગણાય છે તો જો કે એ શબ્દનો અરથ જુદો ગણાય છે.

કોર્ટ–" શેખ " શબ્દનો આબાદ તરજુમો શું છે ?

દુભાસ્યો—શેખ એટલે વીદવાન.

કોર્ટ–" શેખ " નો તરજુમો શું છે ?

દુભાસ્યો—એક તવંગર પુરૂશને " શેઠ " કહેવામાં આવે છે. શેઠ, એ મીસ્તર કે એસ્કવાયરની બરાબર છે.

સ—કબરોનાં સંબંધમાં માનત લેવી એ દાઉદી વોહરાઓમ સાધારણ ચીજ છે એવી એડવોકેટ જનરલની માન્યતા સાથે તમે મળતા થવો છો કે ?

મી૦–એંગ–હું એમ બોલ્યો નથી.

સ—કબરો આગળ માનત લેવાનું દાઉદી વોહરાઓ માટે સાધારણ છે તેની સાથે તમે મળતા થાવો છો કે ?

જ—તેઓ કબરો આગળ માનત લીયે છે.

સ–જ્યાં બી ગલ્સો હોય ત્યાં કબર આગળ માનત લેવાને ચાલ છે કે ? જ—હા.

સ—જ્યાં ગલ્સો હોય ત્યાં માનત લેવાની જગ્યા હોય કે
જ–હા.

સ–પણ જ્યાં ગલ્શો નહીં હોય ત્યાંબી માનત લેવાઇ શકાય કેની
જ—હા.

સ—કબર ખુદજ પવીત્ર જગ્યા કેહેવાય છેની ? જ–હા.
સ–તે જગ્યા કોણને પવીત્ર કીધેલી હોય છે ?

જ—હું તમારો સવાલ સમજી શકતો નથી.

સ—તે દીવસે આપણે કબર આગળ ગયા હતા, અને આપ-ણને આપણા જોડા કાહડ્યા વગર જવા દેવામાં આવ્યા હતા નહી. તે જગ્યા પવીત્ર જગ્યા પવીત્ર થયલી છેની ?

જ—તે રીતે તે પવીત્ર ·થયલી હોય છે. તે સાધારણ જમીન જેવી નથી. તે પવીત્ર જમીન છે.

કોર્ટ—તે શું ખુદાને અરપણ કરેલી હોય છે કે ?

શાક્ષી—તે ખુદાને અરપણ કરેલી હોય છે અને અરેબીકમાં તે વકફ લીલાહ યાને અલ્લાહનુ વકફ ગણાય છે.

સ—કબ્રસ્થાનની બાહર જો કોઇ કબર હોય તો તે 'વકફ લીલાહ" કેહેવાય કે ? જ—નહીં.

કોર્ટ—શાક્ષી જે જમીન વીષે વાત કરે છે તે "વકફ લીલાહ" તરીકે ખુદાને અરપણ કરેલી હોય છે કે ?

જ—કબ્રસ્થાનની અંદર જે જમીનનો સમાવેશ થાય તે જમી-નપર પછી કબર હોય કે નહીં તો પણ ખુદાને અરપણ કરેલી હોય છે.

કોર્ટ—તમે કહો છો કે કબ્રસ્તાનની બહારનો કબરો ખુદાને અરપણ કરેલી નથી ? શાક્ષી—તેમજ કહું છું.

મી૦ બીનીંગ—આ ચીજની તમો નામદાર પીછાણ કરો છો કે નહીં તે હું જાણતો નથી.

કોર્ટ—તમે અમોને કહ્યું કે કબર પવીત્ર થયલી હોય છે, હું સમજું છું કે તે ખુદાને અરપણ કરેલી હોય છે.

મી૦ બીનીંગ—ખરો અરથ એ થાય છે કે તે જગ્યા બારે

ધારમીક ભક્તીભાવવાલી હોય છે.

શાક્ષી–ધારમીક નજરે જોતાં કબરની જમીન પવીત્ર જગ્યા ગણાયછે.

મી૦—બીનીંગ તે ભારે ભક્તીવવાલી જગ્યા ગણાય છેકેની ?

જ—હા. અને કબ્રસ્થાનની બાહરની કોઇબી કબર એમ જ હોય છે.

સ—દાઉદી વોહરાઓ તમારી પણ માનત લીયે છે કે? જ–હા.

સ—અને એ માનતનાં સંબંધમાં તમોને પઇસા આપવામાં આવે છે કે ની ?

જ—હા, કોઇ કોઇ વાર.

સ—ચાંદાભાઇના ગલ્લામાં પઇસા કેઇ મતલબથી આપવામાં આવે છે ?

જ–જે માણુસોની માનત બર આવે છે તેઓ એ ગલ્લામાં પઇસા નાખે છે.

સ—તમોએ એવો ઇસારો કદી સાંભળ્યો છે કે એ પઇસા ચોક્કસ મતલબની આંપવામાં આવે છે ? જ–નહીં.

સ–તમારા અને તમારી અગાઉના તમારા પુર્વજોનો આ ફંડો પર સંપુર્ણ આંકોશ હોય છે કે ? જ–હા.

મી૦ બીનીંગે અત્રે જણાવ્યું કે હવે હું ચાંદાભાઇ પીર હતા કે કેમ તે સવાલ પર આવું છું.

સ–દાઉદી વોહરા કોમ તરફથી વલીઓ તરીકે કોણને ઓળખવામાં આવે છે ?

જ—"વલી" એ શબ્દનો અર્થ જુદો થાય છે. તમે મને એ સવાલ શા માટે પુછો છો ?

સ–હું તમોને એટલા માટે પુછું છું કે દાઉદી વહોરા કોમમાં

કોઇબી જીવતો યા મરણ પામેલો શખસ વલી ગણાય છે કે ?

જ–'વલી" એ શબ્દ ખુદાનો ગુણ પણ થાય છે. ત્યાર બાદ અમારા પયગમબર પણ વલી તરીકે ઓળખાણ છે, અને ત્યાર પછી તેમના જમાઇ અલી પણ ખાસ રીતે વલી તરીકે ઓળખાતા હતા. અને અલી પછી સઘળા ઇમામોને વલી તરીકે ગણવામાં આવ્યા છે. ઇમામો ઉપરાંત ઇમામ જેઓ ગાયેબ છે તેના દાઇઓ પણ વલીઓ કહેવાય છે. કારણ કે જેઓ ઇમામના પ્રતીનીધી છે અને દાઇ તે વલી કહી શકાય કારણ કે ગાયેબ ઇમામના તેઓ પ્રતીનીધી છે.

સ–એવા દાઇઓ પર દાઇઓ કે ની ? જ–હા.

સ–અને જો ઇમામ પ્રકટ થાય તો એ દાઇઓ વલીઓ નહી કહેવાય કે ની ? જ–નહીં કહેવાય.

સ–જો કે ઇમામ ગાયેબ છે, તો પણ માન્યતા તો એજ છે કે ની કે તેમના પ્રતીનીધી આ દુન્યામાં છે ?

જ–હા. ઇમામ કયામ કયા ગાયેબ થયા છે તેનો પત્તો કોઇને ખબર નથી ?

સ–૮ મા, ૯ મા અને ૧૦ મા ગાયેબ ઇમામે ૨૯ મા ઇમામની માફકજ ગાયેબ છે ની ?

જ–એમાં થોડોક ફરક છે. પહેલા ૩ ઇમામનો બાબ ૨૧ મા ઇમામથી જુદો છે. અને તે એમ કે ૮ મા. ૯ મા ૧૦ મા ઇમામે ખરેખર તેમની સાથે વહેવાર રાખ્યો હતો. જયારે ૨૯ મા ઇમામના બાબમા તેમ નથી.

સ—આ મુકદમો લાવવામાં આવ્યો ત્યાં સુધી શેઠ ચાંદાભાઇને વલી તરીકે વર્ણવેલા તમે કદી સાંભળ્યા છે ? જ–નહીં.

સ–ઇંગ્રજ બોલ Saint ( પીર ) નાં જેવો બીજો કાંઇ બોલ છે કે ?

જ–ઇગ્રેજ શબ્દ "સેન્ટ" પરથી હું જે સમજી શકું છું તે એ છે કે સેન્ટ એટલે કોઇ પંથનો સ્થાપક જેના ધાર્મીક અનુયાયીઓ હોય છે. અને જે લોકો વચ્ચે ધાર્મીક શીક્ષણ આપે છે. અને ધર્મ સંબંધી બાબદોના ખુલાસાઓ જાહેર કરે છે.

સ–"પીર" શબ્દ તમારે સારી રીતે જાણવો જોઇએ કે ની ?

જ–હા. સમજુ છું પણ અમારી કોમમાં પીર જેવું કાંઇબીનથી.

સ–"પીર" શબ્દનો તમે કેમ અર્થ કરો છો ?

જ–પીર એટલે કોઈ પંથનો યા લોકોનો વડો. અમારી કોમમાં કોઇનેબી પીર તરીકે ગણવામાં આવતો નથી.

સ–તમારી કોમમાં કોઇનેબી પીર તરીકે કાં નથી ગણવામાં આવતા ?

જ–પણ તેમજ છે. પીર શબ્દનો ઉપયોગ બીજી કોમમાં ઘણો સાધારણ છે, જેવી કે સુની કોમ.

સ–જો એક દાઉદી વહોરો બંદગી કરવા માંગે અથવા ખુદા પાસેથી કોઇ ચીજની તે ખાહેશ કરે તો કીયાં સાધન મારફતે તેની બંદગી ખુદાને પોંહચવી જોઇયે ?

જ–તેઓ દાઈ મારફતે ખુદા પાસેથી કાંઇબી ચીજ માંગી શકે. દાઇ ઇમામ મારફતે માગી શકે અને ઇમામ ખુદા મારફતે.

સ—દાઇ મારફતે એટલે તમે એમ કહેવા માંગો છો કે વખતના દાઇ મારફતે ? જ—હા.

સ—ચાંદાભાઇનો દાખલો લેવો. જો ચાંદાભાઇ ખુદા સાથે વચ્ચે પડે તો તેઓ સીધી રીતે તેમ કરી શકે કે કાંઇ સાધનમારફતે?

જ–તેઓ તેમ પોતાના વખતનાં દાઇ મારફતે કરી શકે અને દાઇ પોતાના વખતના ઇમામ મારફતે કરી શકે.

સ–હું ત્રણ દાઇઓના વખતે જીતી શકું. સર આદમજી પીરભાઇનો દાખલો લેવો, ત્યાર પછી સવાલ એ છે કે તેમના વખતનાં કીયાં દાઈ? તેમના વખતના દાઈ એટલે સર આદમજી મરણ પામ્યા તે વખતના દાઇ કે ની? જ—હા.

સ—જો મરનાર શખસના વખતનાં દાઇ હજુ જીવતા હોય હોય તો મરહુમ શખસ કોણુની મારફતે તેમ કરે?

જ–જો આ આબાદ હું લંબાણથી વર્ણવવા માંગું તો મને ભય છે કે મારૂં વર્ણન ઘણું લાંબુ થઈ પડશે. પણ હું ટુંકમાંજ કહીશ કે હયાવાય દાઇનાં પુર્વજની મારફતે બંદગી ખુદાને પોહચી શકે.

કોર્ટ—ધારો કે દાઇ હજુ જીવતા છે તો બંદગી કોણુની મારફતે પોહચે?

સાક્ષી–એનો જવાબ લંબાણથી આપવાની જરૂર છે. પણ ટુંકમાં કહીશ કે હયાત દાઇના પુર્જની મારફતે. વલી વધુમાં હું એમ કહેવા માગું છું કે જે ચહડતાનાં ચહડતા જ્ઞાન વીશે મેં કહ્યું છે તે જ્ઞાન મારફતે એ વર્ણન કરી શકાય, એટલે કે હકીકત.

સ–મુલ્લાંજી સાહેબની રજા વગર કોઇબી દાઉદી વોહરો બીજા યા ત્રીજા વર્ગનું જ્ઞાન હાંસલ કરી શકે કે? જ–નહીં.

મી૦ સ્ટ્રેંગ–"વાઇ ૧૫" એ શાસ્ત્રી હમદાનીએ લખેલું છાપેલું ચોપાન્યું છે. હમણાં હું તે દાખલ કરૂં છું તે શાક્ષી અલીભાઇ હમદાનીએ પ્રગટ કરેલું છે.

કોર્ટ—તે હવે દાખલ થઈ શકે.

મી૦ સ્ટ્રેંગ–મી૦ બીનીંગે મને તે કાગળની કાપલી રજુ કર.

વાને જણાવ્યું હતું અને હાલ મારી પાસે તે પત્રની છબી છે.

કોર્ટ–આ તેજ પત્ર છે કે જે ડેપ્યુટેશન મારફતે સર આદમજી પીરભાઇના છોકરાને પુગાડવામાં આવ્યો હતો ?

મી૦ સ્ટ્રેંગ–હા, એટલેકે એકાદ શખસે લખેલો.

કોર્ટ—તમે હવે તે પુરાવા તરીકે રજુ કરો છો ?

મી૦ સ્ટ્રેંગ–મેં તેની છાપી મારા વીદવાન મીત્રને અત્યાર અગાડીની આપી છે.

કોર્ટ–હું ધારૂં છું કે તે ડેપ્યુટેશન મારફતે બીજીવાર મોકલાવ્યું હતું.

મી૦ બીનીંગ–મેસર્સ લીટલની કંપની તરફથી શનીવારે મળેલો એક પત્ર હું તમો નામદારને આપવા માંગું છું. તમો નામદારે તે વાંચવો એવી મારી ખાહેશ છે પણ પહેલાં મારા વીદવાન મીત્ર તે જોવે.

મી૦ બીનીંગે અત્રે તે પત્ર મી૦ સ્ટ્રેંગમેનને આપ્યો હતો.

હવે હું કહીશ કે સર આદમજી પીરભાઇના બેટાઓનાં આ સામાન્ય સોલીસીટરો છે.

મી૦ સ્ટ્રેંગ–તમે એમ કહેવા માંગો છો કે આ પત્ર માટે સર આદમજીના બેટાઓ જવાબદાર છે ?

મી૦ બીનીંગ–હું એટલુંજ કહું છું કે આ સર આદમજી પીરભાઇનાં બેટાઓનાં સામાન્ય સોલીસીટરો છે.

અત્રે નામદાર જડજે તે પત્ર વાંચ્યો હતો.

કોર્ટ–હું ધારૂં છું કે એ પત્ર મારે પાછો આપવો.

મી૦ બીનીંગ—હવે ચોપડાઓ વીશે હું મારી સ્થીતી ખુલ્લી કરવા માંગું છું. મેં સુરતથી તે મંગાવ્યા છે અને મારા વીદવાન

મીત્ર ને હું બે વરસનો હીસાબ તપાસવા દઈશ. જેમ એક સાધારણ વેપારી કેમ ચોપડો રાખે તેવી રીતે એ રાખવામાં આવ્યા નથી. એક ચોપડો ૧૭ વરસની વાતપરનો છે અને બીજો હમણાંનો છે. એ ચોપડાઓ જેમને હસ્તક છે તેમની હું તપાસ લઇશ પણ મારા વીદવાન મીત્રને તે ચોપડા તપાસવા દઇશ મેં કહ્યું તેમ વેપારીઓનાં ચોપડા માફક રાખવામાં આવ્યા નથી. આ ચોપડાઓ રજુ કરવાને હું બંધાયલો છું એમ તમારે વીચારવું નહી. બે વરસ હું આ સંબંધ માટે પસંદ કરૂં છું, કારણ કે ૧૦૦ વરસની ઉપરનાં ચોપડાઓ રજુ કરવાનું અશક્ય છે. આ ચોપડા દાવત ફંડોની હકીકત દેખાડવા જેટલા પુરતા છે.

મી૦ સ્ટ્રેંગ–મી૦ બીનીંગ પોતાને ગમે એવો માર્ગ અખત્યર કરે, પણ ચોપડાઓ તપાસવા વગર હું કાંઇબી કહી શકતો નથી હું એમ સમજું કે એ ચોપડા સામાન્ય રીતે ગલ્લાઓની બાબદમાંછે?

મી૦ બીનીંગ–તે બવાર ગામનાં ગલ્લાઓની બાબદમાં છે.

કોર્ટ—મુકદમાનાં ગલ્લા કરતાં બીજા બધા ગલ્લાઓ, એમજ કેની ?

મી૦ બીનીંગ—દાવતના ચોપડામાં બદરી મહાલની અને ટ્રસ્ટનાં સંબંધમાં હું મારા વીદવાન મીત્રેને તપાસવા દઇશ, અને જે શખસે તે એનત્રી કરી હશે તેને હું તપાસીશ. તે બાબે હું મુલ્લાંજી સાહેબને તપાસવા માંગતો નથી. અલબતા હાલનાં શાક્ષી તે બાબે પોતાની જાણ મુજબ કહી શકશે અને તેને જબાની પરથી ટેકો મળશે. વળી ઇબરાહીમજી આદમજી પીરભાઇએ લખેલું બીજું ચોપાન્યું છે. અને તે પુરાવા તરીકે દાખલ કરવા માંગો છો કે નહી તે વીશે હું મારા વીદવાન મીત્રને પુછું છું.

મી૦ સ્ત્રેંગ—અમે તે પુરાવા તરીકે દાખલ કરીએ છીએ.

મી૦ બીનીંગ-હું તે તરજુમા સહીત અહીં રજુ કરીશ. તે
ૠ તે ચોપાન્યું પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યું હતું.

મી૦ સ્ત્રેંગ—મારૂં કુલ કહે છે કે ન્યાત બહાર કહાડવામાં
આવ્યા પછી આ પ્રગટ કરવામાં આવ્યું હતું અને પુરાવા તરીકે
ત્યાં સુધી કામ લાગશે તે હું જાણતો નથી.

કોર્ટ-મેં તમોને કેટલીક વાર કહ્યું છે કે એ બધા પુરાવા-
ામાં હું ઉતરવા માંગતો નથી,

મી૦ બીનીંગ-પણ મુકદમા વેળાએ સ્થીતિ કેવી હતી તે એ
પરથી દેખાવ આવે છે.

કોર્ટ-એ ચોપાન્યું શા બાબદતું છે ?

મી૦ બીનીંગ-મને એમ કહેવામાં આવેલું છે કે તે મુકદમા
ાગાડી પ્રગટ કરવામાં આવી હતી.

મી૦ સ્ત્રેંગ-નહીં પણ અમે એ બધી બાબદોમાં વીગતે જવા
ાંગતા નથી.

મી૦ બીનીંગ-એ ચોપાન્યું ઓલખાઇ આવે માટે તે પર
ીશાન કરવી જોઇયે.

અત્રે ચોપાન્યાપર તે મુજબની નીશાન કરવામાં આવી હતી.

કોર્ટ—હું મુકદમાં મધે મુખ્ય બાબદ પરજ રહેવા માંગું છું
ને હાલ તુરત મારે એ બધી વીગતોમાં ઉતરવું નથી.

મી૦ બીનીગ-પણ હું તમોને ખરેખરી સ્થીતિ શું તે દેખા-
ડા માંગુ છું.

મી૦ બીનીંગ-તમોએ જે સાધનો જણાવ્યાં છે તે ઉપરાંત બીજાં
ાઇ સાધનો મારફતે કોઇબી જીવતો કે મરણ પામેલો વોરા ખુદાને

બંદગી પોંહચાડી શકે કે ? જ—નહીં.

સ—ત્યારે તમોએ અગાડી કહેલાં સાધનો જ મારફતે ખુદાને બંદગી પોંહચી શકે કે ? જ—હા.

સ—ત્રીજા દાઇ સઇયદ હાતીમ કયાં મરણ પામ્યા હત્તા ?

જ—તેઓ યમનમાં મરણ પામ્યા હતા. સઇયદના હાતીમનાં સંબંધમાં હીંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે ઘણા ગલ્લા છે. ઇમામોનાં દાખલાઓમાં ગલ્લા કાંઇ કબરો આગળ નથી ઇમામોની બાબદમાં ગલ્લાઓ મસ્જીદમાં હોય છે. કોઇબી મસ્જીદમાં કોઇબી ખાનગી આસામીનો ગલ્લો હોતો નથી. ફક્ત ઇમામનાંજ ગલ્લાઓ મસ્જીદમાં મુકવા દેવામાં આવે છે.

સ—તે વખતના ઇમામની બાબદમાં તેમને માટે ખાસ ગલ્લો હતો કે ?

જ—હા. મધ્ય હીંદુસ્તાનમાં ઉજ્જન ખાતે. વળી હું એમ કેહેવા માંગું છું કે હાલનાં વખતના ઇમામનાં ઘણા ગલ્લા છે અને બીજા ઇમામોના નહીં.

કોર્ટ—ઉજ્જન ઉપરાંત બીજાં મથકો ખાતે પણ ઇમામનાં ગલ્લા હોય છેની ?

શાક્ષી—હા. અને અલીના બેટા ઇમામ હુસેન માટે પણ ગલ્લા છે, અને બીજા ઇમામો અને દાઇઓ માટે કરેલી માનતના પઇસ આમીલો સીધા મારીપર મોકલાવે છે. બીજા ઇમામો માટેના ગલ્લ નથી, પણ ફક્ત ઇમામ હુસેન માટેજ છે.

સ—જ્યારે બીજા ઇમામોની બાબદમાં જે બક્ષેશો થતી હોય તે ગલ્લામાં નથી પડતી, પણ આમીલો મારફતે સીધા તમારીપર મોકલવામાં આવે છેની ? જ—હા. તેમજ છે.

સ—મસજીદમાંના સઘળા ગલ્લાઓ હાજર ઇમામના અથવા તો ઇમામ હુસેનનાજ હોય છેની ? જ—હા.

સ—સય્યદના હાતીમનાં ગલ્લાનું શું ? જ-તેમને માટે ગલ્લાઓ મસજીદમાં છે, કારણ કે તેમની કબર યમનમાં છે તેઓ એકજ દાઇ છે કે જેમનો ગલ્લો મસજીદમાં છે.

સ—હવે આ સઘળા ગલ્લાઓમાંનાં નાણાંપર તમો તમારો સંપુર્ણ આંકોશ હોવાનો દાવો કરો છો કે ? જ—હા.

સ—તમારા પુર અખત્યાર સાથનાં અંકુશ બાબે આ કેસ અગાઉ કાંઇ સવાલ ઉઠાવવામાં આવ્યો હતો કે ? જ—નહીં.

કોર્ટ—તમારા યા તમારા પુર્વજોનાં અંકુશ બાબે અગાઉ કાંઇપણી સવાલ ઉઠાવવામાં આવ્યો હતો નહીં ? જ—નહીં.

સ—તમોને આમીલો મારફતે જે જે નાણાં મળે છે તેનું તમે શું કરો છો ? જ—મારી મરજી પડે તેમ કરૂં.

કોર્ટ—તમે શું એમ કેહેવા માગો છો કે તમારી મરજી મુજબ તેનો ઉપયોગ કરવાને તમે હકદાર છો ?

શાક્ષી—હા.

સ—ગલ્લાનાં પઇસાના અને તમોને સલામ તરીકે મળતી રકમોનો તમે સરખોજ ઉપયોગ કરો છો કે ?

જ—કેટલોક ફરક છે. સલામ તરીકે મને જે પઇસા મળે તે મારા અંગત પઇસા ગણાય છે અને તે હું મારી અંગત મતલબ ઓસર ખરચું છું. પણ ગલ્લાઓમાંથી મળતા પઇસા દાવત ૯ ડનો ભાગ છે, અને તે દાવતની મતલબો માટે ખરચવામાં આવે છે.

સ—દાવતની મતલબો શું છે તે તમે અમોને કેહેશો ?

જ—વીદ્ધાનોને મુસારા અને આમીલોને મુસારા અને મુશકેલીમાં આવેલા લોકોને મદદ.

સ—મુશ્કેલીમાં આવેલા લોકોને મદદ એટલે શું?

જ—એટલે કે કોઇભી દાકદી વોહરો મુશ્કેલીમાં આવે તેને મદદ કરવી, જેમનાં ઘરો આગમાં બળી ગયાં હોય અને જે ા રેલ અને દુકાળની આફતમાં સપડાયા હોય તેમને મદદ કરવી. ટુંકમાં આ ફંડનો ઉપયોગ તે વખતનાં દાઇનાં જે ધ્યાનમાં ઘટતું આવે તે મુજબ કરવાનો તેને હક છે.

સ—કદાચ તમે બીજી ચીજો માટે પણ કહી શકશો દાખલા તરીકે વેપારી બાબદો તેનું કેમ?

જ—કઇ ધંધો કે વેપાર કરવા માંગતા હોય તેમની પાસે નાણાંની જોગવાઇ નહીં હોય તેમને નાણાંની મદદ લોન આપીને કરવામાં આવે છે પણ જેઓ નાણું પાછું ફેરવવાની શકતી નહીં હોય તો તે હું બક્ષેશ તરીકે આપી દઉં છું. વળી જેઓ પોતાને વતન જવા માંગતા હોય અને જેમની પાસે નાણાં નહીં હોય તેમને હું નાણાં આપું છું. વળી લગન કરવાની બાબદમાંભી હું મદદ કરૂં છું.

સ—કઇ જાતની મદદ?

જ—નાણાં સંબંધી મદદ.

સ—શેખ કઇ ઝુલ્લાભાઇ જેઓએ જબાની આપી છે તેમને—તમે ઓળખો છો કે? જ—હા.

સ—વારૂ, હમણા જે મદદ અને બક્ષેશની વાતો તમે કરી તેનાં સંબંધમાં એમનાં વીશે તમોને કંઇ દાખલો યાદ છે કે?

જ—હા. ૪ વરસની વાતપર તેમને ત્યાં લગન હતા.

કોર્ટ—પણ મુદ્દો શું છે?

મી૦ બીનીગ–તમોએ શેખ ફઇઝુલ્લાભાઇને પૈસા આપ્યા હતા.

સ–કોણ પરણવાનું હતું બક્ષેસ કેટલી હતી ?

જ—મને યાદ નથી. તેમના બેટા બેટીની શેઆદી હતી અને મેં રૂ. ૫૦૦ રૂ. ૬૦૦ આપ્યા હતા.

કોર્ટ—તે રૂપ્યાનું શું થયું ?

શાક્ષી–તે રૂ. ૫૦૦ કે રૂ. ૬૦૦ વડે મે શેખને તેમના બેટા કે તેમના બેટીના લગનમાં મદદ કરી.

કોર્ટ–તે ઉછીકી રકમ હતી કેશ્યક્ષે હતી ?

શાક્ષી–તે બક્ષેશ હતી. ને દાવત ફંડમાંથી આપવામાં આવી હતી.

કોર્ટ–શેખનાં નાણાં સંબંધી સ્થીતિ કેવી છે ?

સાક્ષી-તેમની નાણાં સંબધી સ્થીતી કેવી છે તે હું કહી શકતો નથી તે શ્રીમંત કે ગરીબ નથી.

સ—તમોએ તે બક્ષેસ કેમ આપી ? તમો એ તે પોતે જ-ઇને આપી કે ?

જ–હું ધારૂં છું કે તે બક્ષેશ મેં કોઇ માણસ મારફતે આપી હતી.

સ—તમે તે શું કામ આપી હતી ?

જ—કારણ કે તેમના પીતા ઘણાં વીદ્વાન હતા અને તેઓએ દાવતની કીમતી સેવા બજાવી હતી.

મી૦ બીનીંગ—આ બક્ષેશના સંબંધમાં દાવતનાં ચોપડામાં દાખલ કરેલી અને એનવી તપાસ હું મારા વીદ્વાન મીત્રને આપીશ.

મી૦ સ્ત્રેંગ—શેખને અહીં પાછાં બોલાવીને પુછવું જોઇયે.

જ—સંખ્યા વધી છે. મદરેસાની પ્રતીષ્ઠા ગઇ છે એવી વાતમાં કાંઇબી સચાઈ નથી.

સ—મોટી મદરેસાના વીદ્યાર્થીઓને ખરેખર શું પુરૂં પાડવામાં આવે છે ?

જ—કપડાં, ખોરાક, મુસાફરીનો ખરચ વીગેરે રજાનાં દીવસોએ પોતાને વતન જવા આવવાનો ખર્ચ.

કોર્ટ—વીદ્યાર્થીઓ કાંઇ આપે છે ? શાક્ષી—નહીં.

સ—મદરેસામાં વીદ્યાર્થીઓ ગરીબ કે પૈસાવાલા હોય છે ?

જ—ગરીબ અને તવંગરનું મીશ્ર છે.

કોર્ટ—દાવત ફંડની બાબેના દાખલા કાંઈ તમોને યાદ છે ?

શાક્ષી—હા. મસજીદોની અને દાવતને લગતી મીલકતોની મરામત, મક્કાના પવીત્ર સ્થળે હજ કરવા જતા લોકોને મદદ.

કોર્ટ—મક્કે જતા લોકોને તમે પુરૂં પાડો છો ?

મી૦ બીર્નાંગ—તેમને જો પાછા બોલાવવામાં આવે તો મને વાંધો નથી. સ—સુરતમાં મદરેસા કોણ ચલાવે છે ?

જ—સુરતમાંની મોટી મદરેસા દાવત ફંડમાંથી ચલાવવામાં આવે છે તેનો વારસીક ખરચ આસરે રૂ. ૫૦ હજારનો છે. અને તે ખરચ મારા હુકમ મુજબ કરવામાં આવે છે.

સ—દાવત ફંડમાંથી કાંઇ બીજી મદરેસાઓનો નીભાવ કરવામાં આવે છે કે ?

જ—આસરે ૫૦ મદરેસાઓ છે અને તેમનો નીભાવ થોડેક ભાગે દાવત ફંડમાંથી કરવામાં આવે છે.

સ—સુરતની મોટી મદરેસામાં વીદ્યાર્થીઓની સંખ્યા વધી કે ઘટી છે ?

શાક્ષી—ત્યાં તેમની સગવડ માટેની ગોઠવણ કરવી અને મક્કા ખાતે જમન આપવું.

સુ—તે ફક્ત ગરીબો માટે કે તવંગરો માટેબી ?

જ—સામાન્ય રીતે.

સ—ખરી વાત છે કે સર આદમજી પીરભાઈ આ ખરચ પોતાની જીંદગી દરમ્યાન કરતા હતા ?

જ—તે વખતનાં દાઈની રજાથી તેઓ એ ખરચ કરતા હતા.

સ—તેવી રજા તેમનાં બેટાઓનેબી ચાલુ છે કે ? સર આદમજીના મરણ પછી એવો ખરચ કોણે આપ્યો ?

જ—ન્યાત બાહર કાહડવામાં આવ્યા ત્યાં સુધી તે ખરચ આ સર આદમજીના બેટાઓએ આપ્યો અને ત્યાર પછી દાવત ફંડમાંથી તે ખરચ કરવામાં આવ્યો હતો.

સ—ચાંદાભાઇના ગલ્લામાંથી પઇસા આપીને કોઇ હાજીને મક્કા કે કરબલા મોકલવામાં આવ્યો હોય એવો દાખલો તમે આપી શકશો ?

જ—નહી. સ—તમે જાણો છો કે શેઠ ચાંદાભાઇના માનમાં વારસીક જમન થાય છે ?

જ—હા. તેને ખરી રીતે ઉરસનું જમન કેહે છે. તે ચાંદાભાઈનાં વારસીક દીવસે થાય છે.

સ—દાઉદી વોહરાઓના મરણનાં વારસીક દીવસો થતાં સઘળાં જમનો ઉરસનાં જમનો કહેવાય કે ? તે વીશેનો ખુલાસો તમો આપશો ?

જ—હા. જેઓ વારસીક દીવસે જમન કરવા માગતા હોય તેઓ ઉરસનું જમન કરે છે.

સ—ધારો કે કોઇ દાઉદી વોહરાનાં મરણનાં વારસીક દીવસે તેના કોઈ બીજે જમન આપ્યું તો તે ઉરસનું જમન કહેવાય કે ?

જ—હા. આવા ખાણાંઓ ઉરસનાં ખાણાં કહેવાય.

સ—ઉરસનો ખરેખરો અર્થ શું થાય છે ?

જ—સારા પ્રસંગનું જમન, યાને ખુશાલીનું જમન.

સ મરણનાં વારસીક દીવસનાં ખાણાં ઉપગાંત કોઇ બીજા જમનને ઉરસનું જમન કહેવામાં આવે છે કે ?

જ—નહી. એ ફકત મરણનાં વારસીક દીવસનેજ લાગુ પડેછે.

કોર્ટ—પણ ત્યારે તે ખુશાલી કેમ કહેવાય ?

શાક્ષી—"ઉરસ" એ બોલનો ખરેખરો અર્થ ખુશાલી થાય છે.

સ—પણ ત્યારે મરણના વારસીક દીવસનાં ખાણાંને ખુશાલી કેમ લાગુ પાડી શકો ?

જ—તે ખુશાલીનું ખાણું છે તેનો સબબ એ છે કે જે કોઇ આ ફાની દુન્યા છોડી જાય છે, અને જ્યારે તે આ દુન્યા છોડી જાય છે તે વખત જ્યાં સુધી હંમેશગીની દુન્યાને લાગે વળગે છે ત્યાં સુધી તેના જનમનો વખત છે.

સ—ત્યારે ખરી રીતે તે કાંઇ મરણનો દીવસ નથી હોતો, પણ જનમનો દીવસ હોય છે કે ?

જ—હા. હંમેશગીની દુન્યા માટે તે જનમનો દીવસ ગણાય છે.

સ—ચાંદાભાઇ શેઠનું જમન કોણ આપે છે ?

જ—તે દાઇ આપે છે. હાલમાં તે હું આપુ છું.

સ—કાંઈ આમંત્રણો કાહડવામાં આવે છે કે ?

જ—એક બાંગીને મોકલવામાં આવે છે.

સ—કોમના શેઠીઆઓ કેમ આવે છે.

જ—કોઇકવાર તેમને આમંત્રણો કરવામાં આવે છે.

કોર્ટ—લેખીત આમંત્રણો મોકલવામાં આવે છે કે ?

શાક્ષી—મોટે ભાગે મોંઢેથી કહેવાડવામાં આવે છે અને કોઇકવાર લેખીત મોકલવામાં આવે છે.

સ—જ્યારથી તમે મુલ્લાંજી સાહેબ થયા ત્યારથી તે હમણાં સુધીમાં તમે ચાંદાભાઇનાં ઉરસનાં ખાણાંમાં ગયા છો કે ?

જ—હા કદાચ એક વખત હશે ?

સ—મુલ્લાજી સાહેબ, કોશેશ કરીને અમોને કહો કે તમો જ્યારથી મુલ્લાજી સાહેબ થયા ત્યારથી તે હમણાં સુધીનાં પાંચ વરસમાં એકજ વખત ?

જ—કદાચ હું એકજ વખત ગયો હોઇશ મારી ખાત્રી છે કે ફક્ત એકજ વખત, પણ એક કરતા વધારે વખત તો નહી.

કોર્ટ—તમો એક કરતાં વધારે વખત ગયા હોય તે બાબે તમે ખાત્રીપુર્વક નથી, એમ જ કેની ?

સાક્ષી–મારી ખાત્રી છે કે હું એક કરતાં વધારે વખત નથી ગયો.

સ—તમે મુલ્લાંજી સાહેબ થયા તે અગાઉ એ ઉરસનાં ખાણાં પર તમે ગયા હતા કે ?

જ—હું ધારૂં છું કે હું મુલ્લાજી સાહેબ થયો તેની અગાઉ એકવાર ગયો હોઇશ. એવું મને યાદ છે.

સ—તમે જો મુંબઇમાં નહીં હોવો તો ખાણાંની ગોઠવણ કોણ કરે છે ?

જ—તેટલોવાર આ જગયાનાં વડા આમીલ તે ગોઠવણ કરે છે.

સ—આમંત્રણો કાહાડવાની બાબદમાં આ ઉરસ કેટલાં વરસ થયાં ચાલે છે ?

જ–જ્યાં સુધી હુ જાણું છુ ત્યાં સુધી ૨૫ વરસ થયાં.

સ—સામાન્ય રીતે બોલતાં મજલીસનો અર્થ શુ છે ?

જ—મીજલસ એ એવો પ્રસંગ છે કે જે પ્રસંગ વેળાએ દાઇ અથવા તો તેની ગેરહાજરીમાં આમીલ પ્રમુખસ્થાને બીરાજે છે અને

અધીકારીઓ અને શેઠીઆઓ ભેગા થયલા હોય છે, ધામીક યા બીજા કોઇ પ્રસંગથી આવી ભેગી થયલી મંડળીને "મીજલસ" કહે છે.

સ—ચાંદાભાઇના ઉરસ ઉપરાંત અધીકારીઓ અને શેઠીઆઓ ભેગાં થાય એવાં બીજા કોઇ ઉરસનાં ખાણું મુંબઇમાં થાય છે કે?

જ—એવાં ઘણું ખાણું થાય છે. દાખલા તરીકે લગન પ્રસંગે.

સ—હું એમ પુછું છું કે બીજા કાંઇ ઉરસના ખાણું થાય છે કે જ્યાં અધીકારીઓ હાજર રહે છે?

જ—કેટલાંક ઉરસના જમન મુંબઇમાં થાય છે કે જ્યાં અધીકારીઓ અને બીજા મોસાદાર શખસો હાજર રહે છે.

સ—ફક્ત તેમાંથી બેનાં નામ આપશો?

જ—સઇયદના હાતીમ અને સઇયદના નઝમુદીનના માનમાં થતાં ઉરસના જમણો.

સ—દાઇથી તદન જુદા શખ્શોના નામ મને જોઇએ છે. સર આદમજી પીરભાઇ માટે કાંઇ ઉરસનુ જમણ થાય છે કે?

જ—તે હું જાણુતો નથી સર આદમજી માટે ઉરસનુ જમણુ કરવામાં આવતું બી હોય.

સ—ઇમામો અને દાઇઓ ઉપરાંત કોઇ બીજાના માણસોના માનમાં ઉરસનાં ખાણું થય છે કે?

જ—સઇયદના ફકરૂદીન માટે મુંબઇમાં ઉરસનું જમણ થાય છે જ્યાં આખી જુમાતને બોલાવવામાં આવે છે.

કોર્ટ—ચાદાંભાઇના ઉરસના ખાણુંપર આખી જુમાતને બોલાવવામાં આવે છે કે?

શાક્ષી—ચાદાંભાઇ શેઠના મનમાં કરવામાં આવતા ખાણાપર આખી જુમાતને ફક્ત છેલ્લાં થોડાજ વરસ થયાં બોલાવવામાં આવે છે.

સ–ફરેસતુ ખાણું ખરેખર કયારથી શરૂ થાય છે? ખાણાની અગાઉની રાતે ફાતયાની ક્રીયા કરવામાં આવે છે કે?

જ—હા. ફાતયાની મજલીસ થાય છે. તેફરેસની ક્રીયાનો એક ભાગ છે. ખાણાં વગરની ફાતયાની મીજલસ ભરાઇ શકાય છે.

સ—કોઇની મરણ પામેલા વેહોરાની વરસીપર ફાતયાની ક્રીયા થાય છે કે?

જ—હા. ફાતયા ખરેખર બંદગીનો બનેલો છે. બંદગીઓ જુદી જુદી હોય છે. સાદક અલાહ એ પણ એક જાતની બંદગી છે.

સ—કઇ જાતની બંદગી?

શાક્ષી—બંદગી વેળાએ શું પઢવામાં આવે છે તે તમે જાણવા માંગો છો?

સ–સાદક અલાહ પઢવાની બંદગી છે કે?

જ—તે સહીફા અને બીજી પઢવાની બંદગીની બનેલી છે.

સ–પઢવાની બંદગીની સંખ્યા એકજ હોય છે કે? અથવા વધતી ઓછી હોય છે.

જ—કાંઇક વાર વધતી અને કોઇક વાર ઓછી.

સ—તેમ હોવાનો સબબ શું?

જ—મારા આગળના દાઇઓ તેમજ મારે રેવાજ એ છે કે પાયદરતની ક્રીયા વેળા ટુંકી સાદક અલાહની બંદગી કરવી.

સ–હું ઉરસની વાત કરૂં છુ,

જ–સાદક અલ્લાની લાંબી બંદગી એ શખ્સના મરણ પછીના બીજા અને ત્રીજા દીવસે કરવામાં આવે છે.

સ હું વરસીના દીવસ માટે પુછું છું તે કોઇ વાર ટુંકી ને કોઇ વાર લાંબી સાદક અલ્લા છે કે? અને તેમ હોય તો કાંય

જ—હું અને મારા પુર્વજો ઉરસ વેળાએ લાંબી સાદક અ-હાજ પઢતા આવ્યા છીએ.

સ—તમે એમ કહેવા માગો છો કે સાદકહા કીયા લખતે પઢ-વામાં આવે છે અને નહીં કે ખાણું વેળા ? જ—હા.

કોર્ટ—તમે એમ કહેવા માંગો છો કે સાદકહા બંદગી મજલીસ વેળાએ પઢવામાં આવે છે કે ?

સાક્ષી—હા ખાણાંની અગાઉની રાતે.

સ—આવી મજલીસમાં સઘળાઓને બોલવાનો હુકમ છે કે ?

જ—હા.

મી૦ બીનીંગ—તમો નામદારે ખાન બહાદુરને મોઢે તે વાત સાંભળી છે, અને હું તેમને પૂછવા માંગું છું.

સ—ધારો કે મુલ્લાંજી સાહેબ હાજર હોય તો શેઠીયાઓ ક્યાં બેસે ?

જ—શેઠીયા મારી દાબી બાજુએ બેસે.

સ—શેઠીયાઓ કોણને કહે છે ? કોઇપણ માણસ શેઠીઆ થઇ શકે કે ?

જ—શેઠીયા તે છે કે જેમને મીજલસમાં દાઇની આગળ બે-સવાનો હક છે.

સ—તમો મને કહી શકશો કે મુંબઇમાં આશરે કેટલા શેઠીયા છે ?

શાક્ષી—જેઓ મીજલસમાં બેસનારા હોય તેઓ કે ?

સ—કેટલા શેઠીઆ છે.

જ—આશરે ૮ કે ૯ શેઠીયા છે. મુંબઇની બહારનાં અગતનાં શહેરોમાં પણ શેઠીયા છે.

સ—તમારી જીંદગી દરમીયાન તમે ઘણા ઉરસના ખાણાંપર ગયા હશો ? જ—હા.

સ-ઉરસ વેળાએ મરસીઆ પઢવામાં આવે છે કે ? જ-નહીં.

સ—મીજલસમાં મરસીઆ પઢવામાં આવે છે કે ?

સાક્ષી-કોણનાં માનમાં ?

મી૦ બીનીંગ-સામાન્ય રીતે.

જ-કેટલાક દાઇઓ અને માઝુમોના માનમાં મરસીઆ પઢ‑વામાં આવે છે. મરસીઆ અરેબીકમાં લખેલા હોય છે.

કોર્ટ-દાઇ અથવા માઝુમ ઉપરાંત કોઇબી બીજા વીદવાન શખ્સના માનમાં મરસીઆ પઢવામા આવે છે કે ? સાક્ષી-હા.

સ-તમે કહો છો કે કેટલાક દાઇઓના મરસીયા પઢવામાં આવે છે. ત્યારે ઇમામોનું કેમ ?

જ-ઇમામ હુસેનના માનમાં મરસીઆ વારંવાર પઢવામાં આવે છે.

સ-જેમના માનમાં મરસીઆ પઢવામાં આવતા હોય તેમના સઘળાઓના નામ આપશો ? સઘળા ઇમામો કે થોડા ઇમામોના માનમાં ?

જ-મરસીઆ કેટલાક ઇમામો, કેટલાક દાઇઓ, ઘણાં થોડો માઝુમો અને તદન જુજ વીદવાન પુરૂષોના માનમાં પઢવામાં આવે છે.

સ-ત્યારે શું મીજલસમાં ફક્ત આ લોકોના માનમાંજ મરસી‑આ પઢવામાં આવે છે ?

જ-હા. આજ ફકત શખ્સો છે કે જેમના માનમાં ઉરસની મીજલસમાં મરસીઆ પઢવામાં આવે છે, જેઓ મીજલસમાં દાઇની સામે બેસે છે તેઓ તરફથી મરસીઆ પઢવામાં આવે છે અને તે‑ઓને તે માટે મુલ્લાંજી સાહેબની રજા લેવી પડે છે,

સ-મરસીઆ પઢવામાં આવે તે અગાઉ કેવી જાતની રજાઓ

લેવી પડે છે ? એકજ રજા કે વધુ ?

જ—જે કરવામાં આવે છે તે આ છે. જે મીજલસમાં મરસીઆ પઢવા માગે તેને તે દીવસે યા એક દીવસ અગાઉથી તે માટે રજા માગવી પડે છે: તે માણસને દાઇની આગળ જવું પડે છે. ત્યાર બાદ દાઇ તેને તે કીયા મરસીઆ પઢવા માગે છે તે બાબે પુછે છે. તે બાદ તે મરસીઆની બાબદ દેખાડે છે અને દાઇને જો તે પસંદ પડે તો તે બાબેની રજા આપે છે. વળી મીજલસમાં મરસીઆ પઢવામાં આવે તે અગાઉથી ત્યાંજ પાછી રજા માંગવી પડે છે. રજા મોહેથી નહીં પણ ઇસારત કરીને માંગવામાં આવે છે.

સ—તમે મુલ્લાંજી સાહેબ થયા ત્યારથી જે જે મીજલ-માં તમે હતા ત્યાં ચાંદભાઇ શેઠના નામના મરસીઆ પઢતાં તમે સાંભળયા હતા કે ? જ—નહીં.

સ—કોઇને શેઠ કહેવામાં આવતા હોય એવા કોઇ માણસના નામના મરસીઆ તમે મીજલસમાં પઢતા સંભળ્યા છે કે ? જ—નહી.

સ—તમોએ જે નામો જણાવ્યા તે ઉપરાંત જો કોઇ બીજાને નામે મરસીઆ પઢવાની રજા કોઇ માગે તો તમે તે આપો કે નહીં ?

જ-તેવી રજા હું કદી નહી આપું,

સ—તમે એમ કહ્યું કે મરસીઆ પઢનારે રજા માટે દાઇ પાસે આવવું પણ મારો કે દાઇ મુંબઇમાં નથી, તો તે વડા આમીલ આગળ જઇ શકે કે ? જ—હા.

સ—જમન સહવારે થાય છે કે ?

જ—ઉરસની મીજલસ પછીની બીજી સહવારે.

સ—ખાણા વેળા નીચે બેસવાનો હુકમ છે કે ત્યાંબી મીજલસના જેવો હુકમ છે ?

જ-તેવોજ હુકમ હોય છે.

સ ખાણા વેળાએ ટુંક બંદગી થાય છે કે ? જ-હા.

સ-ફાતીયા, એ બોલનો બરાબર અર્થ શું ?

જ-પવીત્ર કોરાનના પહેલાં ભાગનું નામ "અલફાતીયા" છે અને મરણની કીયા વેળાએ તે આખું પ્રકરણ પઢવામાં આવે છે.

સ-ખાણા વેળએ જે બંદગી કરવામાં આવે છે તે શું છે ? દરેક જન બંદગી કરે છે કે ?

જ—દરેક જન બંદગી કરે છે. પવીત્ર કોરાનનું પહેલું પ્રકરણ ઘણું ટુંક છે.

કોર્ટ-ફાત્યાની બંદગી મીજલીસની રીતે થાય છે અને બીજી સદ્દવારેબી થાય છે ? જ—હા.

કોર્ટ—"અલફાતયા" થી બંદગીની શરૂઆત થાય છે કે ? સાક્ષી—હા.

સ—મીજલસમાં પેહેલાં તો તમો સાદકલાની બંદગી કરો છો અને તે બાદ ફાતયાની બંદગી કરો છો ત્યારે પહેલી બંદગી કઇ?

જ-પહેલાં સાદકલા અને તે પુરી થવા બાદ ફાતયા પઢવામાં આવે છે. અને ફાતયા પછી મરસીઆ આવે છે.

સ—નસીહત જેવું કાંઇ પઢવામાં આવે તે મરસીઆ પછી પઢવામાં આવે છે. નસીહત એ એક જાતનું ધાર્મિક ભાશણ છે નસીહતનો અર્થ સલાહ છે.

સ—તે વાયજી છે ?

જ—તે વાયજીનાં જેવુંજ કાંઇ છે.

સ—સદ્દવારના ફાતયા દરેકજન પડે છે જયારે એક મહજબી

મોહમેદન સાધારણ જમન લીએ છે ત્યારે તે ખાધા અગાઉ કાંઇ બંદગી કરે છે કે ?

જ—હા. તે બીસમીલ્લાહ રેહેમાને રહીમ છે. એટલે સહુથી વધારે દયાળુ અલ્લાહના નામપર. આ પવીત્ર કોરાનની એક બેટ છે કેટલાક શબ્દો તો પાણી પીવા અગાઉ પાણી પીધા પછી અને ખાણું પુરું કર્યા બાદ પણ બોલવામાં આવે. છે.

સ—ચાંદાભાઇનું જમન કેટલો વાર લે છે ?

જ—પાછલા પોહરના ૩ વાગથી તે ૮ વાગતાં સુધી.

કોર્ટ—તે સહવારે નથી થતું ?

શાક્ષી—નહીં. સહવારે નહીં.

સ—જમન માટે એટલો બધો વખત શું.

જ–સઘળાઓ કાંઈ એકીજ વખતે શરૂ નથી કરતા અને તેથી ઘણો વખત જોઇએ છે. મી૦ બીનીંગે તે બાદ મસજીદની બાબદ હાથ ધરી હતી.

સ–અસલની ચાંદાભાઇની મસજીદ કયારે બંધાઇ તેની કાંઇ નોંધ છે કે ?

જ–નહીં. લાંબા વખતથી હું એ મસજીદ જોતો આવ્યો છું.

સ–મસજીદની હસ્તી કબરની અગાઉ હતી કે કબરની હસ્તી મસજીદ અગાઉ હતી તે બાબે તમો કાંઇ મત આપશો એમ હું ધારતો નથી.

જ—તે હું જાણતો નથી.

સ—મુંબઇમાં તમારી કોમની બીજી કેટલી મસજીદ છે ?

જ-મુંબઈમાં આશરે બીજી ૧૦ મસજીદ હશે.

સ-એવું લખાણ અત્રે રજુ કરવામાં આવ્યું છે કે કોઇબી

માણસ મસજીદ બાંધી શકે. તમે એની સાથે મળતા થાવો છો કે?

જ-મસજીદનું મકાન કોઇબી બાંધી શકે પણ રજા વગર તનો મસજીદ તરીકે ઉપયોગ કરી શકાય નહીં.

સ-મસજીદને પાવન કરતી વેળાએ કાંઇ કીયા કરવી પડે છે કે?

જ-હા. તેમ કરવાનો રેવાજ છે,

સ-કોઇ મસજીદને પાવન કરવાની કીયા નહીં કરવામાં આવી હોય એવી તમોને કાંઇ ખબર છે કે? જ—નહીં.

સ-એકવાર જો એક મસજીદ પવીત્ર કરવામાં આવી તો પછી તે જાથુકની બંધ કરી શકાય કે?

જ-તેને મસજીદ તરીકે ઉપયોગમાં આવતી બંધ કરી શકાય નહીં.

સ-આ શું જાણીતી વાત છે કે મસજીદો તોડી પાડવામાં આવી છે? જ-તમે દેવાલો કેહેવા માંગો છો?

સ-ખરેખર પાયામાંથી તોડી પાડવામાં આવી છે.

જ-હા, તે આ ચાંદાભાઇની મસજીદની બાબદમાં થયું હતું. સુરતમાં એક મસજીદ તોડી પાડેલી હું જાણું છું. તે મસજીદ તોડી પાડીને કમપાઉંડ બનાવવામાં આવ્યો હતો અને બીજી મસજીદ તેની પાડોશમાં બાંધવામાં આવી હતી અને અસલ મસજીદની આગળની જગયાએ દઇના માનમાં એક ગુંબજ બાંધવામાં આવયો હતો. પણ સઇયદના સઇફુદીનના હુકમથી તે તોડી પાડવામાં આવયો હતો.

સ—તે શું કામ તોડી પાડવામાં આવ્યો તે તમે કહી શકશો?

જ—હું જાણતો નથી.

સ—જુની મસજીદ જે જગયાએ ઉભી હતી તેની સ્થીતી શું છે? તમો જે જગયા તરફ કેવી નજરે જુવો છો?

જ-તે તરફ અસલની માફકજ ધાર્મિક ભકતીભાવની નજરે અમે જોઇએ છીએ

સ—શું દાઉદી વોહરા તે જગ્યા જોડા પહેરીને પસાર કરી જશે?

જ-તે જોડા કાહડયા વગર તે પસાર કરશે નહીં.

સ-તમો મુલ્લાંજી સાહેબ થયા ત્યારથી તે હમણા સુધીમાં કાંઇ મસજીદ ઉઘાડવામાં આવી છે ?

જ-હા, એક લેનોલી ખાતે અને એક દુમસ ખાતે મુલ્લાંજી સાહેબ તરીકેના મારા વખત દરમયાન કેટલીક મસજીદો તોડી નાખીને નવેસરથી બાંધવામાં આવી હતી.

સ—તમારા વખતમાં મુંબઇમાં કાંઇ મસજીદ તોડવામાં આવી હતી કે ?

જ—હા, મુંબઇમાં નુર મસજીદ કરીને છે,

સ—એ બધી મસજીદો જે તોડીને પાછી બાંધવામાં આવી યા નવી ઉઘાડવામાં આવી તેના સંબંધમાં તમારી રજા માગવામાં આવી હતી કે ? જ—હા.

સ—કાંઇ દાઇએ એક મકાનનો ઉપયોગ મસજીદ તરીકે કરવાની રજા આપવાની ના પાડી હોય એવો દાખલો તમારી જાણ હેઠળ જો હોય તો તમે આપી શકશો ?

જ હા. તે પંચ મહાલમાં આવેલી સનજેલી મસજીદ છે. તે ત્યાં બાંધવામાં આવી હતી અને તેને વકફમાં લઇને તેનો ઉપયોગ કરવાની રજા મારી પાસે માંગવામાં આવી હતી અને તે આપવાની મેં ના પાડી હતી.

કોર્ટ—તે ફરીથી બાંધવામાં આવી હતી ?

શાક્ષી—તે નવી બીલડીંગ હતી ત્યાં અગાઉ મસજીદ હતી નહીં.

સ—તમે તેવી રજા આપવાની ના કાં પાડી ?

જ—કારણ કે જે માણસે તે બાંધી હતી તેનું નામ મારી આ-

ગળ ખુલ્લું કરવામાં આવ્યું હતું નહીં. મેં નામ માગ્યું પણ તે મને આપવામાં આવ્યું નહીં.

સ—તમારી કોમની ધાર્મીક માન્યતા મુજબ વકફનો અર્થ તમે શું કરો છો ?

જ—મારી ધાર્મીક માન્યતા મુજબ વકફમાં મસજીદ તે તેમાજેની જગ્યા છે અને જયાં ઈમામ અથવા તો દાઈને સંપૂર્ણ અંકોશ હોય છે.

સ—તમે કહો છો કે એ તમારી માન્યતા છે. તમારી કોમનો વીચારબી એજ છે કે ?

જ—એ મારી માન્યતાં છે અને દાઉદી વોહરાઓના માન્યતા છે.

સ—વકફની મસજીદનો માલેક કોણ છે ?

જ—તે વખતનો ઇમામ અથવા દાઈ આવી વકફની મસજીદના માલેક છે.

સ-તમારી કોમની માન્યતા મુજબ મસજીદનાં વહીવટની અંદર વચ્ચે પડવાનો કોઈ નેબી હક છે કે ? જ-નહીં.

સ-તમે મસજીદનો વહીવટ અંગત રીતે કરો છો કે તમે મેનેજરો નેમો છો ?

જ—હું મેનેજરો નેમીને તેઓમારફતે મસજીદનો વહીવટ ચલાવું છું.

સ-,' મુતવલી" એ શબ્દ તમે જાણો છો ? જ-હા.

સ-.મારી કોમમાં 'મુતવલી" જેવું કાંઇ છે કે ?

જ-નહીં. મેં મારી કોમ મધે કોઈબી મસજીદનાં મેનેજરને "મુતવલી" કરીને કહેતાં કોઇને સાંભળ્યો નથી.

જ-મેનેજરોને બરતરફ કરવાનો યા તેમને દુર કરવાનો હક કોણને છે ?

જ-તે વખતના દાઇનો.

સ-તમારી કોમના સંબંધમાં " જમાત" એ બોલપરથી તમે શું સમજો છો ?

જ-" જમાત" શબ્દનો અર્થ જુદો થાય છે. તમે શું મને મસજીદના સંબંધમાં " જમાત" નો અર્થ પુછો છો કે ?

સ-તમારી કોમની મસજીદના સંબંધમાં "જમાત"નો અર્થ શું થાય છે ?

જ—લોકો જેઓ કોઇ શખસની આગેવાની હેઠળ બંદગી કરે તેને "જમાત" કહે છે.પેશ ઇમામ તરફથી જે લોકોની આગેવાની લીધી હોય તે મંડળીને "જમાત" કહે છે. મસજીદનાં સંબંધમાં હું કાંઇ કામ લઉં તેની વચ્ચે પડવાનો જમાંતને હક નથી. જમાત કદીઓ એવી રીતે વચ્ચે પડી નથી.

સ—હીસાબ પ્રગટ કરવાની રજા તમે મેનેજરોને આપો કે ?

જ—હું જો પસંદ કરૂં તો આપી શકું.

સ—હવે હું તમોને રૂકકા અને ચીઠી વીશે પુછવા માંગુ છું. રૂકકા અને ચીઠી શાને માટે છે તે તમે મને કહેશો ? તમોને પસંદ પડે તો કહો.

જ—રૂકકા એ લાંબો દસતાવેજ છે જેની અંદર ખુદાને પોંહચવાની બંદગી લખેલી હોય છે અને પવીત્ર કોરાનમાંથી લખેલી એત છે. રૂકકા અને ચીઠીનો અર્થ એકનો એકજ થાય છે, પણ રૂકકો વધારે લાંબો છે જયારે ચીઠી નાની છે.

સ-બંનેનું લખાણ એકજ હોય છે એમ તમે કહો છો કે ?

જ-મેં તેના અર્થ વીશે ઇશારો કર્યો છે તેનો સબબ એ કે રૂકકો એરેબીક બોલ છે જયારે ચીઠી હીદુસ્તાની છે. એ બે દસ

તાવેજ છે અને એક મોટો છે એક નાનો છે.

સાક્ષીને અત્રે ચોક્કસ દસતાવેજો દેખાડવામાં આવતાં તેઓએ જણાંવ્યું કે આ બે દસતાવેજો હું ઓળખું છું. હું કાંઇબી ફરક ગણુતો નથી બંનેનો અર્થ એકજ થાય છે.

સ—મરણ પામેલા દાઉદી વોહરાઓની બાબદમાં મોટો દસતાવેજ ક્યાં મેલવામાં આવે છે ?

જ-તે મરનારની છાતીપર મેલવામાં આવે છે.

સ-મુલ્લાંજી સાહેબ અથવા તો તેમના એજંટ તે પર કાંઇ લખે છે કે ?

જ-હા. " બીસમીલ્લાહે રેહેમાને રહીમ " એ કલાંમ મુલ્લાંજી સાહેબ અથવા તેમના અમલદાર લખે છે.

મી० બીનીંગ-ખુદાના નામનો આ નીયમીત ઉદગાર છે.

સ-જ્યારે એક મરહુમને દાટવામાં આવે છે ત્યારે તે તેમની છાતીપર મેલવામાં આવે છે કે ?

જ—હા. અને તેવી રીતે જનના હાથમાં ચેક મેલવામાં આવે છે.

સ ત્રણ ખાલી જગ્યાઓ દાઇ, માઝુમ અને મુકસરના નામોથી પુરવાની હોય છેની ?

જ—હા. તે જગ્યાઓ પુરવામાં આવે છે.

સ-તમે જાણો છો ત્યાં સુધી કોઇબી મોહોદેનોમાં આવા દસ્તાવેજો હોતા નથીની ?

જ—જ્યાંસુધી હું જાણું છું ત્યાંસુધી તે તેમજ છે.

સ-તમારી કોમમાંજ એ છેની ? જ—હા.

સ-તેના સંબધમાં કાંઇબી ફી લેવામાં નથી આવતીની ? જ-નહીં

સ-સઘળા દાઉદી વોહરાઓની દાટવાની ક્રિયાં વેળાએ તે વાપ-

રવામાં આવે છે કે ? જ–હા.

સ–હવે હું મીશાકપર આવીશ, મીશાકની ખરેખરી શરૂઆત ક્યારે થઇ હતી ?

જ–અમારા પસંદ કરેલા પયગમ્બર મહમદના વખતથી.

સ–ઇમામો આ મીશાક લેતા હતા કે ?

જ–હા, તેઓ પોતાની દાવતના લોકો પાસેથી મીશાક લેતા હતા. ઇમામનાં પુર્વજને મીશાક કરવામાં આવતી ખરી પણ તેનો અર્થ સગળા ઇમામો થાય છે, વળી હું કહુ છું કે અમારી માન્યતા મુજબ આ મીશાકનો રેવાજ અમારા પયગમ્બરની અગાઉનો એટલે કે બીજા પયગમ્બરોનાં વખતમાં પણ તે હતો.

સ–ઇમામોનાં વખતમાં મિશાકનો જાણીતો આકાર હસ્તીમા હતો કે નહિ ?

જ–મીશાક ઇમામો તરફ દરેક રીતે તાબેદારી કરવાનું ફરમાવે છે.

સ–હું ધારૂં છું કે, જયારથી તમો સમજદારીમાં આવ્યા ત્યારથી તમે મીશાક જાણી છે ? જ–હા. સ–તે હંમેશાં એકજ હોય છે કે ?

જ–તે કેટલીક રીતે જુદો છે.

સ–પણ જયારથી તમે મીશાક જાણી છે ત્યારથી તો તે એકજ છેની ? જ–હા.

સ–તમે એ જે મીશાક વાપરી છે તે ઇમામોનાં જેવીજ છે કે અથવા તો કાંઇ ફરક છે ? અને જો હોય તો શું છે ?

જ–તે થોડાક ફરક સીવાય લગભગ એકજ છે હાલમાં જે આકાર મીશાકનો છે તે ઇમામના વખતમાં પણ હતો.

કોર્ટ–કાઉનસલ તમારી પાસે મીશાકનો આકાર જ માગે છે, તે શાની બનેલી છે તે માંગતા નથી.

શાક્ષી—ઈમામોના વખતમાં મીશાક ઇમામોને તાબે થવાનું ફરમાન કરતી હતી જ્યારે દાઇના વખતની મીશાક ઇમામો અને દાઇઓને તાબે થવાનું કહે છે.

સ–જે મીશાકમાં દાઇ નહીં હોય એવું કાંઇ તમે સાંભળ્યું છે કે અત્રે પુરાવો નંબર ૧૭ દેખાડવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ-જરાક એની તરફ જુવો અને કહો કે એ ક્યાંથી આવ્યો

જ—એ સુરતના મારાં કેતાબખાનામાથી છે. તે ૯૦ વરસનો જુનો છે અને તે ૪૫ મા દાઇ સઇયદના નજમુદીનના વખતનો છે.

સ—હું સમજું છું કે ઘણી મીશાકો હસ્તી ધરાવે છે. મીશાકનાં આકાર નહિ પણ મીશાકના લખેલા હસ્ત લેખો એ ખરૂં છે ની ?

જ—હા. સ-જે મીશાકનાં આકારમાં દાઈનું નામ જણાતું નથી તે રજુ કરવાનું હવે તદન સહેલું નથી ? જ—હા, તે સેહેલું છે.

સ—જો ખરી રીતે જોતાં તે આકાર વાપરવામાં આવે તો તેના નામ ઉમેર્યા વગર કરવામાં આવે કે ?

જ—દાઇના નામ વગર તે વાપરી શકાય.

અત્રે સાક્ષીને કાળા અને લાલ આકારની મીશાક દેખાડવામા આવી હતી.

સાક્ષી—મેં એ અગાઉ જોઇ નથી.

સ–શાક્ષી હમદાનીએ એમ જણાવ્યું હતું કે લાલ લીટીએ સ્ત્રીઓ માટે ઉમેરવામાં આવી છે કારણ કે સ્ત્રીઓ ધર્મપર વધારે ચુસ્ત હોય છે, એ ખરી વાત કે ?

જ—તેમ નથી.

સ--મરદ અને ઓરતની મીશાકના આકરમાં ફરક છે ની ?

જ—હા. પણ થીસાકના દાઈ અને ઇમામ વાલા ભાગમાં કાંઇબી ફરક નથી પણ બીજા ભાગમાં ફરક છે.

સ—તમે શેખ અલીભાઈ હમદાનીને ઓળખો છો ?

જ—હું તેમને ઓળખું છું. તેઓએ મારી પાસેથી મીશાક લીધી હતી. છેલ્લાં ૭ વરસની વાતપર લીધી હેતી,

સ—તમે જ્યારે મીશાક આપો છો ત્યારે જેમાં દાઇ વીશે કેહેવામાં આવ્યું હોય તે ભાગ તમે વાપરો છો કે ?

જ—હા, હમદાની પાસેથી મીશાકમાં દાઇઓ વીશેનો ઇસારો હતો. મારા પુર્વજના અસલમાં હમદાની આમીલ હતા અને તેઓએ મીશાક આપેલી મેં સાંભળી છે.

અત્રે સાક્ષીને એક પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—આ પત્ર તમે ઓળખો છો કે ?

જ—હા. તે મારે નામનો છે. અલીભાઇ હમદાની તે પોતે મારી આગળ આવ્યા હતા. તેઓ તે સુરત ખાતે આશરે ૩ વરસની વાતપર લાવ્યા હતા, જે દીવસે હમદાનીએ મીશાક લીધી તેજ દીવસે તેઓ તે લાવ્યા હતા. તે તેમના હાથનો લખેલો છે અને મારી ખાત્રી છે કે આ તેમની સહી છે.

અત્રે મી૦ બીનીંગે તે કાગળ રજુ કર્યો હતો

મી૦ સ્ત્રેંગ—તે શાક્ષીએ લખેલો છે કે કેમ તે હું જાણતો નથી.

મી૦ બીનીંગ—જો હમદાનીને પાછો બોલાવવામાં આવે તો મને વાંધો નથી.

સ—તમોને હમદાની તરફથી આ પત્ર મળ્યો હતો ? જ—હા.

મી૦ સ્ત્રેંગ—આ પત્ર શું મતલબથી રજુ કરવામાં આવ્યો છે તે હું જાણુતો નથી.

મી૦ બીનીંગ—મીશાકના સંબંધમાં તે રજુ કરવાને હું સદંતર લાચાર છું. અને એ પત્ર જે હમદાનીનોજ છે તે હું સાબેત કરીશ. તેઓ માફ માગવાનો ઇનકાર કરે છે, હું સાબેત કરીશ કે તેઓએ માફી માગી હતી. તેઓ વળી સારી નીશટાનાં સાક્ષી નથી તે પણ હું પુરવાર કરીશ. વળી હું એમ કહેવા માગું છું કે તેઓએ ખોટી જબાની આપી છે.

મી૦ સ્ટ્રેંગ—"એવીડન્સ એકટ"ની ૧૫૩ ની કમલ મુજબ હું કહીશ કે આ સાક્ષીને કાગળ વીશે કાંઇબી સવાલ પુછવામાં આવ્યો હતો નહીં.

મી૦ બીનીંગ-સામાન્ય રીતે સવાલો પુછવામાં આવ્યા હતા-

મી૦ સ્ટ્રેંગ-જ્યાં સુધી પક્ષપાતીને લાગે વળગે છે ત્યાં સુધી તેમને ન્યાતબાહર કાહડવામાં આવેલા છે.

મી૦ બીનીંગ-પહેલાં પત્રની બાબદમાં તેને સીધો સવાલ પુછવામાં આવ્યો વતો. હું તેને પાછો બોલાવવા માગું છું. વળી બીજીબી બાબદ છે. આ સાક્ષીએ અમે દાઇ-ઉલ-મુતલક હોવાનો ઇનકાર કર્યો છે તે ઉપરથી અમે દાઇ-ઉલ-મુતલક છીયે કે નહી તે મુદ્દો ઉભો થયો છે. પણ શાક્ષીએ તે કાગમાં કબુલ્યું છે અને જ યારે તેણે મીશાક લીધી ત્યારેબી કબુલ કયુ" કે અમે દાઇ-ઉલ—મુતલક છીયે.

સ—તમોને આ પત્રો હમદાની તરફથી મળયા હતા કે ?

જ—આ કાગળ મારા પીતા તરફથી તેમના કાગળોમાંથી મને મળ્યો હતો

સ-જરૂર પડે તો તમે તે રજુ કરશોની ? જ—હા.

શેખ ફઇઝુલાભાઇએ જણાવ્યું કે સઘળા દાઉદી વોહરાઓ

ઉમરે આવતાં મીશાક લીયે છે. એ શું ખરી વાત છે ?

જ—ઉમરે આવતાં તેઓ એકવાર લીયે છે અને તે પછી તેઓ વારંવાર લીયે છે.

સ—સર આદમજી પીરભાઇ તમારા કાકા બદરૂદીનના વખતમાં મરણ પામ્યા હતા કે ? જ—હા.

સ—સર આદમજી પીરભાઇને જોવાને સઇયદના બદરૂદીનને બોલાવવામાં આવ્યા હતા કે ?

જ—હા. સઇયદના બદરૂદીને મને એમ કહ્યું હતું.

મી० સ્ટ્રેંગ—હું એ સામે વાંધો લઉં છું. એક મરહુમ શખસે કહેલી વાત "એવીડનસ એ કટ" મુજબ પુરાવા તરીકે રજુ કરી શકાય નહીં.

કોર્ટ—એ ચીજો હું તપાસવા માગતો નથી.

મી० બીનીંગ મારી પોઇંટ એમ છે. જો હું દાઇ—ઉલ—મુતલક હોવું તો મને એમ દેખાડવાનો હક છે કે જેઓ ઇનકાર કરે છે તેમના બાબે હું કહીશ કે પોતાના મરણના બીછાણાંપર ખરેખર મીશાક લીધી હતી. મારા વીદવાન મીત્ર હવે વાંધો લીયે છે, પણ અબદુલ્લાભાઇએ શું કહ્યું છે તે તરફ જુઓ. અબદુલ્લાભાઇ સઇયદના બદરૂદીન અગાઉ લાંબા વખતની વાતપર મરણ પામ્યા હતા.

સ—બદરી મહાલ અને મસજીદ પાછી બાંધવામાં આવ્યાં તે અગાઉ મુલ્લાંજી સાહેબ કયાં રહેતા હતા તે તમે જાણો છો ?

જ—હા. એક મસજીદ હતી અને તે મસજીદની ઉપર એક મજલો હતો જેની અંદર આમીલ રહેતા હતા અને તે મજલાની ઉપર બીજા બે મજલા હતા અને તે બંને મજલાઓપર મુલ્લાંજી સાહેબ જયારે મુંબઇ આવે ત્યારે રહેતા હતા.

સ—તમે કહી શકશો કે મસજીદ ફરીથી બાંધવાનો અને મુલ્લાંજી સાહેબ માટે રહેવાનું નવું મકાન બાંધવાનો ખ્યાલ કોણને થયો હતો?

જ—તે ખ્યાલ ૪૯ મા દાઇ બુરહાનુદીન સાહેબને થયો હતો.

સ—તમે જ્યારે મુંબઇમાં હતા ત્યારે તમારા કાકા સાથે જુની મસજીદમાં રહયા હતા કે? જ—હા.

સ—નવી બીલડીંગનો કેટલો ભાગ તમારા રહેઠાણ તરીકે તમે વાપરો છો?

કોર્ટ—તમે બદરી મહાલ કહો છો કે નવી મસજીદની ઇમારત કહો છો?

મી૦ બીનીંગ—હું બદરી મહાલ કહું છું. હું જાણવા માગું છું કે મુલ્લાંજી સાહેબ તેનો કેટલો ભાગ વાપરે છે.

જ-હું ત્રણ મજલા વાપરૂં છું. ત્રીજો, ચોથો અને પાંચમો. બીજો માલ ભાડે આપવામાં આવ્યો છે. ભોંયતળયું અને પહેલો માલ ભાડે આપવામાં આવ્યો છે.

સ—તમારી કોમમાં બધી મળીને કેટલી મસજીદોપર તમારો અખત્યાર ચાલે છે?

જ—જુદે જુદે ઠેકાણે આશરે ૫૦૦ મસજીદ છે.

સ—દાવત ફંડનો વારસીક ખર્ચ આશરે કેટલો થાય છે?

જ—આશરે રૂપયા પાંચ લાખ.

અત્રે એક ટીપ દેખાડવામાં આવી હતી.

સ—મસજીદોની ટીપ તમે બનાવી હતી કે? જ—હા.

અત્રે એ ટીપ પુરાવા તરીકે રજુ કરવામાં આવી હતી.

કોર્ટ—યમન એક મથક છે કે જીલ્લો?

મી૦ બીનીંગ—યમન એ અરેબીઆનો એક જીલ્લો છે.

સ—ત્યાં કાંઇ અગતનું શહેર છે કે ?

જ—સોના ઘણું અગતનુ શહેર છે.

અત્રે પુરાવો એક દેખાડવામાં આવ્યો હતો.

સ—આ તરફ જુઓ. તમોને કાંઇ અંગત માહીતી છે ? જ-નહીં.

સ—નવી મસજીદ બાંધવાની વાતો થઇ હતી તે વેળાએ તે વીશે તમે સાંભળ્યું હતું ?

જ—તેના વીશે મે કાંઈ ખાસ સાંભળયું હતું નહીં.

સ—તે દસ્તાવેજ વીશે તમે કાંઇબી સાંભળયું નથી ?

જ—નહી. સઇયદના બદરૂદીને તે વીશે મારી સાથે કાંઇ વીચાર ચલાવ્યો હતો નહીં.

અત્ર મી૦ બીનીંગે શાક્ષીને એક બીજો પુરાવો દેખાડયો હતો.

સ—આ સઇયદના બુહરાનુદીને લખેલું કહેવાય છેની ?

જ—એ સઇયદ બુહરાનુદીને નથી લખ્યું. બીજો પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—આ અક્ષર કોણનાં છે ?

જ—એ સઇયદના બુહરાનુદીનના અક્ષર છે.

પછો બીજો પુરાવો દેખાડવામાં આવે છે.

સ—આ બુરહાનુદીનની સહી છે કે તેવણના જેવી ?

જ—ફોટોગ્રાફ્રમાંની સહી સઇયદના બુહરાનુદીન જેવી નથી.

સ—પત્રમાં સઇયદના બુહરાનુદીનનાં જેવા કાંઇ અક્ષર છે ?

જ—કેટલીક રીતે તે મે સઇયદના બુરહાનુદીનનાં જેવાજ અક્ષર છે.

સ—હવે લખાણનું મળતાપણું બાજુએ મેલતાં, તમે કહી શકો કે એ સઇયદના બુહરાનુદીને નથી લખ્યું એમ તમે શું કામ કહો છો ?

જ—કારણ કે સઇયદના બુહરાનુદીનની ચોક્કસ નીશાની આવે છે જે આ લખાણમાં માલુમ પડતી નથી.

સ—સેવટે સહી કરવાનો કે લખાણની અંદર સહી કરવાનો ચાલ છે ?

જ—હમેશાં મથાળે સહી કરવામાં આવે છે.

સ—જયારે એક દાઇ અગતનો દસ્તાવેજ લખે ત્યારે દાઇનું નામ કયાં આવે, દસ્તાતેજની અંદર કે આખરે ?

જ—દસ્તાવેજની અંદર.

સ—દરેક દાઇનો સાલ જુદો હોય છેની ?

જ—હા. દાઇના મરણ વખતે સીલનો નાશ કરવામાં આવે છે.

મી○ બીનીંગ મારી પાસે સીલોના થોડાક નમુના છે.

કોર્ટ—આ પત્રપર સીલ છે કે ?

મી○ બીનીંગ નહિ; એ ખાનગી કાગળ છે. હવે હું તમોને સીલોના નમુના દેખાડીશ.

( અત્રે મી○ બીનીંગે નામદાર જડજને ૪૧ માં, ૪૬માં, અને ૪૮ માં દાઇના સીલ દેખાડયાં હતાં. ]

સ—સર આદમથી પીરભાઇ જોગા કાગળપર સીલ નથી ?

જ નહીં. સ—કેમ નહી ? જ—કારણ કે તે ખાનગી કાગળ છે.

સ—આ પુરાવો એક ખાનગી કાગળ છે ?

જ—તે ખાનગી નથી.

સ—તમે ભાઈ સાહેબ શેખ અબદુલા ભાઈ હકીમુદીનના અક્ષર ઓળખો છો કે ? જ—હા,

મી○ બીનીંગ—એજ માણસે ફોટોગ્રાફ કરાવ્યો હતો અછે હાલ

તેઓ મરણ પામ્યા છે. તેઓ સઇયદના બુરહાનુદીનનાં ભાઇ થતા હતા. હમદાનીએ જણાવ્યું કે એજ માણસે તેને તે કાગળનો ફોટો કરાવવાને કહ્યું હતું.

અત્રે પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—આ અબદુલ્લાભાઇના અક્ષર છે? તે ફોટોગ્રાફની નકલ કહેવાય છે.. જ-નહીં.

સ—તમે પાછળ જુવો, તે તેમનાં અક્ષર છે?

જ—નહીં. લખાણની અંદરના અક્ષર પાછળનાં અક્ષર કરતાં જુદા છે. એમાં અબદુલ્લાભાઇનાં અક્ષર છેજ નહીં. હું ભાઇ સાહેબ અબદુલ્લાભાઇને સારી રીતે ઓળખું છું તેઓ ૧૦ વરસની વાતપર મરણ પામ્યા હતા તેમના હાથ અક્ષર જોવાની મને તક મળી હતી.

સ—તમારી સાથની કાંઇ વાતચીતમાં અબદુલ્લાભાઇએ એ દસ્તાવેજ બાબે કાંઈ ઇસારો કર્યો હતો? જ નહીં.

સ—સઇયદના બુરહાનુદીને કરેલા દસ્તાવેજ બાબે અબદુલ્લાભાઇએ તમારી સાથની વાતચીઇ દરમ્યાન કાંઇ ઇસારો કર્યો હતો? જ-નહીં.

મી૦ બીનીંગ-નાલીએરવાડીનું કબરસ્થાન કોણે ખુલ્લું મેલ્યું હતું?

જ—૪૯ માં દાઇ સઇયદના બુરહાનુદીને.

સ—આ સઘળાં કબરસ્થાનો પાવન કરવા પડે છે કે?

જ—હા. નાલીએરવાડીનું કબરસ્થાન સઇયદના બુરહાનુદીને પાવન કર્યું હતું.

સ-તમે અત્રે એ પત્રો રજુ કરો છો? એક કરીમભાઇ આદમજી પીરભાઇ તરફનું સઇયદના બુરહાનુદીન જોગ તા૦ ૩૧ મી સપટેમ્બર ૧૯૦૩ નાં દીવસનું. જ-હા.

મી૦ બીનીંગે તે પત્ર વાંચ્યો હતો.

સ—વળી તમે તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૯૦૩ નો પત્રબી રજુ કરો છોની ? જ—હા.

મી૦ બીનીંગે તે પત્ર પણ વાંચ્યો હતો.

મી૦ બીનીંગ-હવે આ બન્ને પત્રો પુરાવા તરીકે દાખલ કરવાને હું મારા વીદવાન મીત્રને જણાવું છું.

કોર્ટ-બન્ને પત્રો એકજ ગ્રહસ્થ તરફથી આવેલા છે કે ?

મી૦ બીનીંગ—હા.

મી૦ સ્ત્રેંગ—મેં તે પત્ર જોયા નથી.

મી૦ બીનીંગે અત્રે તે પત્રો મી૦ સ્ત્રેંગમેનને આપ્યા હતા.

મી૦ સ્ત્રેંગ-હુ તે દાખલ કરૂં છું.

આ બંને પત્રો પુરવા તરીકે દાખલ કરવામાં આવ્યા હતા.

સ—તમે અરેબીકમાં કાગલો લખો છો જ-હા.

સ—ત્યારે અમોને કહો કે કાગલની એક બાજુ તમે પુરી કરો કે પછી કાગળ આગળ કેમ ચલાવો.

કોર્ટ-એમને એક નોટપેપર આપો

અત્રે શાક્ષીને એક નોટપેપર આપવામાં આવ્યો હતો.

કોર્ટ-આવાં કાગળપર તમે લખો કે ? જ-હા, હુ લખું.

અત્રે શાક્ષીએ આવા નોટપેપરપર કેવી રીતે લખાય તે સમજાવ્યું હતું.

સ—અરેબીકમાં લખાતાં સઘળાં કાગળોની બાબદમાં તમેજ નહીં પણ કોઇબી બીજા એમજ લખે કે ?

જ-અરેબીકમાં ઘણાં ખરાં કાગળો એવીજ રીતે લખાય છે. હું એવી રીતે લખું એટલુંજ નહીં પણ બીજાઓબી એવીજ રીતે લખે.

તે બાદ નોટપેપર પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યો હતો.

શાક્ષી—મારા બાપે સર આદમજી પીરભાઇપર એવીજ રીતે કાગળ લખ્યો છે. અત્રે પુરાવો દેખાડવામાં આવે છે.

સ—આજ કાગળ બાબે તમે ઇસારો કર્યો હતો કે ? જ–હા

અત્રે શાક્ષીને એક ફુલસકેપ પેપર દેખાડયો હતો.

સ–ધારો કે કાગળ આના જેવો હોય તો તમે તે કેમ લખો

અત્રે શાક્ષીએ તે બાબેની સમજ આપી હતી.

તે કાગળ તે બાદ પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યો હતો

સ—શાક્ષી શીરાજુદીન વાસીએ તમારી પાસેથી મીશાક લીધ હતી કે ? જ–હા. ત્રણ વરસની વાતપર લીધી હતી.

સ–મીશાક આપવામાં તમે ઇમામનો કે દાઇનો ધોરણ વાપરો છો

જ–ઇમામો અને દાઇ બંન્નેના.

સ—લગન સંબધી શેખ ફઇઝુલ્લાભાઇએ જણાવ્યું કે એક કાઝીએ લગનની ક્રીયા કરી હતી જેમાં પક્ષકારો દાઉદી વોહોરા હતા એ ખરી વાત છે કે ? જ–તે ખરી નથી.

સ–પણ શું બન્યું હતું તે કહો.

જ=કોઇક વાર એમ બને છે કે ઉતરતા વર્ગનો કોઇ બીજા યા સુની કોમની છોકરી સાથે પરણવા માંગતો હોય તો તેવાં લગનની ક્રીયા કાઝી કરે છે અને છેલ્લાં ૧૦ વરસમાં આવાં લગનોની સંખ્યા ૧૦ થી ૧૫ થી વધારેની નહીં હશે.

સ–લગનની ક્રીયા કરવાનો હક કોણને છે ?

જ–દાઇ અથવા આમીલોને.

સ–દાઉદી વોહરાઓનાં લગનની ક્રીયા કરવાની સત્તા શેખ ફઇઝુલ્લાભાઇને હતી એ શું ખરી વાત છે ? જ–નહીં.

સ–તેઓએ જણાવ્યું કે આવી સત્તાની જરૂર નથી. એ શુ

બરાબર છે ? જ—તે ખરૂં નથી.

મી૦ બીનીંગ-૮૫ મે પાને મથાળેથી શેખ ફઇઝુલ્લાભાઇની જ-બાની છે. હવે તેઓ એ એમ જણાવ્યું હતું કે પરણનાર પરણનાર પક્ષો માટે મુલ્લાંજી સાહેબની રજા મેળવવા કાંઇ જરૂર નથી. એ શું ખરૂં છે

શાક્ષી—ખલબતાં લગનની બાબદમાં રજા મેળવવાની કાંઇબી જરૂર નથી પણ લગનની ક્રીયા કરવાની બાબદમાં રજા મેળવવાની જરૂર છે.

સ—એવી રજા કોણ મેળવી લાવે ?

જ—મરદે એવી રજા મેળવવી જોઇયે, એટલે કે વર રાજાએ

સ—હું લગનની ક્રીયાની વાત કરૂં છું. લગનની ક્રીયા કરવામાં આવે તે અગાઉ એકાદ પારટીએ રજા લેવી પડે છે કે ?

જ—લગનની ક્રીયા કરવામાં આવે તે અગાઉ દઈ અથવા આ-મીલની રજા લેવાની જરૂર નથી

સ—જે બે જણ પરણવાના હોય તેઓએ પરણવા અગાઉ રજા લેવી પડે છે કે ?

જ—હા, બંને પક્ષોએ રજા લેવી પડે છે.

સ—એ શું કોમ મધે અસલ રેવાજ છે ?

જ—હા, એ અસલ રેવાજ છે.

કોર્ટ—હું એમ સમજું છું કે લગ્ન કરનારાઓને રજા મેળ-વવાની જરૂર નથી પણ તેઓ રજા વગર લગ્નની ક્રીયા નહીં કરી શકે એમજ કેની ?

શાક્ષી—જો કોઇમી પક્ષે મારી યા મારા આમીલ પાસેથી રજા નહીં મેળવી હોય તો તેઓ લગ્નની ક્રીયા કરી શકે નહીં.

સ–લગ્ન ગોઠવવાની બાબદમાં રજા લેવાની જરૂર છે કે ?

જ–નહીં.

સ—ખાનબાહદુર મહમદઅલીની બાબદમાં તમે સુરત ખાતે તેમના ભાગ્યાને ઘરે લગ્નની ક્રીયા કરી હતી કે ?

કોર્ટ–મારી નોંધમાં કપડવંજ છે.

મી૦ બીનાંગ–તે ભુલ છે. લગ્ન સુરત ખાતે હતાં.

સાક્ષી–હા. મેં સુરત ખાતે તેમનાં ભાગ્યાનાં ઘરમાં લગ્નની ક્રીયા કરી હતી. તેમના ભાગ્યાનું નામ હાતીમભાઈ ગુલામ હુસેન છે.

સ—ખાનબહાદુર માટે હાજર રહેવાની કાંઇ રજા માગવામાં આવી હતી કે ?

જ—હા. રજા મારી પાસે મંગવામાં આવી હતી. હાતીમભાઇ ગુલામહુસેન અને કોઇ તઇયબઅલી બસરાઇ બંને ખાનબહાદુર માટે રજા લેવાન મારી પાસે આવ્યા હતા. મેં રજા આપી હતી નહીં.

સ—તે પછી આ બાબદનો છેડો આવ્યો ?

જ—તે પછી કાંઇબી બન્યું હતું નહીં. પણ બે આગલા પ્રસંગોએ એજ ગ્રહસ્થ માટે મારી રજા મગવામાં આવી હતી. હું મુંબઇમાં હતો અને કપડવંજ જવાનો હતો. અબદેઅલી કાદરભાઇ રજા લેવા આવ્યા હતા,

સ–ખાનબહાદુર પોતે રજા લેવા આવ્યા હતા ?

જ–નહીં, તેઓ નહીં આવ્યા હતા પણ કોઇ બીજું આવ્યું હતું.

સ–તે કપડવંજ ખાતેનાં લગ્ન સંબંધી હતું કે ?

જ—હા. સઘળા પ્રસંગોએ રજા આપવાની ના પાડવામાં આવી હતી.

સ–શેખ ફઇઝુલ્લાભાઇ કહે છે કે તેમને રજા મળી હતી અને

જો તેમ હોય તો તેનું ગુપ્ત જ્ઞાન કેટલું હેવું જોઇએ ?

જ—પણુ તેમને કાંઇબી રજા મળી નથી.

સ—નંબર ૧૬ ના પુરાવા સંબંધી દાઉદી વોહરા કોમના વડા ધર્મગુરૂઓની તવારીખનો ટુંકો હેવાલ તમારા હુકમ અને તમારી સંમતીથી લખાયો છે કે ? જ—હા.

સ—અગાઉની કાંઇ આવૃતી છે કે ?

આ પહેલીજ આવૃતી છે ?

જ—એહેવાલ પેહેલીજવાર પ્રગટ થયો હતો.

અત્રે સાક્ષીને પુરાવો બતાવવામાં આવ્યો હતો.

સ—શેખ કહે છે કે વેહેવારૂ રીતે બ્રાઉન બુય બીજીની ફરીથી છાપેલી ચોપડી છે, તો શું તે ખરી વાત છે ?

જ—તે ફરી છાપેલી ચોપડી નથી.

સ—તમે પુરાવો " એ, એલ." જોયો છે કે ? તે ૧૮૯૦ માં લખાયો હતો ? જ—મેં તે જોયો છે.

સ—તે બીજાના જેવીજ ચોપડી છે કે કાંઇ ફરક છે ?

જ—એઉ વચ્ચે કાંઈ ફરક છે.

સ—એ કેવા સંજોગો વચ્ચે પ્રગટ થઇ તે તમે કહેશો ? ૧૮૯૦ માં તમો ઘણા જવાન હશો ?

જ—તે કેવા સંજોગો વચ્ચે પ્રગટ થઇ હું જાણતો નથી.

સ—વારૂ ત્યારે પુરાવા નંબર "૧૬" સંબંધી તમે શેખને તે ચોપડી લખવાને હુકમ કર્યો કે ? અને તમે તેમને શું શું લખવું તેનો આપી હતી કે ? જ—નહી.

સ—કેમ મતલબસર તે લખવામાં આવી હતી ?

જ—દાઉદી વોહરાઓની તવારીખ ઇંગ્રેજીમા લખવાની હતી એટલે

આ ચોપડી પ્રગટ કરવામાં આવી હતી.

સ—અબદુલાભાઇ હકીમુદીને લખેલો પત્ર તમે રજુ કરો છો કે?

કોર્ટ–તમે હવે શા માટે ઇશારો કરો છો?

મી૦ બીનીંગ–હું એમ દેખાડવા માંગુ છું કે અબદુલાભાઇએ આ પત્ર લખ્યો છે જે તેઓ કહે છે તેની વીરૂદ્ધમાં છે.

કોર્ટ–તેઓ ૪૯ મા દાઇના ભાઇ થતા હતા કે?

સાક્ષી—તેઓ બુરહાનુદીન સાહેબના ભાઇ હતા.

મી૦ સ્ત્રેંગ-હું તે કાગળ જરા જોવું.

કોર્ટ–તે મારા પાસે નથી.

મી૦ બીનીંગ–હવે હું "અલવાસી નામની કેતાબપર આવું છું.

કોર્ટ–શું તે નવી શું તે નવી ચોપડી છે?

મી૦ બીનીંગ—તે અગાઉ રજુ કરવામાં આવી હતી પણ તેમાંથી હું નવા વાકય દેખાડવા માંગું છું. આ વાકયો ખાસ કરી ને મારાં કુલ સાથે સંબંધ રાખે છે અને તેઓ અનુકુળ છે. તમો નામદાર યાદ કરશો કે શેખ એમ બોલ્યા હતા કે હાલમાં દાઇ જેવું કાંઇ નથી.

કોર્ટ—આ કઇ ચોપડી છે?

મી૦ બીનીંગ—તમે સાંકળયું કેહેવા માંગો છો કે? કોર્ટ–હા.

મી૦ બીનીંગ—આપણી ચોપડીઓનાં લીસ્ટમાં તે છે એમ હું ધારતો નથી.

અત્રે મી૦ બીનીંગે તરજુમામાંથી વાંચ્યું હતું.

કોર્ટ—હું તરજુમો સમજી નથી શકતો.

મી૦ બીનીંગ–હું કબુલ કરૂં છું કે તે સમજવું ઘણું મુશકેલ છે. તમો નામદાર તેનો ઘટતો તરજુમો કરાવવાનો હુકમ આપશો?

હું તે પછી તે તરજુમો રજુ કરીશ અને તેટલા તમે સાક્ષીના જવાબો લઇ શકશો.

કોર્ટ—તમે ઘટતો તરજુમો કયારે રજુ કરશો ?

મી૦ બીનીંગ—હું તે આવતી સહવારે રજુ કરીશ.

કોર્ટ—આ તરજુમો હું સમજી શકતો નથી, અને એવા તરજુમા હું લેવા માંગતો નથી.

મી૦ બીનીંગ—તમે હવે " અલ વજીહીહા " નામના ચોપાન્યામાંથી આ વાકય રજુ કરો છો ? જ—હા.

અત્રે તે વાકય પુરાવા તર્કે દાખલ કરવામાં આવ્યું હતું.

સ—તે કોણે અને કયારે લખી હતી ?

જ—તે સઇવાદી લુકમાનજીએ લખી હતી. તેઓ જાણીતા લેખક અને ઘણા વીદવાન માણસ હતા. તે ૪૦ માં દાઇ સઇયેદના વજીહુદીનના હુકમથી લખવામાં આવી હતી.

સ—તેમાં એક ખાસ વાકય છે તે શું છે ?

જ—તેમાં એમ છે કે ઇમામની માફકજ દાઇ તદન અચુક છે.

સ—જબાની એમ છે કે દાઇને કોઇ વાર ખલનસુક તેઓ કહે છે. તે એમ કાંય ?

જ—તે દાઇ અને ઇમામના દરજા વચ્ચેનો ફરક દેખાડે છે. ઇમામ દાઇ કરતાં વધારે ચહડતા છે.

સ—પણ ત્યારે "ખલ" બોલ આવવાથી " અચુક " માં કાંઇ અસર થાય છે કે ? જ—નહીં

સ—જો ઇમામ પ્રગટ થાય તો તેઓજ ફક્ત અચુક કહેવાય અને દાઇઓ નહીં કહેવાય એમજ કે ની ?

જ—જો ઇમામ પ્રગટ થાય તો પછી ઇમામ અચુક કહેવાય અને નહીં કે દાઇ

સ—જો ઇમામ પ્રગટ નહીં થાય તો પછી દાઇ અચુક છે ની ?

જ—હા.

અત્રે શાક્ષીને બે ચોપડીઓ દેખાડવામાં આવે છે.

સ—પહેલાં હું તમોને પહેલી ચોપડી વાંચવા કહું છું. અને ત્યાર બાદ બીજી વાંચવી. હવે ધર્મમાં તમે મનાઇનો શું અર્થ કરો છો ?

જ—આ વાકયો દેખાડે છે કે એક કબર આગળ મસજીદ બાંધી નહીં શકાય.

સ—બીજી ચોપડીમાં તમે જવાબ જુવો. ચાંદાભાઇની કબર પહેલી કે મસજીદ પહેલી તે સવાલ પર એ કાંઇ અજવાળું નાખશે કે?

જ—એ જવાબમાંથી જે કાંઇ અનુમાન હું કરૂં તો એ કે મસજીદ પહેલાં હસ્તીમાં હતી.

તે બાદ ચોપડીમાંના વાકયો પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યા હતા.

કોર્ટ—તમે બને ચોપડીઓ દાખલ કરી છે ?

મી॰ ીનાંગ—ત્રણ ચેપડીઓ. આ બંને વાકયો " અલાજીની માંથી લીધા છે.

સ " કેબલા " એ શબ્દનો અર્થ શું છે ?

જ-મસજીદનો જે ભાગ પશ્ચીમ દીશાએ આવેલો છે તેને કેબલો કહે છે.

કોર્ટ—પશ્ચીમની સામે કે મસજીદનાં પશ્ચીમ ભાગની સામે ?

સાક્ષી-મસજીદના પશ્ચીમના ભાગની સામે.

કોર્ટ—કેબલા મસજીદના કીયા ભાગ પર આવી છે ?

શાક્ષી કેબલા મસજીદની પશ્ચીમે છે ?

કોર્ટ—તરજુમો ખરો નથી.

મી૦ બીનીંગ—"અલવાસી" ચોપડીમાંથી તમે વાકય જુવો.

જ—આ વાકયમાં બે ચીજ કહેવામાં આવે છે. એક એમ છે કે મસ્જીદની કેબલાની બાજુએ જોડો રાખી શકાય નહીં. જો એક મસજીદની નજદીક કબર મેલવામાં આવે તો તેથી મસ્જીદની નેમાજને અલવલ આવે છે.

સ—બાથ રૂમ. સંદાશ અથવા કબરની કેબલો બાંધી શકાય કે? મી૦ સ્ત્રેંગ—બાથ રૂમ કે સંડાશ છેજ નહીં. એ વાકય તદન કીંમત વગરનો છે.

મી૦ બીનીંગ મારૂ વેલ કહે છે કે આ કીંમતી વાકય છે કે મસજીદ ઘણું કરીને કબર અગાડી બંધાઈ હતી.

કોર્ટ-એ વાકય તમે મુલ્લાંજી સાહેબને નહીં દેખાડો ?

મી૦ બીનીંગ—આ ઉતારો છે.

કોર્ટ—મને ચોપડીમાંથી વાકય જોઇએ છે, અને સવાલ અને જવાબથી શરૂ થાય છે

શાક્ષી—કેબલો સંદાશ કે કબર આગળ બાંધી શકાય નહીં.

કોર્ટ—તમે તે ઉતારો વાંચો.

સાક્ષી—મસ્જીદના કેબલાને કબર, બાથ રૂમક સંદાશની આગળ રાખવાની મનાઈ છે.

કોર્ટ-તમે કહેવા માંગો છો કે સામે નહીં જોઇએ ?

શાક્ષી—હા.

સ-કોટની મસજીદમાં કેબલો છે કે ? જ-હા.

સ—તે શું કબર, બાથ યાં સંદાશની સામે છે ? જ-નહીં.

કોર્ટ—તમે પ્લાન સમજોછો કે ? સાક્ષી—હા.

કોર્ટ—આ જુની મસજીદનો પ્લાન છે. એમાં કેબલો ક્યાં છે? અત્રે સાક્ષી પ્લાનમાં કેબલો દેખાડે છે.

સ—એ મારગમાં જે બાથ ને સંદાશ છે તે બીજી બીલડીંગના છે કે મસજીદનાં છે.

જ—તેઓ મસજીદના છે.

કોર્ટ—પ્લાનમાં તે ખુણામાં આવેલા વર્ણવવામાં આવ્યા છે ?

મી૦ બીનીંગ—મને એમ જણાવવામાં આવે છે કે કોઇબી મસજીદ બાથ વગર બાંધવામાં આવે નહીં.

સ—બાથ અને ફાઉનટન એકજ છે કે ? જ-નહીં.

કોર્ટ—પણ અહીં કાંઇ બાથ દેખાડવામાં આવતો નથી.

મી૦ બીનીંગ-હાથમાં બાલ ક્યાં છે તે હું તમો નામદારને દેખાડીશ. છેક જમણા હાથ પર બાઇ છે હું સમજું છું કે મારા વીદવાન મીત્રે બદરી મહાલના સંડાશ અને બાથ વીશે ઇશરો કર્યોછે.

મી૦ સ્ટ્રેંગ—નવી બીલડીંગના બાથ અને સંડાશો.

અત્રે સાક્ષીને પેનસીલથી નીશાન કરેલી એક ચોપડી દેખાડવામાં આવે છે.

કોર્ટ—તમારી પાસે હજુર સુધી કેટલા ઉતારા છે ?

મી૦ બીનીંગ—મારૂં કુળ કહે છે કે આ ઘણા કીંમતી છે.

સ—તમે તે વાકય વાંચ્યો છે કે ? જ—હા.

સ—ખરી રીતે શેખે એમ કહ્યું હવે દાઇ નથી, અને તેમ બની શકે નહીં એમ દેખાડવા તમે એ વાકય રજુ કરો છોની.

કોર્ટ—તમે તે વાકય વાંચો તો ઠીક.
અત્રે મી૦ બીનીંગે તે વાંચ્યો હતો.

કોર્ટ—હું તરજુમો સમજી શકતો નથી.

મી० બીનીંગ—તમો નામદાર અને એક ચીજ કેહેવાની રજા આપશો. તરજુમો કરનારે તે બોલેબોલ કરયો છે. અરેબીકમાં બે વડા નકારો હોય છે અને ઇંગ્રજીમાં તેમ નથી અને તેજ મુશકેલીછે.

કોર્ટ—પણ આ તરજુમો હું સમજી નથી શકતો.

મી० બીનીંગ (શાક્ષીને)–વાકયની અરધે રસ્તે હેઠળથી તમે જુવો. ત્યાં લખયું છે કે " અમે પેદા કરતા નથી—"

શાક્ષી—કરતા જે કાંઇ કહેવા માંગે છે તે એજ છે. અમે જે કહીયે તે જો ખરૂં નહીં હોય તો પછી ખુદા જે કહે છે તે પણ ખરૂં નથી.

કોર્ટ—તમે એ લખાણ પાછું લઈ લો હું નોંધ કરીશ કે તરજુમો શુદ્ધ નથી અને તેટલા માટે તે અહીં બીન અનુકુલ છે. વળી હું કહીશ કે તે આ સબબને લીધે અગતની બીના છે કે શેખે એમ કહ્યું છે. કે હાલ દારૂ નથી અને દારૂ હમેશ હોવોજ જોઇયે એમ સામેવાલા કબુલ કરતા નથી. તમોને જો પસંદ હોય તો એ લખાણ ઓળખાઇ આવવા માટે તે પર નીશાન કરો.

અત્રે તે લખાણપર નીશાન કરવામાં આવી હતી.

મી० બીનીંગ—અમે તમો નામદારને કહયું કે અરેબીકનો તરજુમો કરવો મુશકેલ છે. તરજુમો જેમ કરવામાં આવ્યો છે તે જો તમે કબુલો તો ઠીક અત્રે સાક્ષીને બીજો વાકય દેખાડવામાં આવ્યો હતો અને મી० બીનીંગે તેનો તરજુમો વાંચ્યો હતો.

કોર્ટ—હું સમજી શકતો નથી.

મી० બીનીંગ—તે સમજવો ઘણો સેહેલ છે.

કોર્ટ—પણ હું સમજી શકતો નથી. અને હું અગાઉના માફ-

ફ્જ નોંધ કરૂં છું અને તમે એ વાકયપર ઓળખાઇ આવવા માટે નીશાન કરો.

અતરે તે મુજબની નીશાન કરવામાં આવી હતી.

મી૦ બીનીંગ—કદાચ મારે માટે સઉથી સરસ રીત એ છે કે એ ઉતારા ગુરૂવાર સુધી મુલતવી રાખવા.

કોર્ટ—પણ હું એવી ચીજ લેવા માંગતો નથી. તમારો તરજુમો તદન નહીં સમજ પડે એવો છે અને તેનો અર્થ સમજવો ઘણો મુશ્કેલ છે.

મી૦ બીનીંગ—હું મારા એ ઉતારા ગુરૂવારે રજુ કરીશ હંમેશાં સંપુર્ણ અંગ્રેજી તરજુમો કરવો બનવા જોગ નથી, અને એ લખાણો હું અહીંયાં નથી રજુ કરતો તે વીશે તમો મારા કુલને કહો એવી મારી ખાહેશ છે;

કોર્ટ મુલ્લાંજી સાહેબ, આ ઉતારામાંના કેટલાકોના તરજુમાં અતીશય ઘણા ખરાબ રીતે કરેલા છે અને તે નહી સમજ પડે એવા છે, અને તેટલા માટે ઘટતો તરજુમો નહી કરવામાં આવે તો હું તે કબુલ કરવાને ના પાડું છું, કારણ કે એ વખતની બરબાદી કહેવાય. ખુદ અરેબીક ભાશા ઘણીજ મુશકેલ હોય અને તેમાંથી ઘટતી રીતે તરજુમો નહીં થઇ શકતો હોય એ બનવા જોગ છે. લખનાર ખરેખર શું કહેવા માગે છે તે શોધી કહાડવું ઘણું મુશકેલ થઇ પડે છે.

મી૦ બીનીંગ—હવે લખાણના જે ભાગે મારા વીદવાન મીત્રે રજુ કર્યા હતા તેમાંના થોડાક હું મુલ્લાંજી સાહેબ આગળ રજુ કરીશ.

અત્રે સાક્ષીને ચોક્કસ ભાગ દેખાડવામાં આવ્યો હતો.

સ—આ ભાગ તમે અગાઉ વાંચ્યો હતો ?

જ—હા. મેં તે જોયો છે.

સ-એ ભાગ વીશે તમારે કાંઇ કહેવું છે ?

જ—પયગમબરના જમાઇ સઇયદના અલીએ પોતાની મીલકતના કરેલા વકફને લગતો એ છે.

સ—કેઇ જાતની મીલકત.

જ—જમીનનું વકફ.

સ—તે તેમની પોતાની યા ઇમામની મીલકત હતી ?

જ—તે તેમની પોતાની મીલકત હતી.

સ—દાઉદી વોહરાઓના વીચારો મુજબ વકફ એ બીજા મેહ-મેદનોમાં હોય છે તેજ વકફ કેની ?

સ—તેમાં ફરક છે અને તે આ છે. બીજી કોમના વકફનો વહીવટ તે માટે નેમવામાં આવેલા મુતવલીઓ યા ત્રસ્ટીઓ કરે છે જયારે દાઉદી વોહરાના વકફનો વહીવટ એકલા દાઇને હસ્તક છે અને દાઇ જે શખસોને નેમે તેઓ તેનો વહીવટ ચલાવે છે.

સ-લખાણના એ ભાગ વીષે તમે કાંઈ વધુ બોલવા માંગો છો?

જ-એ ભાગપરથી એમ જણાય છે કે અલીએ વકફને લગતી સતા એક પછી એક ઈમામને સોંપી દીધી હતી.

અત્રે શાક્ષીને ચોકકસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

કોર્ટ—તમે છેલ્લો વાકય જુવો તે એમ છે કે " કાંઇબી વેચી શકાય નહીં, એ તમોને કબુલ છે ?

જ-હું તે સાથે મળતો થાઉં છું.

કોર્ટ—દાઉદી વોહરા કોમના વકફનો તે એક ભાગ કહેવાય ?

શાક્ષી—હા. કોર્ટ—હવે આ વકફ મુજબ હાલમાં મુતવલી કોણ છે?

જ—ઇમામ અથવા દાઇ દસ્તાવેજમાં ઇમામનું નામ દીધેલું છે પણ તેમાં ઈમામ અથવા તેના દાઇઓનો અંકુશ એવો સમાવેશ કરેલો છે.

મી૦ બીનીંગ—શાક્ષી જ્યારે એમ કહે છે કે, હું તે વાકય સાથે મળતો થાઉં છું ત્યારે એમ કહીને તેઓ શું કહેવા માંગે છે તે વીષે તમો નામદાર તેમને પુછો.

અત્રે એ સવાલ મી૦ બીનીંગેજ પુછ્યો હતો.

શાક્ષી—વાકયમાં જે એમ કહેવામાં આવ્યું છે કે "વેચી શકાય નહીં, મારગેજ મુકી શકાય નહીં અને વારસામાં આપી દેવાય નહીં." તેની સાથે હું મળતો થાઉં છું.

સ—તમે એમ કહ્યું કે તમે તેની સાથે મળતા થાવો છો એટલે તેનો અર્થ શું ?

જ-હું જે કહેવા માંગું છું તે એ કે વેચવામાં નહીં આવે અથવા મારગેજ નહી મેલાય એ બરાબર છે પણ ઇમામને જો જ-રૂર જણાય તો તેઓ વેચી શકે અને તેને બદલે બીજી મીલકત ખરીદી શકે.

સ-હવે દાઇની બાબદમા તમે એમજ કહેવા માગે છો કેની કે દાઇ મીલકત છુટી કરી શકે નહીં અથવા મારગેજ મુકી શકે નહીં ?

જ—સઘળો વખત કાંઇ એક સરખો હોતો નથી જો ચોકક્સ વકફમા એવી ખાસ સરત નાખી હોય કે તે વેચી નહીંજ શકાય તો અલબતાં તે નહીંજ વેચાય.

સ—પણ વકફ જો દાઇને કરી આપેલુ હોય તો પછી શું કરશે?

જ-દાઇને ગમે તેમ કરે.

અત્રે શાક્ષીને ચોકકસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—હું તમોને એટલુંજ પુછવા માંગુ છું કે દાઇઓને માટે કરેલી ટીકા મુલ્લાંજી સાહેબને લાગુ પડે છે ?

જ—આ સવાલનો જવાબ હું આપું તે અગાઉ અસલ ચો-પડી જોવા માંગુ છું.

અત્રે શાક્ષીને 'અલવદીહા" નામની ચોપડી દેખાડવામાં આવી હતી.

શાક્ષી-ત્યાં કરેલી ટીકા દાઇ અને મોમન તેમજ કોઇબી દાઉદી વોહરાને લાગુ પડે છે.

કોર્ટ (મી૦ બીનીંગને)—તમારો સવાલ એ હતો કે તે દાઇને લાગુ પાડી શકે કે નહીં, અને હવે તેનો જવાબ શું મળ્યો ?

મી૦ બીનીંગ—તેઓ એમ કહે છે કે તે ટીકા મુલ્લાંજી સાહેબ અને કોઇબી દાઇદી વોહરાને લાગુ પડી શકે.

સ—આ ચોપડી ઇમામના વખતમાં લખાઈ હતી કે ?

જ—તે ઇમામના વખતમાં લખાઇ હતી અને ટીકા પણ તેજ

સ-તમે કહો છો કે ટીકા તમારા સુધાં દરેક દાઉદી વોહરાને લાગુ છે?

જ—અહીં ટીકા દાઇને લાગુ પડતા નથી, કારણ કે તે દીવસનાં દાઇઓ અને લોકો ઇમામનાં અનુયાયીઓ હતા જયારે ખરી રીતે જોતાં હમણા દાઇ ઇમામનાં પ્રતીનીધી છે અને તેથી તે ટીકકા દાઇને લાગુ પડતા નથી.

સ તે વેળાએ ઘણાં દાઇ હતા જયારે હાલમાં એકજ દાઇ છે કે?

જ-હા. સ—"મોસમે બહાર" એ શાની કેતાબ છે ?

જ—તે એક તવારીખ છે. કોમ વચ્ચે તે સ્વીકારાયલી કેતાબ છે, તે શેખ મહમદ અલીએ લખી છે. તે શુધ્ધ તવારીખ છે.

મી૦ બીનીંગ—તમો નામદારને યાદ હશે કે શેખે એકવાર એમ કહ્યું હતું કે આ સત્તાવાર કેતાબ છે. પણ પછીથી તેઓએ તે બાબનો ઇનકાર કર્યો હતો.

કોર્ટ-તે પુરાવો "એ, એમ, ૫" છે કે ?

મી૦ બીનીંગ-હા, પાને ૮૨ ઉપર શેખની જબાની.

શાક્ષી—મેં તે અગાડી વાંચી છે. તેમાં ફક્ત આમીલોને ફરમાન અ.પેલાં છે.

સ-તમે પેરેગ્રાફને છેડે જુઓ ત્યાં આમીલને મનાઇ કીધેલી છેજ શું છે? હું જાણવા માંગું છું કે મનાઇ કીધેલી ચીજ શું છે?

જ-તેનો અર્થ એ છે કે તેઓએ મીલકતનો નાશ કે બરબાદી કરવી નહીં.

મી૦ બીનીંગ-તમો નામદારની નોટીસમાં પાને ૧૦૯ પર લશકરનાં સરદાર વીશેનો વાકય છે.

સ—(સાક્ષીને) તમે આ વાકય જોયાં છે?

જ—હા. તેમના પ્રગટ થયલા ઈમામોના વખતમાં દાઇઓએ કરેલા ફેરફાર વીશે તે છે.

સ – તે વેળાએ પયગમ્બર જીવતા હતા કે? જ-નહી.

સ—હાલના દાઇ બાબે કાંઈભી ઇશારો નથી તેનું કેમ?

જ—પાંચમા ઈમામ જેઓ પ્રગટ થયલા ઇમામ હતા તેમનાં વીશે ઇશારો છે.

કોર્ટ—હું જાણવા માંગું છું કે આ જબાની કયાં સુધી ચાલશે? સાક્ષી બે દીવસ લેશે કે કેટલા? હું કાંઇક ખ્યાલ ધરાવવા માંગું છું. મી૦ બીનીંગ-હું ગુરૂવારે બપોર સુધીમાં પુરૂં કરીશ.

કોર્ટ-કદાચ કાઉનસલ વીચાર કરીને કહેશે કે આ સાક્ષીને.

કોર્ટ—તમારી પાસે બીજા કેટલા લખાણના ભાગ છે?

મી૦ બીનીંગ—તમો નવા કહેવા માગો છો કે?

કોર્ટ—હા, આ વાકયો તમે આમીલ આગળ રજુ નહીં કરી શકો?

મી૦ બીનીંગ—તે મીયાં સાહેબને બોલાવીને તેમની આગળ

રજુ કરવા કે નહી તે બાબે હું મારા કુલ સાથે મસલહત ચલાવીશ.

સ—"સહીફા" નામની ચોપડી ચાલુ પ્રગટ કરવામાં આવે છે કે? જ—હા.

સ—"સહીફા" તે પેહલાં પ્રગટ કરવાની તારીખ કઇ?

જ—તે પ્રથમ ૪૭ માં દાઇના વખતમાં પ્રગટ થઇ હતી. નવી આવૃતી તે વખતની દાઇની સત્તા હેઠળ પ્રગટ કરવામાં આવી હતી.

સ—હું તમોને સહીફા વીશે પુછવા માગું છું. એક નકલમાં ચાંદાભાઇને "શેઠ" કરી કહેવામાં આવ્યા છે. જ્યારે વધારે અગાઉની નકલમાં તેમને "સઇદી" કહેવામાં આવ્યા છે. જ—હા.

મી૦ બીનીંગ—હું તેમને હવે બીજી ચોપડી દેખાડું છું. જેમાં ચાંદાભાઇનું નામ દેખાતું જ નથી.

સ—તમે કહી શકશો કે આ ચોપડી કયારે પ્રગટ થઇ હતી?

જ—હીજરી ૧૩૦૦ મા (૧૯૯૨)

સ—ટીપમાં ચાંદાભાઇનું નામ દેવામાં આવ્યું છે કે નહીં તે મને કહેશો?

જ—તેમનું નામ અહીં દેખાતું નથી.

મી૦ બીનીંગ—હું તે નકલ રજુ કરૂં છું

સ—તમે ટીપમાં કેમ વર્ણન કરો છો?

જ—ઉરસની ટીપ.

કોર્ટ—હું ધારૂં છું કે, ઉરસનું લીસ્ટ આપણે લઇયે તો ઠીક. હું ધારૂં છું કે ટાઇટલ પેજપર કાંઇબી નથી.

સ—તમોને તારીખ કયાં મળે છે?

જ—તારીખ ચોડીને છેડે છે.

મી૦ બીનીંગ—કદાચ આપણે લીસ્ટ રજુ કરીશું.

સ—આ તારીખ અગાઉ તમે સહીશ જોઇ છે કે જેની અંદર ચાંદાભાઇનું નામ હોય ?

જ—નહી. મેં અગાઉની સહીશા જોઇ છે, પણ મને કોઇમાંબી ચાંદાભાઇનું નામ માલમ પડતું નથી. મેં પહેલાંની બે યા ચાર નકલ જોઈ છે.

અત્રે કેટલાક પુરાવા રજુ કરવામાં આવ્યા હતા.

કોર્ટ—પુરાવા " એ, એલ " ની તારીખ શું છે ?

મી૦ બીનીંગ—તે ૧૩ વરસની વાતપર છે તેઓએ બે આવૃતી રજુ કરી હતી. એક ૧૩ વરસની વાતપરની અને બીજી ૧૮૯૬ ની અમે વધારે અગાઉથી નકલ રજુ કરી હતી જેમાં તેમને શેઠ તરીકે વર્ણવવામાં આવ્યા છે.

મી૦ સ્ટ્રેંગ—" એ, એલ " ૧૮૯૬ માં છે.

મી૦ બીનીંગ—અમારો પુરાવો નંબર "૧" ૧૯૦૭ નો છે.

સ—તમે આનો સબબ શું રજુ કરો છો ? એક કેસમાં ચાંદાદાભાઇને " શેઠ " કહેવામાં આવે છે પણ ૧૮૯૬ ની આવૃતીમાં કહેવામાં આવે છે.

બીનીંગ—હું અસલ ચોપડી જોવા માંગું છું.

અત્રે સાક્ષીને ૧૮૯૬ અને ૧૯૦૭ ની આવૃતીઓ દેખાડવામાં આવી હતી.

સાક્ષી હું ધારૂં છું કે લખનારે માનને ખાતર તેમને "સઇદી" કહ્યા હશે.

સ—" સઈદી " બોલનો કાંઈ ખાસ અર્થ થાય છે કે ?

જ—તે ફકત માનનો શબ્દ છે. " સઇદી " નો અર્થ કોઇબી

સંજોગે વચ્ચે પીર તો નહીં જ થાય.

અત્રે શાક્ષીને પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—તમે એમા " ખુદા બેહેસ્તમાં તેની પદવી ઉંચે ચ્હડાવે" એવા શબ્દો તમો જુવો છો ? જ—હા.

સ—શેખે કહ્યું કે આ શબ્દો " વલી " ની બાબદમાં વાપરી શકાય તે શું ખરૂં છે ?

જ—તે ખરૂં નથી.

સ—ત્યારે "વલી" ની બાબદમાં શું શબ્દો વાપરવામાં આવેછે?

જ—એમ વાપરી શકાય કે " ખુદા તેની પદવી સઉથી ઉંચા બેહેસ્તમાં ચ્હડાવ. "

સ—એ શબ્દો સર આદમજી પીરભાઇને લાગુ પડી શકે ?

જ—હા.

સ—એ શબ્દોની હદ તમે કયાં સુધી ઠરાવો છો ?

જ—તે કોઇબી દાઉદી વોહરાના સંબંધમાં વાપરી શકાય.

અત્રે શાક્ષીને ચોક્કસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ—પાને ૮૫ ઉપર નામદાર જડજની નોંધમાં તમે આ વાકય જોયો ? જ—હા.

સ—એમાં કોણુની કબરો સમાઇ જાય છે

જ—તેઓ કોના, પયગમ્બરોની, અને સગુણીની.

સ-તમે નેક માણુસ કોણુને કહો છો

જ-કોઇબી ભલો માણુસ.

અત્રે શાક્ષીને વધુ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—તમે કહી શકશો કે, આ તે વખતના દાઈનું કહેવું છે

જ—આ ઈમામનાં વખતનો ઉતારો છે ?

શાક્ષી—એ ઉતારો તે વખતનાં દાઈ સમે શેખ હજુ મીયાએ ઉઠાવેલા વાંધાને લગતો છે,

કોર્ટ—એ વાંધો ઇમામનાં વખતમાં લેવામાં આવ્યો હતો કે ?

શાક્ષી—વાંધો ઇમામનાં વખતમાં લેવામાં આવ્યો હતો નહીં. આ શબ્દો શેખ હજુ મીયાના છે.

સ હું સમજું છું કે આ ઉતારામાં સવાલ છે અને તેની પાછળ જવાબ આવે છે

જ—પહેલા તો સવાલ વાંધાનો છે અને તે બાદ વાંધાનો જવાબ છે જવાબ એ છે કે તમે જે કાંઈ વાંધો લો છો તે પ્રગટ થયલા ઇમામની છે અને નહીં કે ગ.એબ ઇમામ.

કોર્ટ—તમે એ પુરાવા તરીકે દાખલ કરવા માંગો છો ?

મી૦ બીનીંગ—અમે તેનો તરજુમો દાખલલ કરીશું.

સ—હું સમજું છું કે, સવાલ એ હજુ મીયાંતકરાર હતી અને જવાબ જે છે તે દાઇની આજ્ઞાથી મીયાં સાહેબ મુલ્લાંજીએ આપેલો જવાબ છે. એમજ કેની ?

જ—હા. એમજ છે.

સ—હજુમીયાં કોણ હતા ?

જ—સઇયદના મઇયાંદ સઇયદના પીર ખાનના અમલ દરમ્યાન દાઇની ગાદીવાલા ઉભા થયલા દાવાદરનો જે પંથ સ્થાપવામાં આવ્યો હતો તે હજુમીયાંનો પંથ હતો.

અત્રે શાક્ષીને એક લખાણ દેખાડવામાં આવ્યું હતું.

સ—આ લખાણનો અર્થ શું થાય છે તે સખાવતમાં આપવું જોઇએ અથવા સખાવતમાં એ અપી શકાય ?

જ—તેનો અર્થ " સખાવતમાં આપી શકાય એવો થાય છે.

સ–ઇંગ્રેજી બોલ " ચેરીટી " માટે શું શબ્દ છે ?

જ—તે અરેબીક બોલ છે અને તે " સાદક " માંથીજ નીકળ્યો છો

કોર્ટ–કાઉનસલ એમ જણાવવા માંગે છે કે જે શબ્દનો તરજુમો " ચેરીટી " કરીને કરવામાં આવ્યો છે તે અરેબીકમાં શું શબ્દ છે ?

સાક્ષી—એ શબ્દ " સુંત સદકો " છે. " સાદક " બોલમાંથી જ નીકળેલો છે.

સાક્ષીને તે બાદ એક કિતાબ દેખાડવામાં આવી હતી. તે " તાવીલ અલદાયન " હતી.

સાક્ષી—એ ચોપડી હું જાણું છું.

સ–આ ચોપડી ગુપ્ત જ્ઞાન સંબંધી છે કે ?

જ—હા. એ ગુપ્ત જ્ઞાન બાબે છે. જ્ઞાનની બીજી શાખા તાવીલ છે.

સ—આ લખાણનો અર્થ શું !

જ-જ્યારે ઇમામ પ્રગટે થાય તે વખત દરમ્યાન દાઇએ ને કાંઇ ખાસ સલાહકાર મતલબસર તે જ્ઞાન બાહેર પાડવાની મનાઇ કરવામાં આવે છે તેને લાગતું આ લખાણ છે.

સ–એમાં " ઇકલીપસ " ( ગ્રહણ ) બાબે ઇસારો કરવામાં આવ્યો છે તે શું છે ? અને અસર કોણ છે ?

જ–ઇમામ જ્યારે મુશકેલીમાં હોય તેવીશનો એ ઈસારો છે.

સ–તે વખત કયો ?

જ-જ્યારે ઇમામ પ્રગટ થાય ત્યારે.

સ–પ્રગટ થયલા ઇમામ કોઇવાર મુશકેલીમાં આવી પડવા છે કે ?

જ-હા. ૧૧ માં ઇમામ, ઇમામ મેહેદી રાજ્યની અને દાવતમાં

શાગીરદોની સ્થીતી બેચેન બને ત્યારે.

સ—તમે શું એમ કહેવા માંગો છો કે કાંઇ જુલમ ગુજારે છે ?

જ—હા, દાખલા તરીકે જ્યારે લોકોપર જબરી ગુજારવામાં આવતી હોય ત્યારે.

સ—તમે કહો છો કે "ગ્રહણ" શબ્દ છે તે ઇમામ મુશકેલીમાં આવ્યા હોય તેના વીશે ઇસારો કરે છે ?

જ—હા. તે લખાણનો અર્થ એવો થાય છે કે જ્યારે ઇમામ પ્રગટ થાય છે ત્યારે દાઇઓને તે જ્ઞાન ખુલ્લું કરવા મનાઇ છે.

સ—અસલની બંદગી શું છે ?

જ—જે બંદગી બપોર પછી પઢવામાં આવે છે, તે દરરોજની બંદગી છે.

સ—ઇમામ પ્રગટ થાય ત્યારે દાઇએ જ્ઞાન ખુલ્લુ કરી શકતા નથી એમ તમે કહો છો, તો તે જાહેર કે ગુપ્ત જ્ઞાન ?

જ—તે કાંઇ ખાસ જણાવવામાં આવતુ નથી. પણ તે ગુપ્ત જ્ઞાનમાં કાયદા કાનોને અનુસરીનો હશે.

સ—શેખ જણાવે છે કે આ લખાણનો અર્થ એવો થાય છે કે દાવત કોઇ દીવસે નાબુદ થશે તે શું ખરૂ છે ?

જ—નહીં તે તદન ખોટું છે.

અતરે મી૦ બીનીંગે શેખની જુબાનીમાંથી ચોક્કસ ભાગ વાંચ્યો હતો.

કોર્ટ—હું એમ ધારૂં છું કે સાક્ષીએ એમ કહ્યું હતું કે "નાબુદ થશે એવી અગાહી કરવામાં આવી છે."

સ—શું એવી કાંઇ આગાહી જેવું છે કે એનો એક વખત આવી લાગશે કે જ્યારે કોઇપણ દાઇ રહેશે નહી ?

જ—નહીં, એ કાંઇ આગાહી છેજ નહી ?

સ એ લખાણમાં છેલ્લા શબ્દો જુવો તેનો તરજુમો નીચે મુજબ છે: " જો છેવટ નાબુદ થાય અને દીન બંધ પડે." તેનું કેમ ?

જ—લખાણને છેડે એ શબ્દ છે. એ " મારફુહા " છે અને તેનો તરજુમો ખોટી રીતે " નાબુદ " નો કરયો છે. પણ તેનો અર થાય છે કે દાવતની સભા બંધ પડશે.

કોર્ટ—ચહડાવવું એટલે " બંધ કરવું " નથી થતું.

સ—તેનો અર્થ શું તેવો થાય છે કે ?

જ—બોલે બોલ તરજુમો " ચહડાવવું " થાય છે.

જ—થોડોક વખત કામચલાઉ દાવતનું જ્ઞાન ચડાવવામાં આવશે કે જેથી કોઇના હાથમાં આવી પોંકશે નહીં.

સ—એ ૧૧ મા ઇમામની બાબદ બન્યું હતું. કોઇ બીજા ઇમામ મુશ્કેલીમાં આવ્યા હતા કે ?

જ—હાં. ૧૮ મા અને ૧૯ મા ઇમામ

સ-તેમના વખતમાં મુશકેલી શું હતી

જ—મેં જણાવી તેવીજ મુશકેલી હતી

સ-આ ઇમામો નાબુદ થઇ ગયા છે

જ-તેઓ નાબુદ નથી થયા. ૧૧ માસ ઇમામ પણ નાબુદ નથી થયા.

સ—તમે જ્યારે એમ કહો છો કે ૧૨ મા, ૧૯ મા અને ૧૮ ઇમામના વખતમાં દાવત બંધ પડી હતી ત્યારે તેમ કહી તમે તેનો શું અર્થ કરવા માંગો છો ?

જ—એટલે કે તે વખતે દાઇઓએ ગુપ્ત જ્ઞાન જાહેર કર્યું હતું નહીં.

કોર્ટ—તમે કહ્યું કે રાજ્યને કાંઈ થયું પણ તે કીયું રાજ્ય ? તે દુન્યવી સરકાર કે દાવત ?

સાક્ષી—બંનેના બાબમાં મુશકેલી હતી કોઈવાર તેમ બને છે. ખલીફાના વખતમાં તેમ બન્યું હતું. તે વખતે દુન્યવી બાબદ બેચેન હાલતમાં હતી. વળી કોઇવારે દાવતની બાબદોમાં પણ બેચેની ઉભી થતી હતી.

સીજ બીનીંગ-તમે કહ્યું કે કોમ કાંઇ બહારના સબબથી બેચેન હતી. તે સબબ શું હતો ?

કોર્ટ—હું જાણવા માંગું છું કે તેઓ રાજ્ય કરીને કહે છે એટલે શું હીંદુસ્તાનની સરકાર જેવું રાજ્ય કહેવા માંગો છો ? રાજ્ય એટલે તેઓ શું કહેવા મગે છે ?

મી બીનીંગ—તે વખતના લોકોની હાલત નાસતીકોને લીધે ઘણી બીતરી પડી ગઇ હતી.

સાક્ષી જેમકે આપણી સરકારને પ્રદેશના સરકાર સાથે લડાઇમાં ઉતરવાથી આપણે મુશકેલીમાં આવ્યા હતા અને આપણામાં આપણાં સઘળાં કામકાજ બંધ કરવાની ફરજ પડી હતી.

અત્રે સાક્ષીને એક ચોપડી દેખાડવામાં આવી હતી.

સ—પાને ૨૬૩ ઉપર શું છે ?

જ—એમાં ઇમામના વખતના દાઇઓ ધર્મમાં કરેલા કાંઇ ફેરફારના સંબંધમાં ફર્યાદ કરવામાં આવી છે. તેની પાછળ લાઇન આવે છે તેપરથી મારૂં બોલવાનું ખુલ્લું થાય છે.

કોર્ટ—બીજી લાઇન શું છે ?

સાક્ષી-ઇમામોએ એવા દાઇઓ બાદ ફર્યાદ કરી છે.

સ—એવો વખત આવશે કે જે દરમ્યાન ઇમામ કે દાઇ નહીં

રહેશે તેવા વખત બાબે ઇસારો છે એ શું ખરૂં છે ?

જ—તે ખરૂં નથી.

સ—એ પોસ્ટલ્ન કોણ છે ?

જ—અમારા પયગમબર મહમદ.

સ—તમારી આગળ જે વાકય રજુ થયો છે તે શું પયગમબર મહમદે કહેલી વાતનો ઉતારો છે ? જ—હા.

કોર્ટ—તેઓએ શું આગાહી કરી હતી કે ? શાક્ષી—હા.

સ-તે લખાણનો બોલેબોલ અર્થ કરે છે તમારા કહેવા મુજબ પયગમ્બર મહમદે આવીજ આગાહી કરી હતી કે ની કે એવો વખત આવશે કે ઇસ્લામમાંથી અથવા તો ધર્મમાંથી કાંઇબી ચીજ રહેવા પામશે નહીં.

જ—તેનો અર્થ એમ થાય છે કે ઇસ્લામીઓ ઇસ્લામી મહજબ ચીવતાઇથી પામશે નહીં. તેમા કાંઇ ચોકકસ વખત બાઇસારો કરવામાં આવ્યો નથી.

કોર્ટ—મારી મુશકેલીએ લખાણ સમજવાની છે, કારણ કે મને એમ લાગે છે કે પયગમ્બર મહમદ એમ બોલ્યા હતા કે એવો વખત આવશે કે ધર્મની કે બીજી કોઇ જ રહેશે નહીં. હું તે બરાબર સમજી નથી શકતો.

શાક્ષી—હું તે લખાણનો તરજુમો કરી કહીશ. ટુંકમાં એવો વખત આવશે કે જ્યારે ઇસલામમાં, ઇસલામનાં નામ સીવા કાંઇબી રહેશે નહી અને ધર્મની ખાલી શાની સીવાય બીજુ કાંઈ રહેશે નહીં.

કોર્ટ—ઇસ્લામનો ખરેખરો અર્થ શું થાય છે ?

શાક્ષી—ઇસ્લામનો ખરેખરો અર્થ દીલોજાની ભરી તાબેદારીનો થાય છે.

કોર્ટ—તમે એમ કહેવા માંગો છો કે ખુ તરફની તાબેદારી ?

શાક્ષી—હા.

અત્રે શાક્ષીને "તામીલે શરીઅત" નાની કેતાબ દેખાડવામાં આવી હતી.

સ—એમાં એક જગ્યાએ એવો ઇશારો કરવામાં આવ્યો છે કે એક વખત એવો આવશે કે દાઈ નહીં રહેશે એ શું ખરૂં છું.

જ—નહીં, એ ખરૂં નથી.

સ—ત્યારે ખરો અર્થ શું છે ?

શાક્ષી—તમે કીયા ભાગ બાબે ઈસારો કરો છો ?

મી૦ બીનીંગ—હું "એ, એસ, ક" બાદ ઇસારો કરૂં છું. તમો નામદાર પાસે તરજુમો છે. "તોફેતો કુલ" નો તરજુમો ચાર વરસની વાત પર કરવામાં આવ્યો હતો અને તેમાં મુલ્લાંજી સાહેબને ખુદાના દામ તરીકે ગણવામાં આવ્યા છે.

સ-તમે તે લખાણ વાંચ્યું છે ? દાઈ નહીં થશે તે વખત વીશે કે તદન જુદા જોગો માટે ઇસારો કરવામાં આવ્યો છે ?

જ—તે તદન જુદા સંજોગો વીશે ઇસરો કરે છે.

સ—જુદા સંજોગો શું ?

જ—એક દાઉદી વોહરો એવી જગ્યા હોય કે જ્યાંથી તે દાઈઓ પાસેથી જ્ઞાન મેળવી નહીં શકે તો તેવા સંજોગો વચ્ચે તેણે તે ગામડામાં રેહેતા મોમીન મારા પોતાના શકોનું નીવારણ કરવું. પણ મોમીન નહીં હોય તો પાડે શમાં કોઇ મોમીનની શોધમાં જવું.

સ—તમે વળી તેજ ચોપડીની એક નકલ લેવો અને તેવા શરૂઆતમાં અહીંના જો શબ્દો નથી ની ?

જ—એમાં "મુઆલીમ" બોલ છે. જે અર્થ શીક્ષક થાવ

છે. જ્યારે બીજી ન માં " ઇલ્મ " બોલ છે. જેનો અર્થ જ્ઞાન થાય છે.

મી૦ બીનીંગ-તમો નામદાર જોશો " મોઆલીમ " બોલ મારજીનમાં બોટો મારી ચોપડીનાં પહેલાં વાક્ય હું ઘટતો શબ્દ દેખાડવાને રજુ કરીશ.

અત્રે શાક્ષીને ચોક્કસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ-શેખ એન બોલ્યા કે હકીમ થોડી વખતને માટે દુન્યવી અમલ કરનાર હવે જ્યારે હાલના અમલ કરનાર હીંદી સર અને મુંબાઈ સરકાર છે. અને મુલ્લાંજી સાહેબ નથી. એ શું ખરૂં છે?

જ—એ ખરૂં નથી.

સ—તેટલા વખતના હકીમ કોણ કહેવાય.

જ—તે વખતનાં ઇમામ અથવા દાઇ

સ—તમો " કઇમુમ " શબ્દ જુવો છો. તેનો ખરો અર્થ શું? શેખે જણાવ્યું કે તેનો અર્થ મેનેજર કે ત્રસ્ટી થાય છે. તે ખરૂં છે?

જ—મેનેજર એ ખરો અર્થ છે, પણ ટ્રસ્ટી નહીં.

સ—કોણનાં વખતમાં આ લખાણ કરવામાં આવ્યું હતું ?

જ—તે ૧૫ મા ઇમામના વખતમાં લખવામાં આવી હતી.

કોર્ટ—તમે કહો છો કે મેનેજર એ ખરે જ્યારે ત્રસ્ટી નથી, તો ત્રસ્ટી માટે શબ્દ છે ?

દુભાસ્યો—તેજ શબ્દ.

કોર્ટ—" ત્રસ્ટી "એ બોલથી તમે શું સમજો છો ?

શાક્ષી—તેને મલતો શબ્દ "અમીન" છે, જેનો અર્થ ત્રસ્ટીછે.

સ—તમે આ લખાણ જુવો છો, તે કીયા વખત વીશે ઇસારો કરે છે ?

જ—ઇમામ જ્યારે પ્રગટ થયા તે વખત વીશે ઈસારો કરે છે.

સ—તે પ્રકરણ મોઝીસની તવારીખને લગતું છે ? જ. હા.

સ—એમાં કીયા વખત વીશે ઇસારો છે ?

જ—મેઝીસનાં વખત વીશે.

અતે શાક્ષીને ચોક્કસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ—આ શાક્ષી તઇયબ ભાઇએ રજુ કરેલો પત્ર છે. અને તેની પ્રેસ કોપી તમે જોઇ છે કે ?

જ—મેં તે પત્ર જોયો નથી.

સ—તમે તમારા કાકા સઇયદના બદરૂદીન તરફથી એવા પત્ર વીશે સાંભળ્યું છે ? જ—નહીં.

સ—તમે એ પત્ર માટે શોધ કરી છે ?

જ—શોધ કરવામાં આવી હતી પણ કાંઇ વળ્યું હતું નહીં.

સ—તઇયબભાઇ ઇસાભાઇ તરફનો તા૦ ૭ મી ડીસેમબર ૧૯૧૭ નાં દીનનો પત્ર તમે રજુ કરો છો કે ? જ—હા.

કોર્ટ—મુકદમો લાવવામાં આવ્યો તે પછી કે ની ?

મી૦ બીનીંગ—તેઓએ કાંઇબી કાગલ લખવાનો ઇનકાર કર્યો હતો.

મી૦ સ્ટ્રેંગ—તે પત્ર પુરાવા તરીકે દાખલ કરવામાં આવે તે સામે મને વાંધો નથી, પણ તે શું મતલબ સર દાખલ કરવામાં આવે છે ?

મી૦ બીનીંગ—સવાલ દાઈ-ઉલ-મુતલકનો છે. અને તેનો ઇનકાર આ એક સાક્ષી છે, અને આ પત્ર એવું દેખાડવા માટે છે !

શાક્ષી—એ—"દાઈ-ઉલ-મુતલક" ને પત્ર લખ્યો હતો.

કોર્ટ—મી૦ બીનીંગ, તમે શું કહેવા માંગો છો ?

મી૦ બીનીંગ—હું ફક્ત તેમને માફી વીશે પુછવા માંગુ છું.

મી૦ બીનીંગ (શાક્ષીને)—તમે આ દસતાવજ દીઠો છે ?

જ—હા.

કોર્ટ—તમે શું એમ કેહેવા માંગો છો કે સભામાં તે પર સહી થઈ હતી ?

મી૦ બીનીંગ-હા.

સ-આ શું ખરી વાત છે કે શાક્ષી ઇસમાઇલભાઇએ આ દસ્તાવેજમાં ફેરફાર કર્યા હતા ?

જ—એક જગયાએ તેમની સુચનાથી કેમ શબ્દો ઉમેરવામાં આવ્યા હતા. બસ એટલું જ.

તે શબ્દો આ છે.

“ જો એવી ચીજ મારી તરફથી થઈ હોય તો ”. તે દસ્તાવેજની વચ્ચે છે એનો આગળ ખડડો હતો નહીં.

સ-શાક્ષીએ તે પર સહી કયાં કયાં કરી હતી ?

જ-તેઓએ બદરી મહાલમાં મારા ઓરડામાં સહી કરી હતી. તે વેળાએ આશરે ૩૦૦ જણ હાજર હતા.

સ – તમારા ઓરડામાં કેટલાં લોક હતા ?

જ—આશરે ૭૦ તે બીજા મજલા પર મોટો ઓરડો છે.

સ—તમે સહી કરવા માટે તેમના પર કાંઇ દબાણ કર્યું હતું કે ? જ-નહીં.

સ-તમે જયાં સુધી જાણો છો ત્યાં સુધી બીજા કોઇએ કાંઇ દબાણ મેલયું હતું કે ? જ—નહીં.

સ—ઇસાભાઇ તમારા સાળા થાય છે તે બાદ કરતાં તમારી કોમમાં અગતના પુરૂષ છે કે ?

જ-નહીં. તેઓ કાંઈ અમારી કોમમાં અગતના માણસ નથી.

સ-શાક્ષીએ જણાવ્યું કે દસ્તાવેજ પર એ નીશાન દેખાતી હતી. તે એ નીશાન શું છે ?

જ—તે શાહીના દાગા છે.

સ-દાબી બાજુએ અ લ લખાણ કોર્ટે કર્યું છે ?

જ-તે ઇસાભાઇએ લખ્યું હતું.

સ—તમે કદી શાક્ષીનો છાકરો થવા માટે રૂ. ૫ નો દંડ કર્યો હતો કે ?

કોર્ટ-તમોને કાંઇ એ બાબે વાંધો છે એડવોકેટ જનરલ ?

મી૦ સ્ત્રેંગ-મને કાંઇ વાંધો નથી.

મી૦ બીનીંગ—આ સવાલ મેં શાક્ષીને પુછ્યો હતો પણ તેનો ઇનકાર કર્યો હતો અને તેથીજ હું તે મુન્શીજી સાહેબને પુછું છું.

કોર્ટ—ડાકિનસલને હજુર આ શાક્ષીને તપાસતાં કેટલો વાર લાગશે ?

મી૦ બીનીંગ-હવે ૧॥ થી વધારે કલાક લઇશ નહીં.

કોર્ટ-એડવોકેટ જનરલને ફ્રિલટપાલટ તપાસ કરતાં કેટલો વાર લાગશે ?

મી૦ સ્ત્રેંગ-મારે કુરાનમાંના જુદા જુદા લખાણો બાબે ઇસારો કરવો પડશે. અને હું કેટલો વખત લઇશ તે બાબે હું સદંતર ચોકસ તો કહી શકું જ નહીં.

## તા૦ ૧૪ મી અકટોબર

મી૦ બીનીંગ—મારૂં કુલ બધાજ ઉતારાઓ દાખલ કરવા માંગતા નથી.

મી૦ સ્ત્રેંગ—મારે ચીઠી દાખલ કરવાની છે. મેં ફોટોગ્રાફ મારા વીદવાન મીત્રને આપ્યો છે.

કોર્ટ—એ શું તમે પુરાવા તરીકે દાખલ કરવા માંગો છો ?

મી૦ સ્ટ્રેંગ-હું ધારૂં છું કે હું તે આ દાખલ કરૂં તો બેહેતર. અને ચોઠી પુરાવા તરીકે દાખલ કરવામાં આવી હતી.

મી૦ સ્ટ્રેંગ—હવે મને ચોપડાઓ તપાસવા જોઇયે છે.

મી૦ બીનીંગ—દાવતનાં ચોપડાની તપાસ.

મી૦ સ્ટ્રેંગ-બદરીમહાલનો ચોપડો અને સુરતના ચોપડાનાં એ સટ હું તપાસવા માંગું છું.

મી૦ બીનીંગ-હું મારા વીદવાન મીત્રને તેમની તપાસ આપીશ.

મી૦ સ્ટ્રેંગ—પણ હું શાક્ષીની ઉલટપાલટ તપાસ કરૂં તે અગાડી મને તપાસ જોઇયે છે.

બીનીંગ—અમે આવતી કાલે તપાસવા દઇશું.

મી૦ સ્ટ્રેંગ-ગલ્લાના ફંડ બાબે સવાલો કરવામાં આવ્યા છે અને ચોપડા તપાસવા માગુ છું.

મી૦ બીનીંગ-એનત્રી કાંઇબી નથી. હું મારા વીદ્વાન મીત્રને આવતી કાલે સહવારે ચોપડા તપાસવાને આપીશ, અને તેઓ અહીં તે સહવારે ૨૦-૩૦ વાગતે માંગે છે કેમ તે હું જાણતો નથી.

મી૦ સ્ટ્રેંગ-નારીયેલવાડીનાં કબ્રસ્થાન લેશે મી૦ બીનીંગે બે પત્રો રજુ કર્યા હતાં. તેની આગમચનો પત્ર વહેવાર જોઇએ છે. એમ નથી કહેતો કે તે આજેજ રજુ કરવાં. પણ જો આગમચનો કાંઇબી પત્ર વહેવાર હોય તો તે રજુ કરવો.

મી૦ બીનીંગ—અમારી પાસે પત્ર વહેવાર નથી, પણ તેઓ પાસે નકલો હોય તો તે રજુ કરવી.

મી૦ સ્ટ્રેંગ—દેખઇતી રીતે સર આદમજી પીરભાઇનાં માણુસોએ શોધ કરી હતી, પણ તેમને કાંઇબી મળતું નથી. તેથીજ હું મારા

મીત્રને કહું છું કે તેઓ પાસે કાંઈ આગલો પત્ર વહેવાર હોય તો તે રજુ કરવો.

કોર્ટ—પણ કાઉનસલમાંના કોઇબી પાસે તે નથી એમ તેઓ કબુલ કરે છે.

મી૦ સ્ત્રેંગ—કબરની તપાસના સંબંધમાં મારે કહેવું જોઇએ કે તે કબરની તપાસ એક દાઉદી વોહરા કરે તે બાબે મુસ્કેલી ઉભી થઈ છે. પણ હું જાણવા માંગું છું કે કોઇ સુની ચાંદાભાઇની કબરની તપાસ લીએ તે સામે તમોને કાંઇ વાંધો છે કે?

મી૦ બીનીંગ—કદાચ શાક્ષીને એ વીશે પુછી શકાય.

કોર્ટ (શાક્ષીને)—પક્ષકારો થોડાક વખતની વાત પર એકમત થયા છે કે ચાંદાભાઇની કબરની તપાસ ન્યાત બાહર નહીં મેલાયલા એવા કોઇ દાઉદી વોહરાએ કરવી, પણ હવે એડવોકેટ જનરલ એમ કહે છે કે એ તપાસ માટે એવો કોઇબી દાઉદી વોહરો મળવો મુશ્કેલ છે, અને તેઓ એમ કહે છે જો તમોને વાંધો નહીં હોય તો કોઇ સુની મોહમેદન તેની તપાસ લીએ.

મી૦ બીનીંગ—શેખ ફઈઝુલાભાઇ તેની તપાસ લીયે તો અમોને વાંધો નથી. તેઓ દાઉદી વોહરા છે અને જો કે તેઓ અમારી સાઇડમાં નથી તોબી અપાને વાંધો નથી. હું નહીં ધારતો કે, નામદાર મુલ્લાંજી સાહેબને તે બાબે વાંધો હોય. તેઓએ તો કબર વીશે જબાની આપી હતી.

મી૦ સ્ત્રેંગ—પણ હું નહીં ધારતો કે તેઓ જાય મુશકેલી એજ છે.

મી૦ બીનીંગ-શેખને રક્ષણ મળવાની અમે જામીનગીરી આપીશું.

મી૦ સ્ત્રેંગ-ધારો કે આપણે તેમને જવા દેવાને સમજાવી શકયે

તો પછી તેમને મદદ કરવાને કોઇ વધારે જવાન માણસ જોઇયે.

મી૦ બીનીંગ—શીરાજુદીન કે પાદરીઆ માટે અમોને વાંધો નથી.

મી૦ સ્ટ્રેંગ—પાદરીઆને એ બાબેની કાંઇ બી સમજ નથી, પણ શીરાજુદદીનબી સમજે છે કે કેમ તે હું જાણતો નથી. સમજી શકે એવો કોઇ બીજો માણસ જોઇયે.

મી૦ બીનીંગ—તમારી તરફના કોઇબી શાક્ષી જાય તે સામે અમોને વાંધો નથી. તમે જોઇયે તો તઇબભાઇને મોકલો. કે જેઓએ મુલ્લાંજી સાહેબ તરફનો પત્ર રજુ કર્યો હતો. તેઓ વળી અરેબીક ભાશા પણ જાણે છે.

કોર્ટ—હા, તેઓએ અરેબીકમાં કાગળ લખ્યો હતો.

મી૦ બીનીંગ—તમો કયારે આવશો તે અમોને જણાવજો.

મી૦ સ્ટ્રેંગ—તે હું નક્કી કરીને કહીશ.

મી૦ બીનીંગ—તમોને સહવારે ૮ થી ૧૦ વાગતા સુધીમાં જે વખત અનુકુળ લાગે તે તે વખતે આવજો.

મી૦ સ્ટ્રેંગ—પણ શેખ સહવારે ઘણાં સકાળેથી આવી શકે એ બનીજ નહીં શકે.

મી૦ બીનીંગ—ત્યારે સાંજે ૫-૩૦ વાગતાપર રાખો.

મી૦ સ્ટ્રેંગ—તે ઘણું મોડું કહેવાય ૨ ને ૪ ની વચ્ચે હશે તો ચાલશે.

મી૦ બીનીંગ—તમે એમ તો નહીં કહેવા માંગતા હોવો કે કેસ જ્યારે ચાલતો હોય ત્યારે ?

કોર્ટ—તમે આવતી કાલે સાંજે ૫ વાગતે કાં નહીં તપાસ લેતા?

મી૦ બીનીંગ—તે અનુકુળ થઈ પડશે.

મી૦ સ્ટ્રેંગ—૪-૩૦ અને ૬-૩૦ ની વચે રાખો.

મી૦ બીનીંગ—તપાસ માટે તેમને બે કલાક શું કામ જોઇએ ?

કોર્ટ-૪-૩૦ થી ૬ સુધી રાખો.

મી૦ સ્ટ્રેંગ—હા, તેમ રાખો.

મી૦ બીનીંગ—છ વાગતે અંધારૂં થાય એમ હું માનું છું.

મી૦ સ્ટ્રેંગ—કબરપર એક નવું ઢાંકણુ છે, હું તેમની પાસે તે ઉંચકાવા માંગું છું.

મી૦ બીનીંગ—અમોને તે સામે વાંધો નથી. મારા વીદ્વાન મીત્રે જે કાગળ રજુ કર્યો તે અહીં હું રજુ કરવા માંગું છું. એ સર આદમજી પીરભાઇના છોકરાઓને મકાને ગયલું ડેપ્યુટેશન જે ચીઠી મુકી આવ્યું હતું તે છે.

અત્રે તે ચીઠી પુરાવા તરીકે દાખલ કરવામાં આવી હતી.

સ-તમારી કોમની માન્યતા મુજબ મસજીદનાં વહીવટની અંદર વચ્ચે પડવાનો કોઇ નેબી હક છે કે ? જ—નહી.

સ-તમે મસજીદનો વહીવટ અંગત રીતે કરો છો કે તમે મેનેજરે નેમો છો ?

જ—હું મેનેજરો નેમીને તેઓ મારફતે મસજીદનો વહીવટ ચલાવું છું

સ—"મુતવલી" એ શબ્દ તમે જાણો છો ?જ—હા.

સ-તમારી કોમમાં "મુતવલી" જેવું કાંઇ છે કે ?

જ—નહી. મેં મારી કોમ મધે કોઇબી મસજીદનાં મેનેજરને "મુતવલી" કરીને કહેતાં કોઇને સાંભળ્યો નથી.

જ-મેનેજરોને બર તરફ કરવાનો યા તેમ ને દુર કરવાનો હક કોણને છે ?

જ-તે વખતના દાઇનો.

સ—તમારી કોમના સંબંધમાં "જમાત" એ બાલપરથી તમે શું સમજો છો ?

જ—"જમાત" શબ્દનો અર્થ જુદો થાય છે. તમે શું મને અને મસજીદના સંબંધમાં "જમાત" નો અર્થ પુછો છો કે ?

સ—તમારી કોમની મસજીદના સંબંધમાં "જમાત"નો અર્થ શું થાય છે ?

જ—લોકો જેઓ કાઇ શખસની આગેવાની હેઠળ બંદગી કરે છે. પેશ ઇમામ તરફથી જે લોકોની આગેવાની લીધી હોય તે મંડળીને "જમાત" કહે છે. મસજીદનાં સંબંધમાં હું કાંઇ કામ લઉં તેની વચ્ચે પડવાનો જમાતને હક નથી. જમાત કદીએ એવી રીતે વચ્ચે પડી નથી.

સ—હીસાબ પ્રગટ કરવાની રજા તમે મેને જરાને આપો કે

જ—હું જો પસંદ કરૂં તો આપી શકું.

સ—હવે હું તમોને રૂકકા અને ચીઠી શાને માટે છે તે તમે મને કહેશો ? તમોને પસંદ પડે તો કહો.

જ—રૂકકા એક લાંબો દસ્તાવેજ છે જેની અંદર ખુદાને પોહચવાને બંદગી લખેલી ભેટ છે. અને પવિત્ર કુરાનમાંથી લખેલી ભેટ છે. રૂકકા અને ચીઠીનો અર્થ એકનો એકજ થાય છે, પણ રૂકકો વધારે લાંબો છે જયારે ચીઠી નાની છે.

સ—તેનું લખાણ એકજ હોય છે એમ તમે કહો છો કે ?

જ—મેં તેના એર્ય વીશે ઇશારો કર્યો છે તેનો સબબ એ કે રૂકકો એ અરબીક બોલ છે જયારે ચીઠી હીદુસ્તાની છે. એ બે દસતાવેજ છે અને એક મોટો છે અને એક નાનો છે.

સાક્ષી તેત્રે ચોકસ દસતાવેજો દેખાડવમા આવતાં તેઓએ

જણાવ્યું કે આ બે દસતાવેજોમાં હું કાંઇભી ફરક ગણુતો નથી અંનેનો અર્થ એકજ થાય છે.

સ—મરણ પામેલા દાઉદી વોહરાની બાબદમાં મોટો દસ્તાવેજ ક્યાં મેલવામાં આવે છે ?

જ—તે મરનારની છાતીપર મેલવામાં આવે છે.

સ—મુલ્લાંજી સાહેબ અથવા તો તેમના એજંટ તે પર કાંઇ લખે છે કે ?

જ— હા. ' બીસમીલ્લાહે રેહેમાને રહીમ" એ કલાંમ મુલ્લાંજી સાહેબ અથવા તેમના અમલદાર લખે છે.

મી૰ બીનીંગ—ખુદાના નામનો આ નીયમીત ઉદગાર છે.

સ—જ્યારે એક મરહુમને દાતવામાં આવે છે ત્યારે તે તેમની છાતીપર મેલવામાં આવે છે કે ?

જ—હા. અને તેવી રીતે જમના હાથમાં એક મેલવામાં આવે છે

સ—ત્રણ ખાલી જગ્યાઓ દાઇ, મઝુમ અને મુકસરના નામોથી પુરવાની હોય છેની ?

જ—હા. તે જગ્યાઓ પુરવામાં આવે છે.

સ—તમે જાણો છો ત્યાંસુધી કોઇ બી મોહમેદનોમાં આવા દસ્તાવેજો હોતાં નથીની ?

જ-જ્યાં ધી હું જાણું છું ત્યાંસુધી તેમજ છે.

સ—તમારી કોમમાંજ એ છેની ? જ—હા.

સ—તેના સંબંધમાં કાંઇભી ફી લેવામાં નથી આવતીની? જ-નહીં

સ-સઘળા દાઉદી વોહરાઓની દાવતની ક્રીયા વેળાએ તે વાપરવામાં આવે છે કે ? જ-હા.

સ-હવે હું મીશાકપર આવીશ. મીશાકની ખરેખરી શરૂઆત ક્યારે થઈ હતી ?

જ-અમારા પસંદ કરેલા પયગમ્બર મહમદના વખતથી.

સ—ઇમામો આ મીશાક લેતા હતા કે ?

જ—હા, તેઓ પોતાની દાવતના લોકો પાસેથી મિશાક લેતા હતા. ઇમામનાં પુર્વજને મીશાક કરવામાં આવતી ખરી પણ તેનો અર્થ સઘળા ઇમામો થાય છે. વળી હું કહુ છું કે અમારી માન્વતા મુજબ આ મીશાકનો રેવાજ અમારા કેયપગમરની અગાઉનો એટલે બીજા પયગમ્બરોનાં વખતમાં પણ ને હતો.

સ ઇમામોનાં વખતમાં મીશાકનો જાણી તો આકારહસ્તીમાં હતો કે ની ?

જ-હા. મીશાક ઈમમો તરફ દરેક રીતે તાબેદારી કરવાનું ફરમાવે છે.

સ-હું ધારૂં છું કે, જ્યારથી તમો સમજદારીમાં આવ્યા ત્યાંરથી તમે મીશાક જાણી છે ? જ-હા.

સ-તે હમેશાં એકજ હોય છે કે ?

જ—તે કેટલી રીતે જુદો છે.

સ—પણ જયારથી તમે મીશાક જાણી છે ત્યારથી તો તે એકજ છેની ? જ—હા.

સ-તમોએ જે મીશાક વાપરી છે તે ઇમામોનાં જેવીજ છે કે, અથવા તો કાંઈ ફરક છે ? અને જો હોય તો શું છે ?

જ—તે થોડાક ફરક સીવાય લગભગ એકજ છે. હાલમાં જે આકાર મીશાકનો છે તે ઇમામના વખતમાં પણ હતો.

કોર્ટ—કાઉનસલ તમારી પાસે મીશાકનો આકારજ માંગે છે.

તે શાની બનેલી છે તે માગતા નથી.

સાક્ષી—ઇમામોના વખતમાં મીશાક ઇમામોને તાબે થવાનું ૪ર· માન કરતી હતી જ્યારે દાઇના વખતની મીશાક ઇમામો અને દાઇ-ઓને તાબે થવાનું કહે છે.

અત્રે પુરાવો નંબર ૧૭ દેખાડવામાં આવ્યો હતો.

મી બીનીંગ—જરૂક એની તરફ જુઓ અને કહો કે એ કયાંથી આવ્યો ?

જ—એ સુરતના મારાં કીતાબખાનામાંથી છે. તે ૯૦ વરસનો જુનો છે અને તે ૪૫ મા દાઈ સઇયદના જઈનુદીનના વખતનો છે.

સ—હું સમજુ છું કે ઘણી મીશાકો હસ્તી ધરાવે છે. મીશાકનાં આકાર નહિ પણ મીશાકના લખેલા હસ્ત લેખો એ ખરૂં છે ની ? જ—હા.

સ—જે મીશાકનાં આકારમાં દાઈનું નામ જણાતું નથી તે રજુ કરવાનું હવે નહન સહેલું છે ની?

જ—હા, તે સહેલું છે.

સ-જો ખરી રીતે જોતાં તે આકાર વપરાતાં આવે તો તેનો ઉપયોગ દાઇનું નામ ઉમેરયા વગર કરવાંમાં આવે કે ?

જ—દાઇના નામ વગર તે વાપરી શકાંય,

અત્રે શાક્ષીને કાળા અને લાલ આકારની મીશાક દેખાડવામાં આવી હતી.

શાક્ષી—મેં એ અગાઉ જોઇ નથી.

સ—શાક્ષી હમદાનીએ એમ જણાવ્યું હતું કે લાલ લીટીઓ સ્ત્રીઓ માટે ઉમેરવામાં આવી છે કારણ કે સ્ત્રીઓ ધર્મપર વધારે ચુસ્ત હોય છે, એ ખરી વાત કે ?

જ—તેમ નથી.

સ—મરદ અને ઓરતની મીશાકના આકારમાં ફરક છેની ?

જ—હા. પણ મીશાકના દાઇ અને ઇમામવાલા ભાગમાં કાંઈબી ફરક નથી પણ બીજા ભાગમા ફરક છે.

સ—તમે શેખ અલીભાઇ હમદાનીને ઓળખો છો ?

જ—હું તેમને ઓળખું છું. તેઓએ મારી પાસેથી મીશાક લીધી હતી. છેલ્લાં ૩ વરસની વાતપર લીધી હતી.

સ–તમે જ્યારે મીશાક આપો છો ત્યારે જેમાં દાઇ ની શે કહેવામાં આવ્યું હોય તે ભાગ તમે વાપરો છો કે ?

જ—હા. હમદાની પાસેની મીશાકમાં દાઇઓ વીશેનો ઇસારો હતો. મારા પુર્વજના અમલમાં હમદાની આમીલ હતા અને તેઓએ મીશાક આપેલી મેં સાંભળી છે.

અતરે શાક્ષીને એક પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ–આ પત્ર તમે ઓળખો છો કે ?

જ—હા. તે મારે નામનો છે, અલીભાઇ હમદાની તે પોતે મારી આગળ લાવ્યા હતા. તેઓ તે સુરત ખાતે આશરે ૩ વરસની વાતપર લાવ્યા હતા, જે દીવસે હમદાનીએ મીશાક લીધી તેજ દીવસે તેઓ તે લાવ્યા હતા. તે તેમના હાથનો લખેલો છે અને મારી ખાત્રી છે કે આ તેમની સહી છે.

અતરે મી૦ બીનીંગે તે કાગળ રજુ કર્યો હતો.

મી૦ સ્ટ્રેંગ-તે શાક્ષીએ લખેલો છે કે કેમ તે હું જાણતો નથી.

મી૦ બીનીંગ-જો હમદાનને પાછો બોલાવવામાં આવે તો મને વાંધો નથી.

સ—તમોને હમદાની તરફથી આ પત્ર મળયો હતો? જ—હા.

મી૦ સ્ત્રેંગ—આ પત્ર શું મતલબથી રજુ કરવામાં આવ્યો છે તે હું જાણતો નથી.

મી૦ બીનીંગ—મીશાકના સંબંધમાં તે રજુ કરવાને હું સદંતર હકદાર છું. અને એ પત્ર જે હમદાનીનોજ છે તે હું સાબીત કરીશ. તેઓ માફ માગવાનો ઇનકાર કરે છે, હું સાબેત કરીશ કે તેઓએ માફી માગી હતી. તેઓ વળી સારી નીષ્ટાનાં શાક્ષી નથી તે પણ હું પુરવાર કરીશ. વળી હું એમ કહેવા માગું છું કે તેઓએ ખોટી જબાની આપી છે.

મી૦ સ્ત્રેંગ—એવીડન્સ એક્ટ "ની ૧૫૩ મી કલમ મુજબ હું કહીશ કે આ શાક્ષીને કાગળ વીશે કાંઇબી સવાલ પુછવામા આવ્યો હતો નહીં.

મી૦ બીનીંગ-સામાન્ય રીતે સવાલો પુછવામાં આવ્યા હતા.

મી૦ સ્ત્રેંગ—જ્યાં સુધી પક્ષપાતીને લાગે વળગે છે ત્યા સુધી તેમને ન્યાતબહાર કહાડવામાં આવેલા છે.

મી૦ બીનીંગ-પેહેલાં પત્રની બાબતમાં તેને સીધો સવાલ પુછવામાં આવ્યો હતો. હું તેને પાછો બોલાવવા માંગુ છું. વળી બીજુબી બાબદ છે આ શાક્ષીએ અમે દાઇ-ઉલ-મુતલક હોવાનો ઇનકાર કર્યો છે તે ઉપરથી અમે દાઇ-ઉલ-મુતલક છીયે કે નહી તે મુદ્દો ઉભો થયો છે. પણ શાક્ષીએ તે કાગળમાં કબુલ્યું છે અને જ્યારે તેણે મીશાક લીધી ત્યારેબી કબુલ કર્યું કે અમે દાઇ-ઉલ-મુતલક છીયે.

સ—તમોને આ પત્રો હમદાની તરફથી મળ્યા હતા કે?

જ—આ કાગળ મારા પીતા તરફથી તેમના કાગળોમાંથી મને મળ્યો હતો.

સ—જરૂર પડે તો તમે તે રજુ કરશોની ? જ—હા.

સ—શેખ ફઇઝુલાભાઇએ જણાવ્યું કે સઘળા દાઉદી વહોરાઓ ઉમરે આવતાં મીશાક લીયે છે. એ શું ખરી વાત છે ?

જ—ઉમરે આવતાં તેઓ એકવાર લીયે છે અને તે પછી તેઓ વારંવાર લીયે છે.

સ—સર આદમજી પીરભાઈ તમારા કાકા બદરૂદીનના વખતમાં મરણ પામ્યા હતા કે ? જ—હા.

સ—સર આદમજી પીરભાઇને જોવાને સઇયદના બદરૂદીનને બોલાવવામાં આવ્યા હતા કે ?

જ—હા. સઇયદના બદરૂદીને મને એમ કહ્યું હતું.

મી૦ સ્ટ્રેંગ—હું એ સામે વાંધો લઉં છું. એક મરહુમ શખસે કહેલી વાત " એવીડનસ એક્ટ " મુજબ પુરાવા તરીકે રજુ કરી શકાય નહીં.

કોર્ટ-એ ચીજો હું તપાસવા માંગતો નથી.

મી૦ બીનીંગ—મારી પોઇંટ એમ છે. જો હું દાઇ-ઉલ-મુતલક હોવું તો મને એમ દેખાડવાનો હક છે કે જેઓ ઇનકાર કરે છે તેમના બાબે હું કહીશ કે પોતાના મરણના બીછાણાંપર ખરેખર મીશાક લીધી હતી. મારા વીદવાન મત્ર હવે વાંધો લીયે છે પણ અબદુલ્લાભાઈએ શું કહ્યું છે તે તરફ જુઓ. અબદુલ્લાભાઈ સઇયદના બદરૂદીન અગાઉ લાંબા વખતની વાતપર મરણ પામ્યા હતા.

સ—બદરી મહાલ અને મસજીદ પાછી બાંધવામાં આવ્યાં તે અગાઉ મુલ્લાંજી સાહેબ ક્યાં રહેતા હતા તે તમે જાણો છો ?

જ—હા. એક મસજીદ હતી અને તે મસજીદની ઉપર એક મજલો હતો જેની અંદર
આમીલ રહેતા હતા અને તે મજલાની ઉપર બીજા બે મજલા હતા અને તે બને મજલાઓપર મુલ્લાંજી સાહેબ જ્યારે મુંબઇ આવે ત્યારે રહેતા હતા.

સ—તમે કહી શકશો કે મસજીદ ફરીથી બાંધવાનો અને મુલ્લાંજી સાહેબ માટે રહેવાનું નવું મકાન બાંધવાનો ખ્યાલ કોણને થયો હતો ?

જ—તે ખ્યાલ ૪૯ મા દાઇ બુરહાનુદીન સાહેબનો થયો હતો.

સ—તમે જ્યારે મુબાઇમાં હતા ત્યારે તમારા કાકા સાથે જુની મસજીદમાં રહ્યા હતા કે ? જ--હા.

સ—નવી બીલડીંગનો કેટલો ભાગ તમારા રહેઠાણ તરીકે તમે વાપરો છો ?

કોર્ટ—તમે બદરી મહાલ કહો છો કે નવી મસજીદની ઇમારત કહો છો ?

મી૦ બીનીંગ—હું બદરી મહાલ કહું છું. હું જાણવા માગું છું કે મુલ્લાંજી સાહેબ તેનો કેટલો ભાગ વાપરે છે.

જ—હું ત્રણ મજલા વાપરૂં છું. ત્રીજો, ચોથો અને પાચમો. બીજો માલ ભાડે આપવામાં આવ્યો છે. ભોંયતળ્યું અને પહેલો માલ પણ ભાડે આપવામાં આવ્યો છે.

સ—તમારી કોમમાં બધી મળીને કેટલી મસજીદોપર તમારો અખત્યાર ચાલે છે ?

જ—જુદે જુદે ઠેકાણે આશરે ૫૦૦ મસજીદ છે.

સ—દાવત ફંડનો વારસીક ખરચ આશરે કેટલો થાય છે ?

જ—આશરે રૂપીયા પાંચ લાખ.

અત્રે એક ટીપ દેખાડવામાં આવી હતી.

સ—મસજીદોની ટીપ તમે બનાવી હતી કે ? જ-હા.

અત્રે એ ટીપ પુરાવા તરીકે રજુ ચરવામાં આવી હતી.

કોર્ટ—ચમન એક મથક છે કે જીલ્લો ?

મી૰ બીનીંગ-ચમન એ અરેબીઆનો એક જીલ્લો છે.

સ—ત્યાં કાંઇ અગતનું શહેર છે કે ?

જ—સાના ઘણું અગતનું શહેર છે.

અત્રે પુરાવો એક દેખાડવામા આવ્યો હતો.

સ-આ તરફ જુઓ તમોને કાંઇ અંગત માહીતી છે ? જ-નહીં

સ નવી મસજીદ બાંધવાની વાતો થઈ હતી તે વેળાએ તે વીશે તમે સાંભળ્યું હતું.

જ—તેના વીશે મેં કાંઇ ખાસ સાંભળ્યું હતું નહીં,

સ—તે દસ્તાવેજ વીશે તમે કાંઇબી સાંભળ્યું નથી ?

જ—નહીં, સઇશદના બદરૂદીને તે વીશે મારી સાથે કાંઇ વીચાર ચલાવ્યો હતો નહીં.

અત્રે બીઽ બીનીંગે શાક્ષીને એક બીજો પુરાવો દેખાડયો હતો.

સ-આ સઇયદના બુહરાનુદીને લખેલું કહેવાય છેની ?

જ—એ સઇયદ બુહરાનદીને નથી લખ્યું.

બીજો પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—આ અક્ષર કોણના છે ?

જ—એ સઇયદના બુહરાદીનના અક્ષર છે.

પાછો બીજો પુરાવો દેખાડવામાં આવે છે.

સ--આ બુરહાનુદીનની સહી છે કે તેવણના જેવી ?

જ—ફોટોગ્રાફમાંની સહી સઇયદના બુરહાનુદીન જેવી નથી.

સ—પત્રમાં સયયદના બુહરાનુદીનનાં જેવા કાંઇ અક્ષર છે ?

જ—કેટલીક રીતે તે મેં રુઇયદના બુહરાનુંદીનના જેવાજ અક્ષર છે.

સ—હવે લખાણનું મળતાપણું બાજુએ મેલતાં, તમે કહી શકશો કે એ સઇયદના બુરહાનુદીન નથી લખ્યું એમ તમે શું કામ કહો છો ?

જ—કારણ કે સઇયદના બુહરાનુદીનની ચોકકસ નીશાની આવે છે જે આ લખાણમાં માલુમ પડતી નથી.

સ—છેવટે સહી કરવાનો કે લખાણની અંદર સહી કરવાનો ચાલ છે ?

જ—હંમેશાં મથાળે સહી કરવામાં આવે છે.

સ—જ્યારે એક દાઇ અગતનો દસ્તાવેજ લખે ત્યારે દાઇનું નામ કયાં આવે, દસ્તાવેજની અંદર કે આખરે ?

જ—દસ્તાવેજની અંદર.

સ—દરેક દાઇનો સીલ જુંદો હોય છેની ?

જ-હા. દાઇના મરણ વખતે સીલનો નાશ કરવામાં આવે છે.

મી० બીનીંગ મારી પાસે સીલોના થોડાક નમુના છે.

કોર્ટ--આ પત્રપર સીલ છે કે ?

મી० બીર્નંગ-નહીં. એ ખાનગી કાગળ છે. હવે હું તમોને સીલોના નમુના દેખાડીશ.

( અત્રે મી० બીનીંગે નામદાર જડજને ૪૫ મા, ૪૬ મા, અને ૪૮ મા દાઇના સીલ દેખાડયાં હતાં. )

સ-સર આદમજી પીરભાઇ જોગા કાગળપર સીલ નથી?જ-નહીં

સ—કાંય નહીં ?

જ-કારણ ક તે ખાનગી કાગળ છે.

સ—આ પુરાવો એક ખાનગી કાગળ છે ?

જ-તે ખાનગી નથી.

સ-તમે ભાઇ સાહેબ શેખ અબદુલ્લાભાઈ હકીમુદીનના અક્ષર ઓળખો છો ક ? જ--હા.

મી૦ બીનીંગ--એજ માણસે ફોટોગ્રાફ કરાવયો હતો અને હાલ તેઓ મરણ પામ્યા છે. તેઓ સઇયદના બુહરાનુદીનનાં ભાઇ થતાં હતા. નદાનીએ જણાવયું કે એજ માણસે તેને તે કાગળનો ફોટો કરાવવાને કહ્યું હતું.

અત્રે પુરાવો દેખાડવામાં આવયો હતો

સ—આ અબદુલ્લાભાઇના અક્ષર છે ? તે ફોટોગ્રાફની નકલ કહેવાય છે. જ—નહીં.

સ—તમે પાછળ જુરો, તે તેમનાં અક્ષર છે ?

જ—નહીં. લખાણની અંદરના અક્ષર પાછળનાં અક્ષર કરતાં જુદા છે. એમાં અબદુલ્લાભાઈનાં અક્ષર છેજ નહીં. હું ભાઇ સાહેબ અબદુલ્લાભાઇને સારી રીતે ઓળખું છું. તેઓ ૧૦ વરસની વાતપર મરણ પામ્યા હતા. તેમના હાથ અક્ષર જોવાની મને તક મળી હતી.

સ-તમારી સાથની કાંઈ વાતચીતમાં અબદુલ્લાભાઇએ એ દસ્તાવેજ બાબે કંઇ ઇસરો કર્યો હતો ? જ—નહીં.

સ-સઇયદના બુરહાનુદીન કરેલા દસ્તાવેજ બાબે અબદુલ્લાભાઇએ તમારી સાથની વાતચીત દરમ્યાન કંઈ ઇસરો કર્યો હતો ?

જ—નહીં.

મી૦ બીનીંગ-નાલીએરવાડીનું કબ્રસ્થાન કોણે ખુલ્લું મેલ્યું હતું?

જ–૪૯ માં દાઈ સઈયદના બુહરાનુદીને

સ—આ સઘળાં કબ્રસ્થાનો પાવન કરવાં પડે છે કે ?

જ–હા. નાલીએરવાડીનું કબ્રસ્થાન સઇયદના બુરહાનુદીને પાવન કર્યું હતું.

સ–તમે અત્રે એ પત્રો રજુ કરો છો ? એક કરીમભાઇ આદમજી પીરભાઈ તરફનું સઈયદના બુહરાનુદીન જોગ તા. ૩૧ સપટેમ્બર ૧૯૦૩ ના દીવસનું. જ—હા.

મી૦ બીનીગે તે પત્ર વાંચ્યો હતો.

સ–વળી તમે તા. ૨૯ મી સપટેમ્બર ૧૯૦૩ નો પત્રબી રજુ કરો છોની ? જ–હા.

મી૦ બીનીંગે તે પત્ર પણ વાંચ્યો હતો.

મી૦ બીનીગ–હવે આ બંન્ને પત્રો પુરાવા તરીકે દાખલ કરવાને હું મારા વીદ્વાન મીત્રને જણાવું છું.

કોર્ટ—બંન્ને પત્રો એકજ ગ્રહસ્થ તરફથી આવેલા છે કે ?

મી૦ બીનીંગ–હા.

મી૦ સ્ટ્રેગ–મેં તે પત્ર જોયા નથી.

મી૦ બીનીંગે અત્રે તે પત્રો મી૦ સ્ટ્રેંગમેનને આપ્યા હતા.

મી૦ સ્ટ્રેંગ–હું તે દાખલ કરૂં છું.

અત્રે બંને પત્રો પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યા હતા.

સ—તમે અરેબીકમાં કાગળ લખો છો કે ? જ–હા.

સ-ત્યારે અમોને કહો કે કાગળની એક બાજુ તમે પુરી કરો કે પછી કાગળ આગળ કેમ ચલાવો ?

કોર્ટ–એમને એક નોટપેપર આપો.

અત્રે શાક્ષીને એક નોટપેપર આપવામાં આવ્યો હતો.

કોર્ટ—આવાં કાગળપર તમે લખો કે ?

જ—હા, હું લખું.

અત્રે શાક્ષીએ આવા નોટપેપર પર કેવી રીતે લખાય તે સમજાવ્યું હતું.

સ—અરેબીકમાં લખાતાં સઘળાં કાગળોની બાબદમાં તમેજ નહીં પણ કોઇબી બીજા એમજ લખે કે ?

જ—અરેબીકમાં ઘણાં ખરાં કાગળો એવીજ રીતે લખાય છે. હું એવી રીતે લખું એટલુંજ નહીં પણ બીજાઓબી એવીજ રીત લખે

તે બાદ નોટપેપર પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યો હતો.

સાક્ષી—મારા બાપે સર આદમજી પીરભાઇપર એવીજ રીતે કાગળ લખ્યો છે,

અત્રે પુરાવો દેખાડવામાં આવે છે.

સ—આજ કાગળ બાબે તમે ઇસારો કર્યો હતો કે ? જ—હા.

અત્રે શાક્ષીને એક ફુલસકેપ પેપર દેખાડયો હતો.

સ—ધારો કે કાગળ આના જેવો હોય તો તમે તે કેમ લખો.

અત્રે શાક્ષીએ તે બાબેની સમજ આપી હતી.

તે કાગળ તે બાદ પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યો હતો.

સ—શાક્ષી સીરાજુદીન વાસીએ તમારી પાસેથી મીશાક લીધી હતી કે ?

જ—હાં ત્રણ વરસની વાતપર લીધી હતી.

સ—મીશાક આપવામાં તમે ઇમામનો કે દાઇયો ધોરણ વાપરો છો ?

જ—ઇમામો અને દાઇ બંન્નેના.

સ—લગન સંબંધી શેખ ફઇઝુલ્લાભાઇએ જણાવ્યું કે એક

કાઝીએ લગનની ક્રીયા કરી હતી જેમાં પક્ષકારો દાઉદી વોહોરા હતા એ ખરી વાત છે કે ?

જ–તે ખરી નથી.

સ–પણ શું બન્યું હતું તે કહો.

જ-કોઈક વાર એમ બને છે કે ઉતરતા વર્ગનો કોઈ દાઉદી વોહરો કોઈ બીજી યા સુની કોમની છોકરી સાથે પરણવા માગતો હોય તો તેવાં લગનની ક્રીયા કાઝી કરે છે અને છેલ્લાં ૧૦ વરસમાં આવાં લગ્નોની સંખ્યા ૧૦ થી ૧૫ થી વધારેની નહીં હશે.

સ–લગનની ક્રીયા કરવાનો હક કોણને છે ?

જ—દાઈ અથવા આમીલોને.

સ—દાઉદી વોહરાઓનાં લગનની ક્રીયા કરવાની સત્તા શેખ ફઈઝુલ્લાભાઈને હતી એ શું ખરી વાત છે ? જ—નહીં.

સ–તેઓએ જણાવ્યું કે આવી સત્તાની જરૂર નથી. એ શું બરાબર છે ?

જ–તે ખરૂં નથી.

મી૦ બીનીંગ-૮૫ મે પાને મથાળેથી સેખ ફઈઝુલાભાઈની જબાની છે. હવે તેઓ એ એમ જણાવ્યું હતું કે પરણનાર પક્ષો માટે મુલ્લાંજી સાહેબની રજા મેળવવાની કાંઈ જરૂર નથી. એ શું ખરૂં છે ?

શાક્ષી–અલબતાં લગનની બાબદમાં રજા મેળવવાની જરૂર નથી પણ લગનની ક્રીયા કરવાની બાબદમાં રજા મેળવવાની જરૂર છે.

સ—એવી રજા કોણ મેળવી લાવે ?

જ–મરદે એવી રજા મેળવવી જોઈયે, એટલે કે વર રાજાએ.

સ–હું લગનની ક્રીયાની વાત કરૂં છું. લગ્નની ક્રીયા કરવામાં

આવે તે અગાઉ એકાદ પારટીએ રજા લેવી પડે છે કે ?

જ—લગ્નની ક્રીયા કરવામાં આવે તે અગાઉ દાઇ અથવા આમીલની રજા લેવાની જરૂર નથી.

સ—જે બે જણ પરણવાના હોય તેઓએ પરણવા અગાઉ રજા લેવી પડે છે કે ? જ—હા, બંને પક્ષોએ રજા લેવી પડે છે ?

સ-એ શું કોમ મધે અસલ રેવાજ છે ?

જ-હા, એ અસલ રેવાજ છે.

કોર્ટ-હું એમ સમજું છું કે લગ્ન કરનારાઓને રજા મેળવવાની જરૂર નથી પણ તેઓ રજા વગર લગ્નની ક્રીયા નહીં કરી શકે એમજ કેની ?

શાક્ષી—જો કોઇભી પક્ષે મારી યા મારા આમીલ પાસેથી રજા નહીં મેળવી હોય તો તેઓ લગ્નની ક્રીયા કરી શકે નહીં.

સ-લગ્ન ગોઠવવાની બાબદમાં રજા લેવાની જરૂર છે કે ?

જ-નહીં.

સ-ખાનબાહદુર મહમદઅલીની બબદમાં તમે સુરત ખાતે તેમના ભાણ્યાને ઘરે લગ્નની ક્રીયા કરી હતી કે ?

કોર્ટ-મારી નોંધમાં કપડવંજ છે.

મી૦ બીનીંગ—તે ભુલ છે. લગ્ન સુરત ખાતે હતાં.

શાક્ષી—હા. મેં સુરત ખાતે તેમનાં ભાણ્યાનાં ઘરમાં લગ્નની ક્રીયા કરી હતી. તેમના ભાણ્યાનું નામ હાતીમભાઈ ગુલામહુસેન છે.

સ-ખાનબાહદુર માટે હાજર રેહેવાની કાંઇ રજા માંગવામાં આવી હતી કે ?

જ—હા. રજા મારી પાસે માંગવામાં આવી હતી. હાતીમભાઇ ગુલામહુસેન અને કોઇ તઇયબઅલી બસરાઇ બંને ખાનબાહદુર માટે

રજા લેવાને મારી પાસે આવ્યા હતા. મેં રજા આપી હતી નહીં.

સ-તે પછી આ બાબદનો છેડો આવ્યો ?

જ-તે પછી કાંઇબી બન્યું હતું નહીં. પણ એ આગલા પ્રસંગોએ એજ મહસ્વ માટે મારી રજા માંગવામાં આવી હતી. હું મુંબઈમાં હતો અને કપડવંજ જવાનો હતો. અબદેઅલી કાદરભાઇ રજા લેવા આવ્યા હતા.

સ—ખાનબાહદુર પોતે રજા લેવા આવ્યા હતા ?

જ-નહીં, તેઓ નહીં આવ્યા હતા પણ કોઈ બીજું આવ્યું હતું.

સ-તે કપડવંજ ખાતેનાં લગ્ન સંબંધી હતું કે ?

જ-હા. સઘળા પ્રસંગે એ રજા આપવાની ના પાડવામાં આવીહતી.

સ—શેખ ફઇઝુલાભાઇ કહે છે કે તેમને રજા મળી હતી અને જો તેમ હોય તો તેનું ગુપ્ત જ્ઞાન કેટલું હોવું જોઇએ ?

જ—પણ તેમને કાંઇબી રજા મળી નથી.

સ—નંબર ૧૬ ના પુરાવા સંબંધી દાઉદી વોહરા કોમના વડી ધર્મગુરૂઓની તવારીખનો ટુંકો હેવાલ તમારા હુકમ અને તમારી સંમતીથી લખાયો છે કે ? જ-હા

સ—અગાઉની કંઇ આવૃતી છે કે ?

આ પેહેલીજ આવૃતી છે ?

જ—એહેવાલ પેહેલીજવાર પ્રગટ થયો હતો.

અત્રે સાક્ષીને પુરાવો બતાવવામાં આવ્યો હતો.

સ-શેખ કહે છે કે વેહેવારૂ રીતે બ્રાઉન બુક બીજીની ફરીથી છાપેલી ચોપડી છે, તો શું તે ખરી વાત છે ?

જ—તે ફરી છાપેલી ચોપડી નથી.

સ-તમે પુરાવો "એ. એલ." જોયો છે કે ? તે ૧૮૯૦ મા

લખાયો હતા ? જ—મેં તે જોયો છે.

સ તે બીજાના જેવીજ ચોપડી છે કે કાંઈ ફરક છે ?

જ—બેઉ વચ્ચે કાંઇ ફરક છે.

સ—એ કેવા સંજોગો વચ્ચે પ્રગટ થઈ તે તમે કહેશો ? ૧૮૯૦ માં તમો ધણા જવાન હસો.

જ-તે કેવા સંજોગો વચ્ચે પ્રગટ થઇ તે હું જાણતો નથી.

સ-વારૂં ત્યારે પુરાવા નંબર "૧૬" સંબંધી તમે શેખને તે ચોપડી લખવાને હુકમ કર્યો કે ? અને તમે તેમને શું શું લખવું તેની વીગતો આપી હતી કે ? જ=નહી.

સ—કેઇ મતલબસર તે લખવામાં આવી હતી ?

જ-દાઉદી વોહરાઓની તવારીખ ઇંગ્રેજીમાં લખાતી હતી એટલે આ ચોપડી પ્રગટ કરવામાં આવી હતી.

સ-અબદુલ્લાભાઇ હકીમુદીને લખેલો પત્ર તમે રજુ કરો છો કે?

કોર્ટ—તમે હવે શા માટે ઈશારો કરો છો ?

મી૦ બીનીંગ-હું એમ દેખાડવા માંગુ છું કે અબદુલ્લાભાઇએ આ પત્ર લખ્યો છે જે તેઓ કહે છે તેની વીરૂદ્ધમાં છે.

કોર્ટ—તેઓ ૪૯ માં દાઇના ભાઈ થતા હતા કે ?

સાક્ષી તેઓ બુહરાનુદીન સાહેબના ભાઇ હતા.

મી૦ સેંગ હું તે કાગળ જરા જોવું.

કોર્ટ તે મારી પાસે નથી.

મી૦ બીનીંગ હવે હું "અલવાસી" નામની કિતાબપર આવું છું.

કોર્ટ—શું તે નવી ચોપડી છે ?

મી૦ બીનીંગ-તે અગાઉ રજુ કરવામાં આવી હતી પણ તેમાંથી હું નવા વાક્ય દેખાડવા માંગું છું. આ વાક્યો ખાસ કરીને

મારાં કુલ સાથે સંબંધ રાખે છે અને તેઓ અનુકુળ છે. તમો નામદાર યાદ કરશો કે શેખ એમ બોલ્યા હતા કે હાલમાં દાઈ જેવું કાંઈ નથી.

કોર્ટ—આ કેઈ ચોપડી છે ?

મી૦ બીનીંગ-તમે સાંકળીયું કેહેવા માંગો છો કે ?

કોર્ટ—હા

મી૦ બીનીંગ-આપણી ચોપડીઓનાં લીસ્ટમાં તે છે એમ હું ધારતો નથી.

અત્રે મી૦ બીનીંગે તરજુમામાંથી વાંચ્યું હતું.

કોર્ટ—હું તરજુમો સમજી નથી શકતો.

મી૦ મીનીંગ-હું કબુલ કરૂં છું કે તે સમજવું ઘણું મુશકેલ છે. તમો નામદાર તેનો ઘટતો તરજુમો કરાવવાનો હુકમ આપશો ? હું તે પછી તે જુમો રજુ કરીશ અને તેટલા તમે સાક્ષીના જવાબો લઇ શકશો.

કોર્ટ—તમે ઘટતો તરજુમો ક્યારે રજુ કરશો ?

મી૦ બીનીંગ-હું તે આવતી સહવારે રજુ કરીશ.

કોર્ટ—આ તરજુમો હું સમજી શકતો નથી, અને એવા તરજુમા હું લેવા માંગતો નથી.

મી૦ બીનીંગ-તમે હવે "અલ વજીહીહા" નામના ચોપાન્યામાંથી આ વાક્ય રજુ કરો છો ?

જ—હા.

અત્રે તે વાક્ય પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યું હતું.

સ—તે કોણે અને ક્યારે લખી હતી ?

જ—તે સઇયાદી લુકમાનજીએ લખી હતી. તેઓ જાણીતા

લેખક અને ઘણા વીદ્વાન માણસ હતા. તે ૪૦ માં દાઈ સહાયદના [illegible] હુકમથી લખવામાં આવી હતી

સ—તેમાં એક ખાસ વાક્ય છે તે શું છે?

જ—તેમાં એમ છે કે ઇમામની માફકજ દાઇ તદન અચુક છે.

સ—જ [illegible] દાઇને કોઇ વાર ખલનસુ ક નેગી કહે છે તે એમ કાંય ?

જ—તે [illegible] દરજ્જા વચ્ચેનો ફરક દેખાડે છે. ઇમામ દાઈ કરતાં વધારે ચહડતા છે.

સ—પણ [illegible] આવવાથી "અચુક" માં કાંઇ અસર થાય છે કે?

[illegible]

સ—જો ઇમામ પ્રગટ થાય તો ઓજ ફક્ત અચુક કહેવાય [illegible] નહિં કહેવાય એમ કે ની ?

જ—જો ઇમામ પ્રગટ થાય તો પછી ઇમામ અચુક કહેવાય અને નહીં કે દાઈ.

સ—જો ઇ[illegible] નહીં થાય તો પછી ઇમામ અચુક કહે-વાય [illegible] ?

સ—જો ઇમામ પ્રગટ નહિ થાય તો પછી દાઈ અચુક છે ની ?

જ—[illegible]

અત્રે શાક્ષીને બે ચોપડીઓ દેખાડવામાં આવે છે.

સ—પહેલાં હું તમોને પહેલી ચોપડી વાંચવા કહું છું અને ત્યાર બાદ બીજી વાંચવી [illegible] ધર્મમાં [illegible] નો શું અર્થ કરો છો ?

જ—આ વાક્યો દેખાડે છે કે [illegible] આગળ મરજીદ બાંધી નહીં શકાય.

સ બીજી ચોપડીમાં તમે જવાબ જુવો. ચાંદાભાઇની કબર પહેલી કે મસજીદ પહેલી તે સવાલ પર એ કાંઇ અજવાળું નાંખશે કે?

જ—એ જવાબમાંથી જે કાંઇ અનુમાન હું કરૂં તો એ કે મસ્જીદ પહેલાં હસ્તીમાં હતી.

તે બાદ ચોપડીમાંના વાક્યો પુરાવા તરીકે દાખલ કરવામાં આવ્યા હતા.

કોર્ટ—તમે બંને ચોપડીઓ દાખલ કરી છે ?

મા૦ બીનીંગ—ત્રણ ચોપડીઓ. આ બને વકયો "અલવજીર્દી" માંથી લીધા છે.

સ-" કેબલા " એ શબ્દનો અર્થ શું છે ?

જ—મસ્જીદનો જે ભાગ પશ્ચીમ દીશાએ આવેલો છે તેને બલો કહે છે.

કોર્ટ—પશ્ચીમની સામે કે મસ્જીદનાં પશ્ચીમ ભાગની સામે ?

સાક્ષી—મસ્જીદના પશ્ચીમના ભાગની સામે

કોર્ટ—કેબલા મસ્જીદના કીયા ભાગ પર આવી છે ?

શાક્ષી—કેબલા મસ્જીદની પશ્ચીમે છે.

કોર્ટ—તરજુમો ખરો નથી.

મો૦ બીનીંગ—"અલવાસી" ચોપડીમાંથી એમ વાક્ય જુવે.

જ—આ વાક્યમાં એ ચીજ કહેવામાં આવે છે. એક એમ છે કે મસજીદની કેબલાની બાજુએ જોડા રાખી શકાય નહીં તેમ મસજીદની નજદીક કબર મેલવામાં આવે તો તેથી મસ્જીદની નેમાજને અલવલ આવે છે.

સ—બ.થ રૂમ સંદાશ અથવા કબરની સામે કેબલો બાંધી શકાય કે ?

મી૰ સ્ટ્રેંગ—બાથરૂમ કે સંડાશ છેજ નહી. એ વાકય તદન કીંમત વગરનો છે.

મી૰ બીનીંગ મારૂં કુલ કહે છે કે આ કીંમતી વાકય છે કે મસજીદ ઘણું કરીને કબર અગાડી બંધાઇ હતી.

કોર્ટ—એ વાકય તમે મુન્શીજી સાહેબને નહીં દેખાડો ?

મી૰ બીનીંગ—આ ઉતારો છે.

કોર્ટ—મને ચોપડીમાંથી વાકય જોઇએ છે. અને સવાલ અને જવાબથી શરૂ થાય છે.

શાક્ષી—કબલો સંદાશ ક કબર આગળ બાંધી શકાય નહીં.

કાર્ટ—તમે તે ઉતારો વાંચો.

શાક્ષી—મસ્તદના કબલાને કબર, બાથ રૂમ ક સંદાશની આગળ રાખવાની મનાઇ છે.

કોર્ટ તમે કહેવા મ.ગો છો કે સામે ના જોઇયે ? શાક્ષી–હા.

સ-કોટની મસજીદમાં કેબલો છે કે ? જ-હા.

સ—તે શું કબર, બાથ યા સંડાશ સામે છે ? જ-નહીં.

કોર્ટ—આ જુની મસજીદનો પ્લાન છે એમાં કેબલો કયાં છે?

અત્રે શાક્ષી પ્લાનમાં કેબલો દેખાડે છે.

સ—એ મારગમાં જે બાપને સંડાસ છે બીજી બીલડીગના છે કે મસજીદના છે ?

જ—તેઓ મસજીદનાં છે.

કોર્ટ-પ્લાનમાં તે ખુણામા આવેલાવર્ણવવામાં આવ્યા છે ?

મી૰ બીનીંગ—મને એમ જણાવવામાં આવે છે કે કોઇબી મસજીદ બાથ વગર બાંધવાં આવે નહીં.

સ—બાથ અને ફાઉનટન એકજ છે કે ? જ—નહીં.

કોર્ટ—પણ અહીં કાંઈ બાથ દેખાડવામાં આવતો નથી.

મી૦ બીનીંગ—હાલમાં બાદ કયાં છે તે હું તમો નામદારને દેખાડીશ. છેક છેડે જમણા હાથ પર બાદ છે હુ સમજુ છું કે મારા વીદવાન મીત્રે બદરી મહાલના સંડાશ અને બાથવીશે ઇશારો કર્યો છે.

મી૦ સ્ટ્રેંગ—નવી બીલ્ડીંગના બાદ અને સંડાશો.

અત્રે સાક્ષીને પેનસીલથી નીશાન કરેલી એક ચોપડી દેખાડવામાં આવે છે.

કોર્ટ—તમારી પાસે હજુર સુધી કેટલા ઉતારા છે ?

મી૦બીનીંગ—મારૂં કુળ કહે છે કે આ ઘણા કીંમતી છે

સ- તમે તે વાકય વાંચ્યો છે કે ? જ--હા.

સ--ખરી રીતે શેખે એમ કહ્યું હવે દાઈ નથી, અને તેમ બની શકે નહીં એમ દેખાડવા તમે એ વાક્ય રજુ કરો છોની.

કોર્ટ--તમે તે વાકય વાંચો તો ઠીક.

અત્રે મી૦ બીનીંગે તે વાંચ્યો હતો.

કોર્ટ--હું તરજુમો સમજી શકતો નથી.

મી૦ બીનીંગ- તમો નામદાર મને એક ચીજ કહેવાની રજા આપશો. તરજુમો કરનારે તે બોલેબોલ કર્યો છે. અરેબીકમાં બેવડા નકારો હોય છે અને ઇંગ્રેજીમાં તેમ નથી અને તેજ મુશકેલી છે.

કોર્ટ--પણ આ તરજુમો હું સમજી નથી શકતો.

મી૦ બીનીગ ( શાક્ષીને )–વાકયની અરધે રસ્તે હેઠળથી તમે જુવો. ત્યાં લખ્યું છે કે " અમે પેદા કરતા નથી—"

સાક્ષી—કરતા જે કાઇ કેહવા માંગે છે તે એજ છે. અમે જે કહીયે તે જો ખરૂં નહી હોય તો પછી ખુદા જે કહે છે તે પણ ખરૂં નથી.

કોર્ટ—તમે એ લખાણ પાછું લઇ લો. હું નોંધ કરીશ કે

તરજુમો શુદ્ધ નથી અને તેટલા માટે તે અહીં બીન અનુકુલ છે. વળી હું કહીશ કે તે આ સમજને લીધે અગતની બીના છે કે શેખે એમ કહયું છે કે હાલ દાઇ નથી અને દાઈ હમેશ હોવો જ જોઇએ એમ સામેવાલા કબુલ કરતા નથી. તમોને જો પસંદ હોય તો એ લખાણ ઓળખાઈ આવવા માટે તે પર નીશાન કરો.

અત્રે તે લખાણપર નીશાન કરવામાં આવી હતી.

મી० બીનીંગ—અમે તમો નામદારને કહયું' કે અરેબીકનો તરજુમો કરવો મુશકેલ છે. તરજુમો જેમ કરવાથાં આવ્યો છે તે જો તમે કબુલો તો ઠીક અત્રે સાક્ષીને બીજો વાકય દેખાડવામાં આવ્યો હતો અને મી० બીનીંગે તેનો તરજુમો વાંચ્યો હતો.

કોર્ટ—હું સમજી શકતો નથી.

મી० બીનીંગ—તે સમજવો ઘણો સેહેલ છે.

કોર્ટ—પણ હું સમજી શકતો નથી. અને હું અગાઉના માફક નોંધ કરૂં છું અને તમે એ વાકયપર ઓળખાઇ આવવા માટે નીશાન કરો.

એત્ર તે મુજબની નીશાન કરવામાં આવી હતી.

મી० બીનીગ—કદાચ મારે માટે સઉથી સરસ રીત એ છે કે એ ઉતારા ગુરૂવાર સુધી મુલતવી રાખવા.

કોર્ટ—પણ હું એવી ચીજો લેવા માંગતો નથી. તમારો તરજુમો તદન નહીં સમજ પડે એવો છે અને તેનો અર્થ સમજવો ઘણો મુશકલ છે.

મી० બીનીંગ—હું મારા એ ઉતારા ગુરૂવારે રજુ કરીશ. હંમેશાં સંપુર્ણ ઇંગ્રજી તરજુમા કરવા બનવા જોગ નથી, અને એ લખાણો હું અહીં કયાં નથી રજુ કરતો તે વીશે તમો મારા કુલને

કહો એવી મારી ખાહેશ છે.

કાર્ટ મુલ્લાંજી સાહેબ, આ ઉતારામાંના કેટલાકોના તરજુમાં અતીશય ઘણા ખરાબ રીતે કરેલા છે અને તે નહી સમજ પડે એવા છે. અને તેટલા માટે ઘટતો તરજુમો નહીં કરવામાં આવે તો હું તે કબુલ કરવાને ના પાડું છું, કારણ કે વખતની બરબાદી કહેવાય. ખુદ અરેબીક ભાષા ઘણીજ મુશ્કેલ હોય અને તેમાંથી ઘટતી રીતે તરજુમો નહી થઇ શકતો હોય એ બનવા જોગ છે લખનાર ખરેખર શું કહેવા માંગે છે તે શોધી કહાડવું ઘણું મુશકેલ થઇ પડે છે.

મી૦ બીનીંગ—હવે લખાણના જે ભાગો મારી વીદ્વાન મીત્ર રજુ કર્યા હતા તેમાંના થોડાક હું મુલ્લાજી સાહેબ આગળ રજુ કરીશ

અત્રે સાક્ષીને ચોકકસ ભાગ દેખાડવામાં આવ્યો હતો.

સ—આ ભાગ તમે અગાઉ વાંચ્યો હતો

જ—હા. મેં તે જોયો છે

સ—એ ભાગ વીશે તમારે કાંઇ કહેવું છે ?

જ—પયગમબરના જમાઇ સઇયદના અલીએ પોતાની મીલકતના કરેલા વકફને લગતે એ છે.

સ—કઇ જાતની મીલકત.

જ-જમીનનું વકફ.

સ-તે તેમની પોતાની મીલકત હતી.

સ—દાઉદી વોહરાઓના વીચારો મુજબ વકફ એ બીજા મોહમેદનોમાં હોય છે તેજ.

સ—તેમાં ફરક છે અને તે આ છે. બીજી કોમોમાં વકફનો વહીવટ તે માટે નેમવામાં આવેલા મુતવલીઓ યા ત્રસ્ટીઓ કરે છે જ્યારે

દાઉદી વોહરાના વકફનો વહીવટ એકલા દાઇને હસ્તક છે અને દાઈ જે શખસોને નેમે તેઓ તેનો વહીવટ ચલાવે છે.

સ—લખાણના એ ભાગ વીષે તમે વધુ બોલવા માંગો છો?

જ—એ ભાગપરથી એમ જણાય છે કે અલીએ વકફને લગતી સત્તા એક પછી એ ઇમામને સોપી દીધી હતી.

અત્રે શાક્ષીને ચોક્કસ પુરાવો દેખડવામાં આવ્યો હતો.

કોર્ટ—તમે છેલ્લો વાકય જુવો તે એમ છે કે " કાંઇબી વેચી શકાય નહીં, એ તમને કબુલ છે?

જ—હું તે સાથે મળતો થાઉં છું.

કોર્ટ—દાઉદી વોહરા કોમના વકફનો તે એક ભાગ કહેવાય?

શાક્ષી-હા.

કોર્ટ—હવે આ વકફ મુજબ હાલમાં મુતવલી કોણ છે?

જ—ઇમામ અથવા દાઇ દસ્તાવેજમાં ઇમામનું નામ દીધેલું છે પણ તેમાં ઇમામ અથવા તેના દાઇઓનો અંકુશ એવો સમાવેશ કરેલો છે.

મી૦ બીનીંગ-શાક્ષી જ્યારે એમ કહે છે કે, હું તે વાકય સાથે મળતો થાઉંછું ત્યારે એમ કહીને તેઓ શું કહેવા માગે છે તે વીષે તમો નામદાર તેમને પુછો.

અત્ર એ સવાલ મી૦ બીનીંગેજ પુછ્યો હતો.

શાક્ષી-વાકયમાં જે એમ કહેવામાં આવ્યું છે કે " વેચી શકાય નહીં, માર્ગેજ મુકી શકાય નહીં અને પારસામાં આપી જવાય નહીં તેની સાથે હું મળતો થાઉં છું

સ. તમે એમ કહ્યું કે તમે તેની સાથે મળતા થાવો છો એટલે તેનો અર્થ શું?

જ—હું જે કહેવા માગું છું તે એ કે વેચવામાં નહીં આવે અથવા માર્ગેજ નહી મેલાય એ બરાબર છે પણ ઇમામને જો જરૂર જણાય તો તેઓ વેચી શકે અને તેને બદલે બીજી મીલકત ખરીદીશકે

સ—હવે દાઈની બાબદમાં તમે એમજ કહેવા માગો છો કેની કે દાઇ મીલકત છુટી ટરી શકે નહી? અથવા મારગેજ મુકી શકે નહી.

જ——સઘળો વખત કાંઇ એક સરખો હોતો નથી જો ચોક્કસ વકફમાં એવી ખાસ સરત નાખી હોય કે તે વેચી નહીંજ શકાય તો અલબતાં તે નહીંજ વેચાય

સ——પણ વકફ જો દાઇને કરી આપેલું હોય તો પછીશુંકરો?

જ- દાઇને ગમે તેમ કરે.

અત્રે શાક્ષીને ચોકકસ પુરાવો દેખાડવામાં આવયો હતો.

સ--હું તમોને એટલુંજ પુછવા માગું છું કે દાઇઓને માટે કરેલી ટીકા મુલ્લાંજી સાહેબને લાગુ પડે છે ?

જ--આ સવાલનો જવાબ હું આપું તે અગાઉ અસલ ચોપડી જોવા માગું છું.

અત્રે શાક્ષીને " અઘવદીહા " નામની ચોપડી દેખાડવામાં આવી હતી

શાક્ષી--ત્યાં કરેલી ટીકા દાઈ અને મોમન તેમજ કોઇબી દાઉદી વોહરાને લાગુ પડે છે.

કોર્ટ ( મી૦ બીનીંગને )—તમારો સવાલ એ હતો કે તે દાઇને લાગુ પાડી શકે કે નહીં, અને હવે તેનો જવાબ શું મળ્યો ?

મી૦ બીનીંગ—તેઓ એમ કહે છે કે તે ટીકા મુલ્લાંજી સાહેબ અને કોઇ બી દાઉદી વોહરાને લાગુ પડી શકે.

સ—આ ચોપડી ઇમામના વખતમાં લખાઇ હતી કે ?

જ-તે ઇમામના વખતમાં લખાઇ હતી અને ટીકા પણ તેજ વખતના હેતા.

સ-તમે કહો છો કે ટીકા તમારા સુધાં દરેક દાઉદી વોહરાને લાગુ છે ?

જ-અહી ટીકા દાઇને લાગુ પડતા નથી, કારણ કે તે દિવસનાં દાઇઓ અને લોકો ઇમામનાં અનુયાયીઓ વતા જ્યારે ખરી રીતે જોતાં હમણાં દાઇ ઇમામનાં પ્રતીનીધી છે અને તેથી તે ટીકકા દાઇને લાગુ પડતા નથી.

સ-તે વેળાએ ઘણાં દાઇ હતાં જ્યારે હાલમ એકજ દાઇ છે કે

જ-હા.

સ-"મોસમે બહાર', એ શાની કેતાબ છે ?

જ-તે એક તવારીખ છે. કોમ વચ્ચે તે સ્વીકારાયલી કેતાબ છે, તે શેખ મહમદઅલીએ લખી છે. તે શુદ્ધ તવારીખ છે.

મી૦ બીનીંગ-તમો નામદારને યાદ હશે કે શેખે એકવાર એમ કહ્યું હતું કે આસત્તાવાર કેતાબ છે. પણ પછીથી તેઓએ તે બાબતનો ઇનકાર કર્યો હતો.

કોર્ટ-તે પુરાવો " એ, એમ, પ" છે કે ?

મી૦ બીનીંગ-હા' પાને ૮૨ ઉપર શેખની જબાની.

શાક્ષી-મેં તે અગાડી વાંચી છે. તેમાં ફકત આમીલોને ફરમાનો આપેલાં છે.

સ-તમે પેરેગ્રાફને છેડે જુઓ ત્યાં આ મીલને મનાઇ કીધેલી ચીજ શું છે ? હું જોણવા માગું છું કે મનાઇ કીધેલી ચીજ શું છે.

જ-તેને અર્થ એ છે કે તેઓએ મીલકતનો નાશ કે બરબાદી કરવી નહીં.

મી૦ બીનીંગ-તમો નામદારની નોટસમપાને ૧૦૮ પર લશકરનાં સરદાર વીશેનો વાકય છે.

સ-( સાક્ષીને ) તમે આ વાકય જોયાં છે

જ—હા. તેમના પ્રગટ થયલા ઇમામોન વખતમાં દાઇઓએ કરેલા ફેરફાર વિશે તે છે.

સ-તે વેળાએ પયગમ્બર જીવતા હતા કે ?

જ—નહીં,

સ—હાલના દાઇ બાબે કાંઇ બી ઇશારે નથી તેનું કેમ ?

જ—પાંચમા ઇમામ જેવો પ્રગટ થયલા ઇમામ હતા તેમના વીશે ઇશારો છે.

કોર્ટ-હું જાણુવા માંગુ છું કે આ જબાની કયાં સુધી ચાલશે ? સાક્ષી બે દિવસ લેશે કે કેટલા ? હું કાંઇક ખ્યાલ ધરાવવા માંગું છું

મી૦ બીનીંગ—હું ગુરૂવારે બપોરે સુધીમાં પુરૂ કરીશ.

કોર્ટ—કદાચ કાઉન્સલ વીચાર કરીને કેહેશો કે આ સાક્ષીને કેટલો વખત લાગશે.

કોર્ટ—તમારી પાસે બીજા કેટલા લખાવવાના ભાગ છે ?

મી૦ બીનીંગ—તમો નવા કેહેવામાં છો કે ?

કોર્ટ—હા, આ વાકયો તમે આમીલ ચગળ રજુ નહી કરી શકો ?

મી૦ બીનીંગ—તે મીયાં સાહેબને બોલાવીને તેમની આગળ રજુકરવા કે નહી બાબે હું મારાકુન સાથે મસલહત ચલાવીશ

સ-"સહીફા" નામની ચોપડી ચાલુ પ્રકટ કરવામાં આવે છે કે ? જ—હા.

સ—"સહીફા" તે પહેલાં પ્રગટ કરવાને તારીખ કઇ ?

જ—તે પ્રથમ ૪૭ માં દાઇના વખતમાં પ્રગટ થઇ હતી. નવી

આવરતી તે વખતના દાઈની સત્તા હેઠળ પ્રગટ કરવામાં આવી હતી

સ—હું તમોને સહીફા વીશે પુછવા માગું છું. એક નકલમાં ચાંદાભાઈને "શેઠ" કરી. ને કહેવામાં આવ્યા છે. જ્યારે વધારે અગાઉની નકલમાં તેમને "સઈદી" કહેવામાં આવ્યા છે. જ—હા.

મી૦ બીનીંગ—હું તેમને હવે બીજી ચોપડી દેખાડું છું. જેમાં ચાંદાભાઇનું નામ દેખાતુંજ નથી.

સ—તમે કહી શકશો કે આ ચોપડી કયારે પ્રગટ થઇ હતી?

જ—હાજરી ૧૩૦૦ ત્રા (૧૮૯૨.)

સ—ટીપમાં ચાંદાભાઇનું નામ દેવામાં આવ્યું છે કે નહીં તે અને કહેશો?

જ-તેમનું નામ અહીં દેખ તું નથી.

મી૦ બીનીંગ—હું તે નકલ રજુ કરૂં છું

સ—તમે ટીપમાં કેમ વર્ણન કરો છો?

જ—ઉરસની ટીપ.

કોર્ટ-હું ધારૂં છું કે ઉંરસનું લીસ્ટ આપણે લીલઇયે તો ઠીક ધારૂં છું કે ટાઇટલ પેજપર કાંઇભી નથી,

સ-તમોને તારીખ કયાં મળે છે?

જ—તારીખ ચોપડીને છેડે છે.

મી૦ બીનીંગ-કદાચ આપણે લીસ્ટ રજુ કરીશું.

સ—આ તારીખ અગાઉ તમે સહીફા જોઇ છે કે જેની ચાંદાભાઈનું નામ હોય?

જ—નહી. મેં અગાઉની સહીફા જોઇ છે, પણ મને કોઇમાંભી ચાંદાભાઇનું નામ માલમ પડતું નથી. મેં પેહેલાંની બોલ્યા ચાર કલ જોઇ છે.

અત્રે કેટલાક પુરાવા રજુ કરવામાં આવ્યા હતા.

કોર્ટ—પુરાવા "એ, એલ'ની તારીખ શું છે ?

મી૦ બીનીંગ-તે ૧૩ વરસની વાતપર છે તેઓએ બે આવરૂતી રજુ કરી હતી. એક ૧૩ વરસની વાતપરની અને બીજી ૧૮૯૬ ની. અમે વધારે અગાઉથી નકલ રજુ કરી હતી જેમાં તેમને શેઠ તરીકે વર્ણવવામાં આવ્યા હતા.

મી૦ સ્ત્રેંગ—"એ; એલ" ૧૮૯૬ માં છે.

મી૦ બીનીંગ-અમારો પુરાવો નંબર " ૧૨" ૧૯૦૭ નો છે.

સ-તમે આનો સબબ શું રજુ કરો છો ? એક કેસમાં ચાંદાભાઇને "શેઠ" કહેવામા આવે છે પણ ૧૮૯૬, ની આવરૂતીમા તેમને "સઇદી" કહેવામાં આવે છે.

સાક્ષી—હું અસલ ચોપડી જોવા મંગું છુ.

અત્રે સાક્ષીને ૧૮૯૬ અને ૧૯૦૭ની આવરૂતીઓ દેખાડવામાં આવી હતી.

સાક્ષી હું ધારૂં છું કે લખનારે માનને ખાતર તેમને "સઇદી" કહ્યા હશે.

લટસ—"સઇદી" બોલનો કાઇ ખાસ અર્થ થાય છે કે ?

જ—તે ફકત માનનો શબ્દ છે. "સઇદી" નો અર્થ કોઇની સંજોગે વચ્ચે પીર તો નહી જ થાય.

અત્રે સાક્ષીને પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ-તમે એમા "ખુદા બેહેસ્તમાં તેની પદવી ઉંચે ચહડાવે" એવા શબ્દો તમે જુવો છો ? જ—હા,

સ—શેખે કહયું કે આ શબ્દો "વલી"ની બાબદમાં વાપરી શકાય તે શું ખરૂં છે ?

જ–તે ખરૂં નથી.

સ—ત્યારે "વલી"ની બાબદમાં શું શબ્દ વાપરવામાં આવે છે?

જ—એમ વાપરી શકાય કે 'ખુદા તેની પદવી સઉથી ઉંચા બેહેસ્તમાં ચહડાવે."

સ–એ શબ્દો સર આદમજી પીરભાઇને લાગુ પડી શકે.

જ—હા.

સ—એ શબ્દોની હદ તમે કયાં સુધી ઠરાવો છો?

જ—તે કોઇબી દાઉદી વોહરાના સબંધમાં વાપરી શકાય.

અત્રે સાક્ષીને ચોક્કસ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

મી૦ બીનીંગ–પાને ૮૫ ઉપર નામદાર જડજની નોંધમાં તમે આ વાક્ય જોયો? જ–હા.

સ–એમાં કોણુની કબરો સમાઇ જાય છે?

જ–તેને કોની પયગમ્બરોની, અને સદ્‌ગુણીની.

સ–તમે નેક માણસ કોણને કહો છો

જ—કોઈબી ભલો માણસ.

અત્રે શાક્ષીને વધુ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ–તમે કહી શકશો કે આ તે વખતનાદાઇનું કેહેવું છે કે આ ઇમામના વખતના ઉતારો છે?

શાક્ષી–એ ઉતારો તે વખતનાં દાઇ સામે શેખાહજુ મીયાંને ઉઠાવેલા વાંધાને લાગતો છે.

કોર્ટ–એ વાંધો ઇમામનાં વખતમાં લેવામાં આવ્યો હતો કે?

શાક્ષી–વાંધો ઇમામનાં વખતમાં લેવામાં આવ્યો હતો નહીં. આ શબ્દો શેખ હજુ મીયાંના છે.

સ–હું સમજું છું કે આ ઉતારોમાં સવાલ છે—અને તેની

પાછળ જવાબ આવે છે

જ—પેહેલા તો સવાલ વાંધાનો છે. અને ને બાદ વાંધાનો જવાબ છે. જવાબ એ છે કે તમે જે કાંઇ વાંધો લેઓ છો તે પ્રગટ થયવા ઇમામની બાબદમાં છે અને નહીં કે ગાલેબ ઇમામ.

કોર્ટ—તમે એ પુરાવા તરીકે દાખલ કરવા માગો છો ?

મી૦ બીનીંગ—અમે તેનો તરજુમો દાખલ કરીશું

સ—હું સમજું છું કે, સવાલ એ હજુ મીયાંની તકરાર હતી અને જવાબ જે છે તે દાઇની આગ્નાથી મીયાં સાહેબ મુલ્લાંજીએ આપેલો જવાબ છે. એમજ કની ?

જ—હા, એમજ છે.

સ—હજુમીયાં કોણ હતા ?

જ—સયયદના મહ્યાંદ સહ્યદના પીર ખાનના અમલ દરમ્યાન દાઇની ગાદીના ઉભા થયલા દાવાદારનો જે પંથ સ્થાપવામાં આવ્યો હતો તે હજુમીયાંનો પંથ હતો

અત્રે શાક્ષીને એક લખાણ દેખાડવામાં આવ્યું હતું.

સ—આ લખાણનો અર્થ શું થાય છે સખાવતમાં આપવું જોઇએ અથવા સખાવતમાં એ આપી શકાય ?

જ—તેનો અર્થ " સખાવતમાં આપી શકાય', એવો થાય છે

સ—ઇંગ્રેજી બોલ " ચેરીટી" માટે શુ શબ્દ છે ?

જ—તે અરેબીક બોલ છે અને તે "સાદમાંથીજ નીકળ્યો છે.

કોર્ટ—કાઉનસલ એમ જણાવવા માં છે કે જે શબ્દોનો તરજુમો "ચેરીટી" કરી કરવામાં આવ્યો છે તે અરેબીકમાં શું શબ્દ છે ?

શાક્ષી—એ શબ્દ " યુત સદકો" છે. " શાદક" બોલમાંથીજ નીકળેલો છે.

શાક્ષીને તે બાદ એક કેતાબ દેખાડવામાં આવી હતી. તે "તાવીલ અલદાયન" હતી

શાક્ષી—એ ચોપડી હું જાણું છું.

સ–આ ચોપડી ગુપ્ત જ્ઞાન સંબંધી છે કે ?

જ—હા. એ ગુપ્ત જ્ઞાન બાબે છે. તે જ્ઞાનની બીજી શાખ. તાવીલ છે.

સ—આ લખાણુનો અર્થ શું ?

જ—જ્યારે ઇમામ પ્રગટ થાય તે વખત દરમ્યાન દાઇઓને કાંઇ ખાશ સલાહકારક મતલબસર તે જ્ઞાન બાહર પાડવાની મનાઇ કરવામાં આવે છે તેને લગતું આ લખાણુ છે.

સ—એમા "ઇકલીપસ" (ગ્રહણુ) બાબે ઇસારો કરવામાં આવે છે તે શું છે ? અને અસર કોણુ છે ?

જ—ઇમામ જ્યારે મુશકેલીમાં હોય તે વીશેનોએ ઇશારો છે.

સ–તે વખત કીયો ?

જ—જ્યારે ઈમામ પ્રગટ થાય ત્યારે.

સ—પ્રગટ થયલા ઇમામ કોઇ વાર મુશકેલીમાં આવી પડયા છે કે ?

જ—હા, ૧૧ માં ઇમા... ઇમામ મેહેદીરાજ્યની અને દાવતમાં શાગીરદોની સ્થીતી બેચેન બને ત્યારે.

સ—તમે શું એમ કહેવા માગો છો કે કાંઇ જુલમ ગુજારે છે ?

જ—હા, દાખલા તરીકે જ્યારે લે.કો પરજબરી ગુજારવામાં આવતી હોય ત્યારે.

સ—તમે કહો છો કે " ગ્રહણુ" શબ્દ છે તે ઇમામ મુશકેલી માં આવ્યા હોય તેના વિશે ઇસારો કરે છે ?

જ—હા. તે લખાણુનો અર્થ એવો થાય છે કે જ્યારે ઈનામ પ્રગટ થાય છે ત્યારે દાઇઓને તે ગ્નાન ખુલ્લું કરવાની મનાઇ છે.

સ—અસરની બંદગી શું છે ?

જ—જે બંદગી બપોર પથી પઢવામાં આવે છે, તે દરરોજની બંદગી છે,

સ—ઇનામ પ્રગટ થાય ત્યારે દાઇએ ગ્નાન ખુલ્લુ કરીશકતા નથી એમ તમે કહો છો, તો તે જાહેર કે ગુપ્ત ગ્નાન ?

જ—તે કાંઇ ખાસ જણાવવામાં આવતુ નથી, પણ તે ગુપ્ત ગ્નાનનાં કાયદા કાનુનોને અનુસરીનો હશે

સ—શેખ જણાવે છે કે આ લખાણુનો અર્થ એવો થાય છે કે દાવત કોઇ દીવસે નાબુદ થશે તે શું ખરૂં છે ?

જ—નહીં તે તદન ખોટું છે.

અત્રે મી૦ બીનીંધે શેખની જબાનીમાંથી ચોકકેસ ભાગ વાંચ્યો હતો.

કોર્ટ—હું એમ ધારૂં છું કે શાક્ષીએ એમ કહ્યું હતું કે "નાબુદ થશે એવી અગાહી કરવામા આવી છે."

સ—શું એવા કાંઇ આગાહી જેવું છે કે એવો એક વખત આવી લાગશે કે જ્યારે કોઇ બી દાઇ રહેશે નહીં ?

જ—નહીં, એ કાંપ આગાહી છેજ નહીં

સ—એ લખાણુમાં છેલ્લા શબ્દો જુવો તેનો તરજુમો નીચે મુજબ છે જો કે દાવત નાબુદ થાય અને દીન બંધ પડે. તેનું કેમ ?

જ—લખાણુને છેડે બે શબ્દ છે. એક "મારફુહા" છે અને તેનો તરજુમો ખોટી રીતે "નાબુદ" નો કર્યો છે. પણ તેનો અરથ "ચહડયો છે" એવો થાય છે. તેનો અર્થ થાય છે કે દાવતની

સભા બંધ પડશે.

કોર્ટ—ઇપર ચહડાવવું એટલે 'બંધ કહેવું' નથી થતું.

સ—તેનો અર્થ શું તેનો થાય છે કે

જ—એ લેખોલ તરજુમો "ચહડાવવુ થાય છે.

સ—દાવતની સ્થીતી ત્યારે શું નશે ?

જ—થોડોક વખત કામ ચલાઉ દાવતનું જ્ઞાન ચહડાવવામા આવશે કે જેથી કોઇના હાથમાં આવી શકશે નહીં

સ—એ ૧૧ મા ઇમામની બાબદમાં બન્યું વતું. કોઇ બીજા ઇમામ મુશકેલીમાં આવ્યા હતા કે ?

જ—હા ૧૮ મા અને ૧૬ માં ઇમામ

સ—તેમના વખતમાં મુશકેલી શું હતી

જ—મેં જણાવી તેનીજ મુશકેલી હતી

સ—આ ઇમામો નાબુદ થઇ ગયા છે

જ—તેઓ નાબુદ નથી થયા. ૧૧ મા ઇમામ પણ નાબુદ નથી થયા.

સ—તમે જ્યારે એમ કહો છો કે ૧૧ મા ૧૬ મા અને ૧૮ ઇમામના વખતમાં દાવત બંધ પડી હતી ત્યારે તેમ કહીને તમે તેનો શું અર્થ કરવા માગો છો ?

જ—એટલે કે તે વખતે દાઇઓને ગુપ્ત જ્ઞાન જાહેર કર્યું હતું નહીં.

કોર્ટ—તમે કહ્યું કે રાજ્યને કાઇ થયું પણ તે કયું રાજ્ય ? તે દુન્યવી સરકાર કે દાવત ?

સાક્ષી—બંનેના ભાગમાં મુશકેલી હતી કોઇ વાર તેમ બને છે ખલીફાના વખતમાં તેમ બન્યું હતું તે વખતે દુન્યવી બાબદે બેચેન

હાલતમાં હતી. વળી કોઇવાર દાવતની બાબદોમાં પણ બેચેની ઉભી થતી હતી.

મી૰ બીનીંગ—તમે કહ્યું કે કોમ કાંઇ આહારના સબબથી બેચેન હતી. તે સબબ શું હતો ?

કોર્ટ—હું જાણવા માગું છું કે તેઓ રાજ્ય કરીને કહે છે એટલે શું હીંદુસ્તાનની સરકાર જેવું રાજ્ય કહેવા માગે છે કે ? રાજ્ય એટલે તેઓ શું કહેવા માગે છે ?

મી૰ બીનીંગ-તે વખતના લોકોની હાલત નાસતીકોને લીધે ઘણી બીતરી બની ગઇ હતી.

સાક્ષી —જેમકે આપણી સરકારને પ્રદેશની સરકાર સાથે. લડાઇમાં ઉતરવાથી આપણે મુશકલીમાં આવ્યા હતા અને અપણાને આપણાં સઘળાં કામકાજ બંધ કરવાની ફરજ પડી હતી.

અત્ર સાક્ષીને એક ચોપડી દેખાડવામાં આવી હતી.

સ—પાને ૨૬૩ ઉપર શું છે ?

જ-એમાં ઇમામના વખતના દાઇઓએ ધર્મમાં કરેલા કાંઇ ફેરફારના સંબંધમાં ફર્યાદ કરવામાં આવી છે. તેની પાછળ જે લાઇન આવે છે તેપરથી મારૂં બોલવાનું ખુલ્લુ થાય છે.

કોર્ટ બીજી લાઇન શું છે ?

સીક્ષી—ઇમામોએ એવા દાઇઓ બાબે ફર્યાદ કરી છે.

સ—એવો વખત આવશે કે જે દરમ્યાન ઇમામ કે દાઇ નહીં રહેશે તેવા વખત બાબે ઇસારો છે એશું ખરૂં છે ?

જ-તે ખરૂં નથી,

સ—એપોસ્ટલ કોણ છે ?

જ—અમારા પયગમબર મહમદ

સ—તમારી આગળ જે વાક્ય રજુ થયે છે તે શું પયગમ્બર મહમદે કહેલી વાતને ઉતારો છે ? જ—હા.

કોર્ટ–તેઓએ શું આગાહી કરી હતી કે સાક્ષી–હા.

સ—તે લખાણનો બોલેબોલ અર્થ કરો તમારા કહેવા મુજબ પયગમ્બર મહમદે એવીજ આગાહી કરી હતી કે ની એવો વખત આવશે કે ઇસ્લામમાંથી અથવા તો ધર્મમાંથી કાંઇબી ચીજ રહેવા પામશે નહીં

જ—તેનો અર્થ એમ થાય છે કે ઇસ્લામીઓ ઇસ્લામી મઝહબ ચીત્તતાઇથી પીગશે નહીં, તેમાં કાંઈ ચોક્કસ વખત બાબે ઇસારો કરવામાં આવ્યો નથી.

–કોર્ટ–મારી મુશકેલી એ લખાણ શમજવાની છે, કારણ કે મને એમ લાગે છે કે પયગમ્બર મહમદ એમ બોલ્યા હતા. કે એવો વખત આવશે કે ધર્મની કે બીજી કોઇ ચીજ રહેશે નહીં. હું તે બરાબર સમજી નથી. શક ।.

સાક્ષી–હું તે લખાણનો તરજુમો કરીને કહીશ. ટુંકામાં એવો વખત આવશે કે જ્યારે ઇસલામમાં. ઇસલામનાં નામ સીવાય કાંઇબી રહેશે નહીં અને ધર્મની ખાલી નીશાની સીવાય બીજુ કાંઇ રહેશે નહીં.

કોર્ટ—ઇસ્લામનો ખરેખરો અર્થ શું થાય છે.

સાક્ષી—ઇસ્લામનો ખરેખરો અર્થ દીલોજાનની ખરી તાબેદારીનો થાય છે.

કોર્ટ–તમે એમ કહેવા માગો છો કે ખુદા તરફથી તાબેદારી સાક્ષી–હા.

અત્રે શાક્ષીને "તામીશે શરીઅત" નામની કેતાબ દેખાડવામાં આવી હતી.

સ—એમાં એક જગ્યાએ એવો ઇશારો કરવામાં આવ્યો છે કે એક વખત એવો આવશે કે દાઇ નહીં રહેશે. એ શું ખરૂં છે ?

જ—નહીં, એ ખરૂં નથી.

સ—ત્યારે ખરો અર્થ શું છે ?

સાક્ષી—તમે કીયા ભાગ બાબે ઇસારો કરો છો ?

મા૦ બીનીંગ—હું 'એ, એસ, ક" બાબે ઇસારો કરૂં છું. તમો નામદાર પાસે તરજુમો છે. 'તોફેતો કુલ" નો તરજુમો ચાર વરસની વાત પર કરવામાં આવ્યો હતો અને તેમાં મુલ્લાજી સાહેબને ખુદાના દાઇ તરીકે ગણવામાં આવ્યા છે.

સ—તમે તે લખાણ વાંચ્યું છે ? દાઇ નહીં થશે તે વખત વીશે કે તદન જુદા સંજોગો માટે ઇસારો કરવામાં આવ્યો છતો ?

જ—તે તદન જુદા સંજોગો વીશે ઇસારો કરે છે.

સ—જુદા સંજોગો શું ?

જ એક દાઉદી વોહરો એવી જગ્યાએ હોય કે જ્યાંથી તે દાઇઓ પાસેથી જ્ઞાન મેળવી નહીં શકે તો તેવા સંજોગો વચ્ચે તેણે તે ગામડામાં રહેતા મોમીન મારફતે પોતાના શકોનું નીવારણ કરવું. પણ જો મોમીન નહીં હોય તો પાડોશમાં કોઈ મોમીનની શોધમાં જવું,

સ—તમે વળી તેજ ચોપડીની એક નકલ લેવો. અને તેના શરૂઆતમાં અહીંના જે શબ્દો નથી ની ?

જ—એમાં "મુઆલીમ" બોલ છે. જેને અર્થ જ્ઞાન થાય છે, જ્યારે બીજી નકલમાં "ઇલ્મ" બોલ છે જેનો અર્થ જ્ઞાન થાય છો

મી૦ બીનીંગ—તમો નામદાર જોશો "મોઆલીમ" બોલ મારજીનમાં ખોટો છે મારી ચોપડીના પહેલાં વાકય હું ઘટતો શબ્દ દેખાડવાને રજુ કરીશ.

અત્રે શાક્ષીને ચોકક્સ પુરાવો દેખાડવામાં આવ્યો હતો.

સ—શેખ એમ બોલ્યા કે હકીમ થોડાવખતને માટે દુન્યવી અમલ કરનાર હતા જ્યારે હાલના અમલ કરનાર નીઝામ સરકાર અને મુંબઇ સરકાર છે. અને મુલ્લાંજી સાહેબ નથી. એ શું ખરૂં છે?

જ—એ ખરૂ નથી.

. સ—તેટલા વખતના હકીમ કોણ કહેવાય

જ—તે વખતનાં ઇમામ અથવા દાઇ.

સ—તમો "કઇયુમ" શબ્દ જુવો છો. તેનો ખરે અર્થ શું?

શેખે જણાવ્યું કે તેનો અર્થ મેનેજર કે ટ્રસ્ટી થાય છે. તે શું ખરૂં છે, ?

જ—મેનેજર એ ખરો અર્થ છે, પણ ટ્રસ્ટી નહીં

સ—કોણનાં વખતમાં આ લખાણ કરવામાં આવ્યું હતું?

જ—તે ૧૫ મા ઇમામના વખતમાં લખાવામાં આવી હતી.

કોર્ટ—તમે કહો છો કે મેનેજર એ ખરો જ્યારે ટ્રસ્ટી નથી તો ટ્રસ્ટી માટે શું શબ્દ છે?

દુમાસ્યો—તેજ શબ્દ.

કોર્ટ—"ટ્રસ્ટી"એ બોલવી તમે શું સમજો છો?

શાક્ષી તેને મલતો શબ્દ "અમાન" છે, જેનો અર્થ ટ્રસ્ટી છે.

સ—તમે આ લખાણ જુવો છો, તે કીયા વખત વીશે ઇશારો કરે છે?

જ—ઇમામ જ્યારે પ્રગટ થયા તે વખત વીશે ઇશારો કરે છે

સ—તે પ્રકરણ મોઝીસની તવારીખને લગતું છે?

જ હા.

સ—એમા કીયા વખત વિશે ઇશારો છે?

જ—મોઝીસનાં વખત વિશે.

અત્રે શાક્ષીને ચોક્કસ પુરાવો દેખાડવામા આવ્યો હતો.

મી૦ બીનીંગ આ શાક્ષી તઇયબભાઇએ રજુ કરેલો પત્ર છે, અને તેની પ્રેસ કોપી તમે જોઇ છે કે ?

જ—મેં તે પત્ર જોયો નથી.

સ–તમે તમારા કાકા સઇયદના બદરૂદીન તરફથી એવા પત્ર વીસે સાંભળ્યુ છે ?

જ—નહીં.

સ-તમે એ પત્ર માટે શોધ કરી છે ?

જ–શોધ કરવામાં આવી હતી પણ કાંઇ વળ્યુ હતું નહીં.

સ–તઇબભાઇ ઇસાભાઇ તરફનો તા૦ ૭ મી ડીસેમબર ૧૯૧૭ નાં દીવાનો પત્ર તમે રજુ કરો છો કે ?

જ—હા.

કોર્ટ—મુકદમો લાવવામાં આવ્યો તે પછી કે ની ?

મી૦ બીનીંગ-તેઓએ કંઇ બી કાગલ લખવાનો ઇનકાર કર્યો હતો.

મીસ સ્ટ્રેંગ તે પત્ર પુરવા તરીકે દાખલ કરવામાં આવે તે સામે મને વાંધો નથી પણ તે શું મતલબ સર દાખલ કરવામાં આવે છે ?

મી૦ બીનીંગ–સવાલ દાઇ-ઉલ-મુતલકનો છે. અને તેનો ઇનકાર કરનાર આ એક સાક્ષી છે, અને આ પત્ર એવું દેખાડવા માટે છે ?

શાક્ષી-એ-દાઇ-ઉલ-મુતલકને પત્ર લખ્યો હતો.

કોર્ટ—મી૦ બીનીંગ તમે શું કહેવા માગો છો ?

મી૦ બીનીંગ–હું ફક્ત તેમને માફી વિશે પુછવા માંગુ છું.

મી૦ બીનીંગ ( શાક્ષીને ) તમે આ દસ્તાવેજ દીઠે.છે ? જ-હા.

કોર્ટ—તમે શું એમ કહેવા માંગો છો કે સભામાં તે પર સહી થઇ હતી ?

મી૦ બીનીંગ-હા.

સ—આ શું ખરી વાત છે કે શાક્ષીઇસ્માઇલભાઇએ આ દસ્તાવેજમાં ફેરફાર કર્યા હતા ?

જ—એક જગ્યાએ તેમની સુચનાથી ૩ કે ૫ શબ્દો ઉમેરવામાં આવ્યા હતા. બસ એટલુંજ.

તે શબ્દો આ છે.

" જો એવી ચીજ મારી તરફથી થઈ હતી તો ". તે દસ્તાવેજની વચ્ચે છે એનો આગળ ખરડો હતો નહીં.

સ-શાક્ષીએ તે પર સહી કયાં કરી હતી

જ-તેઓએ બદરી મહાલમાં મારા ઓરડામાં સહી કરી હતી તે વેળાએ આસરે ૩૦૦ જણ હાજર હતા

સ—તમારા ઓરડામાં કેટલાં લોક હતાં ?

જ—આશરે ૭૦ તે બીજા મજલાપર મોટો ઓરડો છે.

સ-તમે સહી કરવા માટે તેમનાપર કાંઇ દબાણ કર્યું હતું કે ?

જ—નહીં.

સ—તમે જ્યાં સુધી જાણો છો ત્યાં સુધી બીજા કોઇ દબાણ મેલ્યું હતું કે. જ-નહીં.

સ-ઇસાભાઇ તમારા સાળા થાય છે તે બાદ કરતાં તમારી કોમમાં અગતના પુરૂષ છે કે

જ—નહીં. તેઓ કાઇ અમારી કામમાં અગતના માણસ નથી.

સ—શાક્ષીએ જણાવ્યું કે દસ્તાવેજ પર એ નીશાંન દેખાતી હતી. તે એ નિશાન શું છે ?

જ—તે શાહીના દાગા છે.

સ—દાબી બાજુએ અસલ લખાણ કોણે કર્યું છે ?

જ—તે ઇસાભાઈએ લખ્યું હતું.

સ—તમે કદી શાક્ષીને છોકરો થવા મા રૂ.૫ નો દંડ કર્યો હતો.

કોર્ટ—તમોને કાંઈ બાબે વાંધો છે એડવોકેટ જનરલ ?

મી૦ સ્ટ્રેંગ મને કાંઇ વાંધો નથી.

મી૦ બીનીંગ—આ સવાલ મેં શાક્ષીપુછયો હતો પણ તેનો તેણે ઇનકાર કર્યો હતો અને તેથીજ હું તો મુલજી સાહેબને પુછું છું

કોર્ટ—ફાકેનસલને હજુર આ સાક્ષીને તપાસતાં કેટલો વાર લાગશે મી૦ બીનીંગ—હવે ૧।। થી વધારે કલાક લઇશ નહિ.

કોર્ટ—એડવોકટ જનરલને ઉલટ પાલટ તપાસ કરતાં કેટલો વાર લાગશે ?

મી૦ સ્ટ્રેંગ—મારે કુરાનમાંના જુદા જુદા લખાણો બાબે ઇસારો કરવો પડશે એ હું કેટલો વખત લઇશ તે બાબે હુ સદંત ચોકસ તો કહી શકુંજ નહીં.

## તા૦ ૧૪ મી અકટેબર.

મી૦ બીનીંગ—મારૂં કુલ બધાજ ઉતારાઓ દાખલ કરવા માંગતા નથી.

મી૦ સ્ટ્રેંગ—મારે ચીઠી દાખલ કરવાની છે. મેં ફોટોગ્રાફ મારા વીદવાન મીત્રને આપ્યો છે.

કોર્ટ—એ શું તમે પુરાવા તરીકે દાખલ કરવા માંગો છો ?

મી૦ સ્ટ્રેંગ—હું ધારૂં છું કે હુ તે અહીં દાખલ કરૂં તો બેહેતર,

અત્ર ચીઠી પુરાવા તરીકે દાખલ કરવામાં આવી હતી.

મી૦ સ્ટ્રેંગ—હવે મને ચોપડીઓં તપાસવા જોઇએ છે.

મી૦ બીનીંગ—દાવતનાં ચોપડાનીં તપાસ

મી૦ સ્ટ્રેંગ—અદરીમહાલનો ચોપડો અને સુરતના ચોપડાનો એ સટ હું તપાસવામાં માંગું છું.

મી બીનીંગ—હું મારા વીદવાન મીત્ર તેમની તપાસ આપીશ

મી૦ સ્ટ્રેંગ—પણ હું શાક્ષીની ઉલલટ પાલટ તપાસ કરૂં તે અગાઉ મને તપાસવા જોઇયે છે,

મી૦ બીનીંગ—અમે આવતી કાલે તપાસ કરવાં દઇશું.

મીં૦ સ્ટ્રેંગ—ગલ્લાના ફંડ બાબે સવાલો પુછવામાં આવ્યા છે અને ચોપડા તપાસવા માંગુ છું.

મી૦ બીનીંગ—એનવી કાંઇબી નથી. હું તમારા વીદવાન મિત્રને આવતી કાલે સહવારે ચોપડા તપાસવાને આપીશ, અને તેઓ અહીં તે સહવારે ૧૦-૩૦ વાગતે માગે છે કે કેમ તે હું જાણતો નથી.

મી૦ સ્ટ્રેંગ—નારીયેલવાડીનાં કબ્રસ્થાન વીશે મી૦ બીનીંગે બે પત્રો રજુ કર્યાં હતાં. તેની આગમચનો પત્ર તહેવાર જાઇએ છે. હું એમ નથી કહેતો કે તે આજેજ રજુ કરવાં. પણ જો આગમચનો કાંઇપી પત્ર વહેવાર હોય તો તે રજુ કરવો.

મી૦ બીનીંગ—અમારી પાસે પત્ર વહેવાર નથી, પણ તેઓ પાસે નકલો હોય તો તે રજુ કરવી.

મી૦ સ્ટ્રેંગ દેખાઇતી રીતે સર આદમજી પીરભાઇનાં માણુસોએ શોધ કરી હતી, પણ તેમને કાંઇબી મળતુ નથી, તેથીજ હું મારા મિત્રને કહું છું કે તેઓ પાસે કાંઈ આગલો પત્ર વહેવાર હોય તો તે રજુ કરવો.

કોર્ટ—પણ કાઉનસલમાંના કોઇબી પાસે તે નથી. એમ તેઓ કબુલ કરે છે

મી૦ સ્ટ્રેંગ—કબરની તપાસના સંબંધમાં મારે કહેવું જોઇએ કે તે કબરની તપાસ એક દાઉદી વોહરો કરે તે બાબે મુશકેલી ઉભી થઇ છે, પણ હું જાણવા માંગુ છુ કે કોઇ સુની ચાંદાભાઇની કબરની

તપાસ લીયે તે સમે તમોને કાંઇ વાંધો છે કે ?

મી૦ બીનીગ–કદાચ શાક્ષીને એ વિષે પુછી શકાય.

કોર્ટ (શાક્ષીને)–પક્ષકારો થોડાક વખતની વાત પર એકમત થયા છે કે ચાંદાભાઇની કબરની તપાસ ન્યાત બાહર નહીં મેલાયલા એવા કોઇ દાઉદી વોહરાઓ કરવી, પણ હવે એડવોકેટ જનરલ એમ કહે છે કે એ તપાસ માટે એવો કોઇ બી દાઉદી વોહરો મળવો મુશકેલ છે અને તેઓ એમ કહે છે જો તમોને વાંધો નહિ હોય તો કોઇ સુની મોહમેદન તેની તપાસ લીયે.

મી૦બીનીંગ–શેખ ફઇઝુલા ભાઇ તેની તપાસ લીયે તો અમોને વાંધો નથી. તેઓ દાઉદી વોહરો છે અને જો કે તેઓ અમારી સાઇડમાં નથી તોબી અમોને વાંધો નથી હું નથી ધાતો કે, નામદાર મુલ્લાંજી સાહેબને તે બાબે વાંધો હોય. તેઓએ તો કબર વિશે જબાની આપી હતી.

મી૦ સ્ટ્રેંગ–પણ હું નહિ ધારતો કે તે ઓ જાય. મુશકેલી એજ છે.

મીં બીનીંગ–શેખને રક્ષણ મળવાની અમેજામીનગીરી આપોશું

મી૦ સ્ટ્રેંગ—ધારે કે આપણે તેનને જવા દેવાને સમજાવી શકીએ તો પછી તેને મદદ કરવાને કોઇ વધારે જવાન માણસ જોઇએ.

મી૦ બીનીંગ–શીરાજુદીન કે પાદરીયા માટે અમોને વાંધો નથી

મી૦ સ્ટ્રેંગ—પાદરીઆને એ બાબેની કંઇબી સમજ નથી, પણ શીરાજુદદીનબી સમજે છે કે કેમ તે હું જાણુતો નથી. સમજી શકે એવો કોઇ બીજો માણસ જોઇયે.

મી૦ બીનીંગ–તમારી તરફના કોઇબી શાક્ષી જાય તે સામે અમોને વાંધો નથી. તમે જોઇયે તો તઇયબભાઇને મોકલો. કે જેઓએ મુલ્લાંજી સાહેબ તરફનો પત્ર રજુ કર્યો હતો તેઓ વળી અરેબીક ભાશા પણ જાણે છે.

કોર્ટ–હા, તેઓએ અરેબીકમાં કાગળ લખ્યો હતો.

મી૦ બીનીંગ—તમો ક્યારે આવશો તે અમોને જણાવજો.

મી૦ સ્ત્રેંગ—તે હું નક્કી કરીને કહીશ.

મી૦ બીનીંગ—તમોને સહવારે ૮ થી ૧૦ વાગતા સુધીમાં જે વખત અનુકુળ લાગે તે તે વખતે આવજો.

મી૦ સ્ત્રેંગ—પણ શેખ સહવારે ઘણાં સકાળેથી આવી શકે એ બનીજ નહીં શકે.

મી૦ બીનીંગ—ત્યારે સાંજે ૫-૩૦ વાગતાપર રાખો.

મી૦ સ્ત્રેંગ—તે ઘણું મોડું કહેવાય ૨ ને ૪ ની વચ્ચે હશે તો ચાલશે.

મી૦ બીનીંગ—તમે એમ તો નહીં કહેવા માંગતા હોવો કે કેસ જ્યારે ચાલતો હોય ત્યારે ?

કોર્ટ—તમે આવતી કાલે સાંજે ૫ વાગતે કાં નહીં તપાસ લેતા ?

મી૦ બીનીંગ—તે અનુકુળ થઈ પડશે.

મી૦ સ્ત્રેંગ—૪-૩૦ અને ૬-૩૦ ની વચ્ચે રાખો..

મી૦ બીનીંગ—તપાસ માટે તેમને બે કલાક શું કામ જોઇએ?

કોર્ટ—૪-૩૦ થી ૬ સુધી રાખો.

મી૦ સ્ત્રેંગ—હા તેમ રાખો.

મી૦ બીનીંગ—છ વાગતે અંધારૂં થાય એમ હું માનું છું.

મી૦ સ્ત્રેંગ—કબરપર એક નાનુ ઢાંકણુ છે, હું તેમની પાસે તે ઉંચકાવા માંગું છું.

મી૦ બીનીંગ—અમોને તે સામે વાંધો નથી. મારા વીદ્વાન મીત્રે જે કાગળ રજુ કર્યો તે અહીં હું રજુ કરવા માંગું છું. એ સર આદમજી પીરભાઇના છોકરાઓને મકાને ગયલું ડેપ્યુટેશન જે ચીઠી મુકી આવ્યું હતું તે છે.

અત્રે તે ચીઠી પુરાવા તરીકે દાખલ કરવામાં આવી હતી.